
ॐ
શ્રી સતપંથ પ્રકાશ
અર્થાત્
શ્રી સદગુરુ પાત્ર બ્રહ્માઇંદ્ર ઈમામશાહ
બાવાએ વર્ણવેલ શ્રી હરિના દશ અવતાર
—: આદ્યપ્રકાશક :—
સતપંથી સૈયદ બાવાસાહેબ અહમદઅલી "ખાકી"
—: પ્રકાશક :—
સતપંથી સાહિત્ય સેવામંડળ વતી
સતપંથી સૈયદ શમ્સદીન બાવા સાહેબ (ખાકી)
મુ. હેમપુર પીરાણા (જિ. અમદાવાદ)
સર્વહક્ક સ્વાધિન
દર્શનલાભ
રૂા. ૨૫—૦૦





For Reference See Pages: 7, 19, 20, 61, 62, 63, 232, 233, 234, 305, 307, 317, 320, 323, 325, 326, 331, 335, 336, 337, 338, 366, 367, 368, 369, 370, 371, 372, 373, 374, 375, 376, 377, 378, 379, 380, 381, 383, 384, 385, 386, 387, 388, 389, 390, 391, 393, 394, 395, 396, 397, 398, 399, 401, 402, 403, 404, 405, 406, 407, 408, 409, 410, 411, 412, 413, 414, 415, 416, 418, 419, 420, 421, 422, 423, 424, 425, 426, 427, 428, 430, 431, 432, 433, 434, 435, 436, 437, 438, 439, 440, 441, 443, 444, 445, 448, 449, 450, 451, 452, 453, 454, 455, 456, 457, 458, 460, 461, 462, 463, 464, 465, 466, 542, 543, 544, 545, 546, 547, 548, 549, 550, 551, 552, 553, 554, 555, 556, 557, 559, 560, 563, 564, 565, 566, 567, 568, 569, 570, 571, 572, 573, 574, 575, 576, 577, 578, 579, 580, 581, 582, 583, 584, 585, 586, 587, 588, 589, 590, 591, 592, 593, 594, 595, 596, 597, 598, 602, 603, 607, 608, 609, 611, 612, 613, 615





ૐ

# શ્રી સત્પંથ પ્રકાશ

અર્થાત્

## શ્રી સદ્‌ગુરૂ પાત્ર બ્રહ્મા ઇંદ્રિ ઈમામશાહ બાવાએ ભાંખેલ શ્રી હરિના દશ અવતાર

આદ્ય લેખક

સ્વ. સત્પંથી સૈયદબાવા સાહેબ અહમદઅલી ("ખાકી")

પ્રકાશક

સત્પંથી સાહિત્ય સેવા મંડળ વતી

સત્પંથી સૈયદ શમ્સદીનબાવા બાવાસાહેબ (ખાકી)

મુ. હેંમપુર પીરાણા (ડી. અમદાવાદ)



દર્શન લાભ

રૂા. ૨૫-૦૦



સંવત ૨૦૩૪
ઈ. સ. ૧૯૭૮

આવૃતિ ૨
પ્રત ૧૦૦૦

## વાંચનાર મહાશયોને વિનંતી

આ પુસ્તકમાં દ્રષ્ટિ દોસે ભુલો રહેલી હોય, અને તેમાંએ અમારી નજરે ના ચડતે એ વિના પણ બીજી ભુલો રહેલી હોય, અને તેમાંએ અમારી નજરે પુન્યના ભાગમાં સામીલ થવું. ભુલો જે જુઓ તે પ્રકાશકને જાણ કરવા મહેરબાની કરશો, જેથી ત્રીજી આવૃત્તિમાં ભુલો રહેવા ના પામે.

## ચેતવણી

આ પુસ્તક જે મહાશયોના કર કમલને દીપાવતું હોય તે સુજ્ઞ-જનોએ આ પુસ્તકને જેમ-તેમ, જ્યાં-ત્યાં મુકી ન દેતા. આ વેદ-વાણીના પુસ્તકને શ્રી પ્રભુ તુલ્ય સમજીને અદબે સાવધાનપણે સાચવી યોગ્ય સ્થાને અદબ સચવાય તેમ મૂકવું.

મુદ્રક :
જયંતીલાલ મણીલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ.


ॐ
श्री विश्वस्वरुपाय नमः
श्री निष्कलंकि नारायण प्रस्नोंस्तु:
આદી સનાતન સતપંથ યુગધર્મના તત્વો સમજવાનો નકશો
પૂર્વ
જુગ્તિ આ યુગની જાણુવિ, આદે અંતની એ રીત,
જે પંથે શ્રી વિષ્ણુ વળ્યા, તે સું દેવું ચિત.
વાટે ને ગાટે જાવું આપણુનેરે
જે ગાટે હોય શ્રી હરિ ગોપાલ.
( શ્રી "ખાકિ" મહારાજ )
( સર્વ હક્ક સ્વાધિન

# અનુક્રમણિકા



# ✻ દિવ્ય પ્રેરણા ✻

આજના કળીકાળમાં તન, મન, ધનથી વિવિધ ક્ષેત્રે, ધર્મની સેવા અને ધર્મના રક્ષણની ફરજ બજાવનાર, શ્રી હરિના આદ્દે અંતના ભક્તજીવોને શ્રી સદ્‌ગોરના આશીર્વાદ અને પ્રેરણા હંમેશાં મળ્યા કરે છે. અને તેમના વડીલોના વારસાગત સદ્‌ગુણો અને ભક્તીભાવથી શુભ કાર્યોનું આયોજન થાય છે. અને શ્રી સદ્‌ગોરની અષીમ કૃપા ત્યાં શાક્ષાતકાર થાય છે.

આવો જ એક ધાર્મિક પ્રસંગ કચ્છમાં, ખેડોઇ મુકામે ચૈત્ર સુદ ૧૪ ને તા. ૩–૪–૭૭ મા યોજાયો હતો, તે શ્રી ભગવાનના દસ અવતારની કથાનું શુભ આયોજન કરનાર ભાવિક ભક્તજીવોના નામ નીચે મુજબ એક યાદગીરી રૂપે અત્રે લેવા જરૂરી છે. કારણ કે, ધાર્મિક સેવા, અને કથાના શુભ કાર્ય ઉપરાંત, એ જ્ઞાન યજ્ઞની પ્રસાદીમાં જે રોકડા રૂપિયાની આવકનો વધારો રહ્યો, તે આશરે રૂ. ૭૦૦૦ અંકે રૂપિયા સાતહજાર આ પુસ્તકની છપામણી વિગેરે ખર્ચ પેટે, એક ધાર્મિક સેવા અર્થે વપરાયા છે. ભાવિક સદ્‌ગૃહસ્થો અને ભક્ત જીવોના નામ નીચે મુજબ છે.

(૧) શ્રી નારણભાઇ શીવજીભાઈ હ. ખીમજીભાઇ નારાયણભાઇ મુ. ગાડુકંપા
(૨) ,, સ્વ. અરજણભાઈ પચાંણ હ. કરસનભાઇ અરજણ મુ. પાલડીનો લાટ
(૩) ,, હિરજીભાઇ શીવજીભાઇ હ. નાંનજીભાઇ હીરજીભાઈ મુ. ગાડુકંપા
(૪) ,, દેવસીભાઇ ખીમજી હ. ધનજીભાઇ તથા પ્રેમજીભાઇ મુ. ગણેશપુરાકંપા
(૫) ,, કરસનભાઈ જેઠાભાઈ હ. કાનજીભાઈ કરસનભાઇ મુ. રાજલી કંપા
(૬) ,, સોમજીભાઈ ખેતાભાઇ હ. કરસનભાઈ સોમજી મુ. પાલડી લાટ
(૭) ,, દેવસીભાઈ કરસનભાઈ હ. દેવરામભાઈ દેવશી મુ. પાલડી લાટ
(૮) ,, કેશરાભાઈ કરસનભાઈ, હ. નારણભાઈ કેશરા મુ. પાલડી લાટ





શ્રી સતપંથ ધર્મના આદ્ય પ્રકાશક

શ્રી સદ્ગુરુ ઈમામશાહ બાવા અને તેમના અનન્ય ભકત શ્રી હાજરબેગ મહારાજ

મુ. હેંમપુર પીરાણા] [સર્વહક્ક સ્વાધિન.







શ્રી સદ્ગોર અશરફશાહ બાવા અને તેમના અનન્ય ભક્ત શ્રી કશુદીવાને (કાશીભાઇ) દિલ્હીના ઔરંગઝેબ બાદશાહની અગ્નિ પરીક્ષા પસાર કરી સત્પંથનો વિજય વાવટો દિલ્હી દરબારમાં ફરકાવ્યો તે સમયનું દૃશ્ય. પછી ઔરંગઝેબ બાદશાહે, શ્રી સદ્ગોર ઇમામશાહ બાવાના રોજામાં ઘીના દીવાની અખંડ જ્યોત પ્રત્યે વાંધો રદ કર્યો અને ૪૮ વીઘા જમીનની સનદ આપી. શ્રી સદ્ગોર ઇમામશાહ બાવાની છઠ્ઠી પેઢીએ શ્રી સદ્ગોર અશરફશાહ બાવા અને તેમની સાતમી પેઢીએ વંશમાં ફક્ત એકજ વારસદાર સત્પંથ સાહિત્યના આદ્ય પ્રકાશક શ્રી "ખાકી" મહારાજ

(૯) ,, અભેભાઈ કાનજીભાઈ હ. રામજીભાઈ અભેભાઈ મુ. ખેડોઈ (કચ્છ)
(૧૦) ,, રત્નાભાઈ હિરજીભાઈ હ. મનજીભાઈ રત્નાભાઈ મુ. તળાવ કંપા
(૧૧) ,, દેવજીભાઈ અબજીભાઈ હ. માવજીભાઈ દેવજીભાઈ મુ. માઢવા કંપા
(૧૨) ,, વસરામભાઈ રત્નાભાઈ હ વાલજીભાઈ વિશ્રામભાઈ મુ. લહેરીપુરા કંપા
(૧૩) ,, પ્રેમજીભાઈ લધાભાઈ હ. હરિભાઈ પ્રેમજીભાઈ મુ. ખેડોઈ (કચ્છ)
(૧૪) ,, ખેતાભાઈ પેથાભાઈ હ. વાલજીભાઈ તથા અરજણભાઈ મુ. કોટડા (કચ્છ)
(૧૫) ,, સ્વ. સવગણભાઈ મેઘજીભાઈ હ. નારાયણભાઈ સીવગણ મુ. ખેડોઇ(કચ્છ)
(૧૬) ,, એક પ્રેમીભાઈ રામભરોસે.

આ કથાના આસણ ઉપરથી શ્રોતાઓને ભક્તિભાવની સરસ્વતિરૂપે જ્ઞાનનું રસપાન કરાવનાર પુરાણી તરીકે શ્રી ધનજીભાઈ નારાયણભાઈ ગાડુકંપા, તથા વ્યાસજી તરીકે ધનજીભાઈ વાલજીભાઇ દેસાઇપુરા અને મદદનીશ વ્યાસજી તરીકે કરસનભાઈ દેવજીભાઈ (વિઠ્ઠલપુરા) અને આચાર્યપદે બીરાજેલા સવગણકાકા તથા આચાર્ય શ્રી જગન્નાથ મહારાજ

શ્રી સદ્ગુરુ ઇમામશાહ બાવા સર્વે સત્પંથી ભાવિક ભક્તોને અને સત્પંથી સમાજને ધર્મની સેવા અર્થે બળ, બુદ્ધિ, અને હિંમત આપે, અને સર્વેને સુખી સતપંથી રાખે અને કમાણીમાં બરકત આપે એ જ શુભ આશીષ.

શુભેચ્છક સત્પંથી,

તા. ૧-૮-૭૮ સોમવાર

લી. સૈયદ શમ્સદીન બાવાસાહેબ,
" બાકી "





## ✠ પ્રકાશકના બે બોલ ✠

સત્પંથ સનાતન વેદીક ધર્મ છે. જેના ઉદયનો સમય કાળ, આ પૃથ્વીની રચના થઇ ત્યારથી વેદ, શાસ્ત્રો, (આકાશ અપુરુષ વાણી)માં વર્ણવવામાં આવ્યો છે. તેનું સંક્ષીપ્ત વર્ણન પૂ. શ્રી "ખાકી" સાહેબે, સત્પંથી યજ્ઞ વિધીની પ્રસ્તાવનામાં આપેલું છે. અને આ પુસ્તકમાં તેના અનુસંધાનમાં વધુ વીગતવાર વર્ણન આવી જાય છે. જેથી સુજ્ઞ વાંચકો તે વાંચીને સમજી લેશે એવી આશા છે.

સદ્ગોર શ્રી ઈમામશાહ બાવાની વાણી, અમૃત વચનો, વેદ આધારે છે, અને હાલના સમયકાળમાં અથર્વ વેદ પ્રધાનપદે છે એ સર્વેને વીદીત છે.

સદ્ગોર શ્રી ઈમામશાહબાવાની વાણીના અમૃત, વચનો હસ્તલેખીત પુસ્તકો-માં સંગ્રાએલા હતા, અને અમો કચ્છની સફરે ગયા ત્યારે, માનકુવાના સત્પંથી મંદિરમાંથી લગભગ ૧૫૦ વર્ષ જુનું હસ્તલેખીત પુસ્તક, તે મંદિરના સત્પંથી મુખી શ્રી ગોવિંદભાઈએ અમોને બતાવેલું. અને તેના કાગળોનું આયુષ્ય, સમય કાળના લીધે પુરૂં થવા આવેલું હોય તેવું લાગતું હતું, અને અક્ષરો ઉપર પરસેવાના ટીંપા પડવાથી અમુક અક્ષરો ઝાંખા પડેલા હતા. જેથી ત્યાના મુખીશ્રી અને સત્પંથી ભાઈઓની લાગણીને માન આપીને અમોએ તે અસલ હસ્ત લેખીત પુસ્તક અમારી સાથે લીધું, અને તેના ઉપરથી આ પુસ્તક છપાવ્યું છે. અને હસ્તલેખીત પુસ્તક શ્રી ગોવિંદભાઇ સીવજી મુખીને પરત કરેલ છે. પ્રથમ આવૃત્તી સને ૧૯૫૬ માં છપાવી હતી, તેમાં જુના જમાનાની પદ્ધતી મુજમ લખાણ સળંગ લીટીઓમાં હતું. પરંતુ તે વાંચવામાં હાલના ભણતર-વાળા યુવાનોને થોડીક મુશ્કેલી પડતી જેથી આ બીજી આવૃત્તીમાં સળંગ લીટીઓને બદલે પદની કડીઓની જેમ લખાણ લીધું છે. જેથી વાચકોને સરળ અને કથાકારોને સુગમ પડશે.

સત્પંથી સુખીઓ, કથાકારો, અને ભાવીક ભક્તો, ને આ પુસ્તકમાં જે [illegible] ત્રુટિયુક અથવા છાપખાનાની અક્ષર ગોઠવણીમાં ક્ષતી જણાય તે અથવા [illegible] સૂચન, સદ્‌ભાવનાથી અમોને લખી મોકલશે તો, ત્રીજી આવૃત્તીમાં તે મુજબ સંતોષકારક ખુલાસો, અને સુધારો વધારો થઈ શકશે. અને અમારા આ નમ્ર પ્રયાસને સર્વે સત્પંથી સમાજ સાથ સહકાર આપી અપનાવશે, અને પોતાનું ગણીને પ્રોત્શાહન આપશે એવી આશા છે.

આ બીજી આવૃત્તી છપાવવામાં શરૂઆતથી લઈને પુસ્તક તૈયાર થઈને બહાર પડયું ત્યાં સુધીની તમામ તન, મન, ધનથી મદદ અને મહેનત કરનાર તથા તેના પ્રુફો સુધારીને પ્રેસમાં ટાઇમિસર પહોંચાડવાની ફરજ બજાવ-નાર સત્પંથી સુખી શ્રી ધનજીભાઈ નારાયણભાઈ તથા નાનજીભાઈ હિરજીભાઈ તથા સુખી દેવજીભાઇ લાલજી તથા પા કરસનભાઇ અરજણભાઇ વીગેરેના અથાગ પરિશ્રમનો બદલો શ્રી સદ્‌ગોર આપે એજ આશીષ.

લી. પ્રકાશક.





## * ઈતિહાસની ટુંક સમજ *

સુજ્ઞ સત્પંથી, મુખીઓ, ભક્તો, સદ્‌ગૃહસ્થો, આપણે કલફો, અને યુગોના સમયકાળથી લઇને, આજ પ્રચલીત સમય કાળના સનાતન ઇતિહાસ પર નજર કરશું તો ખચીત પ્રકાશ મળશે કે, ધર્મ રક્ષણનું કાર્ય કરનાર પ્રથમ નિરાકારથી સાકાર સ્વરૂપે શ્રી હરિએ અનેક પ્રત્યનો કર્યા છે.

" यदा यदाहि धर्मस्य ग्लार्नी भवती भारत ।
अभ्यु स्थान अधर्मस्य तदात्मान सृज्या महम ॥
परित्राणाय साधुना विनासाय दुष्कृताम ।
धर्म संस्थाप नार्थाय संम वामी युगे युगेः ॥

આ સંસારમાં માનવ કલ્યાણ, (મોક્ષ) અને ધર્મ રક્ષણના કુદરતી કાર્યમાં, ઋષિઓ, મુનીઓ, દેવો, દેવીઓ, ગંધર્વો, પેગંબરો, પીરો, સંતોનો મુખ્ય ફાળો છે, અને તે સર્વે આપણા વંદનીય, અને પૂજનીય છે. શ્રી હરિના અવતાર શ્રી હરિવંશમાં જ થયા છે તે વેદ શાસ્ત્રોથી સર્વેને સુવીદીત છે. અને આ પુસ્તકમાં તેનું વર્ણન સવિસ્તર આવે છે. શ્રી સદ્‌ગોર ઇમામ શાહ બાવાએ કહ્યું છે કે :

**જે ચાલે મારી ચાલ, તેને જાણજો મારી આલ.**

યોગવાણી જ્ઞાન, ૪૨

એ શાસ્ત્ર તમને યોગી સદગોરે કહ્યા,
પણ સૃષ્ટિના ગોર અમને જાણો;
સંતોષ વિધિએ સુપાત્ર લઈએ,
કુપાત્રની પુજા કેમ ચિત્તે આણો ?

" નુરે નુર ચલકર, આવે. નુરકુ પીછાનો તો, શાહ પાવે. "

એ નુરના એટલે હરિવંશી કુદરતી તેજના ઝમકારા અવાર નવાર થયા જ કરે છે. અને સમય કાળ મુજબ થતા રહેશે.

કળીયુગના મધ્યભાગમાં શ્રી સદ્ગોર સોહરદીન બાવા, બાર કરોડોના ઉદ્ધાર પછી શ્રી સદ્ગોર કબીરદીન બાવા અને પછી શ્રી સદ્ગોર ઇમામ શાહ બાવાએ ભારતની ભૂમિએ, ગુર્જર પ્રદેશે પ્રયાણ કર્યું અને સત્પંથ ધર્મનો, કુદરતનો માનવ કલ્યાણનો સંદેશો પ્રગટ કર્યો, શ્રી સદ્ગોર ઇમામ શાહ બાવા તેમના અઢાર ભાઈઓમાં સૌથી નાની ઉંમરના હતા, અને કુદરતની કૃપા તેમના વારસામાં આવી, યોગવાણીમાં યોગીઓ સાથેનો શ્રી સદ્ગોરનો સંવાદ વાંચવાથી વધુ વિગત જાણવા મળશે.

શ્રી સદ્ગોર ઇમામ શાહ બાવા પછી શ્રી નરનાથ નરઅલી મહંમદશાહ બાવાને ધર્મના રક્ષક, અને સુકાનીનો વારસો મળ્યો, તેમના સમયકાળ પછી એ વારસો શ્રી અશરફ શાહ બાવા જેમનો રોજો હાલ ધોળકા મુકામે છે. તેમને મળ્યો એને ઔરંગઝેબ બાદશાહના દિલ્હી દરબારમાં જઈને, બાદશાહની અગ્નિ પરિક્ષામાં પાર ઉતર્યા, અગ્નિથી તપાવેલા, લાલચોળ લોખંડના તવા ઉપર ચઢીને પરચો બતાવ્યો, જેથી બાદશાહે તેમને પીરાણાની ૪૮ વીઘા જમીનની પાકી સનદ આપી, જેનો ફોટો હાલમાં, પણ શ્રી ઇમામશાહ બાવાના રોજામાં છે. અને શ્રી સદ્ગોર ઇમામ શાહ બાવાના રોજામાં ઘીના દીવાની અખંડ જ્યોત જલતી રાખવામાં બાદશાહે સંમતી આપી. તે આ કસોટીનું પરિણામ છે. ઔરંગઝેબ બાદશાહ ધર્મ ઝનૂની હોવાથી તેની માન્યતા મુજબ ઘીની જ્યોત રોજામાં રહિ શકે નહિં એટલે તેણે શ્રી અશરફ શાહ બાવાને રૂબરૂ બોલાવીને અગ્નિ પરિક્ષા લીધી હતી. ધર્મના રક્ષકની કસોટી થાય છે અને વેદકાળથી આવી કસોટીઓ થતી આવી છે. અને કુદરતનો જ્યાં વરસો હોય તે ધર્મ રક્ષકો, કસોટીમાંથી પાર ઉતરીને કષ્ઠ વેઠીને, ધર્મનો જય જયકાર બોલાવતા આવ્યા છે. અને કુદરતના વારસાનો સાક્ષાત્કાર પરચો કસોટી કરનારને અને દુનિયાને બતાવતા આવ્યા છે. વેદકાળથી તમે જોશો તો આવા અનેક દૃષ્ટાંતો તમને જોવા મળશે જેથી સુજ્ઞ વાંચકોને વધુ લખવાની જરૂર નથી.

હવે આપણે આપણી સંસ્થાના વર્તમાનકાળના બનાવોની ઉપર નજર નાખીએ તો જણાશે કે સને ૧૯૩૧ માં દિવાની મુકદમો નં. ૧૯૮ અમદાવાદના ફર્સ્ટકલાસ સબ્બ જજસાહેબની કોર્ટમાં ચાલેલો તેનું કારણ, ટુંકમાં એવું છે

કે, અમુક સાદા તો આપણી સંસ્થાને વકફમાં લઈ ગયા હતા, એટલે કે મુસલમાની ધર્માદા સંસ્થા તરીકે નોંધાવી હતી, અને તેના વહિવટકર્તા તરીકે, ખટપટીયા સાદાતોની ટોળકીએ ચાર વરસ વહિવટ કરેલો તે સમયકાળમાં કચ્છના ઘરડેરા આગેવાનોમાં સ્વ. હિરજી પટેલ અને સ્વ. જસા પટેલ હતા.

તે સમય કાળમાં ભણતર ઓછું અને ધર્મ પ્રત્યે પુરતું જ્ઞાન નહિં એવો સમાજ હતો, અને કાયદાનું અજ્ઞાન હોવાથી ભોળા અને શ્રદ્ધાળુ ઘરડેરાઓને સાદાતની ટોળકીએ ગમેતેમ સમજાવી ભુલાવ્યા, અને વિશ્વાશમાં લીધા હતા. પરંતુ જ્યારે તેમને સત્ય હકીકતનું જ્ઞાન થયું ત્યારે તેમની આંખો ઉઘડી હતી.

સ્વ. શ્રી બાવા સાહેબ "ખાકી"ના માર્ગદર્શન અને સાથ સહકાર અને પ્રેરણાથી સ્વ. શ્રી મુખી કાનજી રત્ના તથા સ્વ. શ્રી પેથા રામજી તથા મુખી શ્રી ગોવિંદ મેઘજી હાલ મેઘપુરાવાળાએ તથા સુરતના સ્વ. શ્રી નાથા નરોત્તમે અપીલ કરીને અને સાત વર્ષ કોર્ટમાં કેસ ચાલ્યો તેથી સ્વ. કાકાશ્રી લક્ષ્મણ કરમશીની ડાયરીમાં અમુક રકમ દાન પેટે હતી તેને હક્ક બાબત સાબીત કરવા દલીલ થએલી, પરંતુ સામેથી સમાજ તરફથી દલીલ હતી કે આ અંગત ડાયરી છે, તેને સંસ્થાના હિત સાથે કોઇ સંબંધ નથી.

જેથી એ બાબત કોર્ટના નિર્ણય પર છોડવામાં આવે તો હક્ક બાબતમાં જોખમ હતું, જેથી સાદાત ટોળકી વીગેરેએ ઘરડેરાઓને ફરીથી સમજાવ્યા ને સમાધાનનું હુકમનામું થયું. પરંતુ તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે, આપણી સંસ્થા સતપંથી સાર્વજનીક સંસ્થા છે. અને વકફમાં નથી.

એ સમય કાળમાં સત્પંથનો વિજય વાવટો સ્વ. શ્રી " ખાકી " સાહેબે કોર્ટમાં ફરકાવ્યો અને ધર્મના રક્ષણની ફરજ બજાવી હતી, અને સત્પંથી સમાજનો વિજય થયો. અને આજના આધુનિક યુગમાં ઉપયોગી થાય છે, તે સતપંથી સાહિત્યનું સર્જન કર્યું.

એ સમયે શ્રી "ખાકી" સાહેબની સામાજીક રીતે કપરી કસોટીઓ થએલી હાલની વર્તમાન તકરારો કેટલીક ભુલોના લીધે અને ગેરસમજને લીધે ચાલે છે તે ઇચ્છનીય નથી.

હવે વર્તમાન સામાજીક બાબતો ઉપર નજર નાખીશું તો જણાશે કે સત્પંથી ભાઈઓને અમુક જુથ તરફથી સામાજીક કનડગત થાય છે. જેવા કે લગ્ન પ્રસંગ, મરણ પ્રસંગ, વીગેરે અને અમુક માસીકોમાં લેખો લખીને સત્પંથીઓને સમાજમાંથી ઉતારી પાડવાના પ્રયત્નો થએલા પરંતુ શ્રી સદ્‌ગોર ઈમામશાહ બાવાની કૃપાથી સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયા છે. અને સત્પંથી સાહિત્ય સેવા મંડળ એ બાબતમાં સદા જાગૃત છે. અને જાગૃત રહેશે. અને ધર્મના રક્ષણની ફરજ વિવિધ પ્રકારે શ્રી સદ્‌ગોર ઈમામશાહ બાવાની પ્રેરણા મુજબ હમેશાં બજાવશે.

હાલના સમયકાળમાં પોતપોતાની રીતે ધર્મની સેવા કરતા અને ભક્તી ભાવનો રસ લગાડતા સર્વે સત્પંથી જ્ઞાનીજનોને હમો નમ્રતા પૂર્વક અત્રે યાદ અપાવીએ છીએ કે, આ સમય કાળના ઝડપી વહેતા પ્રવાહમાં બાળ-બચ્ચાંને શિક્ષણ આપવાની એગત્યતા છે. તેના માટે આપણા સમાજે સામાજીક વાડીઓ બોડીંગો અને છાત્રાલયો માટે પૂરો પરિશ્રમ ઉઠાવ્યો છે. અને તે સફળ થશે અને તે જરૂરી છે. પણ આપણે જે સત્પંથી સમાજનાબ હેનો તથા ભાઇઓને પોતાના પૂર્વજો :તરફથી જે ધાર્મિક સંસ્કારો મળતા રહ્યાં છે. અને પવિત્રતા જળવાઈ રહી છે, તે સદાને માટે ધાર્મિક શિક્ષણ જરૂરી છે. અને તેના સાધન રૂપે ધર્મનું મુખ પત્ર શ્રી સદ્‌ગોરની વાણી પ્રગટ કરવાનાં સાધનરૂપે સતપંથ સાહિત્ય ખાસ જરૂરી છે. તેને સુદ્ધ પ્રગટ કરવા અને કેટલાક હસ્ત લેખીત સતપંથનો ઇતિહાસ તથા મુળબંધ અને બીજા અનેક શાસ્ત્રો છપાવવા બાકી છે તે છપાવવા જરૂરી છે, તેમાં આપણા સત્પંથી પ્રેમી જનો લક્ષ આપે અને અગત્યતા પ્રમાણે તન, મન અને ધનનો સહકાર આપે તો છપાવવા બાકી પડેલ સાહિત્ય અને ખુટતું સાહિત્ય સમય સર તૈયાર કરાવી શકીએ અને સસ્તુ મેળવી શકીએ. આવા દરેક પવિત્ર ધાર્મિક સેવા કાર્યમાં સાથ આપવા અને પોતાના કુળધર્મની રક્ષા કરવાં સૌને શ્રી નિષ્કલંકી નારાયણ બળ બુદ્ધિ અને હિંમત આપો એજ સદભાવના સાથે સૌને સાહે જીન્દા.

લી. સત્પંથીઓના દાસોનોદાસ
સત્પંથી મુખી
**ધનજીભાઇ નારણભાઇ**
મુ. ગાડુકમ્પા તા. ખેડબ્રહ્મા



# સ્તુતિ

ॐ જય જગદીશ હરે, પ્રભુ જય જગદીશ. હરે,
ભક્ત જનો ના સંકટ, ક્ષણમે દુર કરે. (ॐ) ટેક૦ ૧

જો ધારે ફળ પાવે, દુઃખ વીનશે મનકા,
સ્વામી દુઃખ વીનશે મનકા,
સુખ સંપતિ ઘર આવે, કષ્ટ મીટે તિનકા. (ॐ) ૨

માત પીતા તુમ મેરે, સરણ ગૃહું મેં કીસીકા,
તુમ વીના ઓર ન દુજા, આસ કરૂં જીસીકી. (ॐ) ૩

તુમ પુરણ પરમાત્મા, તુમ અંતર યામી સ્વામી,
પરીબ્રહ્મ પરમેશ્વર, તુમ સબકે સ્વામી. (ॐ) ૪

તુમ કરૂણાકે સાગર, તુમ પાલનકર્તા સ્વામી,
મેં મુર્ખ અજ્ઞાની કીર્પા કરો ભરથાર. (ॐ) ૫

તુમ હૈ એક અગમ અગોચર, સબકે પ્રાંણ પતી સ્વામી,
કીસ વીધીમેં લુંદયાં, મૈં તુમશે કુમતી. (ॐ) ૬

દીનબંધુ દુઃખહરતા, તુમ રક્ષક મેરા સ્વામી,
કરૂણા હસ્ત બઢાવો, અપને હસ્ત ઉઠાવો,
સરણ પડું મેં તેરા. (ॐ) ૭

વીસય વીકાર મીટાવો, પાપ હરો દેવા, સ્વામી
શ્રદ્ધા ભક્તિ વધારો, સંતનકી સેવા. (ॐ) ૮



સંપૂર્ણ



સદ્ગોર શ્રી ઈમામશાહ બાવા તથા શ્રી હાજરજોગ કુવારકા ક્ષેત્ર, હેમપુર પીરાણા.

# શ્રી નિષ્કલંકી નારાયણની આરતી

જયદેવ જયદેવ જય સદગુરૂ સ્વામી,
પ્રભુ જય સદગુરૂ સ્વામી,
આરતી કીજે શ્રી નિષ્કંલકી દેવની,અક્ષય પદપામી.(જયદેવ.)

૧ પ્રથમ શ્રી મચ્છા અવતાર, માર્યો શંખાસુર પાપી,
ચારે વેદની વાણી, ગુરૂ બ્રહ્માને આપી, (જયદેવ.)

૨ બીજે શ્રી કુર્મ અવતાર, પર્વત પીઠ ઉપર ધર્યાં,
સાત સમુદ્ર મંથન કરીને, ચૌદ રત્ન કાઢયાં; (જયદેવ.)

૩ ત્રીજે શ્રી વેરાહ અવતાર, માર્યો મોરધ્વજ પાપી,
દાઢે ગ્રહી લઈઆવ્યા, વેરાહ. અવનિ ઉર સ્થાપી.(જયદેવ.)

૪ ચોથે શ્રી નરસિંહ અવતાર, માર્યો હરણા કંશ ભુપે,
નખે વધારી માર્યો લઈ નરસિંહ રૂપે. (જયદેવ.)

૫ પાંચમે મહાબલી રાય, દેખી સુરીનર દેવો કંપ્યા.
શ્રી વામન રૂપ ધરીને, બળી પતાળે ચાંપ્યા, (જયદેવ.)

૬ છઠે શ્રી ફરસુરામ અવતાર, ફરશી હાથોમાં લીધી,
સહસ્ત્ર અર્જુનને મારી પૃથ્વી નક્ષત્રી કીધી. (જયદેવ.)

૭ સાતમે શ્રી રાંમ અવતાર, આનંદ કૌશલ્યામા પામી,
દશમુખ રાવણ ને માર્યો સીતાના સ્વામી. (જયદેવ.)

૮ આઠમે શ્રી કૃષ્ણ અવતાર, ગોવિંદે ગોકુળ ગૌચારિ,
માંમા કંશને માર્યો, ગોવર્ધન ધારી. (જયદેવ.)

૯ નવમે બુદ્ધા અવતાર, ભાર પૃથ્વી પર વધ્યો,
ધ્યાંન ધરી ધરણી ધર બેઠા, યોગ યુગત સાધ્યો. (જયદેવ.)

૧૦ દશમે શ્રી નિષ્કલંકી અવતાર, પૃથ્વી નિષ્કલંકી કરશે,
નિષ્કલંક રૂપ ધરીને હરી સુધ સેવકની લેશે. (જયદેવ.)

૧૧ દશ અવતારનિ આરતી, જે કોઇ ભાવે ગાશે,
આરતી બોલ્યા સદગુરૂ બ્રહ્મા મોક્ષગતી થાશે. (જયદેવ.)



સંપૂર્ણ



## પ્રાર્થના

गुरूर्ब्रह्मा गुरूविष्णु र्गुरूर्देवो महेश्वरा,
गुरूःसाक्षात्परं ब्रह्म तस्मै श्रीगुरुवे नमः.

तमेव माता च, पिता तमेव,
तमेव बंधु च सखा तमेव,

तमेव विद्या च द्रविणम तमेव,
तमेव मम देवि देवाय.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानं अधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥

ગીતામાં કહ્યું છે કે હે અર્જુન ! પૃથ્વી પર જ્યારે જ્યારે ધર્મની અધોગતિ થાય છે ત્યારે ધર્મ ફરી સ્થાપવા તથા પૃથ્વીનો ભાર ઓછો કરવા હું યુગે યુગે અવતાર લઉં છું.

सर्वं धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वं पापेभ्यो मोक्षयिष्यामि माशुच ॥६६॥

સર્વ ધર્મોને ત્યાગીને એક મારૂં શરણુ પકડ. હું તને સર્વ પાપથી છોડાવીશ, તું શોક ન કર.

भ० अ० १८. मं० ६६

પહેલો મત્સ્ય અવતાર

भूतलातल मध्यस्थो हत्वा तु शंखासुरः ।
उद्धृता येन वै बेदास्तस्मै मस्त्यात्मने नमः ॥ ॥ १ ॥

જે પરમાત્માએ ભૂતળ અને અતળની વચમાં રહીને શંખાશુર નામના દૈત્યોનો નાશ કરીને વેદોનો ઉદ્ધાર કર્યો હતો, તે મત્સ્ય રૂપને હું નમસ્કાર કરૂં છું.

અવતાર બીજો, કુર્મ અવતાર

ससागरवनां विश्रुतसप्त द्विपां वसुंधराम् ।
यो धारयति पृष्ठेन तस्मै कूर्मात्मने नमः ॥ ॥ २ ॥

જે પોતાની પીઠ ઉપર સમુદ્રો અને વનો સહિત સાત દ્વીપ વાળી પૃથ્વીને ધારણ કરે છે અને મધુકીટક દૈત્યોનો સંહાર કર્યો. તે કૂર્મરૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

અવતાર ત્રીજો, વરાહ અવતાર

एकार्णवे हि मग्नां गां वाराहं रुपमास्थितः ।
उद्धार महीं योऽसौ तस्मै कोडात्मने नमः ॥ ॥ ३ ॥

જેમણે વરાહ રૂપ લઇને એકાકાર થએલા મહાસાગરમાં ડુબી ગયેલી પૃથ્વીને બહાર કાઢી હતી અને મોર ધ્વજ દૈત્યનો સંહાર કર્યો હતો. તે વરાહ રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

અવતાર ચોથો નરસિંહ અવતાર

नारसिंह वपुः कृत्वा यस्त्रैलोक्य भयंकरम् ।
हिरण्यकशिपु जघ्ने तस्मै सिंहात्मने नमः ॥ ॥ ४ ॥

જેમણે ત્રણે લોકને ભય આપનારૂં એવું નરસિંહરૂપ ધારણ કરીને હિરણ્યકશ્યપનો નાશ કર્યો હતો, તે નરસિંહ અવતારને હું નમસ્કાર કરૂં છું.

અવતાર પાંચમો વામન અવતાર

वामनं रुपमास्थाय बलिं संयम्य मायया ।
इमे क्रांतास्त्रयो लोकास्तस्मै क्रांतात्मने यमः ॥ ॥ ५ ॥

જેમણે વાંમન રૂપ ધારણ કરી માયા વડે બળિ દૈત્યને વશ કરીને ત્રણે લોકને ત્રણ પગલાથી ભરી લીધા હતા તે વામન અવતારને હું નમસ્કાર કરૂં છું.

અવતાર છઠ્ઠો ફરશુરાંમ અવતાર

जमदग्नि सुतो भूत्वा रामः परशुधग्विभुः ।
सहस्त्रार्जुनहतैव तस्मै उग्रात्मने नमः ॥ ॥ ६ ॥

જે પરમાત્માંએ જમદગ્નિના પુત્ર ફરશુરાંમ હાથમાં ફરશી ધારણ કરીને સહસ્ત્રાર્જુન દૈત્યનો નાશ કર્યો હતો, તે ઉગ્ર મૂર્તિરૂપ ફરશુરાંમ અવતારને હું નમસ્કાર કરૂં છું.

સાતમો શ્રીરાંમ અવતાર

रामो दाशरथिर्भुत्वा पौलस्त्य कुल नंदनम् ।
जघान रावणं संख्ये तस्मै क्षत्रात्मने नमः ॥ ॥ ७ ॥

જેમણે દશરથના પુત્ર શ્રીરાંમચંદ્ર રૂપે થઇને પુલસ્ત્ય કુળમાં જન્મેલા રાવણનો યુદ્ધમાં આખા કુળ સહિત નાશ કર્યો હતો તે ક્ષત્રિય રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

આઠમો શ્રીકૃષ્ણાવતાર

वसुदेवसुतः श्रीमान्वासुदेवो जगत्पतिः ।
जहार वसुधात्मारं तस्मै कृष्णात्मने नमः ॥ ॥ ८ ॥

જગતપતિ એવા શ્રીમાન વાસુદેવે, વસુદેવના પુત્ર થઈ પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો, અને કંસ દૈત્યનો નાશ કર્યો તે પરમાત્માના કૃષ્ણાવતારને હું નમસ્કાર કરૂં છું.

નવમો બુદ્ધાવતાર

बुद्धरुपं समास्थाय सर्व रुपं परायणः ।
मोहयन्सर्व भूतानि तस्मै मोहात्मने नमः ॥ ॥ ९ ॥

સર્વરૂપ પરાયણ એવા જે પરમાત્માએ બુદ્ધનું રૂપ ધારણ કરીને સર્વ પ્રાણીઓને મોહિત કર્યા હતા અને દુર્યોધન દૈત્યનો સંહાર કર્યો તે પરમાત્માં ભગવાન બુદ્ધ અવતારને હું નમસ્કાર કરૂ છું.

દશમો નિષ્કલંક અવતાર

हनिष्यति कलेरंते म्लेच्छांस्तुरगवाहनः ।
धर्म संस्थापनार्थाय तस्मै कल्क्यात्मने नमः ॥ ॥ १० ॥

ધર્મની થએલી ગ્લાનિ પછી, ધર્મને પાછો સ્થાપન કરવા માટે કળીયુગને અંતે સ્વેત ઘોડા ઉપર ચડીને કાળીંગા દૈત્ય અને અધર્મીઓનો નાશ કરશે તે કલ્કિ રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.



## સ્તુતિ

પદ વંદન કરૂ ગુરૂ દેવનાં, જે સકળ ગુણ ચતુર સુજાણુ,
પુરણ બ્રહ્મ દૃષ્ટે કરે, અચળ પુરૂષ પુરાણે. ૧

પૂજન કરૂ એ ગુરૂ પદનું, જેથી ચૌદે લોક પુંજાયે,
શેશ બ્રહ્મા શક્તિ મળી, ગુણ ગુરૂજીના ગાયે. ૨

કૃપા હોય જો એ ગુરૂદેવની, તો ટળે ચોરાસીના તાપ,
જે જન્મ મર્ણની આપદા, છૂટે આપો આપ. ૩



## ॐ શ્રી સદગોર બ્રહ્મા વાંચા શ્રી પ્રભુની સ્તુતી

શ્રી પર્માતમા પુરણ ।। સદા વંદુ સદ ગુરૂ ઇસ,
સમરૂં ગણપતી શારદા ।। જીભ્યાયે વસો અહોનીસ. ૧

શ્રી પરમાત્મા વ્યાપી રહ્યા, સ્થાવર જંગમ જાણુ,
આપ લીલા કારણે, રૂપધર્યા બહુ જાત. ૨

વંદના કરવા યોગ છે, નીંદા કરવી નહી,
નીંદા કરે તે જીવતો પડે ચોર્યાશી માંહી. ૩

પ્રથમ ઇસ્ટ કરીને માંનતા, પાછળ નીંદે જેહ,
વ્યાપક વિશ્નુ કોપથી, ફરે ચોર્યાશી તેહ. ૪

એક દેશી ભજે અજ્ઞાનથી, અવર માનતા જેહ,
જ્ઞાન થયે વ્યાપક લહે, કરે ન નીંદા તેહ, ૫

# સ્તુતિ

* રાગ ચોપાઈ *

વ્યાપક શ્રી હરિ બ્રહ્મા સદા એક જાણો,
ચરાચર એકના ભેદ પરમાણો. ૧
ભેદ ન જાણેથી નીંદા થાય,
હૃદય મલીન થાયને બહુજ ભટકાયે. ૨
કાંમ ક્રોધ મોહ મચ્છર જેહ,
નીંદા ગારાને વળી વ્યાપે છે તેહ. ૩
કાંમક્રોધ બહુ લોભ પસારો,
નીંદા કર્યાથી થાય વધારો. ૪
ગીતા વાયક સોળમાં જેહ,
અસુરી લક્ષણ ના થાયે તેહ. ૫
નીંદા કરે હૃદય ભ્રષ્ટ થાય,
સાધુ લક્ષણ નવ રહે કાંયે. ૬
કરૂણા મિત્રના મોહીતા સાર,
સંત લક્ષણ રહે નહી લગાર. ૭
સંત લક્ષણ વરણવ્યા જેહ,
ગીતા ભાગવતમાં ભાંખ્યું છે તેહ. ૮
કપટ પ્રપંચ નીંદા ને ઇર્ષા જેહ,
દુષ્ટનાં લક્ષણ વરણવ્યાં તેહ. ૯
લક્ષણવંતા સદા સંત સેવું,
નીંદા રહિત સંતના વારણા લેહું. ૧૦
જે થાન ધાવીને થયા પુષ્ટ,
તેને તે વળી નીંદે તે મહા દુષ્ટ. ૧૧

મોટા ના એ લક્ષણ ન હોય,
પંથ ચલાવવા ના લક્ષણ જોયે. ૧૨

નીરા પક્ષી સંત થયા નર જેહ,
નામ વરણુવીને કેસુ તેહ. ૧૩

આદી સનાતન દત્તાત્રય જેહ,
વીવેકી જન તો વંદે છે તેહ. ૧૪

ગોરખ નાથ થયા છે આગે,
અદ્યાપી તેની કીરપા માગે. ૧૫

વ્યાસ વસિષ્ટ સનકા દીક શોયે,
વિવેકી જનને તો વંદવા જોયે. ૧૬

શંકરા ચાર્ય થયા છે આગે,
અદ્યાપી સંત તેની કીર્પા માગે. ૧૭

ગુરૂ નાંનક થયા છે અદ્યાપી,
આગે અદ્યાપી તેની વંદના નવ ત્યાગે. ૧૮

દાદુ દયાળ આદે પ્રગટ નહી આજે,
નિસ્ચળ દાસના શા કર્યા છે કાજે. ૧૯

એમ વિવેકી સંત થયા જેહ,
પૂર્વે વરધ ગુરૂને વંદે છે તેહ. ૨૦

શ્રી હરી ગીતામાં વંદના જોય,
અઢાર અધ્યાય નર સેવાની વંદના હોય. ૨૧

પૂર્વે ઇષ્ટિ કરીને માંનતા જેહ,
વિવેકી જનતો વંદે છે તેહ. ૨૨

પ્રથમ એક દેશી માનતા જેહ,
જ્ઞાન થયે વ્યાપક માને છે તેહ. ૨૩

નિંદા ગારા ને નહી પુરણ જ્ઞાંન,
પંથ ચલાવવા નું અંતર અભીમાન. ૨૪
અભીમાની પ્રપંચી નર જેહ,
આચાર જ્ઞાંન ન પામે સોય. ૨૫
દગ્ધ જ્ઞાની સાસ્ત્રે વરણુવ્યા જેહ,
મુગ્ત નહી થાયે નહી સંદેહ. ૨૬
ત્રિવિધિ તાપ અંતરથી નવ ટળે,
તે હેત કરીને સંતને નવ મળે. ૨૭
રખે મારા શીષ્યને ફેરવે એહ,
અંતર ચિન્તા મટે નહી તેહ. ૨૮
માટે સર્વની પોતે નિંદા કરે,
સીસ્યને બોધે અને ગુરૂ પણું ધરે. ૨૯
ઉપર ત્યાગ અંતર રહે રાગ,
જ્ઞાન કરવાનો તેને ન રહે જાગ. ૩૦
અક્રોધ્ર વૈરાગ જીતે ઈંદ્રીય સતમ,
ક્ષમા દયા સર્વે જન પરી આતંમ. ૩૧
નીર્લોભ દાતા ભયા શોક જ્ઞાની,
જ્ઞાન સચીદાનંદન લક્ષણી ત્યાગી. ૩૨
જ્ઞાન લક્ષણ વિચારી જોય,
અજ્ઞાને અથડાશો નહિ કોય. ૩૩
જ્ઞાની તો નીરા પક્ષી હોય,
મારા તારા ન નીંદે કોય. ૩૪
નીજ આત્માનો કરાવે જ લક્ષ,
સરણે આવે તેનો કરે એજ પક્ષ. ૩૫

જેથી એ અક્ષર શીખ્યા હોય,
ગુરૂ રૂપ તેને માને સોય. ૩૬
સર્વે વ્યાપક પુરણ શ્યામ,
નથી કોઇ નીંદવા કેરો ઠામ. ૩૭
પ્રથમ ઇસ્ટ માંની નીંદા કરે,
તે કહો ભવ સાગર કેમ તરે. ૩૮

દોહરો

વંદના કરવા યોગ છે, નીંદા કરવી નહિ,
જ્ઞાન વિચારી દેખીયે, પુર્ણ વ્યાપક સાંહી. ❀ ૧
સાહેબ કે દરબાર મે, રજબ રાહ અનેક,
ભાવે જાવો ચૌદુ દિશા, આદે આખર એક. ૨
શમજ્યાને શેરી ગણી, અણુ સમજુ કુધોખા,
રાંમ રહીમ દો એક હૈ, કહો ચાવલ કે ચોખા. ૩
મક્કા માહી દુવારીકા, દુવારીકા મક્કા માંહી,
રાંમ ખુદા કે બીચમે, કાંઈ દો ભેદતો નહીં. ૪
હિન્દુ કી હદ છોડદો, તજો તુર્કિકી રાહ,
શ્યામ સુદીર શાહેબ ચીનીયા, ઓ હૈ રાંમ અલ્લાહ. ૫

સંપૂર્ણ



# ॐ શ્રી સદ્દગોર બ્રહ્મા વાંચા

## * શ્રી મંગલા ચરણ મોટું *

શ્રી મંગળા ચરણુની જુગતાઈ સુણીયે, તે પ્રમાણે કરજોરે;
તેની વિધિ રે સૌ જન સાંભળોજી. ૧

દેવ સભાના આદર માંડો, જ્યાં જ્ઞાન ગોસ્ટી થાય રે;
તે જગ્યાએ સૌને વેલા આવવુંજી. ૨

દેવ સામગ્રી તૈયાર કરાવી, પાક પવીત્ર થઈને રે;
તેને મુરતબો મળશે અતી ઘણોજી. ૩

ધ્યાન ધરી સૌ સ્મરણ કરતાં, દેવ જમતી વેળારે;
તે વેળામાં આવે તેને મુશ્કેલી અતી ગણીજી. ૪

સૌના ધ્યાન સીદ ચુકાવો, તમે વેલા કાના આવો રે
જો વેલા આવો તો વાલ્ના હરજી તણાજી. ૫

વળી બીજી ગત બેસે ત્યાં, જ્યાં જ્ઞાન ગોસ્ટી થાયે રે;
તે જગ્યાયે જુગતે કરીને ચાલીયેજી. ૬

પ્રથમ તો પાથરણાં કરીયે, દીપક જોત સમારી રે;
વ્યાસ આસનની ગાદી માંડીયેજી. ૭

દીપક પુરાંણી બેસવા જેટલું, આસન રૂડું રચાવો રે;
ગાદી તકીયા બાજોઠ લાવી પાથરોજી. ૮

પ્રથમ પુજા પુરાણુની કરવી, ચંદન પુષ્પ અરચોરે;
પછી પુજા કરજો પુરાણી તણીજી. ૯

સ્થીર રહીને સર્વે સુણીયે, એક ચીંતે ત્યાંયે રે,
વ્યાસ આશણ થી વેગળા રહીને સુણીયેજી. ૧૦
બ્રહ્મ કીરપાથી વેદ વાણી, વિષ્ણુ હરિ રસ જ્ઞાન રે,
પ્રથમ શીખામણ મંગળાચરણની ભણોજી. ૧૧
હદ રાખીને સર્વે સમરણ કરવું; એક અક્ષર ન વીસરો રે,
જો નીંદ્રા લાવશો તો નિશ્ચય ડુબશોજી. ૧૨
એક ચીંતે નિશ્ચળ મને,
જે જ્ઞાન સુણે રે, કોટી કર્મ તેના તોડશે જી. ૧૩
અનંત કોટી યજ્ઞ કર્યા; અનેક કોટી દીધાં દાન રે,
જે દ્રઢ ભક્તિ સાંભળ્યાનું ફળ એટલુંજી. ૧૪
આજ ફલંતર જુગમાં ફળ ગણાં છે;ઉંચ વેદ વાણી સારરે,
જેનું ભાગ્ય હશે તે ફળ સાંભળેજી. ૧૫
અહોકલ્પવૃક્ષ કંથા અનોપમ; જે સાંભળે તે પાવન થાયે રે,
નહીં સાંભળે તે નિશ્ચે ડુબશેજી. ૧૬
તમો કારણ તો પેદા કીધા; ચીત અને વિચાર રે,
ચીતેથી વાચા; બીજુ સાંભળોજી. ૧૭
વૃદ્ધ જોબન ધનવંત હોયે; કદાપી હોએ ધન હીણા રે,
જે વ્યાસ આસને બેસીને કથા કહેજી. ૧૮
તેને નેક પુરાણી જાણો, ઉંચ નીચ કુળ ન જોશો રે,
જો જોશો તો બળદેવની પેઠે હત્યા બેસસેજી. ૧૯
અઠ્ઠાશી હજાર ઋષિવર વચ્ચે, દ્વાપર યુગની વારેરે;
કથા કહેતા તે તો શુદ્ર હતાજી. ૨૦
તે જગ્યાએ બળદેવ આવ્યા, મનમાં એવું સમજ્યા રે;
પુરાણ કહેવાનો અધીકાર તેને નથીજી. ૨૧

અહો કાલે ત્યાં શું થયું, આવી દુર્મતી ત્યાંયે રે;
પુરાણીનું શીશ છેદયું તે જગ્યાએજી. ૨૨

પુરાણી તો બ્રહ્મજ્ઞાની, તેથી બ્રહ્મ કહેવાયે રે,
તેની હત્યા બેઠી બળદેવનેજી. ૨૩

સર્વે ઋષી કહે આ શું કીધું, એ તો વીપરીત વાત રે;
પુરાણી તો પાછો કેને થાપીયેજી. ૨૪

તેના સુતને વ્યાસ આસને, બેસાડયો છે ત્યાયે રે;
સુતક પુરાણી તેનું નામ ધર્યુંજી. ૨૫

કથા રસ પાઠ કહેવા કરતાં,જેવી કામધેનું ગાયે રે;
તે તો સર્વેને પોષણ કરે :તેવી રીતેજી. ૨૬

તેવી સુરતા શ્રવણ સુણી, હરીરસ અમૃત મેવો રે;
સુપાત્ર થઈને સર્વે સાંભળોજી. ૨૭

હરી રસ તો હાથ ન આવે, હૃદયમાં ન સમાવે રે;
તો દ્વાર બંધ કરીને વાતે વેરાઈ જતાજી. ૨૮

તે દુનિયાને પગે ખુંદાયે, ઉંધું અવળું થાયે રે;
તો તેના કર્મનો છેડો કયાંય જડતો નથીજી. ૨૯

તે માટે તો સમજી સેવો, મનની કલ્પાંત કાઢો રે;
નહીં તો બળદેવની પેઠે હત્યા બેસસેજી. ૩૦

બળદેવજી તો:અરજ કરે ને,સર્વે ઋષીને ત્યાંયે રે;
તો હમારી હત્યાનો અનુગ્રહ કીજીયેજી. ૩૧

ત્યારે પૃથ્વી ઢુંઢણે કહાડયા, તીર્થ કરવા કાજ રે;
ત્યારે કૃષ્ણજીએ કારજ કર્યું પાંડવ તણુંજી. ૩૨

દહીત ગુણ દુર્યોધન કેરો, તેની પડખે રહેતા રે,
તો બ્રહ્મ હત્યાનું બાનું શીર આવી પડયુંજી. ૩૩

માટે સમજી સેવી ચાલો, સતની ઓળે રહીયે રે;
તો અસત્યની આંચ અતી ગણીજી. ૩૪
આ કથા રસ કહે છે તેથી, પુરાંણી પરમાણો રે,
તેના અવગુણ કહેશો તો નિશ્ચે નરકે જાશોજી. ૩૫
પાંચ ગુરૂ ગુણ સંસારમાં રે; તેમાં સદ્દગુરૂ સહુથી શ્રેષ્ટ રે,
તો ત્રણેનો અધીકાર વ્યાસ વાંણી કરે તેનેજી. ૩૬
અજ્ઞાનિ તેથી નિર્મળ થાયે; જ્ઞાન દીપક પ્રકાશ રે,
લક્ષ ચોરાશી ફેરા સદ્દગુરૂથી મટેજી. ૩૭
જ્ઞાન થકી તો ગુણને પામો; ત્રીગુણ તેને જાણો રે,
જે ત્રણ ગુણ જાણે તે તરી ગયાજી. ૩૮
બ્રહ્મપાટે જે કોઈ બેસે, અને બ્રહ્મપાટ રચે જેહ રે,
તે વળી વ્યાસ પુરાણી થઇજી. ૩૯
જો મન નિર્મળ હશે તો ફળ લેશે દેવ પ્રગટ દેખો રે,
ત્યારે દેવ જમાડવાનો લાભ અતી ગણોજી. ૪૦
તમારાં મન નિર્મળ હશે તો; સામાનાં નિર્મળ થાય રે,
તમો મળે સામાનો મેલ ન ઉતરેજી. ૪૧
તેના પાપ તમારા શીર આવે, પુરાણી તમે સુણજોરે,
માટે દેવ ધારીને પુરાણી બેસો નિર્મળ થઇજી. ૪૨
નિર્મળ થઇને પુરાણ વાંચે; ત્યાં નિર્મળ સુરતી થાજો રે,
તો પાસ પુરાણીનો બેસસેજી. ૪૩
દેવ સભાની વેળા જયારે; નવ કરવો ઉચ્ચાર રે,
સંસારની વાતો લાવીને સૌ દોડતાજી. ૪૪
જીભ્યા જીભો તે ટુંકી થાશે; સવા લાખની માંહે રે,
તે જગ્યાયે જીભો ચોટે તાળવેજી. ૪૫

દેવ સર્વે કલોલ કરે છે; અને ગપ્પી જુઠી મરશે રે,
તે દિવસે સદ્દગોરની સાથે કેમ બોલશોજી. ૪૬
વ્યાસ તણી ગાદીયે બેસે; તે તો તમે સમજો રે,
મોટો અધીપતી આવે તોય ન ઉઠવુંજી. ૪૭
ઉઠયાનું પાપ જ મોટું, તેના ત્યાં ગુના આવે રે;
આવતાનો આદર અભીમાની રહ્યોજી. ૪૮
તેના પાપનો છેડો ન આવે, તમે સૌના મનશીદ ડગાવોરે,
મોડા આવ્યામાં તમોને લાભ શો મળેજી. ૪૯
અધીર્ કથાએ ઉઠી જશો, આપ સ્વાર્થ કાજે રે;
આપ સ્વાર્થે અધુરી કથામાં આવતાજી. ૫૦
તેના ફળતો કેટલા જાણો; મનમાં સમજી ચાલો રે,
રૂડા અવસર વેળાએ નારીને પુત્ર મરે જી. ૫૧
વળી કર્મનો પાર ન આવે, અધુરે અધુરૂં થાય રે,
માટે દેવ જુગતે કથામાં વેલા આવવું જી. ૫૨
દેવ કારજ કરવાને અર્થે, જે કાંમનું માણસ હોયે રે,
તેને રજા હોય અમતણીજી. ૫૩
બે જણને ઉઠવું નહીં, દેવ ધારીને પુરાંણી રે,
વધાઈ કરીને આસીશ બોલીને ઉઠવુંજી. ૫૪
દેવ કથાની બે જગ્યાએ, હદ પ્રમાણે બેસોરે,
દેવ ગાદીથી રહો વેગળાજી. ૫૫
વ્યાસ આસનની ગાદી પુરાણી તણી, તેની ગાદી જેહ રે,
તેની ગાદીને અડકીને ન બેસવુંજી. ૫૬
લાંબા પગ જે કોઈ કરશે, તેને મુસ્કેલ જાણો રે,
સોટા સાગના થઈને વનમાં અવતરે જી. ૫૭

કથા કહેવાનો ઠામ હશે જેહ, દેવ કેરૂં ધામ રે,
અવર ધામે ન કહેવી કુવેશેજી. ૫૮
ઉંચા બેસી જે કોઈ સાંભળશે, તેતો દંભીક સરખો જે હરે,
પાછા ફરીને વ્યાસ કાગ અવતરેજી. ૫૯
વીષ રાખીને જે કોઇ સુણશે, તે વીખધારો ભુત થાયે રે,
અંતે તે તો સાપ થઈને અવતરેજી. ૬૦
કથા વેળા સુવે આસનવાળી, મહા પાપી કહેવાયે રે;
અજગર થઇને તે તો રવડતો ફરે. ૬૧
સરખે આસને જે કોઇ બેસે, ને સુણે વાણી બ્રહ્મ રે;
તેને ગુરુ પત્નિ ગવન જેટલું પાપ બેસશેજી. ૬૨
કરશે નિંદા વેદ વાણીની, વેદ કેરી હાંસી રે,
તે સાત યોની સ્વાન અવતરેજી. ૬૩
એ કથા નેક નહી થર રહેશે, તે ભટકતા નહી ભરાયે રે,
તે વીષ્ટા ભરખે ને વાયો વાયો કરેજી. ૬૪
કથા કહેતી વેળા જ્યારે, મરમ વચન બોલે રે,
તે ગર્ધવ થઇને ભાર વહી મરેજી. ૬૫
પાવન કથા પરિબ્રહ્મની, જે વેણ બ્રહ્મવાણી નહી સુણે રે,
તે નરકે પડી ને ફરી શ્વાન થઈને અવતરેજી. ૬૬
તેના વીગનના દુઃખ ભોગવીને, વળી અવતરે ભુંડ રે,
એ દુઃખ શાને શીર ધરિ લ્યો છો ચતુર થઇજી. ૬૭
શ્રી વીશ્નું કથાની હદે રહીને, સાંભળજો સૌ જન રે,
ત્યારે તો કારજ થાશે તમ તણાજી. ૬૮
કથા કહેતાં વીઘન કરે છે, વચ્ચે આવી ત્યાંયે રે;
તે કુક્કર થઈને પેટે વીસ્ટા ભરખેજી. ૬૯

પ્રેમે કથા જે કોઈ પ્રેમે વાંચે, તે પ્રેમે જે કોઈ શુણે રે;
તેનો વાસો થશે બ્રહ્મ લોક માંજી. ૭૦

હદે રહીને મંગળા ચરણની, કર જોડી સર્વે જનરે;
આદરથી આરાધો સર્વે દેવનેજી. ૭૧

આદર કરીને હેતે તેડો, હદ સરવે પાળો આજરે;
આદના નાથનું સમરણ કરીને તમોજી. ૭૨

જે ગુરૂની સેવા કરીયે, તેને પ્રથમ નમીયેરે;
જે સ્વામીને સેવે તેને પાય પડવુંજી. ૭૩

હાજર વિષ્ણું આગેવાન થઇને, જ્યાં સંભારો ત્યાં આવેરે;
દેવ સર્વે ને તેડી આવી પહોંચ્યાજી. ૭૪

શીવ બ્રહ્મા શક્તિ કહીયે, દેવ તે ત્રીસ કરોડ રે;
સર્વે દેવના અધિપતિ થઈને ઈંદ્ર આવતાજી. ૭૫

સવા અઠ્ઠાસી ઋષિવર સાથે, દેવ મુનીવર સર્વે રે;
સાત સાહેર તીર્થ સર્વે આવતાંજી. ૭૬

નવશોને નવ્વાણું, નદીઓ, તીર્થ સર્વે સાથ રે;
ગંગા યમુના સર્વે આગેવાન થઇને આવતાજી. ૭૭

દેવ ચારે યુગ સંગાતે, દશે દીગપાળ જેહ રે;
ઉપવેદ અધીપતી થઇને આવતાજી. ૭૮

સુરીનર મુનીવર ગુણીને ગંધર્વ, જાંખા મેઘાં કે નર દેવતારે;
તે પણ કલફના છે દેવતાજી. ૭૯

પાંચ સાત નવ બાર કહીયે, રૂખમાગત અમરીશ સાથરે;
ધ્રુવજી ને પ્રહલાદ સતયુગ તણાજી. ૮૦

અમર લોક કમર લોક કહીયે, હરીશ્ચંદ્ર ને રોહીદાસ રે;
તારા દેની સાથે સતીયું આવેજી. ૮૧

અક્રૂર ઓધવ વીદુર સુદામા, સુતદેવ પાંચે ભાઈ રે;
યુધિષ્ઠિર અર્જુન ભીમ કુંન્તા તણાજી. ૮૨
તે પાંચે તો કેવા કહીયે, ગોર સહદેવ આગેવાન રે;
એ ચારે યુગના આગેવાન દેવતાજી. ૮૩
અનંત કરોડ આજના રે, તેજે આગેવાન રે;
કમળા કુંવર છે તેના અધીપતીજી. ૮૪
કલંતર યુગના તે તો આગેવાન, જ્યાં ગોસ્ટી દેવની થાયરે;
કમળા કુંવર વરજા સતી બે સરદાર થાસેજી. ૮૫
આજ કલંતર યુગના મારા યારો, તમો નોતરે નાથને મનાવોરે;
તમો શોભા રાખો હમતણી તો હદ પાળોજી. ૮૬
મંગળા ચરણ પ્રથમ ભણવું, જ્યાં જ્ઞાનગોસ્ટી થાયે રે;
એ શીખામણે ચાલો ધર્મી માયરાજી. ૮૭
ત્યારે નુર તમારાને મારા ફળશે, પરીબ્રહ્મ પાસે બેસોરે;
ત્યારે તમારાં દુઃખ થાશે વેગળાંજી. ૮૮
બોલ્યા રે બળવંતા બેલી, બાકરશાહ નરનાથ રે;
માટે ચેતી સમજીને ચાલો ધર્મી મહેરાજી. ૮૯

મંગળા ચરણ મોટું સંપૂર્ણ





ॐ શ્રી સદ્દગોર બ્રહ્મા વાંચા સત્ય છે

ॐ શ્રી મંગળા ચરણ નાંનું

॥ નમોરે નારાયણ સ્વામી ॥

શ્રી નિષ્કલંકી નર રૂપે રે,
નિરીજંન વિષ્ણું બ્રહ્મા રૂદ્ર સહીજી. ૧
અગમ માયા આદ્યશક્તિ, આદ સરૂપેરે;
તેને બ્રહ્મ કળાએ નિરીજન વરણવેજી. ૨
જેણે જાલ્યુ ખાડું હાથે, જુલાહી ફિકાર રે;
ત્યારે ત્રણ ભવનના નાથ કહાવિયાજી. ૩
લાખ સવારે રાજા મારી, કીધા છે પ્રકાશ રે;
ત્યારે જાપ જપાવ્યો અર્થવેદનોજી. ૪
સર્વ સૃષ્ટિ જેણે સર્જી, મનવેગે જોતા રે;
એક પલક કુદરત ખેલમાંજી. ૫
અનંત સ્વરૂપ જેણે ધર્યાં, તે બ્રહ્મા પાર ન જાણે રે;
તે વેદની ગમ નીત નીત ભણે જી. ૬
જેના પાર ન શંકર જાણે, ધ્યાન સમાધી આવે રે;
તે અગમ મુરતને આદે નમોજી. ૭
સર્વે રચના જેણે કીધી, ત્રીલોકી સંસાર રે;
તે કર્તા પુરૂષ નારાયણને નમોજી. ૮
કરણ મધે રૂપ અલૌકીક, સતગુરી સ્વરૂપે રે;
સુરીનર મુનીવરને ગંધર્વ તારીયાજી. ૯

દશે સ્વરૂપે જેણે તાર્યા, જે ચતુર કલફ મોઝાર રે;
જાંખા મેગાં કેનર દેવતાજી. ૧૦
પ્રથમ મચ્છા રૂપે ધરિને, સંખાસુર સંહાર્યો રે;
લાવી બ્રહ્માને વેદ આપીયાજી. ૧૧
બીજે કુર્મ રૂપ ધરીને, મથીયો સાગરધોળી રે;
મધુ કેટકને મારીને રતન લાવીયાજી. ૧૨
ત્રીજે વહેરા રૂપ ધરીને, મોર દાણવને માર્યો રે;
રસાતાળ જતાં રાખી મેદનીજી. ૧૩
ચોથે નરસિંહ નરહર રૂપે હરણા કંસને માર્યો રે;
પ્રહલાદ ને ઉગાર્યો તે નરને નમોજી. ૧૪
પાંચમે શ્રી વામન રૂપે બળી દૈતને જીત્યારે;
વહેરાટ રૂપ ધરીને પાતાળે ચાંપીયોજી. ૧૫
છઠે રૂપે ફરસુરામે તાત વચન પાળ્યા રે;
માતાક્ષત્રી સહસ્ત્રા અર્જુનને માર્યોજી. ૧૬
સાતમે શ્રી રામરૂપે માતા તાતને વચને રે,
વન વસીને રાવણ માર્યો લંકા પતીજી. ૧૭
આઠમે રૂપે નંદ વહાલા, કૃષ્ણ કેશવ કીરતાર રે;
મથુરામાં જઈ ને માર્યો કંસનેજી. ૧૮
નવમે રૂપે બુદ્ધા ધારી, દુર્યોધનને માર્યો રે;
યજ્ઞ કરાવી પાંડવ તારીયાજી. ૧૯
દશમે શ્રી નિષ્કલંક રૂપે; અથર્વ વેદે આવ્યા રે;
અકળ કળાયે શ્રી અલી રાજા ખેલીયાજી. ૨૦
ભણે સુણે રે મનુષ્ય ભાવે,લીધેલા દશે અવતાર રે,
એક અક્ષરે ફળશે તીર્થ કોટીનુજી. ૨૧
ભણે રે નીરીંજન સ્વામી, શ્રી ઈમામશાહ સદગુરૂ સારરે,
ગ્રંથ આરંભ જ્ઞાન મંગળાજી. ૨૨

સંપૂર્ણ



## * પ્રત્યક્ષ પાત્રને પારખીને *

પ્રત્યક્ષ પાત્રને પરખીને, પ્રેમે પુજો ને પાય,
ચૌદ ભવનનો છે એ ધણી, પ્રગટ છે જગમાંય. ટેક.

પ્રગટ રૂપે રે આવીયા, રમતારમતા રાંમ,
માણુસ રૂપે રે યુગે યુગે, આપે પુર્ણ કામ. પ્રત્યક્ષ ૧

ભક્ત કારણુ હરી આવીયા, આપે ધરી અવતાર,
દૈત દાનવને સંહારવા, કરવા સાધુની સહાય. પ્રત્યક્ષ ૨

કુડ કપટને ટાળવા, પાખંડી જે યુગમાંય,
નિર્મળ કરવા પૃથ્વી, આવ્યા ત્રિભોવનરાય. પ્રત્યક્ષ ૩

જેને યોગી જગમાં જોતા ફરે,
વનવન ફરે ઉદાસ, દર્શન સ્વપ્ને પામે નહી,
નીત્ય કરે યોગ અભ્યાસ. પ્રત્યક્ષ ૪

પ્રગટ યુગેયુગ આવીયા, સુનો નહી રે સંસાર,
રચના રચીને વાસો વસ્યા, આપે યુગ રે કીરતાર. પ્રત્યક્ષ ૫

માળી વીના વાડી નહી, પ્રાણુ વીના નહી દેહ,
જીવણુ પાંખીયે યુગ નહી, મનમાં વિચારોને તેહ. પ્રત્યક્ષ ૬

માળી હશે તો વાડી હશે, પુરણુ લીલા રે લહેર,
ચોખા કરીને જાળવે, મનમાં આણીને મહેર. પ્રત્યક્ષ ૭

માળી વાડી જ્યારે સિંચશે, વનફળ નીત નવા થાય,
સદ્દગોર હશે ત્યારે નીપજે, ધર્મ નવા નિપજાય. પ્રત્યક્ષ ૮
જેણે ગોપી કેરા રે મહી લુટીયાં, માંખણ કેરા રે ચોર,
દશેરે અવતારે જાહેર છે, મારગ પ્રોકારે પ્રોક. પ્રત્યક્ષ ૯
આજ કળવારે અવતર્યા, હરી દશમા અવતાર,
સહસ્ર દ્વીપેથી આવીયા, જાહેર જાંબુદ્વીપ મોઝાર. પ્રત્યક્ષ ૧૦
તેને જાણીને તમે ઓળખો, જોઈને સેવો દેદાર,
હરતા ફરતાને બોલતા, રૂપે મદન ગોપાળ. પ્રત્યક્ષ ૧૧
ક્ષેમમાં ક્ષેત્ર કુંવારીકા, સાબરમતી રે તીર,
તાપી ને રેવા મહીકૈયે, કાવેરી યાદગરી જેહ. પ્રત્યક્ષ ૧૨
વેદવતી ત્યાં અવતર્યા, પરગટજોજોને તેહ,
ગંગા જમુનાને સરસ્વતી, ત્યાંથી દક્ષિણ દીશાય. પ્રત્યક્ષ ૧૩
સાબ્રમતીના તીરમાં, છે હરી આવ્યી વેશ,
ઈમામ સમસતબ્રેજ એમ ભણે, સુણો મુનિવરોભાઇ. પ્રત્યક્ષ ૧૪
જ્ઞાન અમીરસ બોલીયા, શોધીલો વીરાભ્રાઈ,
પરગટ પાત્રને પરખીને, પ્રેમે પૂજોને ધાય. પ્રત્યક્ષ ૧૫

## સંપૂર્ણ

શ્રી સદ્દગુરૂ દેવકી જય
શ્રી સતપંથ સનાતન ધર્મ કી જય
શ્રી નિષ્કલંકિ નારાયણ ભગવાન કી જય
ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

—o—




## સતપંથ નામ સાથી

આકાશ અપુરૂષ વાણી, વેદો કીતાબને અખંડીત સત્ય નીષ્ટાએ ભાષા કે સ્થળાદી ભેદો વીના, પ્રાચીન સમયના ભેદોને અર્વાચીન સમયાનુકુળ વર્ણવેલને પ્રધાન પદે રાખી એક સરખી મનાય છે. અપુરૂષ આકાશ વાણીનો બોધ કરવા આવનાર ધ્યેય પુરૂષો બાર કળાવાળાઓ અખંડીત સત્ય નીષ્ટાએ પુરા પ્રેમે કુળજ્ઞાતી વર્ણ ભાષા દેષાદી ભેદ વિના એક સરખા પણ વર્તમાન પબ્લીક પુરૂષ પ્રધાન પદે ધારી મનાય છે. આદ પુરૂષથી અખંડીત સત્યતાએ ત્રણે કાળમાં પ્રચરેલ પ્રણાલીકા સોળ કળાવાનને ભેદાભેદના ભવાડામાં પડયા વીના વેદાદી બોળી એકજ સરખી રીતે જુગજુગના વ્રતના અનુસાર માનેલ પુજેલ ધારેલને જ મનાય છે.

## નિષ્કલંકી નારાયણની જય જય જય

સર્વ દેશના સતપંથી સંપ્રદાયના મુખીઓ ભગતો મુસાફરો જ્ઞાનીજનો ! સતપંથ શું ધર્મ છે. તે આપણને જાણવું જોઈએ. આદ નીરંજન નીરાકારને નીર્ગુણને પ્રેમ પ્રગટ થતાં જગત રચવા ઈચ્છા થઈ જેથી પ્રથમ મનોવ્રતીથી સુગુણ જગત રચવાનો નકસો કર્યો નીરગુણ પોતે જ નીરથી ખીર ખીરથી ફીણ ફીણથી ઈંડ ઈંડથી પંડ આ પંડના પુરૂષનું નામ આદ નારાયણ, હવે નિરંજન નીરાકારે ખાસ પોતે આદ નારાયણ સાકાર નામ ધરાવ્યું, નીર્ગુણમાંથી સગુણ થયા, સગુણ તે જ આદ નારાયણ નીરાકાર. નીરાકારમાંથી સાકાર આદ નારાયણ થયા, આદ નારાયણને પ્રેમ પ્રગટતાં નીગુણમાંથી જે મનોવરતીથી સુગુણ જગતનો નકશો કરેલ તે સુગુણથી છે. પોતાના શરીરમાંથી ચાર દેવ ઉત્પન્ન કર્યા.

(૧) મસ્તકથી મહાદેવ તમો ગુણી (૨) હૈયેથી વિષ્ણુ સત્વ ગુણી (૩) નાભીથી બ્રહ્મા રજો ગુણી (૪) જાંગ સ્થળેથી શક્તિ માયા ગુણી. આ ચાર

દેવ આદ નારાયણના અંગમાંથી ઉત્પન્ન થયા. ઉપરના નીરંજન નીરાકાર નીગુણથી સુગુણ સાકાર, આદ નારાયણ, આદ નારાયણથી સાકાર ચાર દેવ ઉત્પન્ન થયા. તેમાં આદ બ્રહ્માથી સર્વ પ્રકાશ થયો, તે સમયનો કાળ તથા પ્રકાશની હકીકત. વેદોની ઉતપતી, સર્વે સતપંથી શાસ્ત્રોમાંના યજ્ઞ વીધી પુસ્તકની પ્રસ્તાવનાના પાને ૭ થી ૧૦ પાને ચારદેવની આયુષ્ય કાળની હકીકત સર્વે લખેલ છે, જેથી આ સ્થળે આપતો નથી. વેદોની ઉતપતી પણ લખેલ છે. આયુષ્ય કાળ પણ લખેલ છે. તે સતપંથના સદગોરોએ જ વર્ણવેલ છે. બાકી તો આ જગતના કાળની ઘણુના જગતના દેવ, દાનવ ઋષિમુનિ, બ્રહ્મા, પીર પેગંબર, દેવી-દેવતા, કોઈપણ સ્પષ્ટ કહી ગયા નથી.

હવે આદ નારાયણ તથા ચાર ચતુર દેવને પ્રેમ પ્રગટતાં, સાકાર જગત રચી દીધો તે જગતમાં રમતા રમતા છેવટના ચાર કલફમાં આવ્યા, તેમાં પેલા કલફ જાયલામાં રમીને બીજા ફાયલા કલફમાં આવ્યા, ફાયલા કલફમાં રમી રમી ત્રીજા અરજલા કલફમાં આવ્યા, આ કલફમાંના પાછળના ભાગમાં આ પૃથ્વીના રાજા અમરીષ ઘણા સત્યવાદી હોવાથી, અમરીષ રાજાને સત વિચાર સુજવાથી, દરેક દરેક મનુષ્ય ઉપર લખ ચોરાસી ફેરો છે એવું અમરીષ રાજાને સુજવાથી, અમરીષ રાજાએ વીચાર કર્યો ને પોતાના વીચારમાં અમરીષ રાજાને સુજ્યું, કે મારે માથે લખ ચોરાસીનો બોજો છે. તેમાંથી આ મનુષ્ય દેહ મને મળેલો છે, તેથી મનુષ્ય દેહથી જ લખ ચોરાસી છુટવાની બારી છે, માટે હું પૃથ્વીનો રાજા છું. જેથી વેદોક્ત યજ્ઞ કરી યજ્ઞમાં આદ નારાયણ તથા ચતુર દેવ તથા અન્ય તેત્રીશ કરોડ દેવને યજ્ઞમાં બોલાવીને આદ નારાયણ તથા ચારે દેવો પાસેથી મોક્ષ ગતીનો વર માંગી લઉં, જેથી લખ ચોરાસીથી મુગત થાઉં, આવા કારણના લીધે અમરીષ રાજાએ યજ્ઞ આરંભ્યો તેમાં સર્વ દેવો આદ નારાયણ તથા વિષ્ણુ નારાયણ તથા મહાદેવ તથા શકતી અને બ્રહ્માજી વગેરેના કુટુંબોને બોલાવીને યજ્ઞ આરંભ્યો.

યજ્ઞ વેદોક્ત વીદ્વાનો હસ્તે સંપૂર્ણ કરાવ્યા પછી ભોજન વેળા થવાથી બ્રહ્મ ભોજનની તૈયારીઓ થવા માંડી, તે વેળામાં બ્રહ્માજીના પુત્ર શંખાસુર ન હોવાથી રાજા અમરીષે સર્વ દેવને નમ્રતાથી કહ્યું, કે બ્રહ્માજીના પુત્ર સંખાસુર

હજી પધાર્યા નથી, માટે આપણે બધાએ બ્રહ્માજીના માનની ખાતર વાટ જોવી જોઇએ, ત્યારે સર્વ દેવ તથા બ્રહ્માજીએ કહ્યું કે ભોજન વેળાને બહુ જ મોડું થાય છે. સર્વે દેવોનાં બાળકો ભુખ્યાં થયાં છે, એક અમારા પુત્ર શંખાસુરના કારણથી સર્વ દુઃખી થાય છે. માટે જમવા સર્વને બેસાડી દેવા, અને શંખાસુર અમારા પુત્ર છે માટે અમો સમજાવશું, આવા કારણથી અમરીષ રાજાએ ભોજન વેળા શરૂ કરી, સર્વ દેવ તથા દેવ કુટુંબો ભોજન જમી પરવારી પોત પોતાને આસને ગયા પછી પતરાવાડી પડી રહેલ ત્યારે શંખાસુર આવ્યા. શંખાસુર તમોગુણી અભીમાની હોવાથી અને હું બ્રહ્માજીનો પુત્ર હોવા છતાં મારૂ મહાન અપમાન થયું, અમરીષ રાજાએ મારૂં અપમાન કર્યું છે આવો શંખાસુરને વિચાર થવાથી શંખાસુરને ક્રોધ થયો. અને ક્રોધના લીધે શંખાસુરે અમરીષ રાજાને શ્રાપ દીધા, કે હે અમરીષ રાજા તેં આ યજ્ઞ લખ ચોરાસીથી છુટવાને મોક્ષ મેળવવાના કારણથી જ કરેલો છે, પણ હવે જા તને સો શ્રાપ આપુ છું, કે મૃત્યુ લોકમાં સો વાર અવતાર લેજે ને સો વાર લખ ચોરાસી ભોગવજે, એવો શ્રાપ શંખાસુરે દીધો જેથી અમરીષ રાજા મહા સતવાદી હોવાથી મહા અફસોસમાં હણાઇ ગયા ને જેમ નીલા વૃક્ષને તપ બાળી નાખે છે તેમ ભષ્મ થાય છે એવી અમરીષ રાજાની સ્થિતિ થઈ ગઇ.

મુર્છા ગતમાં પડી ગયા થોડા સમય વિત્યા બાદ અમરીશ રાજાને ભાન આવવાથી એવો વિચાર સુજવાથી બ્રહ્માજીના શરણે જઇ, બ્રહ્માજીને અમરીષ રાજાએ કહ્યું કે હે બ્રહ્માજી મહા અફસોસની વાત થઈ છે, કે તમે મારૂં કહ્યું ન માન્યુ ને તમારા પુત્ર શંખાસુરે તો મને સો શ્રાપ દીધા છે. આ શું કહેવાય મોટાના ભરોંસાથી કામ થાય છે. આવી વાત અમરીષ રાજાની સાંભળીને તરત જ બ્રહ્માજી પોતાના પુત્ર શંખાસુર પાસે ગયા ને શંખાસૂરને કહ્યું કે હે પુત્ર તેં અમરીષ રાજાને શ્રાપ દીધા છે તે બહુ ખોટું કરેલ છે, અમરીષ રાજાનો જરાપણ દોષ નથી તું સો શ્રાપ પાછા ખેંચી લે તો પણ શંખાસુર બોલ્યો નહિં.

ત્યારે બ્રહ્માજીએ સહેજ ક્રોધ દ્દષ્ટિથી કહ્યું કે અમરીશ તો તારી વાટ જોતા હતા, પણ તને બહુ મોડું થવાથી અમે અમરીષને રજા આપી છે જેથી અમરીષે ભોજન સર્વને જમાડેલ છે. માટે મારા માનની ખાતર અમરીષને

સોએ શ્રાપ માફ કર એટલે બ્રહ્માજીનું માનીને શંખસુર બોલ્યો કે, હે પીતાજી તમે મારા પિતાજી છો જેની ખાતર વીસ શ્રાપ મુક્ત કરૂં છું, પણ એંસી શ્રાપ ભોગવશે જ, જોજો હવે બોલશો તો પીતાજી તમારૂ માન નઈ રહે. આવા કારણથી બ્રહ્માજી વિચારમાં પડી ગયા. વિચાર સુજતાં જ બ્રહ્માજી વિષ્ણુને આસને ગયા, જઈને વિષ્ણુને કહ્યું કે હે શ્રી વિષ્ણુ તમો મારા પુત્ર શંખાસુર પાસે જાવો, અને શંખાસુરે અમરીષ રાજાને સો શ્રાપ દીધા છે તેમાંથી વીસ માફ કરેલ છે, બાકી એંસી છે તે તમે માફ કરાવો જરૂરથી કરાવશો આ અમરીષ એક પણ અવતાર ન ભોગવે તો ઠીક. શ્રી વિષ્ણુ નારાયણ શંખવા પાસે ગયા ને કહ્યું કે શંખવા એંસી શ્રાપ મુક્ત કર. શંખાસુરે તો રીષમાં ને રીષમાં વીસ શ્રાપ વિષ્ણુના માનને ખાતર મુકયા, પણ સાઠ તો ન જ મુકયા, પછી વિષ્ણુએ પાછા મહાદેવ પાસે જઈને કહ્યું, કે તમો શંખવા પાસે જાઓ એટલે મહાદેવ પણ શંખવા પાસે ગયાને શંખવાને કહ્યું, કે હે શંખવા આમાં અમરીષ રાજાનો દોષ જરાપણ નથી ને તે જે સાઠ શ્રાપ છે તે માફ કર, એટલે મહાદેવના સ્વરૂપને જોઇને શંખવો દબાઈ ગયો.

થોડી વાર પછી બોલ્યો કે આ તો તમો પાછળ પડ્યા છો માટે તમારા માનની ખાતર વીશ શ્રાપ મુક્ત કરીશ. પણ ચાલ્લીસ તો નહીં જ મુકું, હવે બોલશો તો માન નહી રહે. આવી વાત સાંભળીને મહાદેવ તો મહાન શક્તી પાસે ગયા. અને શક્તીને મહાદેવે કહ્યું કે શક્તીજી તમો આદ નારાયણના અર્ધાંગના છો માટે જાવો અને ચાલીસ શ્રાપ છે માફ કરાવી આવો પણ અમરીષ તો ન જ ભોગવે. ત્યારે શક્તી શંખાસુર પાસે જઈને ઉભા રહ્યા. જેથી શંખવો શરમીંદો બની ગયો અને શક્તિએ કહ્યું કે શંખાસુર ભુંડા અમરીષને આવા શ્રાપ ન દેવાય ને ચાલીસ શ્રાપ છે તે માફ કરીદે.

શક્તિની વાત સાંભળી ઘણો વિચારમાં પડી ગયો. થોડીવાર પછી બોલ્યો કે તમો બધાં પાછળ પડયાં છો માટે તમારા માનની ખાતર અને શક્તિ રૂપ હોવાથી વીસ શ્રાપ મુક્ત કરીશ પણ જો જો હવે જો બોલશો તો માતાજી માન નહી રહે. આવી વાત શક્તિજી સાંભળીને વિચારે પડી ગયાં ને બોલીશ તો બે-અદબી થશે માટે આદ નાદનારાયણની પાસે જાઉં, એમને મોકલું તો જ અમરીષ રાજા શ્રાપથી છુટશે આવો વિચાર શક્તિજી કરીને આદ નારાયણ પાસે ગયાં,

નારાયણ પાસે જઈ કહ્યું કે સ્વામી નાથ આદ નારાયણ તમે બ્રહ્માજીના પુત્ર શંખાસુર પાસે જાવો, અને શંખાસુરે અમરીશ રાજાને સો શ્રાપ દીધા છે તેમાંથી એંસી તો માફ થયા છે, પણ વીસ શ્રાપ બાકી છે તે તમો જરૂરથી માફ કરાવશો કારણ કે આમાં અમરીષ રાજાનો જરા પણ વાંક નથી, અને અમરીષ રાજા આવા યજ્ઞ કરાવી અમરપદના કારણે વેદ આહુતીઓ કરાવી છે. ને અમરીષને તો અમર પદ મળવો જ જોઇએ,માટે તમે શંખવા પાસે જઇને માફ કરાવીને આવશો શક્તિની વાત સાંભળીને આદ નારાયણ પોતે જ ચાલીને શંખાસુર પાસે જઈને ઉભા કે મોરથી જ શંખવો બોલ્યો, કે આ તો બધા પાછળ પડયાં છો, મારા પીતાને વીસ શ્રાપ મુકયા કે વિષ્ણુ આવ્યા, વિષ્ણુને વીસ શ્રાપ મુકયા કે મહાદેવ આવ્યા, મહાદેવને વીસ શ્રાપ મુકયા કે શક્તિ આવી ચડયાં, શક્તિને વીસ શ્રાપ મુકયા કે તમે આવ્યા, એંસી શ્રાપ માફ કર્યા છે હવે તો ફક્ત વીસ શ્રાપ રહ્યા છે.

હે શ્રી નારાયણદેવ પિતાજી હવે વીસ શ્રાપ તો અમરીષને ભોગવવા જ પડશે હવે બોલશો નહિ. આવું બોલીને શંખવો બેસી રહ્યો. પછી આદ નારાયણે વિચાર કરીને કહ્યું કે હે શંખવા, બ્રહ્માજીનું માન રાખ્યું; વિષ્ણુનું માન રાખ્યું; મહાદેવનું માન રાખ્યું શક્તિનું માન રાખ્યું, હે શંખવા ત હિસાબે મારૂં કંઈ પણ માન રાખ. ત્યારે ગભરાઈને ક્રોધથી શંખવો બોલ્યો કે હે પ્રભુ! પૃથ્વી આકાશમાં જાય અગર તો આકાશ પાતાળમાં જાય, પણ વીસ શ્રાપતો અમરીષ ભોગવે.

આવા વચન શંખાસુરના શ્રી આદ નારાયણે સાંભળીને વિચાર કરીને કહ્યું કે હે શંખવા વીસ શ્રાપ મારા માનની ખાતર મુંક ? ત્યારે શંખવે કહ્યું કે અમરીષને માટે વીસ શ્રાપ ભોગવવાના છે માટે ફરીથી ન બોલશો. ત્યારે શ્રી નારાયણને સહેજ શંખવા ઉપર ગુસ્સો આવવાથી બોલાયું કે હે શંખવા, આ વીસ શ્રાપ છે તેમાંના દશ તો હું પોતે ભોગવીસ અને દસ શ્રાપ તો એ જ તને દઉં છું જે તું પોતે જ ભોગવજે, પણ અમરીષ રાજા તો એક શ્રાપ પણ નહિ ભોગવે, આ અમરીષ રાજાની ખાતર તારે ને મારે આ મૃત્યુ લોકમાં દશે અવતાર અમરીષની દયાની ખાતર આપણને બંનેને ભોગવવાના છે. આદ

નારાયણુ વાચા "હે શંખાસુર આ અમરીષ રાજાના દુઃખના કારણે આપણે બંનેને દુઃખ ભોગવવાનું છે, અને આ અમરીષને આજે જ અમે અમરપદ આપીએ છીએ, તારા શ્રાપથીં અમરીષને છુટા કરૂં છું, હે શંખાસુર અવતારની ખાતર તને પણુ એટલું જ બળ આપું છું, કે તું પોતે જ મારી સાથે યુદ્ધ કરીશ, હે શંખાસુર આ ત્રીજા કલફ્નો હવે અંત આવ્યો છે. અને હવે ભવિષ્યમાં ચોથા કલફ્ની રચના હવે રચાશે.

હે શંખાસુર તમારા પિતા બ્રહ્માજી થકુ તને આ દુઃખ આપ્યું છે, માટે તું બ્રહ્માજીના ઓદરેથી ઉત્પન્ન થયેલો છે છતાં તારા પિતા બ્રહ્માજીએ આ અમરીષ રાજાનું કામ ફતેહ કર્યું છે, અને તને સગા દીકરાને અપમાન કરાવેલું છે, માટે હવે તને પણુ એવું બળ આપું છું જે તારા પિતા બ્રહ્માજીએ ચારે વેદના માલિક છે, ને તારા પિતાએ આ જગતની રચના કરી છે. ને તેમ વેદ રચના પણુ કરી છે. જે વખતે બ્રહ્માજીએ વેદ રચના કરી છે અને વેદથી અજવાળું થયું છે. ત્યારે તારા પિતાજીને એટલે કે બ્રહ્માજીને એવો અભિમાન થયો છે જે મારા થકી આ વેદ રચના થઈ છે, અને મારા થકી અંધકારમાંથી અજવાળું થયું છે, નારાયણુનું ઘર આખુંય પ્રકાશ મારા થકી થયું છે. આવું અભિમાન બ્રહ્માજીને થયું છે તે માટે હવે એટલું બળ આપું છું જે હવે બ્રહ્માજીના વેદ વચન છે તે તું ચોરી કર ને લઈ જા, માટે તારા પિતાનું અભિમાન ઉતારી નાખ."

આ શ્રી નારાયણુદેવની વાત સાંભળીને શંખાસુરને એમના પિતા બ્રહ્માજી ઉપર હળાહળ રોષ વ્યાપી ગઈ, આ શ્રી નારાયણુદેવથી મોટું કોણુ છે જે મને ભલામણુ કરે છે અને આવું બળ આપે છે. માટે ખરેખર મારા પિતાએ અમરીષની પક્ષ કરી છે પણુ મારી પક્ષ કરી નથી. જેથી શ્રી નારાયણુનું બળ લઈ મારા પિતાનું માન ઉતારી નાખું તો જ હું શંખાશુર ખરો. અને હવે મને શ્રી નારાયણુનો હુકમ છે માટે આ વખતે બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ અને શક્તિ, એ ચારે દેવનાં માન ઉતારી નાખું તો જ શંખાસુર ખરો કહેવાઉં.

આવા કારણુને લઈને શ્રી નારાયણુદેવ શંખાસુરને બળ આપેલું જેથી બ્રહ્માના વેદ શંખાસુર લઈ ગયો. અને જગતમાં અંધકાર થયો. બ્રહ્માના વેદ જવાથી

બ્રહ્માજી બહુ જ ઉદાસીમાં રહ્યા. અને બ્રહ્માજીને કંઇપણ શુજતુ નથી. અફ્સોસમાં બ્રહ્માજીએ શ્રી વિષ્ણુને યાદ કર્યા એટલે વિષ્ણુ બ્રહ્માજી પાસે આવ્યા. બ્રહ્માજીને બહુ જ ઉદાસીમાં જોઈ શ્રી વિષ્ણુએ આવીને કહ્યું બ્રહ્માજી આ શું થયું? અને વેદ ક્યાં ગયા અંધકાર કેમ થઈ ગયો ? બ્રહ્માજી ગભરાતા બોલ્યા કે વેદતો શંખાસુર લઇ ગયો. ત્યારે વિષ્ણુએ કહ્યું કે તમને કહ્યું હતું કે તમારા પુત્રનો ભરોંસો ન કરસો તો પણ તમે ભરોંસો કેમ કર્યો ? બ્રહ્માજી વિષ્ણુને કહે છે કે મેં એમ જાણ્યું કે પુત્ર થઈને આવું નહી કરે પણ પુત્રે તો દગો દીધો."

આવી વાતચીત કરતાની સાથે મહાદેવ પણ આવ્યા, મહાદેવે બ્રહ્માને પૂછયું તે પણ જે વિષ્ણુને કહ્યું તેમજ મહાદેવને પણ કહ્યું. આવી વાત થતાં શક્તિ પણ આવ્યાં. બ્રહ્માના દુઃખમાં સંભાળ લેવા ભેગા થયા. સર્વે ભેગા થઈને શ્રી વિષ્ણુને કહ્યું તમે શ્રી નારાયણ પાસે જાવો અને વિષ્ણુ નારાયણ પાસે આવી બોલ્યા કે હે પ્રભુ આદ નારાયણ બ્રહ્માજીને ત્યાં તો ચોરી થઈ ગઈ છે. અને બહુ જ ઉદાસીમાં છે, વેદ ચારે શંખાસુર લઈ ગયો છે, આ જગતમાં અંધારૂં થઈ ગયું. હવે બ્રહ્માજીની શી ગત થશે ? માટે અમારા ચારે દેવના કર્તા પિતા તમો છો માટે બ્રહ્માજીની વાર કરો. 'ત્યારે નારાયણ કહે બ્રહ્માજી બહુ જ બળવંત હતા છતાં વેદ કેમ ગયા ? નારાયણ વાંચા હે "વિષ્ણુ બ્રહ્માજીએ ॐ કાર ભણવી વેદ રચના તથા જગત રચના કરતી વખતે એમણે બ્રહ્માજીએ અભીમાન કરેલ હતું મારા જેવો બીજો કોઈ બળવાન નથી, અને નારાયણનું ઘર આખુંયે બ્રહ્માંડ બ્રહ્માજીને થયું કે મેં કરેલ."

એવા અભીમાનથી આ વેદ ગયા છે, માટે આદ નારાયણને કહેવા લાગ્યા કે નારાયણ તમે ચારે મુર્તના કર્તા છો, ચારે દેવના પિતા છો, તમારી ઇચ્છાથી અમે ચારે બધું કરી શકીએ છીએ તમારી ઇચ્છા ન હોય તો, અમારાથી કંઈ પણ ન થાય, માટે તમે નીર્ગુણ રૂપે જગતનો નકશો કરેલ હશે તે નકશો અમે સુગુણમાં કરેલ છે. માટે બ્રહ્માજીની ચીંતા લ્યો અને વેદ વીના જગત ચાલશે નહિ હે પ્રભુ ! આવી વિષ્ણુની નમ્રતાપૂર્વકની સ્તુતિ ધ્યાનમાં લઈને શ્રી આદિ નારાયણે વિષ્ણુ નારાયણ ઉપર પ્રેમ છલકાઈ આવવાથી શ્રી વિષ્ણુને આ વખતે એવું

વરદાન આપી દીધું, કે હે શ્રી વિષ્ણુ તમોને આજે એવું વરદાન આપું છું, કે આપણે બન્ને સરખા અમે આદ નારાયણ અને તમે વિષ્ણુ નારાયણ હવેથી આ ઠામે અરજલા કલ્ક પુરો થાય છે, અને હવે ભવિષ્યમાં ચોથા ખલીફા કલકનો આરંભ શરૂ થશે, તેમાં તમો વિષ્ણુ નારાયણની પદવીયે પૂજાશો અને આખાયે કલકમાં તમે દેવોનાં કામ કરશો, અને મારૂ બળ મારી સત્તા બધું આજથી તમને સોંપુ છું, માટે તમે કરશો તે થશે માટે અમરીષના દુઃખના કારણે જે વીસ શ્રાપ, વીસ અવતાર, અમરીષને ભોગવવાના હતા તેમાંથી દસ અવતાર મેં શંખવાને દીધા છે, અને તે પણ વરદાન આપેલ છે તે ચોથા કલકમાં દસ અવતારે રાક્ષસ થશે, અને મેં પણ દસ અવતાર લીધા છે તે અવતાર હવે આજથી તમને સોંપુ છું, અને તમે હવે ચોથા કલકની રચના કરો અને બ્રહ્માજીની સહાય પણ કરો.

અને શંખવો વેદ લઈ ગયો છે તેને પાછળ પડો, અને શંખવાને મારશો ને વેદ લેશો એટલે જગતમાં પ્રભુ તરીકે તમો મનાશો ને પુજાશો, માટે બ્રહ્માજીને પુરતો દીલાસો આપો અને વેદ વાળો અને બ્રહ્માજીને સોંપો, આવું આદ નારાયણનું બળ વરદાન લઈને વિષ્ણુ નારાયણ બ્રહ્માજી પાસે આવીને પુરતી આશીષ દીલાસો દઈને બ્રહ્માજીને પૂછ્યું કે હે બ્રહ્માજી દુષ્ટ શંખવો વેદ લઈને કઈ તરફ ગયો ? મારે વેદ વાળવા છે માટે તમે ચિંતા કરશો નહિ, શ્રી નારાયણે મને ફર્માન આપેલ છે જેથી મારે શંખવા પાછળ જવાનું છે.

બ્રહ્માજી બોલ્યા કે હું સમાધીમાં હતો પણ દુષ્ટનો પડછાયો જોવામાં આવેલો. વેદ લઈને પગલું પાછું ભરી કુંભ નાળ તરફ નાઠો હોય એટલું જાણું છું. આ સમયનો કાળ પેલા ત્રણ કલક પુરા થયા અને હવે ચોથા ખલીફા કલકની પધતી દોરાય છે. આ સંજોગોમાં વિષ્ણુ નારાયણ ફરીથી આદ નારાયણ પાસે માગણી કરી છે, કે હે પ્રભુ ચોથા ખલીફા કલકમાં રાક્ષસો તથા પાપની વરધી ઘણી જ થશે, તે તમોં તેમાં મોકલો છો તો એ શંખાસુરની સાથે છાસઠ કરોડ રાક્ષસો રહે છે. તેને પહોંચી વળવા જેવું બળ અમને ખાત્રી થાય તેવું બળ આપો તો આપનું નામ વધશે. વિષ્ણુ નારાયણની વાત ધ્યાનમાં લઈને આદ નારાયણે વચન દીધું, કે તમો બેફીકર રહેશો, હું પણ તમારી

સાથે જ આવીશ, મે જે ઇડમાં નિર્ગુણ રૂપે મનોવ્રતિથી નકશો જગતનો કરેલ છે જેમાં તમારી સાથે જ રેવાનું છે. તોતેર જુગની અટકળ કરેલી છે તેમાં ચોથા ખલીફા કલકની પધતી જે દોરી છે, તેમાં તમો વિષ્ણુ તથા બ્રહ્માજી તથા શકતી આ ત્રણે દેવની એક સત્તા કરી છે, અને મહાદેવ એકલાની સત્તા શંખાસુરને સોંપી છે. માટે તમે ચીંતા ન કરશો.

ત્રણ દેવની કળાની સાથે મારે પણ સાથે જ રહેવાનું છે. એવી વિષ્ણુ નારાયણે બ્રહ્મા વિષ્ણુ શક્તિ મળી ત્રણે હાલામાં ભળી ત્રણેથી ઉપજે અંશ તે કાવે હરીનો વંશ આવી પધતી ઇડિમાંથી દોરાયેલ છે. માટે તમે શંખવાની પાછળ પડો વેદવાળો બ્રહ્માનો ઉદ્ધાર કરો. આવી પધતીથી વિષ્ણુ નારાયણે તે કાળના સંજોગોમાં મનુ રૂષી ભગવાનના નામથી જગતમાં સાકાર મનુષ્ય દેહથી પ્રચરતા હતા. એજ મચ્છા અવતાર એ મનુ ઋષી વિષ્ણુ નારાયણ, બ્રહ્મા કળા પ્રેમ ઋષી, શક્તિ કળા દેવી ચંદ્રિકા તે વિષ્ણુ નારાયણનાં અર્ધાંગના. તે માનધાતાની દીકરી આ ત્રણે કળાથી હરીવંશ. મનુ ઋષીને વેદ વાળવા જવાથી શંખવાની પાછળ પડવાથી નાસતા નાસતા છેવટ શંખવો સમુદ્રમાં પેઠો. તે વખતે મનુ ઋષીને નારાયણનું સોળ કળાનું બળ હતું તે સમુદ્રના પાણીના જીવ મચ્છને સોંપીને મચ્છને શંખવાની પાછળ મુકેલો છે.

પછી મનુ ઋષીએ કહ્યું કે શંખવો નારાયણનાં વચને લઈને વેદ લીધા છે તેને હણવો છે. મચ્છે કહ્યું તે માટે સમુદ્રમાં જઈને મારૂ શરીર વધારીશ, એટલે સમુદ્રનું પાણી આખી પૃથ્વીમાં ફરી વળશે પછી પાણી ઉંચુ ચડશે તે ધ્રુવ મંડળે પહોંચશે. ત્યારે તમો કેમ કરશો. ફરીથી મચ્છ કહે છે. જે વખતે પાણી ચડશે તે વખતે એક વાણ આવશે, તેમાં તમો એટલે મનુઋષી તથા તમારૂં કુટુંબ સર્વ બેસી જશો, આ હકીકત મનુઋષી મનુભગવાનની ભાખેલ મનુસ્મૃતિમાં આ હકીકત છે માટે આ સ્થળે લેવાયેલ નથી આ ત્રણ દેવની કળા બ્રહ્મા વિષ્ણુ શક્તિ મળી, ત્રણે હાલામાં ભળી ત્રણેથી ઉપજે અંસ તે હોય હરીનો વંશ. આ મનુઋષીના પુત્ર સુનાઈતિ ઉગ્રસેન ઉગ્રસેનના અજુવંત અજુવંતના બ્રહસ્પતી ઋષી, બ્રહસ્પતીના અસુમીત્ર ઋષી અસુમીત્રના પ્રીકમઋષી, તેમનો વંશ તો કુર્મ એજ કુમી ઋષિ.

જેવી રીતે કૃષ્ણ પરમાત્માએ દ્રુપતીના ચીર દીલ્હીમાં પુર્યા તે પોતે દ્વારકામાં હતા તેવી રીતે આ કુર્મ ઋષી વિષ્ણુ નારાયણનો અવતાર હતા, પરંતુ સમુદ્ર વલોવાના નાગના નેત્રાં; મેરૂ પર્વતના રવાયા; આવા કામના લીધે કુર્મ એટલે કુમી ઋષીને કાચબા સ્વરૂપને કામ કરાવ્યું. કુર્મ ઋષિએ કાચબા સ્વરૂપને કામ કરાવ્યું. કુમી ઋષી એજ વિષ્ણુ નારાયણ, બ્રહ્મા તો પ્રોકમ ઋચી શક્તિ દેવી બેચરાજી આ ત્રણ કળાએ હરીવંશ થયો હવે કુમી ઋષીના પુત્ર વસરતના દકાઈતિ, દકાઈતિના કાતમ ઋષી કાતમ ઋષીના પ્રજાપત ઋષી.

પ્રજાપતના દાઢમઋષીના વંશ તો શ્રી વાઘેશ્વરઋષી એ જ વ્યારાહ અવતાર આ વખતે પણ રાક્ષસ મોરધ્વજ આકાશમાં ભમી જતો હોવાથી વાઘેશ્વરઋષીને સુવરના સ્વરૂપથી આખુંયે બ્રહ્માંડ મુખમાં લઈ મોરધ્વજ દાંણવને મારેલ છે. શ્રી વાઘેશ્વરઋષી એ જ વિષ્ણુ નારાયણનો અવતાર અને બ્રહ્માની કળા દાડમ ઋષી શક્તિદેવી સોમૈયા આ ત્રણે કળા મિક્ષથી હરિવંશ થયો, વાઘેશ્વર ઋષીના પુત્ર દેહર, દેહરના રૂપક, રૂપકના ઋષી કેશવ, કેશવના ઋષી નશકલીપતના ઋષી ગૌતમ, ગૌતમના ઋષી અમરીખ વંશ તો શ્રી નરસિંહ એ જ શ્રી નરહરઋષી વિષ્ણુનો અવતાર શક્તિનો તુલજાભવાની બ્રહ્માનો અમર તેજ આ ત્રણ કળાથી હરીવંશ થયો, આ ઉપરના ચાર અવતાર આર્ય વર્ણમાં થયા છે. અને અનાર્ય રાક્ષસી માયા, અને આર્યને અનાર્ય એ બેવર્ણ, આર્ય વર્ણનો વેદના આધારે ખોરાક જેથી ઋષી મુનિ થયા. હવે હરિવંશ આર્ય વર્ણમાંથી બ્રાહ્મણની વર્ણમાં ગયા આ વર્ણ પલટો હરિવંશનો થાય છે.

તે ગુરૂબોધ તથા બ્રહ્મકૃપાના બળથી બ્રાહ્મણ વર્ણ ઉભી થઈ છે, ઉપરના ચાર અવતાર કર્તા યુગના છે. તે વર્ષ સત્તર લાખ અઠ્ઠાવીસ હજાર પેહ્લા મનુઋષી એજ મનુ ભગવાને રૂખમાગત ભકતને તાર્યા શંખાસુર દાવણને માર્યો એ હરિ વંશે મનુ ભગવાનના ચાર લાખ બત્રીસ હજાર વર્ષ પૂજાયા, હરીવંશ ઉપર લખેલ છે બીજા કુમી ઋષી એજ કુરમ અવતાર તે પણ ચાર લાખ બત્રીસ હજાર હરિવંશ પેઢી નામે પૂજાયા અને ધ્રુવ ભકતને તાર્યા મધુકૈટક દાણવને માર્યા ત્રીજા વાઘેશ્વર ઋષી એજ વ્યારરાહ અવતાર હરીવંશે પેઢી

નામે ચારલાખ બત્રીસ હજારવર્ષ પૂજાયા, અમરીષ ભકતને તાર્યા મોરધ્વજ દાણવને માર્યો ચોથા નરહર ઋષી એજ નરસિંહ અવતાર ચાર લાખ બત્રીસ હજાર વર્ષ હરીવંશ પેઢી નામે પૂજાયા, અને પ્રહલાદ ભકતને તાર્યા હરણાકષ રાક્ષસને માર્યો, અને રઘુવેદની રમત પૂરી થઈ.

બ્રહ્મા વિષ્ણુ શક્તિ આ ત્રણ કળાએ કળાએ નરહર ઋષીના પુત્ર સુનાઈતિ તે બ્રાહ્મણ વર્ણ થયા છે. સુનાઈતિના વંશવઢણના વીર લોચન, વીરલોચનના કશ્યપ ઋષીના વંશ તો શ્રી વામન ભગવાન બ્રાહ્મણ વર્ણ છે. હરીવંશે રમતા રમતા ચાર લાખ બત્રીશ હજાર વર્ષ શ્રી વામન ભગવાનના સમય કાળમાં રાક્ષસ બળી રાજા પૃથ્વીનો રાજા હતો તે વામન અવતાર વાંચવાથી બધી સમજ પડશે, તે બળી રાજાએ શ્રી વામન ભગવાનને તથા તેના હરિવંશને ન ઓળખવાથી ને વામન વિષ્ણુવ અવતારનો કાયદો વેદનો ન માનવાથી, શ્રી વામન ભગવાને બળી રાજાને પાતાળે ચાંપ્યો અને કમળા ધ્વજ ભગતને ઓધાર્યાને વળી આ હરિવંશ આગળ ચાલ્યો. શ્રી વામન વિષ્ણુ, શક્તિ તો કોકીલા દેવી, બ્રહ્મા તો સહજાનંદ આ ત્રણ કળાથી હરિવંશ શ્રી વામન ભગવાનના દીકરા માનધાતા પૃથ્વીજય, પૃથ્વીજયના અસરત અસરતના જમદગ્ની જમદગ્નીના વંશ તો શ્રી ફરશુરાંમ.

શ્રી ફરશુરાંમ વિષ્ણુ ભગવાનનાસમય કાળમાં રાક્ષસ તો સેહસ્રા અર્જુન પૃથ્વીનો રાજા હોવાથી ઘણો બળવાન અભેમાની હતો જેથી ફરશુરામની વિષ્ણુ અવતારની વેદ આજ્ઞા ન માનતો જેથી ફરશુરામને તે સમય કાળમાં એકવીસવાર પૃથ્વી નક્ષત્રી કરવી પડી હતી. અને સેહત્રા અર્જુનને લોહ પીંજરમાં ઘાલીને માર્યો છે. તે ફરશુરામ અવતાર વાંચવાથી બધી માહિતી મળશે. પછી સેહત્રા અર્જુનને મારીને ભકત કમળા પતીને તારી ભલે અવતર્યા જુગો જુગે દેવ મોરારી. હવે ફરશુરામને વર્ણ પલટો બ્રાહ્મણના વર્ણથી હરીવંશે રમી લીધું છે અને હરીવંશને રઘુકુળમાં જવાનું છે જેથી ફરશુરામે સૂર્ય પાસેથી મંત્ર લઈને સૂરજ દેવનું સ્મરણ કરી સૂરજ વંશનો દીકરો બનાવી તે સૂર્ય વંશના દીકરાનું નામ રઘુરાજા દીધું જેમ દુર્વાષા ઋષીના મંત્રથી પાંચ પાંડવ થયા હતા.

તેમ ફરશુરાંમ સૂર્યવંશના દીકરાને રઘુરાજા નામથી ઓળખાવી ફરશુરાંમ પોતાનો ચેલો બનાવી પોતે ગુરૂ થયા. ફરશુરાંમ વિષ્ણુવ કળા બ્રહ્મા જનક દેવ, શક્તિ દેવી માતા કાલીકા ભવાની, આ ત્રણ કળા ફરશુરાંમમાં હતી તે ચેલા રઘુરાજાને સોંપી આદ નારાયણની કળા ગુરૂબોધથી સૂર્યવંશી રઘુરાજામાં ગઈ એટલે ફરશુરાંમના વંશમાં રઘુરાજા થયા. આ બ્રાહ્મણમાંથી નારાયણની કળા રઘુવંશમાં આવી આવા ધર્મના ભેદ હરીવંશના ભેદ વીનાં બીજાને ન મળે જેના ઉપર હરિવંશની કૃપા ઉતરી હશે હરીવંશની આશીર્વાદ જેણે મેળવી હશે તેને જ આવા ભેદ મળશે. ફરશુરામ વિષ્ણુ ભગવાનના પુત્ર રઘુરાજા રઘુરાજાના નઘુરાજા નઘુરાજાના યયાતી, યયાતીના કેવગીકના અજેપાળ અજેપાળના દશરથ, દશરથ રાજાના વંશ તો શ્રી રામ વિષ્ણુ નારાયણનો અવતાર, હવે શ્રી રામના સમય કાળમાં પૃથ્વીનો ચક્રવતી રાજા રાવણ હતો ઘણો અભીમાની અહંકારી, શ્રી રાંમ વિષ્ણુ નારાયણના વેદ કાર્યને ન માંનતો ખોરાક ખોટો જેથી રાંમની અદેખાઈએ રામના રઘુકુળ હરીવંશની શત્રુતા ખારવેર રાખતો તે રાવણનો પાપનો ઘડો ભરાવાથી સીતા હરણ કરેલ, જેથી શ્રી રાંમે વાંદર સેના મેળવી સમુદ્ર પાળ બાંધી રાવણનો નાશ કર્યો, તે રાંમની કથા રાંમ અવતાર વાંચવાથી બધી માહીતી મળશે. રાવણ મારી, ભગત હરીચંદ્રને તારી, ભલે અવતર્યા જુગો જુગે દેવ મોરારી.

શ્રી રાંમ વિષ્ણુ ભગવાન અને બ્રહ્મા વસિષ્ઠ મુની, શતી દેવી સીતા આ ત્રણે કળા મિશ્ર શ્રીરાંમ વિષ્ણુના દીકરા લવ રાજાના પદ્મ છે પદ્મના પરીક્ષત, પરીક્ષતના વીરપાળના, વાસુદેવ વાસુદેવના વંશતો શ્રી કૃષ્ણ આપણ, સુર્યવંશથી ચંદ્રવંશ જેવી રીતે રઘુરાજા સુર્યવંશી થયા તેવીજ રીતે રાંમના વંશમાં જદુરાજા થયા, જેથી કરીને ચંદ્રવંશ પણ કહેવાયે અને જદુવંશ પણ કહેવાય, કૃષ્ણ હરીવંશે શ્રી નારાયણનું બળ કૃષ્ણ ભગવાન થયા. કૃષ્ણના સંમય કાળમાં પૃથ્વીનો રાજવી કંશાસુર મથુરાવાસી ઘણો અભીમાની કાળક્રોધી માદક અહારી હોવાથી કૃષ્ણ વિષ્ણુના વેદ ધર્મનિ નિંદા કરનારો કૃષ્ણ ભગવાનની બધી હકીગત કૃષ્ણ અવતાર વાંચવાથી માહીતી મળશે. ટુંકમાં કંશાસુરે વેદ ધર્મ ને ભુંસાડવાથી કૃષ્ણે કંશને માર્યો ને ભગત વીદુરને તાર્યા. શ્રી કૃષ્ણ વિષ્ણુનીકળા, બ્રહ્મા રૂકમ રાજા, વીદંમવ્યાસની ગાદીએ.

શક્તિ દેવી રૂક્ષમણી, રૂક્ષમણી રૂકમ રાજાની દીકરી આ ત્રણે કળા મિક્ષથી શ્રી કૃષ્ણના પુત્ર પ્રદુમનના સેષસ્થાન અનીરૂધ સેષ સ્થાનના બુધસ્થાન, બુધસ્થાનના વેણીવચ્છરાજ, વેણીવચ્છરાજના સીંહરાજ, સીંહરાજના વંશતો શ્રી બુધા ભગવાન, આ ઉપરનો હરીવંશ શ્રી કૃષ્ણના પ્રદુમનના અનીરૂધને દ્વારકામાંથી ઓખા હરણથી અનીરૂધ હરીવંશની કળા મીસર દેશની ભોમીમાં બાણાસુરની રાજધાનીમાં હરીવંશ જવાથી નારાણની કળા મીસર દેશમાં ગઇ, આ હીંદ ભોમી નારાયણની કળા વગરની થઇ જેથી કૃષ્ણ કુળ જાદવ કુળનો નાશ થયો અને કૃષ્ણ ચંદ્રવંશે મીસરમાં ગયો આની વિશેષ માહીતી ઓખા-હરણ આખ્યાનમાંથી મળશે. હરીવંશે મીસર દેશમાં ઘણાં વર્ષ ભોગવી એ વંશમાં શ્રી બુદ્ધા અવતારની હકીગત નવમો બુદ્ધા અવતાર વાંચવાથી બધી માહીતી મળશે.

શ્રી બુધા વિષ્ણુની માતા દેવી રેણુંકા, પિતાતો સિંહરાજ, શક્તિતો હરસદ, ગોરતો હંસરાજ, આ ત્રણ કળા હરીવંશ મીસર દેશ છોડીને અર-બસ્તાન મકલેશ્વર ગયો મકલેશ્વર કેમ ગયો અને કોણ ગયો એ સર્વે હકીક્ત શ્રી નીષ્કલંકી નારાયણની ભાળ નામની બુકમાં તમામ હકીક્ત લખેલી છે જેથી આ સ્થળે લખાયું નથી. હરીવંશ મકલેશ્વરમાં આદમ તથા હવાના કુળ વંશ પલ્ટો અને વર્ણ પલ્ટો કરી શ્રી બુદ્ધા ભગવાન વિષ્ણુ હરીવંશ ચાલતો ચાલતો અરબસ્તાન મકલેશ્વરમાં ગયો. આ હરીવંશ શ્રી અલી નીષ્કલંકી નારાયણ ઉપર આવ્યો શ્રી વિષ્ણુ આ હરીવંશે જે જદુકુળથી યવન કુળ થયો હરીવંશે મીસર દેષની ભુમીમાં કુરેશ કુળ થયો આ કુરેશ કુળ મકલેશ્વરમાં હરીવંશે અલી નીષ્કલંકી દશમો અવતાર થયો છે. અહીંથી ભાષા બદલવાથી મીસરી ભાષા થઈ મીસરી ભાષા બદલી અરબી ભાષા થઇ છે હરીવંશને અરબી ભાષામાં અલીની આલ અમર જાણો એવા નામથી ઓળખાય છે, શ્રી અલી સાહેબ વિષ્ણુની કળા બ્રહ્માજી નબી મહંમદ અને શક્તિ દેવી બીબી ફાતમા, આ ત્રણ કળાથી હરીવંશ થયો છે.

તેને ભાષા ફેરથી અલીની આલ એમ કહે છે. આ હરીવંશથી અલીની આલ ઇરાન દેશમાં અલમોદગઢ આવી અલમોદગઢથી પંજાબ દેશમાં આવી, પંજાબ દેશથી અલીની આલ હરીવંશે રમતાં રમતાં હીમપુર પીરાણા

હરીવંશ અલી આલને ઈમામની આલ પણ કહેવાય છે. તે પીરાણામાં આવી, પ્રથમ ઈમામશાહ હરીવંશ ત્રણે દેવની કળા અલીની આલ અમર છે આ કળા લઈને આવ્યા છે. આગળના જુગના આઠ અવતારના શાસ્ત્રો પુરાણો શાખ આપે છે. જે કળીયુગના પાછળના ભાગમાં આદ નારાયણ પોતે પધારશે તે પુરાણોથી જાણવાનું મળે છે. જે રેવા ઉતરે સોળ સોળ જોજને સાબર ત્રટે વીશટ વામે નવ થડે કુવારીકા ક્ષેત્રે નીષ્કલંકી નારાયણ પધારશે તે સિવાય રામાયણે, કાગ ભૂંસડી તથા ગરૂડજીના સંવાદથી ઘણું જાણવાનું મળે છે. તે આ હરીવંશે અલીની આલે પધાર્યા છે. ઈમામશાહ ચતુર મુખી બ્રહ્મા, નર અલી મહંમદશાહ વિષ્ણુ નારાયણનો અવતાર, નરઅલી મહંમદશાહના ઘરમાં શક્તિદેવી મહાકાળી પાવાગઢની પટરાણી તે અમદાવાદના મહંમદ સુલતાનની દીકરી થઈને અવતર્યા તેના ગરબાઓ તથા રાસ મંડળો ઘેર ઘેર ગવાય છે. તેથી વધારે માહિતી આપી નથી.

આ ત્રણે દેવની કળાથી હરીવંશ શ્રી ઈમામશાહના શ્રી નર અલી મહંમદ શાહના શ્રી શાહઓદ્દિન સાહેબ, તેના શ્રી જલાલશાહ સાહેબ તેના શ્રી મુરતુજાશાહ સાહેબ તેના દીકરા શ્રી અશફરશાહ બાવા ઔરંગઝેબ બાદશાહના વખતે દિલ્હીમાં તવે ચઢેલા અને હરીવંશનો પુરાવો ત્રણે દેવની કળાનો પરચો પુરેપુરો બતાવ્યો હતો, તેમનો વંશ હાલ કાયમ છે. હરીવંશી અલીની આલ અમર તથા ઈમામની આલ આકળીમાં રમી રહી છે. તેમની સેવા એનું નામ સતપંથ સનાતન, શાસ્ત્રની વેદકીયા પાળવાથી અહીંસા ધર્મ સતપંથ ધર્મ મનાય છે. આ ત્રણ દેવની કળા સહીત હાજર જામે હાલમાં પખ્ક્ષીકમાં રમી રહેલા છે. પણ આપણે તો આંખ સહીત આંધળા છીએ જેથી જોઈ ઓળખી શકતા નથી. આ હરીવંશી પુરૂષ શાસ્ત્રો ભાંખી ભાંખી પોકારી પોકારીને આખા જગતને કહી સંભળાવી રહ્યા છે, પણ આપણે કાન સહીત પણ બેરીયા સાંભળી સકતા નથી. સાથે સાથે ભવીષ્ય પણ ભાંખ્યું છે. વિષ્ણુની ચાલીસ પેઢીએ બ્રહ્માની સતોતેર પેઢીએ અસો જાહેરમાં આવશું. તેમાં બ્રહ્માની પેઢી કેટલી ગઇ, કેટલી બાકી છે ? તેવી વિષ્ણુ પેઢી પણ કેટલી ગઈ કેટલી બાકી ? કેટલા અવતાર રહ્યા એ ભુત ભવિષ્ય અને વર્તમાન પુરતુ આગળથી ભાંખેલું છે તે પેઢી નામે રમી રહ્યા છે. તે પેઢી પુરી થાય કે નીષ્કલંકી રૂપે [illegible] થશું આવું ભવિષ્ય ભાંખતા જાય છે છતાં આપણે સતપંથીયોને સુજતુ નથી.

આ હરીવંશ તો આ સૃષ્ટિની ઉત્પતિની સાથે જ જગતમાં રમવા માંડયું છે, તે કર્તા જુગમાં ચાર અવતારે હરીવંશે પેઢી નામે રમ્યા છે, ચોવીસ તીર્થ પૂજાય છે. ત્રેતા જુગમાં ત્રણ અવતાર હરીવંશે પેઢી નામે રમ્યા છે. અઢાર તીરથ પુજાવ્યાં છે. દ્વાપર જુગમાં હરિવંશે પેઢી નામે રમ્યા છે. ચૌદ તીરથ પુજાવ્યાં છે ને આજ વર્તમાન કલીયુગમાં શ્રી નીષ્કલંકી બાર તીર્થ પુજાવ્યા છે. અવતાર ચાર લાખ બત્રીસ હજાર હરિવંશે પેઢી નામે આદમથી કરી પીરાણા મુકામે અલીની આલ નામેથી ઈમામશાહની આલથી આજ રમી રહ્યા છે. તે હરીવંશની સાથે નીરંજન નીરાકાર પણ સાથે સાથે છે. હરીવંશે આદ નારાયણ પણ સાથે સાથે હરીવંશે ત્રણ દેવની કળા પણ સાથે ફક્ત મહાદેવ તથા શંખવો એ બંને કળા નોખી સામી રમતની છે. તે તમોગુણી છે. તે શંખવાને જુદા લઈને જુદા પડેલ છે.

નારાયણને સામા લડતા આવે છે. જગતના રાજ્યમાં દીવાની કોર્ટ શું કામ કરે છે ને એ જ રાજ્યનિ ફોજદારી કોર્ટ શું કામ કરે છે, ને પાછા એકના એક જ છે, એવી જ રીતે આદ નારાયણ તથા વિષ્ણુ તથા બ્રહ્મા શું કામ કરે છે. અને મહાદેવ તથા શંખાસુર શું કામ કરે છે તે જાણી લેવું. જે રાજ સભા તેજ દેવ સભા આ નીતીથી પ્રભુ રમતા આવ્યા છે. સતપંથી ભાઈઓને વિનંતીપૂર્વક નમ્રતાપૂર્વક વિનવીને બંને કર જોડીને કહું છું જે નીચે તમામ હકીકત જરૂરથી વાંચશો.

(રાગ ભરથરી)

કરગરી કરૂ અરજી, અરજી સુણો દીનાનાથજી,
દુઃખ દાવાનળ આવ્યિુ, છોડાવો છોગાળાા નાથજી. ટેક૦ (૧)

થાય ઘાયુઁ તુજ તણું, દેખી દીલ ગભરાયેજી,
જ્ઞાન નહિ કળ બળનું, એથી અંગ અકળાયેજી. (ક) (૨)

કાચી માટીનું ખોળીયું, સ્વામીતાપ ન સહેવાયજી,
કાંટે ઘાલી તન તોળીયું, સ્વામી સેવક કહેવાયજી. (ક) (૩)

ન્યાય કરશો તો વિઠલા, અમ આરો નહી કોઈજી,
માફિ માગુ મારા મીઠડા, પત બાનાની હોયેજી. (ક) (૪)
કળીયે કાળુ વરતા વીયું, કરે અધર્મનાં કામજી,
જુલમી જુગમાં જો કળીયુગની, લીલા અનંત અપારજી. (ક) (૫)
ગુણ અગણીત તું ભર્યો, અવગુણ લવલેસ નહિજી,
અવગુણ મમ આપ પરહરો, જાવુ બીજે હવે કાંયેજી. (ક) (૬)
ધર્મ માર્ગ તો રૂંધીયો, પામ્યા પરપંચ પાખંડજી,
દામ માયામાં ખુંદીયો, માયા ખીલે પડયા પંડજી. (ક) (૭)
લાઈ સુતક ગણે નહી, માણે દીનરાતજી,
પ્રગટ હરીવંશ પેખે નહી, ન સુજે ધર્મની વાતજી. (ક) (૮)
માદક આહાર મુકે નહિ, ખાય ખર્ચે અપારજી,
ટેવ ટેવાઈ ચુકે નહિ, લાગ્યા અવળે પંથજી. (ક) (૯)
લશણ ડુંગળીના દામથી, હીંગ તમાકુની તાણજી,
મન ડગે નર નામથી, નવ રૂચે વેદ વાણજી. (ક) (૧૦)
કૂટેવે ચડી કુટાય છે, કરતી કુલટાનાં કામજી,
પ્રતીત પ્રજાને પરહરે, પેટ પાડે ઠામો ઠામજી. (ક) (૧૧)
સતપંથી સતપંથ ત્યાગી કરી, કરે મનગમતા મેળજી,
જ્ઞાન ધ્યાનથી ભાગીને, ખેલે કુલટાના ખેલજી. (ક) (૧૨)
નરજી હવે તો નિહાળજો, અતી થયો અધર્મજી,
ભુલેલ ભમતાને વાળજો, છોજી શરણા શરણજી. (ક) (૧૩)
સતપંથ સર્વ વ્યાપી રહે, પેખે રાય રંકને ભુપજી,
નિષ્કલંક નામ જપી રહે, જુવે જગત સહુ તુજ સ્વરૂપજી. (ક) (૧૪)
કરજોડી ખાકી કરગરે, અરજી સુણો સીરતાજજી,
સતપંથ રગે રગે પ્રસરે, રહે ત્રીલોક લાજજી. (ક) (૧૫)

માણુસ અને ઢોર એવા વર્ગ કરી સૃષ્ટીમાં ઓળખાય છે. પરમાત્માએ જગતમાં ઉત્તમતા માણુસોને આપેલી છે. મનુષ્ય તન લેવા દેવો પણ આશાવંત

છે. પરમાત્માએ શ્રેષ્ટ સર્વેમાં મનુષ્ય દેહજ મોક્ષ કરાયેલ છે. એવો ઉલ્લેખ શાસ્ત્રોમાં હોવાથી મનુષ્ય જ શરીરની ઉત્તમતા વખણાયેલ છે, ઢોરકે પશુ શરીર તો કનીષ્ઠ મધ્યમ છે. પશુ શરીર લખ ચોરાસીમાં સપડાવાનો જ એ ઘણી સ્પષ્ટ વાત છે ને મનુષ્ય શરીર મોક્ષ દ્વાર નક્કી કરેલ છે મનુષ્ય શરીર સાથે મોક્ષ સંડોવાએલો છે.

સરત એટલી કે મનુષ્ય પણાના ધર્મો તેના નિયમો સહીત પુરણ કરવાં જોઈએ. વર્તમાન હરિવંશનો પુરૂષ ઓળખવો તેની મર્યાદા જાળવવી તેના વચન આધીન રહેવું જ જોઇએ એમ ન કરવાથી કંટાળેલો મનુષ્ય મોક્ષથી લાખો વર્ષના માર્ગથી છેટો પડી જાય છે, દરેક શરીરમાં આહાર નીંદ્રા ભય મૈથુન એક સરખાં જ હોય છે. એ ગુણોથી પશુ કે મનુષ્ય ઓળખાતાં નથી, મનુષ્યમાં જ્ઞાનસમજ વિશેષ પણે હોય છે જ્ઞાની જ મોક્ષનો અધીકારી છે. જ્ઞાનવાન માણસ મનુષ્ય શરીરને લાયક છે. મોક્ષને લાયક છે. જ્ઞાન પામવા સારૂ સદ્દ પુરૂષનો સંગ સદ્દ પુરૂષની ઓળખાણુ સદ્દ શાસ્ત્રનો અભ્યાસ પામવા પમાડવા માટે શાસ્ત્રોક્ત ઓળો પ્રચાર માટે શાસ્ત્રો સરળને સસ્તાં થવા જોઇએ, શાસ્ત્રની અગવડતા ટાળવા પ્રચાર પુષ્કળ થવો જોઇએ. દરેક દરેક સતપંથીએ ચીંતાવંત રહેવું જોઇએ. પુષ્કળ પુસ્તકો શસ્તાં મળે તો શસ્તાં થવાથી નાંના મોટા ગરીબ ગૃહસ્થને બાળ યુવાન વૃદ્ધ બાઇ ભલે સર્વને સરખી રીતે શસ્તાં લઈ શકે, વાંચી શકે, વાંચ્યા વિચાર્યાથી તેને વેવારમાં મુકવા પ્રયાસ કરવો પડે છે. શાસ્ત્રોની વીધી યુગત સમજે તે જ જ્ઞાન છે. બીજો માર્ગ જ્ઞાનના પ્રચારનો ઓળો અને કેળવણી આપવાના મંદીરો ઉભા થવા જેમાં નિર્દોશ બાળકો પણ કેળવણી પામે તે સાથે સદ્દ શાસ્ત્રનો અભ્યાસ કરી શકે બાળપણથી જે જ્ઞાનના સંસ્કારો લાગેલા હોય છે તે કદી પણ ભુસાતા નથી દીવસે દીવસે વૃદ્ધી પામે છે ફળદ્રુપ થાય છે. ત્રીજો પ્રકાર જ્ઞાન પામવાનો લાયક ઉમરે પહોંચ્યા પછીના શાસ્ત્રોક્ત અભ્યાસ પુરણ થયા પછી ધ્યાન આદીના પ્રકારનું જ્ઞાન પામવા સદ્દ ચરીત્ર સાળી સદ્દ પુરૂષની ખોળ કરી તેની સાથેથી જ્ઞાન ઘુંડાર્થનું મેળવાય છે.



એ જ્ઞાન આપનાર છે એ ધાર્મીક આજ્ઞા અપાયેલ છે. જ્ઞાન પામવાનો







જે મંગળાચરણ છે તે એજ ધર્મના પુસ્તકોનું ખેતર વિશાળ કરો. શાસ્ત્રોદીકનાં પુસ્તકો વીષે જે મહેનત કરી રહ્યા હોય તેમને મદદ કરવાના બે પ્રકાર છે એક તો નાણાં સબંધી મદદનો ફાળો ઉગરાણી કરાવી આપવાની અગર પોતે પોતાના મંદિરમાંથી ભેટ કે મદદ તરીકે આપવું. બીજો પ્રકાર એવો છે કે જેઓએ પ્રગટ કરેલા પુસ્તકો ખપરાવી દેવા પોતે પણ પુસ્તકો લેવાં ગૃહસ્થ હશો તો જરૂર કરશો. એવા ધર્મ પુસ્તકો સામટા ખરીદીમાં લાણી ભેટ શસ્તાં મળે તેવી રીતે લાયકોને વેંચવાં. તેમ કરવાથી બેવડી મદદ થશે એક તો પુસ્તકો ખપી જવાથી સંસ્થાને નાણાંની છુટ થશે જેથી બીજા પુસ્તકો બહાર પાડવાનો ઉમંગ વધશે બીજુ પુસ્તકો લાયકને આપવાથી શાસ્ત્રનો સારો પ્રચાર થશે. એજ પ્રચારે મનુષ્યો જ્ઞાનવાન બનશે ધર્મની ઉનતી થશે એજ ધર્મ ચાવી છે. તે એજ છે. મનુષ્ય ઓળખવાનો એજ માર્ગ છે કે જેને જ્ઞાનના પ્રચારની ચીવટ છે. તેજ કરી શકશે એવી શુભ ભાવનાનાં શરીરો જ મનુષ્યનાં છે.

સાચા મનુષ્ય શરીર તેજ છે, સાચા છે તેને ધર્મનીવધી વરધી જ્ઞાન પ્રચાર ધર્મની ટેક નીતી પ્રેમની અભીલાષા છે, તેઓ જ સાચા મનુષ્ય છે, જેઓને ધર્મની ચીંતા નથી. ધર્મના નિયમોને ટેકો સાચવતા નથી, ધર્મની કાળજી નથી, ખાવા પીવાની પવિત્રતા જાળવી શકતા નથી. તે મનુષ્યના સાચા શરીર નથી પણ તે બનાવટી ખોળીયાં છે; એ શરીરો મનુષ્યનાં કહેવાનાં પણ ખરેખર પશુનાં જ છે, મનુષ્યયોનીમાં આવવાથી મનુષ્ય થઈ શકતો નથી. ગમે તે યોનીમાં ઓત્તમ કુળમાં હોય પણ ધર્મ નીમ ન પાળે તે પશુ જ છે. જેને મનુષ્ય ધર્મનું જ્ઞાન નથી, તે ચોખા ઢોર પશુ છે. પશુઓ કદીપણ મનુષ્ય ભેળાં રહેવાથી મનુષ્ય બની શકતાં નથી અને સહેવાસને સંગના અસરે કંઈ ભાન થાય છે, છતાં કદીએ પશુપણું મુકતા નથી આવાં પશુઓનો સંગ ઓળો હોય તેને પોતાને પવિત્રતા કહેવી ઈચ્છતા હોય તો તે પશુ પણાની પરીક્ષા છે તે ઉપર મનુષ્ય કદી લોભાશે નહિ. પશુજ પશુનો સંગ કરશે સતપંથમાં અવશેક કરવાનું એજ છે સતપંથીયોમાં જ્ઞાનની અભીલાષા બળવંત થઈ છે, ધર્મ શાસ્ત્રો જોવાં ને વાંચવાં હંમેશાં સહેલ છે.



ધર્મ ફંડનાં નાણાં ધામીક કાર્યમાં જ વાપરવાં જોઈએ [ જ્ઞાનીને અંધ

શ્રદ્ધા ન હોય અજ્ઞાનમાં અંધ શ્રદ્ધા નભે છે પોલ અંધારામાં પોસાય છે. પોલ જ્ઞાનના પ્રકાશમાં નભે નહી નીમ ધર્મ સાચવવા પડે જેથી એશઆરામમાં ખામી પડે તે ભીતીએ અજ્ઞાનીઓ સતપંથ સાહીત્યનું ખેતર સંકોચીત કરતા જાય છે. સતપંથી આલમ અંધશ્રદ્ધાના લીધે તેઓની શીકાર બનેલી હોવાથી સર્વ નાશ થયું તે પણ જોઈ શકતા નથી. હાથે કરી પોતે પોતાનું નષ્ટ કરવા બેઠા તે દેખીતું છે. એ જ પશુપણું છે સતપંથમાં એવા પશુઓ શોભે નહી. વર્ણશંકરો અધમ કરવા મથન કરી રહ્યા છે પોતાના ધર્મમાં ઢોંગ ઘાલી પોતે ક્રીયા ભ્રષ્ટ બની બીજાને પણ બનાવી રહ્યા છે તે જ વર્ણશંકરો હોય છે.] સાચું જ્ઞાન જેને ન રૂચે ત્યાં પવીત્રતા તો હોય જ નહી વિષ્ટાના ભોગી ભમરાને વિષ્ટા જ જોઈએ કોટી ઉપાયે ફુલ ઉપર ન જ બેસે.

ફુલનો ભમરો કોટી ઉપાયે વિષ્ટા ઉપર નહી જ બેસે. તેવી રીતે ખોટા ખોરાકીને સમજવા, ધર્મનાં નાણાં ઉઘરાવીને મોજ મજા કરતાં હશે ધર્મના રખવાળાના ટોળાં કરતા હશે પણ જ્ઞાન ખેતર વધારવામાં તો આડુ જ બોલતા હશે. જ્ઞાન વધે તો એશઆરામ પડી ભાંગે ક્રીયા એક પણ નહી પાળતા હોય એ તો લશણ, ડુંગળી, હીંગ, અફીણાદી માદક પદાર્થો ખાતાને ખુંદતા જ હશે આવા અન્ય અહારીઓને ધર્મનાં નાણાં કદી પણ ન આપવાં જોઈએ કારણ કે પોતે ધર્મ ભ્રષ્ટ થયેલા છે ને આપણને પણ ધર્મ ભ્રષ્ટ કરશે એ આપણે ખચીત માની લેવું. સતપંથી વીરાઓ આપણે સંતપંથનું પ્રેમ હોય સત્ય વાલું હોય તો જરૂર જ્ઞાનની વરધી વધતી કરશો અને જ્ઞાન કાર્ય ઉપાડી લેશોને પવીત્ર કાર્યમાં તન મન ધનથી મદદ કરશો ને ક્રીયા ભ્રષ્ટને તજી દઈને નવ ગજના નમસ્કાર કરશો. જો સતપંથી હશો તો જરૂર આટલું કરશો ખોટા ખોરાક તજશો.

સતપંથના માલીક નીરંજનનું નીર્ગુણ તેજ આદ નારાયણ તેજ નારાયણે સૃષ્ટી ઉત્પન્ન કરી છે ત્યાંથી જ મનુષ્ય દેહે મનુષ્યની સાથે જુગે જુગે ને હરીવંશે મનુષ્યની સાથે મનુષ્ય શરીરથી રમતા આવે છે. તે દશ અવતારને ચારે જુગે વંશ પલટા કુળ પલટા કરતા કરતા આજ કળયુગમાં નીષ્કલંકી નામે પધારેલા છે. તે આપણે ઉપર લખાઈ ગયું છે આ પુરુષને હરીવંશે ઈમામ-શાહની આલે આપણે મેળવશું તો આપણે સતપંથી કહેવાસુ, નારાયણને ઓળખવો

એ જ સનાતન ધર્મ. નારાયણની વેદક્રિયા પાળવી એ જ અહિંસા ધર્મ છે. આ ઉપરના લેખના આભારી તો ખાકી સાહેબને જ છે ખાકી સાહેબના આશીર્વાદથી લી. સતપંથી સંપ્રદાયનો દાસુનો દાસ કાનજીભાઈ રતનાભાઈ.

## બોલો શ્રી નિષ્કલંકી નારાયણની જય જય જય

આમા પાંચ નિયમ પાળવાની જરૂર છે. (૧) શરીર શુદ્ધી :-લાઈ સુતક રજસ્વલાથી પવિત્ર રહેવું. (૨) હૃદય શુદ્ધી :–માદક આહારથી પવિત્રતા જાળવી (૩) વર્તદાન :–વ્રત અર્થે શુક્રવારી બીજ દાન દશાંશ શ્રી ઈમામ ગોરના વકચાનુસાર પાળવી અને દેવી, (૪) સંધ્યા:–ચાર વખત જુગના સ્વામી વેદવાયકેથી કરવી. (૫)ધ્યેય :–એટલે શ્રી નિષ્કલંકી નારાયણના સ્વરૂપને ઓળખી ધ્યેય પુરુષ માનવા હાલ એ જ.

શ્રી પર્માત્માને પામવાનું આ પ્રથમ પગલું લશણુ, ડુંગળી, હિંગ, તમાકુ, અફિણ, ગાંજો, ભાગ, ગળી વીગેરેનો ત્યાગ છે.





# કરણુ કલફની ટુંક સમજ

**શ્રી નિષ્કલંકી નારાયણની સહાય હોજો.**
**શ્રી પરમકૃપાળુ પરમાત્માના નામથી આદરૂં છું.**

અનંન્ત યુગ આગે વહિગયા,
ત્યારે નિરીજન આપે હતા સોહી. ૧
અને જમીન અસમાન ન હોતાં કોઈ,
ત્યારે નિરીજન આપે હુતા સોય. ૨
ધંધુકારમાં ધરીઆં ધ્યાન,
ત્યારે હેતે ઉપન્યા બ્રહ્મા જ્ઞાન. ૩
જ્ઞાની જ્ઞાન વિચારી જુઓ આપ,
નર નારાયણ ભણે તે નિરંજન જાપ. ૪
જાપ જપંતા બહુયુગ ગયા,
ત્યારે સત્તરલાખ કરણુ અવિચળ રહ્યા. ૫
અષ્ટ લાખ કરણુમાં આરંભજો કરી,
તે મન્છા મનમાં ધરી. ૬
આપે આપ જ હુતા બ્રહ્મ,
કર કમળમાં લીધું બંબ. ૭
સીત્તેર હજાર યુગ કર કમળમાં ગયા,
ત્યારે એકે દ્રષ્ટે બ્રહ્મા રહ્યા. ૮

નિરંજને નિર્મળ ધ્યાન જો ધરી,
સોહી બંબ નાભે રાખ્યા હરિ. ૯
આપ હસ્તે કમળની લીધી બાફ,
અને હરિ અલખ નિરંજન શ્રી નારાયણ આપ. ૧૦
પ્રથમ હતા સર્વે ધંધુકાર,
ત્યારે આદ નિરંજન તે વિસ્વા આધાર. ૧૧
આદે અલખ રૂપે હુતા નિરંજન દેવ,
અને સ્વામીજી તેના કોઈ ન જાણે ભેદ. ૧૨
આદ અહદ થકી ખલકયું નુર,
તેના હું આ શ્રી બ્રહ્મા સત્યગોર. ૧૩
એ સત્યગોર બ્રહ્મા તે નિરંજન નુર,
અને ત્યાં થકી બ્રહ્મલીલા નિપાઇ ભરપુર. ૧૪
છત્રીસ યુગ ચોરાસી ચોકડી એકે ધ્યાને રહ્યા,
સોહીબંબ તો પુરષોત્તમ થયા. ૧૫
જ્યારે મચ્છ નીરાલંભ આસન કર્યાં,
ત્યારે બ્રહ્માજી નામજો ધર્યાં. ૧૬
ત્યારે કરજોડીને બ્રહ્માજી કહે,
અને સ્વામી સુનકારમાં આપણે બે. ૧૭
તુંહી માતને તુંહી તાત,
તુંહી નિરંજન નારાયણ નિરાકાર. ૧૮
સત્ય બોલો સ્વામી સાચું કહો,
કોણે ઉપાયો બ્રહ્મંડને અમારૂં રૂહ. ૧૯
ત્યારે નિરંજન બોલ્યા આપ,
ત્યાં બ્રહ્માને આલ્યો પ્રજ્ઞાન મહાનંદ જાપ. ૨૦

જ્યારે ૐકારે ઉપાયા વેદ,
ત્યારે બ્રહ્માને આપ્યો મહા વાકયનો ભેદ. ૨૧
સુણો બ્રહ્માજી શ્રવણુ સુણી,
વાત અનુપમ શું કહીએ ધણી. ૨૨
જપ તપે કરીએ અમો ખેલ,
આપસ માંહેથી નીપાવી બેલ. ૨૩
જુક્તી કરો બ્રહ્માજી યુગમાં જઇ,
સકળ વાત તે તમને કહી. ૨૪
ત્યાં કરજોડીને બ્રહ્માજી કહે,
સ્વામી જુક્તી કરૂં તે અમર રહે. ૨૫
તો યુગમાં જઇને કરૂં જુગત,
જો તમે જીવું ને આલો મુગત. ૨૬
ત્યારે નિરંજન બોલ્યા આપ,
જે ભણસે યુગ રેળાનો જાપ. ૨૭
જે વેદ ક્રીયાની જાણુશે પેર,
તે સૌ આવશે આપણે ઘેર. ૨૮
વચન અમારાં માનો સહિ,
જો જુગત કરો રે બ્રહ્માજી જુગમાં જઇ. ૨૯
ત્યારે અનંત બ્રહ્મ, નારાયણુને મળ્યા ઇષિ,
ત્યારે મુક્તિનો વિચાર કરતાં યુગ ગયા વિસ. ૩૦
ત્યારે હેતે બ્રહ્માએ ધરીયું ધ્યાંન,
ત્યારે પહેલાં રચ્યાં તે જમીન આસમાન. ૩૧
પહેલે આસમાને ઉતર્યાં નુર,
ત્યારે સજ્યાં ચંદાને સુર. ૩૨

બીજે આસમાનથી ઉતર્યાં કવન,
તેના સર્જ્યાં પાણી ને પવન. ૩૩

ખટદર્શન ઉપાયા આપ,
અલખ નિરંજન નિરાકાર. ૩૪

અનંત યુગ આગે વહિ ગયા,
ત્યારે નિરંજન નિર્લંભે જો રહ્યા. ૩૫

સતગોર બ્રહ્મા થકી હુઆ સકળ મંડાણ,
તેમાં સર્જ્યાં લખચોર્યાસી ખાંણ. ૩૬

વાણીવેદ અને ખાણી ચાર,
રચના રચી તે સકળ સંસાર. ૩૭

પ્રથમ આઠ લાખ કરણ જો કર્યાં,
તેમાં અવતાર બ્રહ્માજીએ જો ધાર્યાં. ૩૮

આઠ લાખ કરણ મધ્યે ગોર બ્રહ્માજી એક ધ્યાને રહ્યા,
તેનાં જપ તપ થકી અનંત કરોડી જીવ ઓધર્યાં. ૩૯

ઝાડ એક પ્રાગવડનાં પાન, ઉપરે બેઠા શ્રી હરિ જહાં,
તે યુગ ચાર હજાર, ને યુગચારની નિંદ્રા ધરી ત્યાંહ. ૪૦

ત્યારે કલફ ચારનું માંડયું મંડાંણ,
તેમાં સોળ યુગ તો સર્જ્યાં પ્રમાંણ. ૪૧

જ્યારે ચતુર્થ કલફની સાંખા ધરી,
ત્યારે બ્રહ્માજીએ સૃષ્ટિ જો કરી. ૪૨

—: જાયલા કલફનો આરંભ :—

જ્યારે ઋગવેદ બ્રહ્માજી ભણીયા સાર,
ત્યારે રૂપ ધર્યાં નિરંજને ચાર. ૪૩

હવ કવ કેશવ પ્રેમ અપાર,
ભક્ત ભણે તે નર આકાર. ૪૪
સોળ યુગની જ્યારે સંખ્યાધરી,
ત્યારે ગોરે નામ ભણાવ્યા હરિ. ૪૫
જે કોઈ ભણીયા પ્રેમે જાપ,
તે જીવ છુટયા આપો આપ. ૪૬
જે જીવ છુટે તે દેવતા ભયા,
જાંખા નવ્વાણું કરોડી સતે રહ્યા. ૪૭
નવ્વાણું કરોડી જાંખા સત્યે રહ્યા,
તે પૂરણ કલક થયા ત્યારે અમરા પૂર ગયા. ૪૮
જ્યારે પાણીને ફર્માન જો થયાં,
ત્યારે હુકમે પાણી કરજોડી રહ્યાં. ૪૯
જ્યારે આસન વાળીને બેઠા બ્રહ્મ,
ત્યારે પાણી ચઢયું તે ષટ ગગન. ૫૦
પાણી તો ઉપર પ્રદક્ષિણા કરે,
અને ચક્રવેગે પાણી ફરે. ૫૧
પાણી ચડતે ગગન આકાશમાં ગયા,
તે જઈને ધ્રુવ મંડળે રહ્યાં. ૫૨
સત્ય પાતાળને એકવીશે બ્રહ્માંડ,
પાણી ચઢયાં તે સકળ ભવન. ૫૩
ભણે પંડીતને અમર જાપ,
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આપ. ૫૪
પખાળી પૃથ્વીને કીધી પાક,
ત્યારે ચતુર ગુણની રહી સાંખ. ૫૫

સત્ દત ને ક્ષમા કરી,
જે કોઇ સમરે શ્રી હરિ. ૫૬

જુગતે જોગી મલીયા દેવ,
અને બ્રહ્મા, વિષ્ણુને આપે આલેખ. ૫૭

પહેલો અવતાર જાંખાનો હતો જાંણુ,
તે સૂર્ય જેવો હતો પ્રમાણુ. ૫૮

ત્યારે તે રૂપને દેખીને ધાયા જેહ,
તે જીવ અમરાપુર પાષ્યાં તેહ. ૫૯

જાંખામાં સર્વે જીવ સિધ્યા જેહ,
તેમાં બે જીવ નર્કે પોંચ્યા તેહ. ૬૦

તમે સુણો રે મૂનિવર ભાઇ,
નામ એક માલક બાઇ. ૬૧

તે સુંદર રાજાની દીકરી જાણુ,
તે નર્કે પોતી નીર્વાણુ. ૬૨

ભક્ત સવદાસ રાજા સેનનો દિકરો જાણુ,
તે ગતની નિંદા કરતો તે નર્કે પડયો નિર્વાણુ. ૬૩

જે જીવ પોતાના સાહેબને ન ઓળખે જેહ,
તે કેમ કરી પામે અમર પદ તેહ. ૬૪

ત્રણ સૂરતે વિચારી ધરીઉં ધ્યાંન,
ત્યારે ગોર બ્રહ્માને આલ્યું ફર્માન. ૬૫

તેડી બ્રહ્માને કહ્યું કીર્તાર,
તેજ અમારૂં કરો વિસ્તાર. ૬૬

વચન હરિનાં મસ્તકે ધરી,
હવે બીજા કલફની સૃષ્ટિ જો કરી. ૬૭



( જાયલા કલફ સમાપ્ત )

# ફાયલા કલફનો આરંભ

જ્યારે ગોરે બ્રહ્માને આલ્યો પાઠ,
ત્યારે અમર ભેદની દેખાડી વાટ. ૬૮
જ્યારે યજુર્વેદનાં માતમ કર્યાં,
ત્રણ રૂપ ત્યાં વિષ્ણુએ ધર્યાં. ૬૯
હવે તવ, નાદ, ઉત્તરા, તે દર્શન જાણીને ધાયા જેહ,
અમ્મર ભેદ તો પામ્યા તેહ. ૭૦
ફાયલા કલફ પુરા થયા,
ત્યારે છપ્પન કરોડી મેવા અમરાપુર ગયા. ૭૧
જ્યારે બાર યુગનું વિત્યો કાળ,
ત્યારે પાણી ચઢયાં તે બ્રુઅસ્માન. ૭૨
આદ શકિત દેવો અમર રહ્યા જોય,
બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર સોય. ૭૩
પખાળી પૃથ્વીને કીધી પાક,
ત્યાં ચતુર ગુણની રહી સાખ. ૭૪
સત, દત, ને ક્ષમા કરી,
જે કોઈ સમરે શ્રી હરિ. ૭૫
બીજા ફાયલા કલફની રચના સુણો મુનીવરભાઇ,
અને શ્રી હરિનારાયણના અવતારની સહી. ૭૬
એવું રૂપ શ્રી હરિ મેવામાં સહી,
ત્યારે અવગતીઆ ન હતા કોઈ. ૭૭
જીવ ચાર અવગતે પોતા સહિ,
તે તમે સુણો ઋષિવર ભાઈ. ૭૮

એક મુખી હતા જે મોટા સિધ્ધ જાત,
તે મુખીનું નામ તો પારસનાથ. ૭૯

સીવદાસ નો દીકરો હતો જેહ,
તથા બીજા અરજ મુની કહીએ તેહ. ૮૦

અને ત્રીજા પંજા દેલી કહીએ તેહ,
અને ચોથા માધવભાઇ સાથે જેહ. ૮૧

એ ચાર જીવ મેલ્યા માંહેથી નર્કે પડ્યા જેહ,
તમે સુણો મુનિવર ભાઇ તેહ. ૮૨

જે ઋષિવર એવું રૂપ દેખીને ન ભૂલ્યા જેહ,
અમ્મર ફળ પામ્યા તેહ. ૮૩

વળી વિષ્ણુએ વિચારીને ધર્યું ધ્યાન,
ત્યારે બ્રહ્માને આલ્યું ફર્માન. ૮૪

તેડી બ્રહ્માને કહ્યું શ્રી હરિ કિર્તાર,
તેજ અમારૂં કરો વિસ્તાર. ૮૫

વચન હરિનાં મસ્તકે ધરી,
ત્રીજા કલફમાં બ્રહ્માજીએ સૃષ્ટિ જો કરી. ૮૬

( ફાયલા લકફ સમાપ્ત )

## અર્જલા કલફનો આરંભ

ગોર બ્રહ્માને આલ્યો વેદવાણી પાઠ,
ત્યારે અમ્મર ભેદની દેખાડની વાટ. ૮૭

જ્યારે સામવેદના મહાત્મ કર્યાં,
ત્યારે બે રૂપ તો વિષ્ણુએ ધર્યાં. ૮૮

ધર્મ, તત્ત્વ, તે દર્શન જાણી ધાયા જેહ,
અમ્મર ભેદ પામ્યા તેહ. ૮૯

અર્જલા કલફ સંપૂર્ણ થયા,
ત્યારે બત્રીસ કરોડ કીન્નર તે અમરાપુર ગયા. ૯૦

જ્યારે આઠ યુગનું પાડ્યું નામ,
ત્યારે પાણી ચઢયાં તે ઘ્રુઅસ્માન. ૯૧

આદ શકિત દેવો અમર રહ્યા જોય,
બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સોય. ૯૨

જ્યારે પખાળી પૃથ્વીને કીધી પાક,
ત્યારે ચતુર ગુણની રહી સાંખ. ૯૩

સત, દત, ને ક્ષમા, કરી,
જે કોઈ ભગ્ત સમરે શ્રી હરિ. ૯૪

અર્જલા કલફની રમત સુણો મુનિવરભાઈ,
સાહેબનું રૂપ બાળકનુ હતું સહિ. ૯૫

તેમાં કિન્નરે ઇમાન આણ્યું પુરૂં જાંણ,
અને તે અમરા પુરીનો વર પામ્યા નિર્વાણ. ૯૬

તેમાં એક ગોવિંદ મુખી અવતાર હતા જેહ,
તે સુણો મુનિવરભાઇ તેહ. ૯૭

એ જાયલા ફાયલ્રા, અર્જલા, સંપૂર્ણ જાંણ,
અને તેમાં જાંખા, મેઘા, કીન્નર છુટયા નિર્વાણ. ૯૮

એ ત્રણ કલફમાં સોળ અવતાર હરિનાં જાંણ,
ત્યાં વિષ્ણુના સોળ પગલાં પૂજાયા પરમાણ. ૯૯

ત્યાં દસ રૂપ બ્રહ્માજીનાં પુજાયા જાંણ,
તેણે નર-નારાયણ જામાનાં કર્યાં વખાંણ. ૧૦૦

તે કલફ ત્રણમાં આગમ રૂપ હરિનાં જાંણ,
અને તેણે ચોથા ખલીફા કલફનાં માંડયાં મંડાણ. ૧૦૧



( અર્જલા કલફ સંપૂર્ણ )



# ૐ શ્રી બ્રહ્મા વાંચા

શ્રી સદગોર ઇમામશાહ જ્ઞાન બોલીયા,
સાંભળો મુનિવર ભાઈ;
જો પ્રગટ વેળાએ તમે આવી મળો,
તો વીરા સાચી તમારી કમાઇ. ૧

ભાઈ પ્રગટ વેળા જેને કહિયે,
જ્યાં ગટ પાટની વેળારે થાય;
તે તેત્રીસ કરોડ દેવ આવી મળે,
જ્યાં શ્રી હરિ સાહેબ પુરેરે વાસ. ૨

ભાઈ જાખા મેગાને કેનર આવી મળે,
કરણુ કલકના દેવ કરોડ;
એણી વેળાએ તમે આવી મળો,
તો વીરા થાશો તમે તેની જોડ. ૩

ભાઈ સાચે ઇમાને જે કોઇ આવશે,
અને સાચા મુનિવર સોય;
તેના એકોતેર સો સવર્ગે સિધાવશે,
તેને રાહમાં નહિ રોકે કોય. ૪

ભાઈ લોક લજા નવ રાખીએ,
અને લજાએ વણસેરે કાજ;
સગા કુટુંબ એની બંધવા,
તે તો નહિ ચાલે જીવની સંગાથ. ૫

બાવન ગાદી જે ઉતરી ગયા,
તે તો જઈ પોતા સ્વર્ગને દુવાર;
તે તો હરખે અમારા પુરી માણસે,
તે જીવ છેહ નહિ પામે લગાર. ૬

જો ભાઇ શિરકા સાટા રે કીજીએ,
તો સવા લાખ ગણેરા લેખાય;
રાજા હરિશ્ચંદ્રના જેવા ફળ પામશો,
એ વીરા તેથી પણ અદકેરા થાય. ૭

એ ભાઇ દુનિયા દોલત પલ એક છે,
અને લોભે લાગા ભુલી મત જાવ;
એ હાથે આવેલા ફળ ચાખજો,
એ ફરી ફરીને ફળ નહિ પાવ. ૮

એ ભાઇ ચાર યુગ ગયા તમને ઢુંઢતા,
પણ હજુએ ન લાગ્યોરે છેહ,
જો અથર્વ વેદને વાયકે ચાલશો,
તો નિવેડા થાશે આણી દેહ. ૯

એ ભાઈ સતપંથે સાચા થઇ ચાલશો,
તમને મલિયા જે સતગોર પીર;
જેણે દર્શન કિધા પ્રગટ તીર્થના,
તેના વૈકુંઠ પોતારે જીવ. ૧૦

એ ભાઈ મંત્ર જાપ ભણો તમે સતનો,
અને ખરી દશોંદ દયો ગુરૂને આજ;
આજ દશમે તે ગોર નર આવીયા,
મુનિવર ભાઈઓના કરવા રે કાજ. ૧૧

એ ભાઈ ચેતી શકોતોરે ચેતજો,
અને વેળા તે વહી વહી જાય;

એ હાથમાંથી હીરો હારી જશોતો,
આગળ કયાથી રે પાવ. ૧૨
એ ભાઈ ત્રણે યુગના ત્રણ ટોળ બાંધીયા,
અને ચોથો તે પ્રગટ હોય;
જે આ યુગમાં તે સત ધર્મ જગાવિઓ,
તે અલી મહેંદી વીના નહી કોય. ૧૩
એ ભાઇ આપ સમાન સાહેબ રાખશે,
અને બાંધશે કાટા રે તોલ;
જો આ ખરી કશોટી કશાવશો,
તો વીરા પામશો મુલરે અમુલ. ૧૪
એ ભાઈ અમીરશની વેળાતો મોટી છે,
અને તમે કાયર કાથાવો મુનિવરભાઇ;
આ મહાદન વેળાની સંધ છે,
તમને મુક્તિની રાહ જ પાઈ. ૧૫
એ ભાઇ ચાલીશ ઇમામ જ્યારે પુરા હોશે,
ત્યારે અવતાર દશમો લેખાય;
હરી અસુર દાણવને સંહારશે,
અને દૈતોને શિર મેલશે ઘાય. ૧૬
એ ભાઇ નવે ખંડ માંહે જૈ જૈ કાર હોશે,
અને રૂષિવરોને કરાવશે રાજ;
હરિ સાહેબને પુજયાના ફળ તમે પામશો,
તે તમે જાણજો નર તે આજ. ૧૭
ભણે ગુરૂ ઇમામશાહ સુણો મુનિવરો,
તેમે વેદ વિચારીને ચાલો;
જો આદિ બ્રહ્મ ભંડારા કીજીએ,
તો તમે સહી અમરાપુરમા મહાલો. ૧૮



[ ખલીફા કલ્કનો પ્રારંભ ]



भूतलातल मध्यस्थौ हत्वा तु संखा शुरमौं ।
उद्धृता येन वै वेदास्तस्मै मस्त्यात्मने नमः ॥



જે પરમાત્માએ ભુતળ અને અતળની વચમાં રહિને શંખાસુર નામના દૈત્યનો નાશ કરીને વેદોનો ઉદ્ધાર કર્યો હતો, તેવા મચ્છ રૂપને હું નમસ્કાર કરૂં છું.

પ્રથમ નામ તો ૐ ઓંમ, ઉનાદ, અવીગત, ઐહેદ, હવ, કવ, તત્ત્વ, ધર્મ, તેજ, કેવલિક, નાદ, ઓત્રા, હરિતકૃત, પુરવા અતિતવંશી, પ્રેમઋષિ વંશતો શ્રી મચ્છા અવતારનો પ્રારંભ.

# શ્રી મચ્છા અવતાર

શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું
દયાળુ શ્રી પરમાત્માના નામથી સદાય કૃપાળું છે.

॥ પહેલો અવતાર ॥

જ્યારે વિષ્ણુએ વિચારીને ધર્યું ધ્યાન,
ત્યારે ગોર બ્રહ્માને આલ્યું ફર્માન. ૧૦૨

ગોર બ્રહ્માને કહ્યું કિર્તાર,
તેજ અમારૂં કરો વિસ્તાર. ૧૦૩

વચન શ્રી હરિનાં મસ્તકે ધરી,
ને વળતાં બ્રહ્માજી બોલ્યા ફરી. ૧૦૪

સ્વામી અમે યુગમાં જઈને કરીશું જાણ,
જો હરિ કુળ ઓધારો ચારે ખાણ. ૧૦૫

વળતાં બ્રહ્મા પ્રત્યે બોલ્યા શ્રી હરિ,
અમે આવીશું રૂપ અગોચર ધરી. ૧૦૬

રૂપ અમારાં ઓળખશે જેહ,
મુક્ત થાશે જીવ બ્રહ્માજી તેહ. ૧૦૭

એવો કોલ લઇને બ્રહ્માજી યુગમાં આવ્યા જાણ,
ત્યારે કર્તા યુગના માંડયા મંડાણ. ૧૦૮

જ્યારે સાવિત્રી સંજોગ શ્રી બ્રહ્માએ કર્યો,
ત્યારે બ્રહ્માને ઘરે શંખવો અવતર્યો. ૧૦૯

ગોર બ્રહ્માને ઘરે દહિત અવતર્યો,
ગણેશ આગળ તપ કરવા સંચર્યો. ૧૧૦

જ્યારે દન સવાપોર તપ કરતો જેહ,
ત્યારે રાજા અમરિષ યજ્ઞ કરતા તેહ. ૧૧૧

ભૂપ મળીને યજ્ઞમાં આવ્યા જેહ,
બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ, નારાયણ તેહ. ૧૧૨

જ્યાં શંખાસુરને લાગી વાર,
ત્યાં ભોજન જમે સર્વે સંસાર. ૧૧૩

આવ્યો શંખાસુર ને ચડી રીસ,
તેમણે શ્રાપ દીધા રાય અમરિષ. ૧૧૪

એક સો અવતાર લેજે હો રાય,
એવો શ્રાપ શંખવે દીધો ત્યાંય. ૧૧૫
અમરિષ દોડીને આવ્યા નારાયણની પાસે,
શંખવાનો શ્રાપ લાગ્યો તે કેમ છૂટાસે. ૧૧૬
સ્વામી શંખવે દીધા શ્રાપ તે છૂટાસે કેમ,
વળતાં નારાયણ વચન બોલ્યા એમ. ૧૧૭
તેણે જઇને કીધું જાણ,
બ્રહ્મા કહે અમરિષનો શો વાંક. ૧૧૮
અમરિષ રાજાને નહી દીજે શ્રાપ,
ત્યારે શંખવે મેલ્યા વીસ શ્રાપ. ૧૧૯
પછી મહાદેવ ગયા શંખવાની પાસ,
શંખવા રાજાને નહિ દીજે શ્રાપ. ૧૨૦
જ્યારે વીસ મૂકત કર્યા છે શ્રાપ,
શક્તિ ગયા શંખવાની પાસ. ૧૨૧
શક્તિ બોલ્યા વચન પ્રકાશ,
કે શંખવા એવા કોને ન દીજે શ્રાપ. ૧૨૨
જ્યારે શક્તિ માતાને મૂક્ત કર્યા વિસ શ્રાપ,
ત્યારે શ્રી વિષ્ણુ દેવ આવ્યા શંખવાની પાસ. ૧૨૩
ભૂંડા રીશ ન કીજે અપાર,
ત્યારે વીસ અવતાર મૂક્ત કર્યા તેણી વાર. ૧૨૪
પછી નારાયણ દેવ ગયા શંખવાની પાસ,
ત્યારે શંખવો બોલ્યો પ્રકાશ. ૧૨૫
એંસી મેલી દીધા છે મેં જ્યારે,
બાકી રહ્યા વીસ અવતાર. ૧૨૬
શ્રી નારાયણ દેવ કહે મેલ શંખવા એ શ્રાપ,
નહિ તો તેનું તને લાગશે પાપ. ૧૨૭

તે કારણ દસ અવતાર લીધા શ્રી મહારાજ,
અને દસ લીધા શંખવે સાર. ૧૨૮
પહેલો અવતાર મચ્છા રૂપ શ્રી કિરતાર,
ત્યારે ચાર વેદની રચના થઈ તૈયાર. ૧૨૯
શ્રી મચ્છા અવતારનાં થયાં વખાણ,
તે તમે થયા પોતે જાણ. ૧૩૦
મચ્છા અવતાર તે માછલાં જેવાં જેહ,
પૂંઠ પણ મચ્છ જેવી તેહ. ૧૩૧
એવો અવતાર મચ્છનો હતો જેહ,
મુખે માનવ, પૂંઠે મચ્છ દેહ; ૧૩૨
શંખાસૂરના કહું પરમાણ,
માથું તાડના ફળ જેવું જાણ. ૧૩૩
એવો અવતાર શંખાસૂર જેહ,
તે સુણો મુનિવરો તેહ. ૧૩૪
ત્યારે વર્તી વેળાને જ્યોતિષ કહે આજ,
બ્રહ્માજી પુત્ર થકું વણશસે કાજ. ૧૩૫
એ શંખવો તીસ ઘર દાણવનો અવતાર,
બ્રહ્માજી કરો જતન વેદ લઈ જશે ચાર. ૧૩૬
વળી એકદન બ્રહ્માજી મનમાં એવું ધરે,
એ પુત્ર થઈને એવું ન કરે. ૧૩૭
શબ્દ એક ને ઓમકાર,
ત્યારે નારાયણે કર્યો વિચાર. ૧૩૮
ધ્યાન ધરીને સમુદ્ર તીર,
બ્રહ્માજી બાંધી બેઠા ધીર. ૧૩૯
ત્યાં બ્રહ્માએ ધરીયું ધ્યાન,
વેદ ગયા ત્યાં ઉપન્યુ, જ્ઞાન. ૧૪૦

ત્યારે શંખાસૂરે વાત જો કરી,
ફર્માન નારાયણનું લાવ્યો ફરી. ૧૪૧
જ્યારે બ્રહ્માજીએ ધર્યું ધ્યાન,
ત્યારે નારાયણે શંખવાને આલ્યું ફર્માન. ૧૪૨
જો માયા તણો કરવો વિસ્તાર,
ત્યારે શ્રી હરિએ કીધો વિચાર. ૧૪૩
જ્યારે નારાયણને જુગમાં લેવું હતું રૂપ,
ત્યારે જુજવાં કીધાં ત્રણે સ્વરૂપ. ૧૪૪
ચોથાં રહ્યાં શક્તિ એક,
તેનાં કરવાં અનંત વિવેક. ૧૪૫
નારાયણે તો નજર ધરી,
અને ચારે સૂરત ત્યાં જુજવી કરી. ૧૪૬
બ્રહ્મા શબ્દ તે ઓમકાર,
વિષ્ણુ અક્ષર એક વહેવાર. ૧૪૭
મહાદેવે મહા તરતવ કરી,
ત્યારે શંખવો ચાલ્યો નિસરી. ૧૪૮
પ્રથમ શ્રી મચ્છરૂપનો સંજોગ જો થયો,
બ્રહ્માના વેદ તે શંખવો લઇ ગયો. ૧૪૯
એવું જાણીને બ્રહ્માજી ચિંતામાંભયા,
ત્યારે વેદ ચાર શંખવો લઈ ગયો. ૧૫૦
જ્યારે ચિંતાતુર થઈને બ્રહ્માજી રહ્યા,
ત્યારે સદા શિવ ત્યાં આવીઆ. ૧૫૧
કહોરે બ્રહ્માજી આ શું થયું,
પણ તેજ તમારૂં તે કયાં ગયું. ૧૫૨
ત્યારે શિવ પ્રત્યે બ્રહ્મા બોલ્યા સહિ,
અકળ ગત તે અપરમની થઈ. ૧૫૩

વળતાં શિવ વિચારે એહ,
કહો બ્રહ્મા થયું કેમ તેહ. ૧૫૪
ત્યારે બ્રહ્મા મહાદેવ ને કહે,
અકળગતી તે અપરમ થઇ. ૧૫૫
એ ગત તો ન જાણી અમે,
નારાયણ પાસે શિવ જાવ તમે. ૧૫૬
નારાયણ પાસે શિવે કર્યો પ્રકાશ,
અને બ્રહ્માજી: બેઠા ઉદાસ. ૧૫૭
સ્વામી તમે છો અપરંપાર,
તમ યુક્તિનો કરો વિસ્તાર. ૧૫૮
એવી વિનંતી સદાય શિવે કહી,
બ્રહ્મ કળા ઓછી થઇ રહી. ૧૫૯
બોલ્યા હરી શિવ તમને કહું છું તેહ,
એ કારજ વળી કરશું છે જેહ. ૧૬૦
એવો શબ્દ શ્રીહરિએ કહ્યો,
બ્રહ્માજી શંખવો વેદ કેમ લઇ ગયો. ૧૬૧
વિષ્ણુને શક્તિ હતાં જ્યાંય,
હિણુ કળાએ ઝાંખાં થઈ રહ્યાં ત્યાંય ૧૬૨
શિવ કહે સ્વામી તમે કિરતાર,
તમે ચાર સૂરતના કરો નિસ્તાર. ૧૬૩
સ્વામી તમારા સર્જ્યા છીએ અમો,
અને તેજ તમારૂં પ્રકાશો તમો. ૧૬૪
એવું શિવનું સુણી વચન,
ત્યારે શ્રીહરિ ઘણું હરખ્યા મન. ૧૬૫

વિષ્ણુ ને તેડાવ્યા છે જ્યાંય,
વળી આદ્ય શક્તિ આવ્યાં છે ત્યાંય. ૧૬૬

ત્રણ મુરત ને શક્તિ અવતાર,
એ ચારે મુર્ત કીધો વિસ્તાર. ૧૬૭

વિષ્ણુને નારાયણે આલ્યું ફર્માન,
વિષ્ણુ થયા છે આપ સમાન. ૧૬૮

મહાદેવને ત્યાં સ્થાપના કરી,
દહિંત કુળની ઇચ્છા ધરી. ૧૬૯

એક વેદવાણી શબ્દને ઓમ કાર,
તેના થયા અનંત વિસ્તાર. ૧૭૦

અનંત વિસ્તારને શબ્દ એક,
તેમાં થયા અનંત વિવેક. ૧૭૧

એકેક મુરતને આપ્યું વરદાન,
નારાયણે ત્યાં કર્યું ફર્માન. ૧૭૨

પ્રથમ અહંકારથી બ્રહ્માજી કળા હીણુ થયા,
વિષ્ણુ શક્તિ મહેશ બ્રહ્મા પાસે ગયાં. ૧૭૩

સદ્ ગોર કહે અહંકારની વાત,
ભાંગે દિવસને નીપજે રાત. ૧૭૪

ચારે મુરત જો સ્થાપ્યાં ત્યાંહ,
અને વિષ્ણુ બ્રહ્મા હતાં જ્યાંહ. ૧૭૫

વિષ્ણુ પ્રત્યે શ્રી હરિએ કહ્યું વચન,
તમે અમે છીએ એક જો તન. ૧૭૬

અલખ નિરંજને ત્યાં દયા ધરી,
શ્રી વિષ્ણુને વરદાન આપ્યું ફરી. ૧૭૭

વિષ્ણુ તમે વળી જુગમાં જાવ,
જે સત્યવાદી જીવ તે પૂજે તમારા પાવ. ૧૭૮

જુઓ બ્રહ્માજી બેઠા છે જયાંહે,
વળી વીવેક પૂછજો તમો ત્યાંય. ૧૭૯

દુષ્ટ વેદ લઈ નાઠો છે સહી,
તેને તમે હણજો જઈ. ૧૮૦

જ્યારે તે દુષ્ટ ને હણશો તમો,
ત્યારે ચારે મુરતમાં છતા થાશો તમો. ૧૮૧

ત્યારે શ્રી વિષ્ણુએ કરી પ્રણામ,
સ્વામી અમને શું આપો છો કામ. ૧૮૨

સત્ય માનીને કરે પ્રણામ,
તો તેને આપજો અવિચળ ઠામ. ૧૮૩

એવું વચન કહીએ છીએ અમો,
તેનાં કુળ ઓધારો તમો. ૧૮૪

જુગો જુગમાં ધરી અવતાર,
દહિંતને મારી કરો વેદનો વિસ્તાર. ૧૮૫

જીવ અમારા હશે જેહ,
તમને આવીને પૂજશે તેહ. ૧૮૬

તે જે તમારો જપશે જાપ,
તેને અમો મળ્યા આપો આપ. ૧૮૭

એવી રચના ત્યાં શ્રી હરિએ કરી,
શ્રી વિષ્ણુએ વાત હૃદયમાં ધરી. ૧૮૮

શ્રી વિષ્ણુ આવ્યા બ્રહ્માની પાસ,
અને બ્રહ્મા દિઠા બહુ ઉદાસ. ૧૮૯

ઉઠો બ્રહ્માજી ધરો ધ્યાન,
વાળો વેદ અને રાખો માન. ૧૯૦

કહોરે બ્રહ્મા એ કઈ દીશાએ ગયો,
અને કઇ કળાએ દહિંત જો રહ્યો. ૧૯૧

બ્રહ્માજી બોલ્યા છે તેણી વાર,
મેં દુષ્ટ નથી દીઠો લગાર. ૧૯૨

દુષ્ટે આવી એવું વચન જો કહ્યું,
અને સુણી વચન ને પગલું પાછું ભર્યું. ૧૯૩

કુભનાળ કાવે છે જેહ,
જાણું છું તે માર્ગે નાઠો તેહ. ૧૯૪

ગયા વેદ બ્રહ્માજી કરે પોકાર,
ત્યારે દોડી ધાયા દેવ મોરાર. ૧૯૫

ત્યારે ગોર બ્રહ્માજીએ હરિ શું કહ્યું,
સ્વામીજી વેદ ચાર દહિંત લઈ ગયો. ૧૯૬

ગયા વેદ બ્રહ્માજી કરે વિચાર,
તમે સહાય કરો દેવ મોરાર. ૧૯૭

ગોર બ્રહ્માએ શ્રી હરિ શું કહ્યો વિચાર,
સ્વામીજી વેદ વીના હુઓ અંધકાર. ૧૯૮

સ્વામીજી જેને આધારે ચાલે સંસાર,
તે શંખા સુર લઇ ગયો સમુદ્ર મોઝાર. ૧૯૯

શ્રી હરિએ સુણી દીલમાં કીધો વિચાર,
વેદ કારણ શ્રી હરિએ લીધો અવતાર. ૨૦૦

જ્યારે શંખા સુર દહિંત સમુદ્રમાં ગયો,
ત્યારે મચ્છારૂપ શ્રી હરિએ લીઓ. ૨૦૧

એવી વાત સુણી પૂંઠે ધાયા દેવ મોરાર,
દહિંત જઈને પેઠો કુંભ નાળ મોઝાર. ૨૦૨

જ્યારે વિષ્ણુ દેવ શ્રીમચ્છા રૂપ જો ભયા,
ત્યારે ગોર બ્રહ્માનો અવતાર માન ધાતા થયા. ૨૦૩

શ્રી વિષ્ણુ આવ્યા તતક્ષણ ત્યાંય,
તે નાળ માથે શંખવો ઉભો હતો જ્યાંહ. ૨૦૪

ત્યાંથી શંખાસુર નાસી ગયો,
જઈ તળ પાતાળમાંહે પ્રસિદ્ધ જો થયો. ૨૦૫

ત્યારે પવન પાણી વેગે જાયે વહિ,
અને ધરતીને માર્ગે ઉતર્યો જઈ. ૨૦૬

શંખવો દાણવ પૃથ્વી તળે ગયો સહિ,
અને તે ધરતીને મંદિર પોતો જઇ. ૨૦૭

તોતળ પાતાળે ધરતી જો રહે,
સકળ વાત તે સદ ગોર કહે. ૨૦૮

ત્યાંથી શંખાસુર નાસી ગયો,
જઈ ધરતી માતા પાસે રહ્યો. ૨૦૯

ત્યારે માતાના મંદિરે પેઠો જઈ,
કરજોડી - આધિન થઇ વિનતી કહી. ૨૧૦

સાંભળો ધરતી માતા કહું તમોને,
બ્રહ્માના વેદ લાવ્યો છું રાખોને મુને. ૨૧૧

હેરી વેદને લાવ્યો છું હું,
અને કહો તો સરણે તમારે રહું. ૨૧૨

માતા આવ્યો હું શરણે રાખોને લાજ,
પૂંઠે શ્રી હરિ આવે છે મારે કાજ. ૨૧૩

ધરતી કહે સુણો શંખાસુર કહું છું અમો,
ગોર બ્રહ્મા ના વેદ લાવ્યા છો તમો. ૨૧૪
માતાજી અમે દીઠા સંસારમાં વેદ પ્રકાશ,
તે કારણે હેરી લાવ્યો વેદ તમારી પાસ. ૨૧૫
એવાં વચન દહિંત ધરતિસુ બોલ્યા સહી,
જો તમે શરણે રાખો તો વેદ આપું નહિ. ૨૧૬
આપ માતા ધરતીમાં સર્વે સમાય,
તુજ વિના મુજને રાખ્યો કોઇથી ન જાય. ૨૧૭
ભાંખે સત્ય વેદ બ્રહ્માજી જેહ,
તે સર્વે ગુણ સાંભળી આવ્યો છું તેહ. ૨૧૮
ત્યારે એવી વાત શંખવે ધરતીસુ કહી,
વિષ્ણુ મુજને મારવા આવશે અહીં. ૨૧૯
સાંભળો ધરતી માતા હું તમોને કહું,
અહિં જો મુજને રાખો તો રહું. ૨૨૦
ફરી શંખાસુર પ્રત્યે ધરતી કહે,
બ્રહ્મા નારાયણનો ચોર મુજથી નહિં રહે. ૨૨૧
તુજ કેડે શ્રી વિષ્ણુ આવે જેહ,
તુજને ગ્રહી જશે શ્રી હરિ તેહ. ૨૨૨
જો ધરતી તમો મુજને નહિ રાખો આજ,
ત્રણ સુરત આગળ નહિ રહે તમારી લાજ. ૨૨૩
ત્યારે ધરતી માતાએ વિચાર્યું મન,
એ કારણે શ્રી હરિ થાશે પ્રસન્ન. ૨૨૪
એ કારણ શ્રી હરિ આવે મુજ દ્વાર,
તો માંગી લઉ વરદાન અપાર. ૨૨૫

એટલે શંખાસુરને ધરતી રાખવા કરે,
ત્યાં શ્રી હરિ આવી સંચરે. ૨૨૬
પેઠો શંખવો ધરતીના મંદીર મોઝાર,
ત્યારે વિષ્ણુ આવ્યા ધરતીને દ્વાર. ૨૨૭
આવી દ્વારે ઊભા શ્રી હરિ જયાંય,
પ્રેમ વચન ધરતી ને કહ્યાં ત્યાંય. ૨૨૮
શ્રી વિષ્ણુ નારાયણ પૃથ્વી પાસે ગયા,
તે પહેલાં શંખાસુર આવી રહ્યા. ૨૨૯
પૃથ્વીએ આદર ભાવે નારાયણ સેવ્યા જહાં,
દો કર જોડીને ધરતી ઊભાં રહ્યાં. ૨૩૦
માતા ધરતી વચન બોલ્યાં એહ,
તમે આવ્યા શ્રી હરિ તે કોણ સ્નેહ. ૨૩૧
જે શંખાસુર કેરી લાવ્યો ગોર બ્રહ્માના વેદ,
તેનો હું તમને પૂછું છું ભેદ. ૨૩૨
ત્યાં તો નારાયણ શ્રી મુખે ઓચરે,
જો શંખવો બતાવો તો કારજ સરે. ૨૩૩
સૂણો ધરતી તમને કહું ભેદ,
શંખવો હરી લાવ્યો છે બ્રહ્માના વેદ. ૨૩૪
જો ધરતી તેનો બતાવો મુજને ભેદ,
તો મારી દહિંતને વાળું વેદ. ૨૩૫
સુણો શ્રીહરિ હું તમને કહું,
જે આવ્યો શરણે તે કાઢી કેમ દઉં. ૨૩૬
સાંભળ ધરતી હું કહું તમોને,
અને ચોર મારો આપો અમોને. ૨૩૭

ત્યારે બોલ્યાં ધરતી દીન દયાળ,
તમે છો શ્રી હરિ અકળ બળ કિર્તાર. ૨૩૮

સ્વામી વચન તમારૂં જો સહેવાય,
ચોર તમારો તો રાખ્યો કેમ જાય. ૨૩૯

બોલ્યા શ્રી હરિ હું તમોને કહું,
ચોર મારો લીધા વિના નહિ રહું. ૨૪૦

ફરી કર જોડીને ધરતી કહે,
સ્વામી ચોર તમારો મુજ રાખ્યો નહિ રહે. ૨૪૧

સ્વામી તમે ઊભા રહેજો આણે ઠાય,
હું જોઉં મારા મંદિર માંય. ૨૪૨

હું જોઉં મારા ઘર માંહે,
હશે તો આણી આપીશ આંહે. ૨૪૩

કર જોડીને વચન કહે કથી,
હું જાણું જે મારા ઘરમાં નથી. ૨૪૪

ત્યારે રીસ કરી બોલ્યા શ્રી ભગવાન,
ને શંખવો છે તમારા મંદિર માંય. ૨૪૫

ત્યારે ધરતી એ વિચાર્યું મન,
એ છે શ્રી વિષ્ણુ આપે તન. ૨૪૬

સ્વામી એ કારજે આવ્યા મુજ દ્વાર,
તમે કૃપા કરો દીન દયાળ. ૨૪૭

એવી વાત જો ધરતીએ કહી,
વચન એક મુજને આપો સહી. ૨૪૮

આદે ઇચ્છા ધરૂં છું અમો,
અને વચન એક આપો ને તમો. ૨૪૯

અમને ઇચ્છા મનમાં છે ઘણી,
અમને વરો તમે ત્રીભોવન ધણી. ૨૫૦

કહે વિષ્ણુ પ્રત્યે વદી વાદ,
તો ચોર તમારો લાગે હાથ. ૨૫૧

ત્યારે ધરતી પ્રત્યે બોલ્યા ભગવાન,
રતે ફળને રતે દાન. ૨૫૨

જો ધરતી દહિંતનો ભેદ આપો મુજને,
તો મનવાંચ્છીત ફળ આપું તુજને. ૨૫૩

ધરતીએ એ કોલ લીધો સત્ય શું કરી,
જો તમે મને વરો ત્રીભોવન ધણી. ૨૫૪

ચાર પોર જ્યારે પૂરા થશે સહી,
દશ ઘડી ત્યારે પૂરી થઈ. ૨૫૫

કરી કમાઇ દેવતા મળશે પાસ,
ત્યારે જાન લાવી પૂરૂં તારી આશ. ૨૫૬

જ્યારે જાંબુ દ્વીપે કરશું જાણુ,
ત્યારે તમને વરવાનાં એ એંધાણુ. ૨૫૭

સર્વે જીવને જ્યારે થાશે દીદાર,
ત્યારે તમને વરશે કિર્તાર. ૨૫૮

નકળંકી નામ ધરાવીશું અમો,
ત્યારે તે વર પામશો તમો. ૨૫૯

કુંવારી ભુમીમાં આસન ધરૂં,
અનંત રૂપે નકલંકી અવતરૂં. ૨૬૦

ત્યારે ગોર બ્રહ્મા જેનું નામ,
તે ઇન્દ્ર ઇમામશાહ કરશે સર્વે જીવોના કામ. ૨૬૧

ત્રણ મુરત ને શક્તિ અવતાર,
ત્યારે સર્વે વર્ણ થાશે એકાકાર. ૨૬૨
હીણા ખીણા નહીં નિર્વાણ,
તમને વરવાના એ છે એંધાણ. ૨૬૩
સાંભળો ધરતી હું તમોને કહું,
સર્વેનું કલંક ઉતારીશ હું. ૨૬૪
એટલાં નિશાન જાણશે જેહ,
નકલંકી નર થાશે તેહ. ૨૬૫
જ્યારે અનંત કળાના વિષ્ણુ વેદ વખાણ,
તમને વરવાનાં એ છે એંધાણ. ૨૬૬
એવી વાત જ્યારે શ્રી હરિએ કહી,
ત્યારે ધરતીએ માન્યું સહી. ૨૬૭
શ્રી હરિ ને ધરતી એક જો થયાં,
તે શબ્દ શંખવે કાને સુણ્યા. ૨૬૮
ત્યારે શંખાસૂરે વીચાર્યું મન,
એ બેઉ થયાં એકજ તન. ૨૬૯
એવું શંખવો મન શું કહે,
પંડ પ્રાણ તારો નવ રહે. ૨૭૦
ત્યારે દહિંતે વિચાર્યું હવે મારે શું કરવું,
તે પૃથ્વીથી હું રાખ્યો નવ રહું. ૨૭૧
અમારે કરવો અનંત કરોડીદેવ નો નિસ્તાર,
તે ભક્ત કારણે લેશું અવતાર. ૨૭૨
ત્યાં સર્વે આદે અંતના દેવ એકઠા થાય,
તે કરી કમાઇને મળશે જ્યાંય. ૨૭૩

ફરી કમાઈને આવશે અમારી પાસ,
તે જાન લાવી કોલ પાળીને પુરૂં આશ. ૨૭૪

જ્યારે ચાર યુગને દશે અવતાર પુરા થાય,
ધરતી ત્યારે પરણીશું ત્યાંય. ૨૭૫

જ્યારે ધરતી શંખાસૂરને ઝાલવા જાય,
ત્યારે શંખાસુર નાઠો તેણે ઠાય. ૨૭૬

એવાં વચન નારાયણે ધરતીસુ કહ્યાં,
દહિંત શંખવો નાગપાતાળમાં ગયો. ૨૭૭

જે પાતાળમાં શંખાસુર ઉતર્યો,
તે જઈને નાગની સભામાં રહ્યો. ૨૭૮

તે પાતાળમાં માતાને પૂત્ર બેઠાં જ્યાંય,
ત્યાં જઈ શંખાસૂર નમ્યો ત્યાંય. ૨૭૯

માતા પુત્ર મુજને શરણે રાખો આજ,
અને પૂંઠે શ્રી હરિ આવે છે મારે કાજ. ૨૮૦

ત્યારે માતા પુત્ર બોલ્યાં એહ,
નારાયણનો ચોર અમથી નવ રહે તેહ. ૨૮૧

જ્યારે એવી વાત દહિંત શું કહી,
તબ લગી હરિ આવ્યા સહી. ૨૮૨

જ્યારે શંખાસૂર મનમાં ચિંતા કરે,
ત્યારે પૂંઠે શ્રી હરિ આવી સંચરે. ૨૮૩

શ્રી નારાયણ વચન બોલ્યા જેહ,
સુણો રાણી પુત્ર કહું છું તેહ. ૨૮૪

જો તું દહિંતનો આપે ભેદ,
તો મારી શંખાસુરને વાળું વેદ. ૨૮૫

જો સ્વામી તમો આપો અમને કોલ,
તો દેખાડું દહિંતનો ઠોર. ૨૮૬
જ્યારે સાતમું રૂપ ધરીશું જઈ,
ત્યારે પ્રતિજ્ઞા તમારી પાળીશું ત્યાંય. ૨૮૭
હરે માતા પુત્ર આવ્યાં જેહ,
હરિશ્ચંદ્રને ઘેર રાણી પુત્ર તેહ. ૨૮૮

જે હરિનાં વચન સુણી શંખાસૂર નાસી ગયો,
તે ધબળંગ પાતાળમાં રહ્યો. ૨૮૯
ધબળંગ રાજા બેઠા છે જ્યારે,
જઈ શંખાસુર પોત્યો ત્યાંયે. ૨૯૦
ત્યાં દહિંત મુખ શું બોલ્યો થઈને દાસ,
શરણે મુજને રાખો તમારી પાસ. ૨૯૧
હું આવ્યો છું તમારે શરણે આજ,
પૂંઠે શ્રી હરિ આવે છે અમારે કાજ. ૨૯૨
તે રાજાની રાણી બોલી સત્ય ભાએ,
ગોર બ્રહ્માનો ચોર રાખ્યો નવ જાય. ૨૯૩
ત્યારે એવાં વચન દહિંતશું રાણીએ કહ્યાં,
તવ લગી શ્રી હરિ આવી સંચર્યા. ૨૯૪
જો તમે રાણી દતિંતણો આલો ભેદ,
તો મારી દહિંતને વાળું વેદ. ૨૯૫
જો તમે હરિ મુજને આલો કોલં,
તો દેખાડું દહિંતનો ઠોર. ૨૯૬
ત્યારે શ્રી હરિએ કોલ દીધો સહી,
આઠમે રૂપે દ્રૌપદીની વાચા પાળીશું તહી. ૨૯૭

ત્યાંથી શંખાસુર નાસી ગયો,
વિતળ પાતાળ નગરમાં જઈ રહ્યો. ૨૯૮

એ નગરનો રાજા છે જેહ,
અનુપાળ નામનો કહીયે તેહ. ૨૯૯

સત્યવાદી મહા કહેવાય,
તે સત્યતણી કરે છે સહાય. ૩૦૦

શંખવો નાસી તેની સભામાં ગયો,
જઈ દીવટીયો થઇને રહ્યો. ૩૦૧

ત્યાં વિષ્ણું કેડે દોડીને ગયા,
જઈ રાજાની પોળે ઊભા રહ્યા. ૩૦૨

ત્યાં જઇને શ્રી હરિએ વચન કહ્યાં પ્રકાશ,
સંત સ્વરૂપ પોતે અવિનાશ. ૩૦૩

ધરી રૂપને બોલ્યા ભગવાન,
અને સત્યવાદીનું બોલ્યા જ્ઞાન. ૩૦૪

જ્યારે હર્યું તેજ જો દીવા તણું,
ત્યારે અનુપાળ રાજા વ્યાકુળ થયા ઘણું. ૩૦૫

કહે કયાં ગયું મુજ દીવા તણું તેજ,
મારી સભામાં શું થયું નખેદ. ૩૦૬

ત્યારે શ્રીહરિ પોળીયા શું વચન કહ્યું,
જા પોળીયા સભામાં શું થયું. ૩૦૭

પોળીયે મન વિચાર્યું સહી,
આ પુરૂષ કોઈ આ દેશનો નહિ. ૩૦૮

અકળિત બળનું દેખી રૂપ,
પોળીયે નીરખી રૂપને ઓળખ્યું સ્વરૂપ. ૩૦૯

વેગે વળી રાજા પાસે પોળીયો ગયો,
જઈ સભામાં ઊભો રહ્યો. ૩૧૦
સભામાં થયો છે શોર બકોર,
ત્યાં ઊભો છે વિષ્ણું બ્રહ્માનો ચોર. ૩૧૧
રાજા થઈ રહ્યો છે અચંત,
અને દીવા તણું હર્યું છે તેજ. ૩૧૨
ત્યાં પોળીએ વચન કહ્યું પ્રકાશ,
સુણો રાજા તમને કહે છે દાસ. ૩૧૩
પુરૂષ ઉભા તમારે દ્વાર,
નથી વચન બોલતા લગાર. ૩૧૪
પોળીયાને શ્રી હરિએ વચન જો કહ્યું,
જા પોળીઆ સભામાં શું થયું. ૩૧૫
થોડા બોલે બોલ પ્રકાશ,
તે કારણ તમોને કહેવા આવ્યો છે દાસ. ૩૧૬
એવી વાત પોળીએ રાજા શું કહી,
વિતળ દેશનો આ પુરૂષ નહિ. ૩૧૭
કોણ કારણ આવ્યો છે અહિં,
તમે આવીને પૂછો ત્યાંહી. ૩૧૮
એવું રાજાએ પોળીઆનું સુણ્યું વચન,
સત્યવાદી રાજાએ વિચાર્યું મન. ૩૧૯
એ કોઈ પુરૂષ પરલોકી તન,
જેણે બાંધ્યાં ચઉદે શ્રી ભવન. ૩૨૦
સુણી શબ્દ ને ઉઠી ઉભો થયો,
વસ્ત્ર કોરે મેલીને દોડી ગયો. ૩૨૧

એ છે પુરણ શ્રી ભગવાન,
એવું હૃદયમાં આવ્યું જ્ઞાન. ૩૨૨

જઈ રાય શ્રી હરિને લાગ્યા પાય,
કેમ પધાર્યા ત્રીભોવનરાય. ૩૨૩

અતિત ઉપર કૃપા જો કરી,
અને મુક્તિ દેવાની દયા ધરી. ૩૨૪

રંક તણું કરવાને કાજ,
વિતળ લોકે આવ્યા શ્રી મહારાજ. ૩૨૫

અગમ નિગમની સુણતા વાણ,
પ્રતિતે જાણ્યું છે મારૂં નામ. ૩૨૬

અમ પર દયા ધરી મહારાજ,
રાજા તણી રાખવા લાજ. ૩૨૭

શ્રી હરિ ત્યાં બોલ્યા હેત જો ધરી,
મુક્તિ તણો વર આપ્યો ફરી. ૩૨૮

સાંભળ રાજા કહું છું તને,
તેં કેમ જાણ્યો વળી મને. ૩૨૯

આદ વચનની દયા ધરી,
અનુપાળ રાજા ઉપર ત્રુઠયા શ્રીહરિ. ૩૩૦

સૃષ્ટિ બ્રહ્મા વસે છે ત્યાંય,
એક સુરત ત્રણ દેવ જ્યાંય. ૩૩૧

મૃત્યુ લોકમાં આલ્યો છે વાસ,
કરી લીધો છે પોતાનો દાસ. ૩૩૨

ઋક્ષમાગત તો ધર્યું નામ,
અમરાપુરમાં આપ્યું છે ઠામ. ૩૩૩

સુણી વચન શ્રીહરિ તણાં,
દુષ્ટ દહિત તણા ભાંગ્યા ચરણ. ૩૩૪
ત્યાંથી શંખાસુર નાસી ભયો,
જઈ સુતળ દેશને માર્ગે ગયો. ૩૩૫
સુતળપાતાળમાં એ નાઠો જાય,
ને અઘોર વન હોતું તેણે ઠાય. ૩૩૬
ઘર દીઠું ત્યાં ગુણકા તણું,
ત્યાં જઈ દહિત હરખ્યો ઘણું. ૩૩૭
વૈવીતાળ છોકરાનું છે નામ,
તેનાં કરવાં છે પુરણ કામ ૩૩૮
ત્યાં જઈને શંખાસુર રહ્યો,
તે આગળ આધીન થઈને રહ્યો. ૩૩૯
જાવા તણો મુજને માર્ગ દેખાડ,
તને ઇચ્છું છું બંધવની પેર. ૩૪૦
તમે જાવાનો દેખાડો ઠામ,
અને વળી દુષ્ટનું પૂછયું નામ. ૩૪૧
આગળ શંખવો નાઠો જાય,
કેડે શ્રી હરિ આવે છે રાય. ૩૪૨
જઈ વૈવિતાળ શ્રી હરિને લાગ્યો પાય,
કરજોડીને ત્યાં ઉભો રાય. ૩૪૩
આ લોક ઉપર દયા જો ધરી,
ભલે પધાર્યા શ્રી હરિ. ૩૪૪
ત્યાં શ્રી હરિ બોલ્યા તેણીવાર,
મારો ચોર આવ્યો છે આણે ઠાર. ૩૪૫

સ્વામી ચોર તમારો ક્યાં જશે,
એ કારણે તો કંઇક-જનનાં કારજ થશે. ૩૪૬
સ્વામી તમે ઉભા રહેજો આણે ઠામ,
હું પકડી લાવું ચોર ઘનશ્યામ. ૩૪૭
આધિન થયો છે હેત જો ધરી,
એણે ઓળખ્યા શ્રી નારાયણ હરિ. ૩૪૮
જો તું આવ્યો છે મારે શરણે,
તો વરદાન આપું હું તુને. ૩૪૯
મેં તને કીધો પોતાનો દાસ,
અને તમને મૃત્યુલોકમાં આલું વાસ. ૩૫૦
મેં તને આલ્યું મૃત્યુલોકમાં ઠામ,
તારૂં વિભિક્ષણ ધરિશું નામ. ૩૫૧
જ્યારે હું લઇશ શ્રી રામ અવતાર,
ત્યારે આપીશ રાજ્યને કરીશ ઉદ્ધાર. ૩૫૨
રાવણ પાસેથી હું લંકા લઇશ,
તુજને લંકાનું રાજ્ય દઇશ. ૩૫૩
એમ કહીને ત્યાંથી જ જાય,
જે માર્ગે દાનવ નાઠો જાય. ૩૫૪
આગળ શંખવો પાછળ શ્રી હરિ,
અને દુષ્ટે યુદ્ધ કરવાની ઇચ્છા ધરી. ૩૫૫
મન મળતું ને હૃદયે વેર,
એવી શંખાસુરની છે પેર. ૩૫૬
અકળિત બળને રહ્યો મરોડ,
એની પાસે દહિત છાસટ કરોડ. ૩૫૭

શ્રી હરિ કંઈ નવ બીએ મન,
દઈત ઘણા ઉપજાવે તન. ૩૫૮
અને યુદ્ધ કરતાં ગયા સુતળ મોઝાર,
એણે દઈત ઉપજાવ્યા અપાર. ૩૫૯
આગળ શંખવો નાઠો જાય,
બીજા દઈત લાગે શ્રી હરિને પાય. ૩૬૦
કેટલાયેક દઈત યુદ્ધ જો કરે,
અને કેટલાક શ્રીહરિને પાયજો પડે. ૩૬૧
યોદ્ધા ઉપર શ્રી હરિ ક્રોધ જો કરે,
ચરણે નમે તે ઉપર દયા જો ધરે. ૩૬૨
તે સુતળ દેશમાં જઈ રહ્યા,
ત્યાં જઈને દઈત પરાક્રમી થયા. ૩૬૩
ત્યારે જે વિતળ રાજા વસે છે જયાંય,
તે દઈંતે વિચાર્યું મનમાં ત્યાંય. ૩૬૪
તે નગરની પોળે પોળીઓ એક,
તે મહા સત્યવાદી કહાવે છે છેક. ૩૬૫
ભોમ મંડળીક છે તેનું નામ,
તેના શ્રી હરિને કરવાનાં કામ. ૩૬૬
ત્યારે પોળે શ્રીહરિ ઉભા રહ્યા,
શંખાસુરનું પૂછતા ગયા. ૩૬૭
ત્યારે ભોમ મંડળીકે વિચાર્યું જ્ઞાન,
અકળિત બળીઆ છે શ્રી ભગવાન. ૩૬૮
જઈ શ્રી હરિ તણે લાગ્યો પાય,
ને ક્ષમા કરો તમે ત્રીભોવનરાય. ૩૬૯

ભાઈ શું ક્ષમા કરાવે છે મુને,
હું એ કથા કહું છું તુને. ૩૭૦
વેદ હેરિ લાવ્યો છે મૂઢ,
વળી અમ સાથે કરે છે યુદ્ધ. ૩૭૧
ત્યારે પોળીઓ કહે તેણી વાર,
સ્વામી તમુ સાથે નહિ જીતે લગાર. ૩૭૨
એવાં વચન શ્રી હરિએ સુણી,
ત્રુઠયા શ્રી હરિ કૃપા કીધી ઘણી. ૩૭૩
મૃત્યુલોકને ભુતળ વાસ,
સાથે લાવીને કીધો દાસ. ૩૭૪
અમરિષરાજા ધરીશું નામ,
પોળીઆ તણું તે કરતો કામ. ૩૭૫
લેશું મૃત્યુલોકમાં કુર્મ અવતાર,
ત્યારે સંસારમાં તને વર આપું નિર્ધાર. ૩૭૬
હેત ધરીને શ્રી હરિએ દીધાં વચન,
અને વળી કીધો પોતાનો તન. ૩૭૭
શંખાસુરને ત્યાં થયું જાણ,
ત્યાંથી તે નાઠો નીર્વાણ. ૩૭૮
મરતાં મરતાં સજીવંત જો થાય,
અને શ્રી હરિસું યુદ્ધ કરતો જાય. ૩૭૯
તે રસાતાળ દેશમાં ગયો,
ને જઈ દમનરાજાની સભામાં રહ્યો. ૩૮૦
તો દમનરાજા રસાતાળ દેશ,
ત્યાં જઇને શંખવે બદલ્યો વેશ. ૩૮૧

વિપ્ર થઈ ને સભામાં ગયો,
અને દઇ આશિષ ને ઉભો રહ્યો. ૩૮૨
ઉભો રહીને કરે અરદાસ,
હું બ્રાહ્મણ આવ્યો છું તમારે પાસ. ૩૮૩
દમન રાજા છે જેનું નામ,
દંત નામનો તેનો પ્રધાન. ૩૮૪
પ્રધાને કહ્યું છે તેણીવાર,
આ વિપ્ર તો નહિ લગાર. ૩૮૫
તે નયણે, વેણે, નીરખું છું હું એ,
મને તો દુષ્ટ ભાષે છે તું એ. ૩૮૬
એવું દંત, ધમન કહે,
આ વિપ્ર આપણે રાખ્યો નવ રહે. ૩૮૭
એ દિસે છે મહા વળી ચોર,
અને મહાયુદ્ધ કરાવે હળાહળ. ૩૮૮
એવું રાજા પ્રધાન કરે વિચાર,
તબ શ્રી હરિ આવ્યા તેણે દ્વાર. ૩૮૯
દેખી સુરત બેઉ પાય જો પડીયા,
સ્વામી શું કારણ તમે આવી ચડીયા. ૩૯૦
અમો ઉપર કૃપા કીધી આજ,
અને અનેક જીવોના કરવા કાજ. ૩૯૧
તમે બેસો અમારા ઘર માંહે,
શંખવો પકડીને લાવું આહીં. ૩૯૨
ત્યારે શ્રી હરિ બોલ્યા તેણીવાર,
તમોથી પકડયો ન જાય લગાર. ૩૯૩

સ્વામી તમે ઉભા રહેજો આણે ઠાય,
જઈને પકડી લાવીએ આહેં. ૩૯૪

જો એ લેશે અમારૂં નામ,
તો અમે ભાંગીશું એના ચરણ. ૩૯૫

તમે મસ્તકે દો અમારે હાથ,
જુઓ કરી આવીએ છીએ ઘાત. ૩૯૬

વચન સુણી દંત, દમન તણું,
ને શ્રી હરિ મનમાં ત્રુઠયા ઘણું. ૩૯૭

મૃત્યુલોકમાં ભુતળ વાસ,
બેઉને કીધા પોતાના દાસ. ૩૯૮

દંતને ધ્રૂવનું આપ્યું રાજ,
દમનને કીધો ભક્ત પ્રહલાદ. ૩૯૯

ત્યારે એ બેઉ હરખ્યા ઘણા,
નામ ગુણ લીધા શ્રી હરિ તણા. ૪૦૦

હુંએ દુષ્ટ કારણ ધરીશ અવતાર,
ત્યારે તમારો કરીશ નિસ્તાર. ૪૦૧

દમન, પ્રહલાદ ઉપર બહુ પ્યાર,
પાંચ કરોડીનાં કીધા સરદાર. ૪૦૨

વાત સુણી વળી શ્રી હરિ તણી,
પ્રહલાદે કસણી માંગી ઘણી. ૪૦૩

એ સુણી શંખાસૂરે વાત,
શ્રી હરિ શું કરવા આવ્યો ઘાત. ૪૦૪

ત્યારે શ્રી હરિ શંખાસુર કેડે ધાય,
અને અનંત કળા કરે તેણે ઠાય. ૪૦૫

જે જે છળ દહિંત જો કરે,
તે છળને શ્રી હરિ હણે. ૪૦૬

અકળિત બળ ભયો અનંત અપાર,
આગળ શંખવો નાઠો તેણી વાર. ૪૦૭

તળાતળ પાતાળની વાટે ગયો,
તપ નગરમાં જઇને ઉભો રહ્યો. ૪૦૮

તપ નગર કાવે છે જ્યાંય,
ગન્ધર્વસેન રાજા રાજ્ય કરે છે ત્યાંય. ૪૦૯

તે રાજાનાં શું કરૂં વખાણ,
સદ્‌ગોર કહે સર્વેલોક અજાણ. ૪૧૦

ગન્ધર્વસેન છે રાજા એક,
તેની સભાના કહું વિવેક. ૪૧૧

ત્યાંથી શંખાસુર નાસીને ગયો,
સહેસ્ર કળા શું અછંતો થઈ રહ્યો. ૪૧૨

ભરી સભામાં મોટા છે ભૂપ,
ત્યાં જઇને દુષ્ટે ફેરવ્યું રૂપ. ૪૧૩

ત્યાં સભામાં શંખવો શું કરે,
અનેક ચરિત્રે કળા જો ધરે. ૪૧૪

ત્યાં જોઈ કળા દહિંત જો તણી,
અને સભા મનમાં હરખી ઘણી. ૪૧૫

ત્યારે ચરિત્ર દહિંત કરે અપાર,
અને તે લોકમાં થયો હાહાકાર. ૪૧૬

પ્રજા સર્વે વદે છે એમ,
કે આ પુરૂષ આવ્યો કેમ. ૪૧૭

લોક કહે એ પુરૂષ આવ્યો છે જેહ,
એણે ત્રીભોવની કહાવે છે તેહ. ૪૧૮
એવું લોકે ધર્યું ઇમાન,
એ ચારિત્ર દહિંતનું જાણ. ૪૧૯
ત્યારે ગન્ધર્વસેનને જાણ જો થાય,
ભોળા લોકોનાં મન ભરમાય. ૪૨૦
ભુલી સભા ને ભુલ્યાં છે લોક,
રાજાએ કીધાં સર્વેને ફોક. ૪૨૧
ત્યારે ગન્ધર્વસેન રાજા બોલ્યો તેણીવાર,
વચન સુણો શ્રી દેવ મોરાર. ૪૨૨
એ દિસે છે કોઈ દહિંત અવતાર,
જે ચરિત્ર કરે છે અપરંપાર. ૪૨૩
તેવો રાજાએ કર્યો વિચાર,
શ્રી હરિ આવશે આણે ઠાર. ૪૨૪
સત પંથી રાજા હતો જેહ,
જાપ પ્રેમઋષિ જપતો તેહ. ૪૨૫
જ્યાં પ્રેમઋષિ હતા શ્રી હરિ મોઝાર,
ત્યાં પ્રેમઋષિ શ્રી હરિ અવતાર. ૪૨૬
તેનાં ચરણામૃત રાજા પીએ,
તે દુષ્ટ તણું મુખ કેમ જુએ. ૪૨૭
ત્યારે રાજા પ્રધાન વિચાર જો કરે,
એને ગ્રહી રાખવો આણે ઠાર. ૪૨૮
એ દાનવ ચારિત્રહિન છે ઘણો,
ચોર દિસે છે શ્રી હરિ તણો. ૪૨૯

ત્યારે પ્રધાને વિચાર્યું મન,
તમે બોલ્યા તે સત્ય વચન. ૪૩૦

શંખવે નાસવા તણી કીધી પેર,
ત્યારે શ્રી હરિ પધાર્યા રાયને ઘેર. ૪૩૧

વિદ્યાવંત વિપ્ર થઈ આવ્યા સહી,
રાજા તણે દ્વારે ઊભા જઈ. ૪૩૨

ત્યારે શ્રી હરિ તણો શબ્દ રાજાએ સુણ્યો,
એ રાજા મનમાં હરખ્યો ઘણો. ૪૩૩

એ બ્રાહ્મણ, વિપ્ર ન હોય,
એ ત્રિભોવન દીસે છે સોય. ૪૩૪

ગન્ધર્વ રાજાનો પુત્ર જેહ,
ગન્ધર્વસેન પ્રત્યે કહે છે તેહ. ૪૩૫

તમે કહો છો ત્રીભોવનીનાથ,
તો અમને રાખજો તમારી સાથ. ૪૩૬

પુસવ નામે કહીએ પ્રધાન,
તેને સુજ્યું છે બ્રહ્મ જ્ઞાન. ૪૩૭

ત્રણ પુરૂષ જો અળગા રહ્યા,
અને બાકી સર્વે લોક પાખંડે ગયા. ૪૩૮

પાખંડી ચળવળ કરે અપાર,
સર્વે લોભાયા ત્યાં સંસાર. ૪૩૯

પુસવગંદ ને ગન્ધર્વસેન,
અને ચોથા બાઈ દમની છે બહેન. ૪૪૦

એ ચાર મળીને કર્યો વિચાર,
જે શ્રી હરિ આવ્યા અહીં અવતાર. ૪૪૧

દમની છે પુત્રી એ રાજા તણી,
સત્યવાદી કહાવે ઘણી. ૪૪૨
તે સત્યવાદી બાઇને તપે કરી,
આ રાયે ઓળખ્યા શ્રી હરિ. ૪૪૩
જાત્ર રાજા તમે શ્રી હરિ છે જ્યાંય,
અમે પાખંડી ને રાખીશું આંહે. ૪૪૪
ઊભા હોય ત્યાં પાયજો પડી,
અને ગયારાજા જ્યાં હતા શ્રી હરિ. ૪૪૫
અભ્યાગતની એવી રીત,
જાણે યુગે યુગની હોતી પ્રતિત. ૪૪૬
ક્રોધે શ્રી હરિ બોલ્યા મોરાર,
ચોર મારો છે તમ ઘર મોઝાર. ૪૪૭
ડામાડોળ કીધો છે પૃથ્વી માંહે,
ચોર મારો તેં રાખ્યો છે. આંએ. ૪૪૮
લાવી ચોર હમ આગળ ધરો,
દેવા આવ્યો છું તમોને વર ૪૪૯
ત્યારે રાજાએ શ્રી હરિ પ્રત્યે કહ્યું,
આગમ જ્ઞાન હમે જાણી લીયું. ૪૫૦
તમે ઊભા રહો આણે ઠામ,
હું પકડી લાવું આણે ધામ. ૪૫૧
એવી વિનંતી રાજાએ કહી,
દાનવ પકડવા લાગ્યો જઇ. ૪૫૨
દહિંત મહા પરાક્રમી હતો જ્યાંય,
તે જાણી સોધ્યો છે ત્યાંય. ૪૫૩

ત્યારે કેડે ધાયા શ્રી રઘુનાથ,
રાજા પ્રધાન પણ ચાલ્યા સાથ. ૪૫૪
કેટલાક અંતર સાથે ગયા,
આગળ જઇને શ્રી હરિ ઉભા રહ્યા. ૪૫૫
રાજા પ્રધાન બેઉ સ્તુતિ કરે,
ક્ષણે ક્ષણે એ પાય જો પડે. ૪૫૬
દમની અને ભ્રાત બેઉ જેહ,
દોડી રાજા પાસે આવ્યા તેહ. ૪૫૭
સર્વે ભક્તિ કરે છે અપાર,
પ્રેમે શ્રી હરિ ત્રુઠયા તેણી વાર. ૪૫૮
પુસવ પ્રધાન ઉપર દયા ધરી,
ગન્ધર્વસેનને કહ્યું શ્રી હરિ, ૪૫૯
વામન રૂપ જ્યારે ધરીશ હું એ,
ભક્ત કમલધ્વજ થાઇશ તું એ. ૪૬૦
પુસવ થાશે તારો પ્રધાન,
શ્રીજયદેવ હોશે એનું નામ. ૪૬૧
એણી વખતે હું વરદાન દઇશ,
જ્યારે મારી દુષ્ટને રાજ્ય લઇશ. ૪૬૨
ગંધ, દમની ઉપરે દયા કરી,
એમને વરદાન આપો શ્રી હરિ. ૪૬૩
ગંધર્વ પ્રત્યે બોલ્યા ત્રીભોવન ધણી,
દમન માતા થાશે તુજ તણી. ૪૬૪
કમળા પતિ થાશે તારૂં નામ,
સહસ્ત્રા અર્જુનનાં ફોડીશું ઠામ. ૪૬૫

હું જીતી દહિંતને આવીશ આ ઠાર,
તમે આવશો પૃથ્વી મોઝાર. ૪૬૬
એવાં વચન શ્રી હરિએ કીધાં જાણુ,
ચારે પાછા વળ્યા નિર્વાણ. ૪૬૭
આગળ શંખવો નાઠો જાય,
પુંઠે દોડે ત્રીભોવનરાય. ૪૬૮
દહિંતને બાણુ મારે ભરી,
ભક્તિને વરદાન આપે શ્રી હરિ. ૪૬૯
આગળ આવે સપ્તપાતાળ,
વળી શંખવો ઉભો તેણે ઠાર. ૪૭૦
અનંત દહિંતસું યુદ્ધ જો કરે,
અને ભકતો તણા કારજ સરે. ૪૭૧
ત્યારે દાનવ બોલ્યો વચન એહ,
શા માટે શ્રી હરિ આવો છો ચેહ. ૪૭૨
જાણ્યું નથી આગળ જવાનું ઠામ,
એવું વચન બોલ્યો તેણે ધામ. ૪૭૩
ત્યાંથી નાસીને પૃથ્વીમાં ગયો,
અને જઈ કનકાસુરની સભામાં રહ્યો. ૪૭૪
સદ્ગોર બોલ્યા છે આગમ વાણુ,
જે શ્રી હરિ તણાં હું કહું વખાણુ. ૪૭૫
સદ્ગોર કહે છે એ નિર્વાણ,
અને સત્યવાદી જીવનાં કરૂં વખાણ. ૪૭૬
સાંભળો ઋષિવરો સદ્ગોર કહે,
એવા જીત્ર સત્યવાદી લોક રહે. ૪૭૭

પણ તેમાં લોકને એવી આશ,
બ્રહ્મા, વિષ્ણુ આવે હમારે પાસ. ૪૭૮
સદ્ગુરુ વાણી બોલ્યા આ વાર,
ચૌદ લોકના જીવ ઓધારે પૃથ્વી મોઝાર. ૪૭૯
જેમાં ઇશ્વર થઈ આવે જે અંશ,
બ્રહ્મા વિષ્ણુના છે તે વંશ. ૪૮૦
તેણે વંશે જે થાય અવતાર,
તે સર્વ જીવનો કરે ઉદ્ધાર. ૪૮૧
તે ધરી અવતારને આવે અહિં,
તેવા જીવો કારણે પૃથ્વી માંહી. ૪૮૨
આદિ વાચા દીધી છે જેહ,
આદ વચન સંભારી આવે છે તેહ. ૪૮૩
આદિ વચનને વાચા દીધી તમે,
તે સંભારીને આવું છું અમે. ૪૮૪
જો દીધી વાચાઓ ભૂલી જાવ,
તો સદ્ગુરુ કહે તમે દુઃખીયા થાવ. ૪૮૫
તમે જાણો જે બ્રહ્મા આવે છે આંય,
અને બ્રહ્મા, વિષ્ણુ વસે છે ચૌદ લોકમાંય. ૪૮૬
સર્વે લોકનાં ઉતારવાને પાપ,
એ લોક જપે છે અમારો જાપ. ૪૮૭
જે અમારૂં સદ્ગુરુ બ્રહ્મા નામ,
તો જુજવા જાપ ને જુજવાં છે ઠામ. ૪૮૮
સદ્ગુરુ વિનંતી કરે છે ઘણી,
સાંભળો કથા રાજા કનકાસુર તણી. ૪૮૯

એક ટોળનાં જીવ હતા જેહ.
તે સર્વે મળશે સ્વર્ગમાં તેહ. ૪૯૦
જેણે ઓળખ્યાં અમારાં તન,
તો અમે દીધું તેને સત્યવચન. ૪૯૧
તેણે વચને બાંધ્યા અવતરૂં છું આંહિ,
અને સર્વે જીવ ઓધારવા છે પૃથ્વી માંહે. ૪૯૨
જ્યાં કુળ હશે જેનો વાસ,
અમારા જીવ હશે તે આવે અમારે પાસ. ૪૯૩
એવી વાણી શ્રી સદ્દગોર કહે,
અમારા જીવ તે અમારી પાસે રહે. ૪૯૪
ત્યાં જઈને શંખાસુર શું કરે,
પ્રથમ રાજ્ય સભામાં સંચરે. ૪૯૫
ત્યારે શ્રી હરિ ત્યાં શું કરે,
જે અનંત કળા પુરણ ધરે. ૪૯૬
ત્યાં દંહિત રાજાની સભામાં ગયો,
અકળિત બળથી એ અછતો થઈ રહ્યો. ૪૯૭
જ્યારે શ્રી હરિ સભામાં જાય,
ત્યારે શ્રી હરિના મનમાં એવું થાય. ૪૯૮
જ્યારે પૃથ્વીને માર્ગે બેઠા દેવ,
ત્યારે ગાંદ્રવ મળી આવીઆ તતખેવ. ૪૯૯
ત્યાં દેવે એક કુદરતી સર્પ જો વસ્યો,
તે સર્પ જઈ માદળીયાને ડસ્યો. ૫૦૦
ત્યાં માર્યો માદળીઓ સર્પે ડસ્યો,
અને ગોર પર વારી વસ્યો. ૫૦૧

ત્યાં ગાંદ્રવ ખેલ કરતા ભયા,
તે કારણ શ્રી હરિ સાથે ગયા. ૫૦૨

ગાંદ્રવ મનમાં એવી ફીકર જો થાએ,
માદળીઆ વીના માદળ કોણ બજાએ. ૫૦૩

ત્યારે શ્રી હરિ બોલ્યા મનમાં એ વિચાર,
તમે કહો તો માદળ હું બજાવું અપાર. ૫૦૪

ત્યારે ગાંદ્રવ બોલ્યા તતખેવ,
તું માદળનો શું જાણે ભેદ. ૫૦૫

ત્યાંહ ત્રિભોવનરાય એમ જો કહે,
સત રાય નામનો ગાંદ્રવ રહે. ૫૦૬

તેને દ્વારે તે ત્રુઠયા સહી,
ત્યાંથી માદળની પેહેરેજો લઈ. ૫૦૭

ત્યારે ગાંદ્રવ બોલ્યા તેણી વાર,
હવે આપણું કારજ સર્યું અપાર. ૫૦૮

ત્યારે ગાંદ્રવખેલ કરતા તતખેવ,
અને ત્યાં બેઠા કનકાસુરને ધરે દેવ. ૫૦૯

ત્યાં જઇને કિર્તનનું માંડયું મંડાણ,
ત્યારે શંખવો દાણવ બેઠો જાણ. ૫૧૦

ત્યાં રાગ તાન નો માંડયો અભ્યાસ,
ત્યારે માદળ લઈ કરી બેઠા દાસ. ૫૧૧

ત્યારે શ્રી હરિ સભામાં ગયા,
શ્રી હરિ આપે માદળીઆ થયા. ૫૧૨

ડેર એક બજાવી જ્યાંય,
ત્રણે ભુવન ગજાવ્યા ત્યાંય. ૫૧૩

ત્યારે માદળીઆ અચંબે થયા,
શંખાસુર મનમાં ચિંતાતુર થાય. ૫૧૪
જ્યારે માદળ બોલાવ્યો ધમકાર,
ત્યારે કંપ્યા છે સાતે પાતાળ. ૫૧૫
મરદંગ નાદ બજાવે શ્રી હરિ,
દેવે ત્રણ ભવનમાં ગર્જના કરી. ૫૧૬
શંખાસુર મનમાં એવું ધરે,
જે માદળીઓ હોય તો આવું ન કરે. ૫૧૭
કનકરાજાએ જાણ્યું છે. સહી,
એ પ્રેમ પુરુષ એ માણસ નહી. ૫૧૮
ચારે બાંધવ જઈને શું કરે,
લાગે પાયને શ્રી હરિ સેવા કરે. ૫૧૯
સ્વામી તમે વસોછો પૃથ્વી માંહે,
ધન ભાગ્ય જે પધાર્યા યાંહે. ૫૨૦
જેની ઇચ્છા કરતા હતા અમો,
તો કૃપાકરીને સ્વામી આવ્યા તમો. ૫૨૧
સ્વામી તમો આવ્યા શ્રી નારાયણ દેવ,
અમે શી તમારી કરીએ સેવ. ૫૨૨
ભલે શંખવો આવ્યો યાંહે,
તો તમે પધાર્યા પાતાળ માંહે. ૫૨૩
જ્યારે તમે આવ્યા છો પાતાળ,
ત્યારે અમને મુક્તિ થઈ દીન દયાળ. ૫૨૪
સ્વામી કરી સ્થાપનાને આપો ધર્મ,
અને ઉતારો અમારાં જીવોનાં કર્મ. ૫૨૫

ત્યારે પ્રેમે શ્રી હરિ પામ્યા આનંદ,
અને દાનવ શંખવાને કરવા ફંદ. ૫૨૬
ત્યારે ત્રિભોવન પતિએ વચન દીધાં,
કનકાસુરને હરિશ્ચંદ્ર કીધા. ૫૨૭
તમે અમે એક કુળમાં થઇ,
વાસ વસશું અમરાપુરમાં જઈ. ૫૨૮
સત્ય વચન ભાખું છું અમે,
મુક્તિ કારણ રાજા કષ્ટ પામશો તમે. ૫૨૯
ત્રણ બંધવ હતા તેણે ઠાર,
સર્જાવશું એક જ કુળ મોઝાર. ૫૩૦
જ્યારે શંખવાને પકડવા જાય શ્રીહરિ,
ત્યારે મોટે માર્ગે ચાલ્યો નીસરી. ૫૩૧
જ્યારે શંખાસુર નાઠો તેણીવાર,
નાસતાં મનમાં કર્યો વિચાર. ૫૩૨
દહિંત કળા હીણ જો થાય,
હવે શ્રી હરિ પકડશે જઈ. ૫૩૩
તે પાતાળ માંહે ભૂતળદેશ,
ત્યાં જઈ શંખવે બદલ્યો વેશ. ૫૩૪
ભાંગ્યું બળને કંપ્યો છે મન,
હમણાં મારૂં ભાંગશે તન. ૫૩૫
ભૂતળ દેશને ભેદ નગર જ્યાંય,
રાજા મચ્છરાજા રાજ કરે છે ત્યાંય. ૫૩૬
મચ્છરાજા રાજ કરે છે જ્યાંય,
શંખાસુર જઇને છૂપાયો ત્યાંય. ૫૩૭

તે રાજા સત્યવાદી એક,
અને વળી મહા તપ કીધા અનેક. ૫૩૮

તેણે અનેક અગ્નિની આંચ,
તે તો પામ્યો છે પુત્ર પાંચ. ૫૩૯

પાંચે પુત્ર એક મને કરે વિચાર,
માતા પિતાની તે સેવા કરે સાર. ૫૪૦

એવું તેણે જાણ્યું છે જ્ઞાન,
સેવા તણું તેણે કીધું કામ. ૫૪૧

એ પાંચે બંધવની એવી રીત,
એનેક પેરે પાંચે બાંધી પ્રીત. ૫૪૨

મહા સંતોષે પાંચે રહે,
અને પોતાનો ગુણ તે કોઈને ન કહે. ૫૪૩

ધર્મ તણું જે કરે વહેવાર,
એક મના થઇને એક વિચાર. ૫૪૪

એકને એવી વાણી કહી,
તો પાંચેને મન આવે સહી. ૫૪૫

જ્યાંય સકળ સભા બેઠી છે આંયે,
વેદ વાંચે છે સરવે ત્યાંય. ૫૪૬

રાજા અને પુત્ર બેઠા છે સોય,
તે શું શંખાસુર બોલ્યો છે જોય. ૫૪૭

હું લાવ્યો છું ગોર બ્રહ્માના વેદ,
તેનો તમે સુણોને ભેદ. ૫૪૮

હું આવ્યો તમ સરણે રાખો મારી લાજ,
પુછે શ્રીહરિ આવે છે મારે કાજ. ૫૪૯

ત્યારે કુંવર કહે છે એમ,
તું ગોર બ્રહ્માના વેદ લાવ્યો છે કેમ. ૫૫૦
તે કુંવરે વિચાર્યું સત્યજો ભાય,
જે નારાયણનો ચોર તે રાખ્યો નવ જાય. ૫૫૧
ત્યારે દહિંત મનમાં વિચાર જો ધરે,
ચારે વેદનું વર્ણન કરે. ૫૫૨
જ્યારે વાંચી વેદને વિચાર કરે,
ત્યાં નારાયણ દેવ આવી સંચરે. ૫૫૩
તે સમય શ્રીહરિ સભામાં ગયા,
અને જઇને બાહેર ઉભા રહ્યા. ૫૫૪
ત્યારે મચ્છ રાજાને થયું જાણ,
શ્રીહરિ આવ્યા તે સહિ અજ્ઞાય. ૫૫૫
ત્યારે રાજા સામે આવ્યા જેહ,
અને પાંચે પુત્ર સાથે તેહ. ૫૫૬
આવી શ્રીહરિને લાગ્યા પાય,
વચન વદો ત્રિભોવની રાય. ૫૫૭
ત્યારે ત્રિભોવનરાયે વાણી કહી,
ચોર મારો આવ્યો છે આંહી. ૫૫૮
ચોર મારો દેખાડશે જેહ,
મુક્તા ફળ પામશે તેહ. ૫૫૯
મગની દેવ નામે છે જેહ,
પાંચ બંધવમાં વડેરો છે તેહ. ૫૬૦
તેણે વચન કહ્યું તેણીવાર,
તે ચોર આવ્યો છે અમારા ઘર મોઝાર. ૫૬૧

ત્યારે શ્રી હરિ તમો ધાઓ સર્વે મળી,
રખે ચોર અમારો જાયે ટળી. ૫૬૨

ત્યારે મગનીદેવ બોલ્યો એહ,
સ્વામી ચોર ટળે તો પાડું દેહ. ૫૬૩

શ્રી હરિ કહે દહિંતનો ભેદ આપો મુને,
તો મન વાંન્છિતા ફળ આપું તુને. ૫૬૪

જો સ્વામી મુજને આપો કોલ,
તો અમે દેખાડું દહિંતનો ઠોર. ૫૬૫

શ્રી નારાયણદેવ બોલ્યા મુખવાણ,
એવાં વચન વિષ્ણુંએ કહ્યાં જાણાં. ૫૬૬

સુણી વચનને ત્રુઠયા બ્રહ્મ,
તારું નામ યુધિષ્ઠિર સ્થાપ્યું ધર્મ. ૫૬૭

થાબડી પુંઠને મસ્તકે દીધો હાથ,
દેશું કષ્ટ પણ લેશું અમરાપુર વાસ. ૫૬૮

એવાં વચન સુણ્યાં તેણે હો રાય,
ચારે બંધવ લાગ્યા શ્રીહરિને પાય. ૫૬૯

ત્યારે શ્રીહરિ બોલ્યા છે તેહ,
પાંચે એક મનના થાશો પૃથ્વીમાં જેહ. ૫૭૦

છેલ્લો યુગને ઉતરતો અવતાર,
અથર્વ વેદનો પહેલો વિસ્તાર. ૫૭૧

લેશું બુદ્ધા અવતારને નિષ્કલંકી જાણ,
ત્યારે કોલ તમારો પાળીશું બાણ. ૫૭૨

તમો તણો કરશું વિસ્તાર જ્યાંહે,
અને કોલ તમારો પાળાશું ત્યાંહે. ૫૭૩

શ્રી બુદ્ધા અવતાર લેશું જ્યાંહે,
ત્યારે કોલ તમારો પાળીશું ત્યાંહે. ૫૭૪

કરી પ્રણામને દોડયો શંખવા ભણી,
દહિંતે કળા કીધી છે ઘણી. ૫૭૫

ત્યાંથી શંખાસુર નાસી ગયો,
મહા પાતાળમાં જઇને રહ્યો. ૫૭૬

સદ્‍ગોર હસીને બોલ્યા આગમ વાણ,
અને સુણી લેજો તમે જાણ: સુજાણ. ૫૭૭

જેણે સરજ્યાં ચૌદેભવન ને માંડયાં મંડાણ,
તેશું કરૂં શ્રી હરિના વખાણ. ૫૭૮

અનંત કળા દહિંતમાં હોય,
જેણે સરજ્યાં તે મારે સોય. ૫૭૯

મહા પાતાળમાં શંખવો ગયો,
સુરજમલ રાજાની સભામાં રહ્યો. ૫૮૦

સુરજમલ રાજા કહાવે જેહ,
અને દહિંત ઉપાસની કહી એ તેહ. ૫૮૧

વૃત્ત દહિંત તણાએ કરે,
ધ્યાન ઉપાસના રાક્ષસની ધરે. ૫૮૨

દાણુવ કુળના કરે વિવેક,
ચંદ્રસેન રાજાનો પુત્ર એક. ૫૮૩

પુત્ર પિતાને નવ બને લગાર,
ભક્તિ કારણ થાય વઢવાડ. ૫૮૪

નગર લોક સર્વે કહેવા મળે,
તે આગળ વચન કોનું નવ ફળે. ૫૮૫

શંખવાને શ્રી હરિ બે ત્યાં ગયા,
રાજાને દ્વારે જઇ ઉભા રહ્યા. ૫૮૬

રાજા દહિંતને રાખી રહ્યો,
અને કુંવર દોડીને શ્રી હરિ પાસે ગયો. ૫૮૭

ભાંખેવાણીને શ્રી સદ્ગોર હસે,
એવા લોક તે પાતાળે વસે. ૫૮૮

શ્રી સદ્ગોર કહે સાંભળજો તમો,
સૃષ્ટિની રચના કહું છું અમો. ૫૮૯

સુણી લેજો તમે જાણ સુજાણ,
મુક્તિ કારણે સર્વે માંડ્યું મંડાણ. ૫૯૦

જે લોકમાં મુક્તિ જ્યાં નહિ,
સદગોર કહે ત્યાં શું કરવું જઈ. ૫૯૧

ત્યાં પુત્ર પિતાને પડયો વાદ,
ચંદ્રસેન અને સુરજમલ સાથ. ૫૯૨

કહે શંખવો સુણો સુરજમલરાજ,
તુજથી રહે દહિંત કુળની લાજ. ૫૯૩

અનેક દેશ મેલી આવ્યો છું હું એ,
અને શિવ કુળ માંહે અવતર્યો છે તું એ. ૫૯૪

મેં લીધા વેદને વસાવ્યું વેર,
શ્રી હરિ આવે મારા માટે તુજ ઘેર. ૫૯૫

જો તું બળ બાંધે બળવંત,
તો જાય પાછા ને થાય આનંદ. ૫૯૬

એ છે એકલાને, સાથે તારો કુંવર છે જોડ,
મારે સાથે દહિંત છે છાસટ કરોડ. ૫૯૭

બાંધી બળતે દહિંતની રીત,
દહિંત કુળની જો એ પ્રતિત. ૫૯૮
તુજ આગળ હોશે એહ,
તુજથી ગાંજી જાશે તેહ. ૫૯૯
ભણી મંત્રને હોકારે દહિંત,
તારા કુંવર તણી જો રીત. ૬૦૦
સદ્ગોર કહે છે આગમ કથા,
સુરજમલ શંખવો થાશે મીથ્યા, ૬૦૧
ત્યારે શંખવો રાજા સુરજમલને કહે,
તું રાખે તો દહિંત તુજ પાસે રહે. ૬૦૨
ત્યાં ચંદ્રસેન બોલ્યા તેણીવાર,
અહિયાં દહિંત નહિ રખાય લગાર. ૬૦૩
દહિંત રાખી અમે શું કરૂં,
વિષ્ણુ આગળ જઈ કયાં રહું. ૬૦૪
નાઠો માર્ગે પૃથ્વીની માંહે,
એ આગળ નાસી જાશે કયાંએ. ૬૦૫
અને સૂત તણો આવ્યો વિસ્તાર,
તે માટે તુને મારશે નિર્ધાર. ૬૦૬
જઈ શ્રી હરિને લાગો પાય,
એ થકી તારો ઓધાર થાય. ૬૦૭
સુણી શબ્દને દહિંત ક્રોધે ચડયો,
અને ઘણી રીશ કરી બહુ બળે ભર્યો. ૬૯૮
મેં બ્રહ્માજી જીત્યા તેણીવાર,
અને જીતી શક્તિ તૃતવ કાળ. ૬૦૯

જીતવા વિષ્ણુને રાખું તાન,
જેણે મુને આપ્યું છે વરદાન. ૬૧૦

જીત્યા વેદ વિધાતા સહુ,
જે બ્રહ્મા પાસે હતા બહુ. ૬૧૧

જઈ શ્રી હરિને લાગે છે પાય,
જયાં સર્વે જીવ હતાં ત્યાંય. ૬૧૨

મને નારાયણે કહ્યું ફરમાન,
ત્યારે મેં સૌના ઉતાર્યાં માન. ૬૧૩

એવું વચન કહું છું અમે,
અને જાવ પાછા વળી વિષ્ણુ તમે. ૬૧૪

જે યુદ્ધ તણું રાખો છો જોર,
તો હું રાખું દહિંત છાસટ કરોડ. ૬૧૫

એવી વાત શંખવે કહે છે કથી,
જો તમે મને નિપજાવ્યો નથી. ૬૧૬

જેણે નિપજાવ્યો છે તેનો હું દાસ,
તેની આજ્ઞા હોય તો હું આવું તમારી પાસ. ૬૧૭

એવું ચંદ્રસેન પ્રત્યે કરે વખાણ,
જઈ શ્રી હરિને કરો જાણ. ૬૧૮

ત્યારે આવ્યા ચંદ્રસેન શ્રી હરિની પાસ,
અને દહિતના વચન કહ્યાં પ્રકાશ. ૬૧૯

ત્યારે સ્વામી દુષ્ટ ક્રોધે ભર્યો,
જઇ રાજા સુરજમલ્લની પાસે રહ્યો. ૬૨૦

અહંકાર બહુ કરે છે એહ,
અને એકે વચન મારૂં નથી માનતો તેહ. ૬૨૧

કહે છે, "મેં સર્વે દેવોને જીત્યા ત્યાંએ,"
"ત્યારે તમે વળી હોતા કયાં એ." ૬૨૨
શાને કારણ વળી તમે દુખીયા થાવ,
તમે પાછા નારાયણ પાસે જાવ. ૬૨૩
ત્યારે શ્રી હરિ બોલ્યા તેણી વાર,
સુણો ચંદ્રસેન કહું વિચાર. ૬૨૪
અમને નારાયણે આપ્યું ફર્માન,
અમને કીધા આપ સમાન. ૬૨૫
આપ માંહેથી ઉપાયા અમે,
અને કહ્યું સંસારમાં જાવ તમે. ૬૨૬
અમને વૈકુંઠ સર્વે કૈલાસ,
આપ્યા બ્રહ્મા કેરા વેદ પ્રકાશ. ૬૨૭
જે કોઈ પુજશે અમારા પાય,
તેણે ઓળખ્યા ત્રિભોવન રાય. ૬૨૮
પોતા તણું અમને આપ્યું છે જોર,
પ્રભુએ દહિંત હણ્યા છાસઠ કરોડ. ૬૨૯
ચંદ્રસેન રાજા પ્રત્યે બોલ્યા શ્રી હરિ,
નારાયણ વચન માન્યા ફરી. ૬૩૦
ચોકડીના યુગ કીધા ચાર,
એવો અમને સોંપ્યો વિસ્તાર. ૬૩૧
જુઓ ચંદ્રસેન શું થશે,
એ દુષ્ટ મુજ આગળથી કયાં જાશે. ૬૩૨
ભાંગી ભીડને નાખું પાતાળ,
અને ચઉદ બ્રહ્માંડ કરૂં એકાકાર. ૬૩૩

જો મુજમાં નારાયણ તણું છે તેજ,
તો મારી દહિંતને કરૂં નખેદ. ૬૩૪
જે સૃષ્ટિ છે બ્રહ્મા તણી,
તેને દુષ્ટે કષ્ટી દીધી છે ઘણી. ૬૩૫
મુક્તિ કારણ અમને આપ્યો ભેદ.
અખંડવાસ રાજા રાખો તેહ. ૬૩૬
જે વાસે અમે આપો આપ,
સૃષ્ટિ તણા મુકાવા પાપ, ૬૩૭
આણી વિશ્વાસ ને જપે અમારો જાપ,
તેને અમે મળીશું આપો આપ. ૬૩૮
એ ફર્માન લાવ્યો છું સહિ,
એવી વાત શ્રી હરિએ કહી. ૬૩૯
તારા પિતાથી તું અળગો રહે,
એમ ચંદ્રસેન પ્રત્યે શ્રી હરિ કહે. ૬૪૦
મારે ચૌદ લોકમાં જપાવવો જાપ.
પૃથ્વી ઉપર મેલાવવું પાપ. ૬૪૧
મુને ધરવા છે દશે અવતાર.
દહિંત હણવા કરવો નિસ્તાર. ૬૪૨
જીવને વાચા દીધી છે આંહે,
તે સર્વેને લેવા છે મૃત્યુલોકની માંહે. ૬૪૩
એ દુષ્ટ થશે દસ વાર,
મારે હાથે થશે સંહાર. ૬૪૪
ચંદ્રશેન લાગ્યો છે હરિને પાય,
સ્વામી તમો આગળ એ કયાં જાય. ૬૪૫

અમને વરદાન દેશો સ્વામી તમે,
અને આશા કરીને અમે બેઠા છીએ અમે. ૬૪૬
ત્યારે ત્રુઠયા શ્રી દિન દયાળ,
ચંદ્રસેન ઉપર શ્રી દેવ મોરાર. ૬૪૭
તેડી પાસેને પકડી બાંય,
તેને કમળા કુંવર કીધો ત્યાંય. ૬૪૮
અસુર મંત્રી વળી હોતા જેહ,
અને વળી સર્વે ઉથાપ્યા તેહ. ૬૪૯
સુર્ય મંત્રનું કીધું ઠામ,
દહિંત કુળનું આપ્યું વિશ્રામ. ૬૫૦
ત્યારે શંખવે વિચાર્યું મન,
અને સુરજમલને પુછે તન. ૬૫૧
જાવ રાજા શ્રી હરિ પાસે તમે,
અને સત્યપ્રકાશીને કહું છું અમે. ૬૫૨
ચંદ્રસેન શ્રી હરિ પાસે ગયો,
તે ફરીને પાછો આવ્યો. ૬૫૩
જઈને તમે પૂછો વિચાર,
એ શું કરવાના વિસ્તાર. ૬૫૪
કેવે પરાક્રમે ઉભા શ્રી હરિ,
તે વાત તમે લાવો ફરી. ૬૫૫
સુરજમલ શ્રી હરિ પાસે ગયો,
લાગીપાયને ઉભો રહ્યો. ૬૫૬
રાજા પ્રત્યે શ્રી બોલ્યા ત્યાંય,
ચોર અમારો બતાવો છે કયાંય. ૬૫૭

રાજા જો ચોર અમારો મુજને આલ,
નહિતો તોડીશ, પૃથ્વી સાતે પાતાળ. ૬૫૮
મારે સૃષ્ટિ તણું કરવું કામ,
અને દહિંત તણું તે ફેડવું ઠામ. ૬૫૯
જે શંખ છે એને હાથ,
તે કારણ કરીશ ઉત્પાત. ૬૬૦
એવું શ્રી હરિ રાજાસું કહે,
શંખવો તારે હાથ નહિ રહે. ૬૬૧
શ્રી હરિ કહે મારે વેદ લઈ જવા પૃથ્વી માંહે,
અને શંખવા કારણ હું આવ્યો છું આંય. ૬૬૨
મુને પ્રસન્ન થયા છે મહારાજ,
એ વેદ શંખવા પાસેથી લેવાને કાજે. ૬૬૩
હવે નથી આગળ જવાનું ઠામ,
કયાં જઈને છુપાડશે નામ. ૬૬૪
ત્યારે ફરી રાજા શ્રી હરિ શું કહે,
સ્વામી તમોથી નાસીને કયાં રહે. ૬૬૫
એકવાર અહીંયાં મેલીજો જાવ,
એને કાજે દુઃખી કયાં થાવ. ૬૬૬
શ્રી હરિ ક્રોધ કરીને બોલ્યા તેણીવાર,
તું કોડીઓ થઇ ને અવતરજે રાજાને દ્વાર. ૬૬૭
દહિંત રાજા જો કરે રાજ,
દહિંત દ્વારે તું કોડીઓ થઇને રહે આજ. ૬૬૮
જો તું અમ ઉપર નહિ ધરે હેત,
તો તને કષ્ટ પમાડીશ દેહ. ૬૬૯

એવું વચન કહ્યું શ્રી હરિએ જ્યાંય,
અને કોડીઓ, પોળીઓ થઇ રહો ત્યાંય. ૬૭૦
દહિંત તણો પોળીઓ જેહ,
અને શુરજમલ રાજા હતો તેહ. ૬૭૧
સદ્દગોર બોલ્યા આગમ વાણ,
કહો અકર્મી રાજાના શું કરૂં વખાણ. ૬૭૨
સદ્દગોર બોલ્યા આગમ કથા,
સુરજમલ ત્યાં કીધો મીથ્યા. ૬૭૩
જ્યારે શ્રી હરિ પાતાળે ગયા,
અને દશ રાજાને વર આપ્યા. ૬૭૪
પુત્રને આપ્યું વૈકુંઠનું રાજ,
પિતાને રાન્યો અપરાધ કાજ ૬૭૫
સદ્દગોરવાણી આગમ કહે,
કર્મ હીણા તે કેમ તરે. ૬૭૬
અકર્મીનું જાય ઇમાન,
અને સકર્મીનું સઘળું જ્ઞાન. ૬૭૭
કોનો પુત્ર ને કોનો પિતા,
એ અને કર્મ સાથે લાગ્યો વિવાદ. ૬૭૮
ત્યારે શંખવે વિચાર્યું મન,
હવે નથી જાવાનું ઠામ. ૬૭૯
ત્યાંથી શંખાસુર નાસી ગયો,
સત્ય પાતાળે જઇને રહ્યો ૬૮૦
કંપે શરીર ને ધ્રુજતો ગયો,
શંખોદર પેટમાં શંખલો થઇને રહ્યો. ૬૮૧

તો એને શંખમાં ઘાલ્યું તન,
અને સર્વે દહિંત દીઠા એક મન. ૬૮૨
તે જઈ પેઠો સમુદ્ર મોઝાર,
ત્યારે વિષ્ણુ ચાલી ગયા તેણી ઠાર. ૬૮૩
જ્યારે દહિંત સમુદ્રમાં પેઠો તતખેવ,
ત્યારે પાછળથી આવ્યા નારાયણ દેવ. ૬૮૪
જ્યારે પૂંઠળ શ્રી હરિ નીસર્યા તેહ,
ને સમુદ્ર તીરે જઈ સંચર્યા એહ. ૬૮૫
આગમ અગોચર સર્વે ચરિત્ર કીધાં જાણ,
તે સ્વામી એ કર્તા યુગમાં મચ્છરૂપ લીધા પ્રમાણ. ૬૮૬
ત્યાં દહિંતે ધર્યો શંખમાં અવતાર,
શ્રી હરિ મચ્છ થયા તેણીવાર. ૬૮૭
જ્યારે શ્રી હરિ તે મચ્છ રૂપે થાએ,
દુષ્ટ મારા વેદ લઈ કયાં જાય. ૬૮૮
તું મેલ વેદ નહિ તો મારીશ કર ધરી,
એવા વચન બોલ્યા શ્રી હરિ. ૬૮૯
ત્યાંથી દહિંતને નાસવાનું ન રહ્યું ઠામ,
તે જઈ પેઠો સમુદ્ર મુકામ. ૬૯૦
તે શંખલો થઇને સમુદ્ર બેટ માંહે ગયો,
ત્યારે શ્રી હરિ મચ્છરૂપ થયા. ૬૯૧
જ્યારે શંખાસૂર નાસી સમુદ્રમાં ગયો,
ત્યારે શ્રી હરિ કહે ભલો થા તું ઉભો રહે. ૬૯૨
જો તું ચાર વેદ ને મુજ આગળ ધરે,
તો તુજ સામે કોઇ ના લડે. ૬૯૩

જ્યારે શ્રી હરિ તણી સદગોરે કહી કથા,
જુઓ શંખવો થાય છે મીથ્યા. ૬૯૪

સાતમા પાતાળની કોરે ગયા,
અનંતકળા લઈને રહ્યા. ૬૯૫

મચ્છરૂપ શ્રી હરિ એ લાધું સહિ,
ને શંખવો દાણવ પકડયો જઇ. ૬૯૬

જ્યારે શ્રી હરિએ જઈને પકડયો હાથ,
અને સર્વે પૂછી છે પૂર્વની વાત. ૬૯૭

અકળિત બળ હારી કાં ગયો,
અને દેખી શ્રી હરિનું બળ આધિન થયો, ૬૯૮

તારૂં બળ હોય તે કર પ્રકાશ,
અને કઈ વેળાએ તું દહિત જો થાશે. ૬૯૯

ફરી ટાણું નહિ આવે જેહ,
અને શ્રી હરિ પ્રકાશીને બોલ્યા તેહ. ૭૦૦

ત્યારે કરજોડીને લાગ્યો પાય,
ક્ષમા કરો તમે ત્રિભોવન રાય. ૭૦૧

ત્યાં દેવને વિનંતી કરી છે ઘણી,
તમે દયા કરો ત્રિભોવન ધણી. ૭૦૨

સ્વામી તમને આપ્યું નારાયણે ફરમાન,
તમને કીધા છે આપ સમાન. ૭૦૩

તે માટે સ્વામી તમે સર્જ્યા જીવને જન,
દેવ દહિત ને ચઉદે ભવન. ૭૦૪

સ્વામી તમે રચના કીધી જેણી વાર,
મુજ ઉપર દયા કરો તમે દેવ મોરાર. ૭૦૫

સ્વામી પતિતને ઉગારો તમો,
ને કુળ ઓધારવા સર્જ્યા છે અમો. ૭૦૬

સ્વામી દયા કરીને હણુશો મુને,
સર્વે ઓધારવા પડશે તમને. ૭૦૭

સ્વામી ભાગ્ય વંતા સર્જ્યા છો અમો,
મુજને છેદવા આવ્યા છો તમો. ૭૦૮

કરે સ્તુતિને ઓળાંસે પાએ,
શ્રી હરિ દ્રષ્ટિમાં સમાતો જાય. ૭૦૯

ભાવ ભક્તિ ધરે છે મન,
અને ચરણે ધરે છે પોતાનું તન. ૭૧૦

અનેક વચન કહે છે મુજને,
પણ શંખવા હું નહિ મેલું તુજને. ૭૧૧

તુજને મારવા કારણ આવ્યો હું એ,
અને સેને સ્તુતિ કરે તું એ. ૭૧૨

વાણી વેદ બોલ્યો છે તું એ,
અને શણુગાર શક્તિના લેવા આવ્યો છું હું એ. ૭૧૩

સત્ય પ્રકાશીને બોલી મન,
તું આલને મને ચઉદે રતન. ૭૧૪

પાંચે આભુષણ આપજે મોય,
બ્રહ્માનાં ને અમને વ્હાલાં ઘણાં સોય. ૭૧૫

તે સર્વ ઉથાપી મેલો પાય,
તો એ મેલ્યાં કેમ જાય. ૭૧૬

કરોડ ભક્તિનો કરે ભાવ,
અને મસ્તક મેલે શ્રી હરિ ને પાય. ૭૧૭

સ્વામી અમને મહાદેવે આપ્યું માન,
મસ્તકે ચઢાવી કીધો મેરૂ સમાન. ૭૧૮
જ્યારે બ્રહ્માએ કીધો અહંકાર,
તે માટે હર્યા વેદ ચાર. ૭૧૯
શ્રી શક્તિ બહુ બળવંતાં મન,
તો મેં જઈને લીધાં રતન. ૭૨૦
તમે કહેતાં જે હું છું કંઈક અવતાર,
તો મેં લીધો તમારો શણગાર. ૭૨૧
ત્યારે સદા શિવ ગયા શ્રી હરિની પાસ,
જઈને વચન કહ્યાં પ્રકાશ. ૭૨૨
જ્યારે શ્રી હરિએ તમો પર ધર્યું ઈમાન,
દેવ દહિતના કરવા કામ. ૭૨૩
જો સર્વે વસ્તુ લીધી હતી અમે,
તો આપ સમાન કરીને નારાયણે મોકલ્યા તમને. ૭૨૪
સ્વામી જો મેં કીધું આ કામ,
તો ચઉદે લોકમાં પ્રકાશ્યું તમારૂં નામ. ૭૨૫
અવર કોઈ નહિ આપો આપ,
તો દેવ દહિતમાં જપાશે તમારો જાપ. ૭૨૬
જ્યારે એવું વચન શંખવો કહે,
ત્યારે શ્રી હરિ ચિત્ત દઈને રહે. ૭૨૭
સ્વામી મસ્તક ઉપર ધરોને પાય,
તો મારા કારજ શુદ્ધ થાય. ૭૨૮
સ્વામી તમે ત્રણ સુરત એક જો છોએ,
અને પિંડ બ્રહ્માંડમાં એક જ લેખાએ. ૭૨૯

ત્યારે ફરી શંખવાને શ્રી હરિ શું કહે,
આ વસ્તુ તુજ પાસ નહિ રહે. ૭૩૦
ત્યારે વાત શંખવે કહિ,
સ્વામી એ વસ્તુ હું રાખું નહિ. ૭૩૧
જો તમે પુરો મારી આસ,
તો થઈ જાઉં હું તમારો દાસ. ૭૩૨
શંખવો બોલ્યો એથી જો કરી પ્રણામ,
મને નિગમવાણીનું દેખાડો ઠામ. ૭૩૩
ક્ષમા યાચીને સર્વે દુર્બળ થાય,
અને દહિંત તણો સર્વે મેલ્યો ભાવ. ૭૩૪
સર્વેમાં તમે છો દિનદયાળ,
તમે ઉગારી ને કરો પ્રતિપાળ. ૭૩૫
શ્રી હરિએ વચન કહ્યું પ્રકાશ,
મારે જાવું છે. નારાયણની પાસ. ૭૩૬
જો મોક્ષ તણો તું કહે છે વિચાર,
પણ શક્તિ બ્રહ્માનો રાખવો છે વ્યવહાર. ૭૩૭
જો ઇચ્છા કરે છે તું એ,
તો વરદાન આપું છું હું એ. ૭૩૮
પ્રસન્ન મન થઇને બોલ્યા શ્રી હરિ,
અને શંખાસુર ઉપર કૃપા કરી. ૭૩૯
ત્યાં દેવને પાય લાગીને વિનંતી કરી,
ત્યારે માગ શંખાસુર ત્રુઠયા શ્રી હરિ. ૭૪૦
આજ જે વર માગે તે અમે દઉ,
એવા વચન હું તુજને કહું. ૭૪૧

સ્વામી હું એવું માગું દિનદયાળ,
જો મુજ કારણ તમો ધરો દશે અવતાર. ૭૪૨
સ્વામી કહ્યું તમારૂં નવ કરૂં,
આગળ તમારે હાથે હું મરૂં. ૭૪૩
સ્વામી વેદ તમારા ના ચોરૂં,
અને તમો વિના બીજાથી નવ મરૂં. ૭૪૪
દહિંત બોલ્યો સ્વામી હું મનમાં એવું ધરૂં,
દશે અવતાર લગી તમ સાથે યુદ્ધ કરૂં. ૭૪૫
ભક્તિ ભાવ તમારા જયાંય કરે,
અને જઇને ભંગાણ પાડું તો મન ઠરે. ૭૪૬
જયાં વેદ તમારાનાં કરે વખાણ,
ત્યાં જઈને મારી દેવડાવું આંણ. ૭૪૭
ભજન કરી જે સમરે તમને,
તે મેલી ભક્તિને સમરે મુને. ૭૪૮
જો કોઈ લે તમારૂં નામ,
ત્યાં જઈને મૂકાવું તે મારૂં કામ. ૭૪૯
એવી કહી શંખવે શ્રી હરિ શું વાત,
એવો વર ઘોને શ્રી દિનાનાથ. ૭૫૦
સૃષ્ટિ બ્રહ્માની મને માને સહુ,
ત્યાં લગી આખર હું અમર રહું. ૭૫૧
વચન કોઈ ન ઉથાપે એહ,
મહાદેવ ને વળી શક્તિ જેહ. ૭૫૨
ચાર તમેને પાંચમો હું એ
એવો વર સ્વામી ઘોને તુએ. ૭૫૩

તો દહિંત પ્રત્યે શ્રી હરિએ કહ્યું,
ત્યારે શંખાસુરે મન લહ્યું. ૭૫૪

તું રહેજે મહાદેવની પાસ,
તે તને કરશે પોતાનો દાસ. ૭૫૫

કરાવી તપ ને દેશે વરદાન,
ત્યાં તારૂં વધારશે માન. ૭૫૬

જો શંખવા તું કહે છે મુને,
તો હું હણવા આવ્યો છું તુને. ૭૫૭

જે કોઈ મારો હોશે દાસ,
જો તું તેની કેડે થાશ. ૭૫૮

તે કરશે ભક્તિને આવશે અમારી પાસ,
તો તુજ ને હું મારવાનો ખાશ. ૭૫૯

સ્વામી તમને કહું વિચાર,
મુને મારીને આપો ઓધાર. ૭૬૦

કહે શ્રી હરિ સુણ શંખવા વાત,
તું દહિંતને અમે નાથ. ૭૬૧

જાંબુ દ્વીપે યુગમાં અવતાર,
તે નિર્મળ સૃષ્ટિ તણો વિચાર. ૭૬૨

છેલ્લી કળાને છેલ્લું રૂપ,
અને મળશે ત્યાં સઘળા ભૂપ. ૭૬૩

આદે અંતનો એક અવતાર,
ત્યારે તારો થાશે ઓધાર. ૭૬૪

ત્યારે શ્રી હરિએ એવાં વચન કહ્યાં જેહ,
દહિંતે શીર ચઢાવી દીધાં તેહ. ૭૬૫

જયારે એવાં વચન શ્રી નારાયણ કહે,
ત્યારે શંખાસુર ચિત્ત દઈને રહે. ૭૬૬
શંખોદર બેટને સાતમું પાતાળ,
સત્ય તણી ત્યાં ઉઠે ઝાળ. ૭૬૭
ક્રોધે દહિંત પડયો જો ત્યાંય,
અને શક્તિ રૂપ તેડાવ્યાં ત્યાંય. ૭૬૮
જેમ જેમ શ્રી હરિ પાય દઈને ધરે,
તેમ તેમ શંખવો સ્તુતિ કરે. ૭૬૯
મહાદુઃખી થાવ છો શ્રી હરિ,
અને એમે પ્રાણ જાશે નીસરી. ૭૭૦
કહે શ્રી હરિ દુઃખી હું નહિ થાઉં,
તો તુજ કેડે સાને ધાઉં. ૭૭૧
મારૂં પરાક્રમ જો ન ઓચરૂં,
તો તુજ માટે શાને અવતરૂં. ૭૭૨
ધરી હથિઆર વ્હેર્યું શરીર,
રૂધીર જેવું નદીના નીર. ૭૭૩
ત્યારે શ્રી હરિ એ મારીને વેદ જ લીધા,
મચ્છ અવતારે કારજ કીધાં. ૭૭૪
જયારે શ્રી હરિવેદ લાવ્યા જે ચાર,
ત્યારે સર્વે દેવ બોલ્યા જયજયકાર. ૭૭૫
તે દેવે માર્યો સમુદ્રમાં ધરી,
ત્યાં મચ્છરૂપ લીધું શ્રી હરિ. ૭૭૬
મારી દહિંત ને રાખ્યું નામ,
ત્યાંના લોકોને કહ્યું બ્રહ્મજ્ઞાન. ૭૭૭

શંખવાથી દહિંત ગયો ટળી,
અને શ્રી હરિ ત્યાંથી આવ્યા પાછા વળી. ૭૭૮
દહિંત માર્યો ને થયાં વખાણ,
ચઉદ લોકમાં થયું જાણ. ૭૭૯
મારી દહિંતને શ્રી હરિ ગયા,
અને જીતી દહિંતને ફરી આવીઆ. ૭૮૦
શક્તિ તણો જ્યાં છે પરવાર,
સર્વે લોકમાં થયો જયજયકાર. ૭૮૧
બ્રહ્મા બેઠા હતા સહી,
ત્યાં તેમણે કહ્યું જઈ. ૭૮૨
સુણો રે બ્રહ્માજી દુત જો કહે,
અને વેદ વીના પૃથ્વી કેમ રહે. ૭૮૩
લાવ્યા વેદને તમે અચિંત થયા,
અને તે ના કારણ શ્રી હરિ પાતાળે ગયા. ૭૮૪
ત્યારે પાતાળે શ્રી હરિ એ શું કર્યું,
દહિંત કારણ મચ્છરૂપ ધર્યું. ૭૮૫
જ્યારે શંખવો જઇને રહ્યો બેટ માંયે,
ત્યારે શ્રી હરિએ જઇને ગ્રહો ત્યાંય. ૭૮૬
જ્યારે થાકયો ત્યારે લાગ્યો પાય,
અને ઓળખ્યા ત્રિભોવન રાય. ૭૮૭
જ્યારે આધિન થઈ સ્તુતિ કરી ઘણી,
ત્યારે દીધો વર તેને હણી. ૭૮૮
તે માટે બ્રહ્માજી તમને કહુ એ,
તે દુષ્ટ જોઈ આવ્યો છું હુએ. ૭૮૯

તમારા સર્જાવ્યા તમારા દાસ,
શ્રી હરિ આવે છે હમણાં તમારી પાસ. ૭૯૦
વિનંતી કરી સર્વે દુત ઊભા રહ્યા,
ત્યારે પૂંઠળ શ્રી હરિ આવીયા. ૭૯૧
ત્યારે બ્રહ્માજીને મન થયો આનંદ,
હરખ્યા દુતને દેવ ચઉદે ભવન. ૭૯૨
જ્યારે શ્રી મચ્છારૂપે શંખાસુર મારીલીઆ,
ત્યારે વેદ વાળી ગોર બ્રહ્મા કું દીઆ. ૭૯૩
શ્રી મચ્છરૂપ ધર્યું નારાયણ,
વેદ કારણ તમે સારંગ પ્રાણ. ૭૯૪
શ્રી હરિ એ પેસી પેંયાળ ને વાળ્યા વેદ,
ત્યારે કેવળ બ્રહ્માને આલ્યા ભેદ. ૭૯૫
સ્વામી સદગોર યુગમાં દીવો તમો,
વેદે દીધી વાચા પાળીએ અમો. ૭૯૬
હણ્યો શંખવો ને કીધાં કાજ,
ત્યાં શ્રી મચ્છરૂપ થયા મહારાજ. ૭૯૭
કર્તા યુગમાં શ્રી હરિ મચ્છ અવતાર,
ત્યાંહ શ્રી મચ્છા રૂપે શ્રી હરિ પરવાર. ૭૯૮
જ્યારે બ્રહ્મા પૂછે વિષ્ણુને કહો,
એ સ્વામી કેમ નિપન્યું કારજ તેહ. ૭૯૯
કહે શ્રી હરિ, બ્રહ્મા કૃપા તમો તણી,
અમો ઉપર ત્રુઠયા ત્રિભોવન ધણી. ૮૦૦
તે સહાયે અમે ગયા પાતાળ,
અમને માન્યા દીન દયાળ. ૮૦૧

મચ્છ પાતાળ ગયા જ્યાંહ,
એમ ભક્ત અમને મળ્યા ત્યાંહ. ૮૦૨

તેમને મન ઉપન્યુ જ્ઞાન,
તેને અમે દીધું ધર્મ દાન. ૮૦૩

ત્યારે દહિંતે ત્યાં શી કીધી પેર,
ને સર્વ વસ્તુ રાખી પૃથ્વીને ઘેર. ૮૦૪

ત્યાં મચ્છ રાજાને દેશ,
અમે ગયા ત્યાં તેવે વેશ. ૮૦૫

ધરતી શંખાસુરને રાખવા ગઈ,
ત્યારે અમે ત્યાં પહોંચ્યા જઈ. ૮૦૬

ત્યારે શંખવે જાણ્યું આવ્યા ત્રિભોવન ધણી,
ત્યારે લીધી વાટ શંખવે પાતાળ તણી. ૮૦૭

ત્રીજે પાતાળે પહોંચ્યો જઈ,
તે યુદ્ધ ત્યાં માંડયો સહી. ૮૦૮

તેણે તો પરાક્રમ કીધાં અનેક,
પણ સર્વ દહિંતના કીધાં નિખેદ. ૮૦૯

ત્યાં એવું કરે છે રાજ,
તેનાં અમારે કરવાં કાજ. ૮૧૦

ભક્ત અમારો હતો એક,
લાગી પાય ને પૂછયા વિવેક. ૮૧૧

ખંડના રાજા વસે પાતાળ,
તેમણે ઓળખ્યા અમને દિન દયાળ. ૮૧૨

આવ્યા સામા અમે હોતા જ્યાંય,
અમે વર દીધો વૈકુંઠનો ત્યાંય. ૮૧૩

ત્યારે જઇને રહ્યો એ ચોથે પાતાળ,
અને ત્યાં તળાતળ અંધકાર. ૮૧૪
ત્યાં રાજા હસ્તી કરે છે રાજ્ય,
તે આવ્યો અમારે કાજ. ૮૧૫
ત્યારે તેણે ભક્તિ ભાવ ઘણો કીધો,
અમે કરી આજ્ઞાને સેવક કીધો. ૮૧૬
સ્તુતિ કરી બ્રહ્મા ને વિષ્ણું આગળ કહે,
સ્વામી ચોર તમારો કયાં જઈ રહે. ૮૧૭
સ્વામી અમે ગયા સત્ય પાતાળ,
તમને માન્યા દિન દયાળ. ૮૧૮
ત્યાંયે સત્યવાદી જીવ હતા ઘણા,
અને સારાં ભાગ્ય તે તણાં. ૮૧૯
તમો કૃપાએ અમે આપ્યો વર,
તેનો તમે સંશય ન કરો. ૮૨૦
જે ખંડના ભક્ત હતા જેહ,
તે અમારી પાસે આવ્યા તેહ. ૮૨૧
રસાતાળમાં અમે ગયાએ,
સુરજમલ ઉથાપ્યો ત્યાંયે. ૮૨૨
ધબળંગ રાજાને થયું ત્યાં જાણ,
તેણે ન લોપી અમારી આણ. ૮૨૩
સુરજમલ શંખવા તરફ થયો,
તેને વળી અમે રાનીયો. ૮૨૪
વિષ્ણુ ત્યાં બ્રહ્મા આગળ કહે,
અને શંખવો કોને રાખ્યો નવ રહે. ૮૨૫

જ્યાં આભુષણ હોતાં શક્તિ તણાં,
તે ધરતીને ઘેર મેલ્યાં ઘણાં. ૮૨૬
જે હોતો અમારો સણગાર,
તે મેલ્યો સુરજમલને દ્વાર. ૮૨૭
અમે હણતાં તેને ન કીધી વાર.
વેદ વાળી લીધાં તત્કાળ. ૮૨૮
ત્યારે હરખ્યા બ્રહ્માજી ભયો ઓમકાર,
અને ચૌદ લોકમાં તે તેજ અપાર. ૮૨૯
સ્વામી હું ગયો સાતમે પાતાળ,
મને નાગે માન્યાં દીન દયાળ ૮૩૦
સર્વ લોકમાં થયું જાણ,
મારી શંખાસુરને લીધાં પ્રાણ. ૮૩૧
આદ વિષ્ણુ, બ્રહ્મા શું કહે,
અને સત્યપંર ગોરસું જ્ઞાન લહે. ૮૩૨
આદે સત્પંથ હોતા જેહ,
પહેલાં યુગમાં મેલ્યા તેહ. ૮૩૩
કહે બ્રહ્મા સ્વામી સત્યપંથ વરો,
અમો આગળ જઈએ ને તમો અવતરો. ૮૩૪
નારાયણે મુને આલ્યું છે વર,
તમોને માનશે તેની સહાયકર. ૮૩૫
અમે જઈને દેખાડશું સંસારમાં જ્ઞાન,
તમે આવશો ત્યારે અમારૂં વધશે માન, ૮૩૬
ત્યારે વિષ્ણુએ બ્રહ્માને કહ્યું,
વચન તમારૂં મેં મસ્તકે ધર્યું. ૮૩૭

જ્યાં હોતા બ્રહ્માને આવ્યા મહાદેવ,
ત્યાં આવ્યાં શક્તિ કરે છે સેવ. ૮૩૮

જ્યારે ત્યાં ચારે મુરત કરે છે વિચાર,
ત્યારે શક્તિ એ માંગ્યો શણગાર. ૮૩૯

સ્વામી તમે વેદ કારણ ગયા પાતાળ,
આભુષણ મારાં કાં ના લાવ્યા દયાળ. ૮૪૦

તમે સુણો સ્વામી હું કહું છું તમને,
તમે ત્રણે દેવ નથી જાણતાં મુને. ૮૪૧

આદ શક્તિ છે મારૂં નામ,
કહો તો ફેરૂં તમારા ઠામ. ૮૪૨

નારાયણે ઉપજાવી છે મુને,
અને ગુણ મારા સર્વે કહું છું તમને. ૮૪૩

અનંત કળાથી હું અવતરૂં,
ક્ષણ એકમાં હું અનંત રૂપ જો ધરૂં. ૮૪૪

ક્ષણ એકમાં ધરૂં માતાનું તન,
ક્ષણ એકમાં નહિ મને સુતક ને સ્નાન. ૮૪૫

સંસાર સર્વે રાખું મુજ માંહે,
સર્જ્યાં સ્વામીના પત્નિ થઇ રહું ત્યાંય ૮૪૬

એવે પરાક્રમે હું જો ભરી,
મારો ગુણ ન જાણ્યો શ્રી હરિ. ૮૪૭

જ્યારે અજાણમાં પૂજતા તમે,
ત્યારે હણીને કટકા કીધા અમે. ૮૪૮

બ્રહ્મા વિષ્ણુને મહાદેવ,
તમે ત્રણે તેની કરતા સેવ. ૮૪૯

મને હણતાં ન લાગી વાર,
તેને મારીને કટકા કીધા બાર. ૮૫૦
તેને મારી ત્રિશુળ ને છેદયું શરીર,
તમ આગળ વળી રાખું છું ધીર. ૮૫૧
માયા રૂપી સર્જ્યાં છીએ અમો,
હું નારી એકને ત્રણ પુરૂષ છો તમો. ૮૫૨
એવાં વચન જ્યારે શક્તિ એ કહ્યાં,
તે બ્રહ્મા વિષ્ણુ એ લહ્યાં. ૮૫૩
ત્યારે વિષ્ણુએ કહ્યું શક્તિને ત્યાંય,
જે શણગાર તમારો લાવીશ આંય. ૮૫૪
મારે સૃષ્ટિ તણું કરવું છે કામ,
એ રતન મુકાવ્યાં છે જુજવે ઠામ. ૮૫૫
ફરી અમારે જાવું પાતાળ,
અને લેશું કુર્મ અવતાર. ૮૫૬
મેલી આવ્યો છું ધરતીને દ્વાર,
અને જીવોની કરવી છે સાર. ૮૫૭
શું કહો છો શક્તિ વારંવાર,
તમારો ત્યાં રહ્યો છે શણગાર. ૮૫૮
મેલી આવ્યો છું નાગને ઘેર,
જાવું છે તેની કરવા પેર. ૮૫૯
જો અમે હોઇએ દિન દયાળ,
તો ત્રીજી વાર જાવું પાતાળ. ૮૬૦
ત્યારે શક્તિ મન હરખ્યાં અનંત,
સ્વામી અમારે તમારે છે વચન. ૮૬૧

ત્યારે સદ્દગોરે વેદ ભણ્યા ચાર,
અને માયાનો થયો અહિંથી વિસ્તાર. ૮૬૨

ત્યારે વિષ્ણુ કહે સુણો શક્તિ તમે,
તમે આવો તો વળી જાઉં અમે. ૮૬૩

સ્વામી તમછો ચઉદે ભવનના નાથ,
તો અમે આવીશું તમારી સાથ. ૮૬૪

વિષ્ણુ શક્તિ બ્રહ્મા મળી,
એ ત્રણે એક પાત્રમાં ભળી. ૮૬૫

એ ત્રણ થકી જે નિપજે અંશ,
તે કહેવાએ શ્રી હરિનો વંશ. ૮૬૬

તેના જે કોઈ પૂજે પાએ,
તે જીવ તો અમરાપુર જાએ. ૮૬૭

એ વંશમાં જે મુરત એક,
જેમાં કહીએ અનંત વિવેક. ૮૬૮

જેણે ટાણે આવે જેહ,
તેણે સમયે ઉપજે તેહ. ૮૬૯

તે મારી દહિંતને જપાવે જાપ,
સદ્દગોર કહે તે આપો આપ. ૮૭૦

પાતાળે ગયાનું રાખ્યું વચન,
અને ભક્તોના ઉગારવા તન. ૮૭૧

ચઉદે લોકમાં ઉપજ્યા જેહ,
આપો આપ કહીએ તેહ. ૮૭૨

બાકી પાત્રમાં ખપે,
લે દાન તેને નવ જપે. ૮૭૩

ત્રણે મળીને કર્યો વિચાર,
બ્રહ્મા, વિષ્ણુ, શક્તિ અવતાર. ૮૭૪

મચ્છઅવતારે બાંધ્યા બંધ,
સદ્ગોર કહે છે એ છેલ્લી સંધ. ૮૭૫

સદ્ગોર કહે છે એ એંધાણ,
ને થયા :મચ્છને વધ્યા વાણ. ૮૭૬

એક મળીને અવતાર ત્રણ,
બ્રહ્માજીએ કહ્યું તે સત્યવચન. ૮૭૭

સર્વે આગળ બ્રહ્માજી થયા,
શક્તિ વિષ્ણુ કેડે આવીયા. ૮૭૮

ત્યારે મહાદેવ ધ્યાન ધરીને રહ્યા,
યોગ કળા લઇને નારાયણ પાસે ગયા. ૮૭૯

શ્રી હરિ ઉપર ધર્યું ઇમાન,
બ્રહ્માજી તણાં અહિંયા જુજવા ઠામ. ૮૮૦

બ્રહ્મ કુળમાં શક્તિ અવતાર,
તે શું વિષ્ણુ કરે વ્યવહાર. ૮૮૧

કળા ધરીને વરે જેહ,
આપો આપ જો કહીએ તેહ. ૮૮૨

ફેરવે વેદ તણી જે વાણ,
ચઉદ લોકમાં કરે જાણ. ૮૮૩

અકળિત બળનો ના આવે પાર,
મારી દહિંત ભક્તો ના કરે ઉદ્ધાર. ૮૮૪

જે વેળાનો જે વારો જેહ,
અજંપા જાપ કાંડી જપાવે તેહ. ૮૮૫

ભૂલી દુનિયા ને ભૂલ્યો એ સંસાર,
અને ખગોળ ભુગોળના વરણુ અઢાર. ૮૮૬

યુગ અંતે ચલાવે ફર્માન,
શ્રી હરિ કળાના એ એંધાણુ. ૮૮૭

એ કુળમાં જુદા છે વંશ,
જે કોઈ હોય બ્રહ્માનો અંશ. ૮૮૮

અગમ વાણી ભાંખે અપાર,
અને નિગમ, અગમ, વેદ વિચાર. ૮૮૯

આદ અંતની વાત કહે જેહ,
જે ઘર વાસો વિષ્ણુનો તેહ. ૮૯૦

નારાયણે ઉપજાવ્યું ઈંડ,
થયા પોતે ને બાંધ્યું બ્રહ્માંડ. ૮૯૧

તેનો જે કોઇ કહે વિચાર,
એ કુળે કહીએ બ્રહ્મા અવતાર. ૮૯૨

એ કુળમાં શ્રી હરિ તણાં જે વખાણુ,
અને સર્જ્યા ના સર્વે કહે એંધાણુ. ૮૯૩

અવતારનો જે જાણે વિચાર,
તેને કહીએ બ્રહ્મા અવતાર. ૮૯૪

ચારે મુખને વેદ વાણુ,
જીવ બાંધ્યા ચારે ખાણુ. ૮૯૫

જીવ જેનો રહ્યો ચૈતન્ય,
તે ઉપજાવે બ્રહ્માને તન. ૮૯૬

નાભીચક્રનું જે ધરે જ્ઞાન,
પિંડ બ્રહ્માડનું કહે સર્વે ઠામ. ૮૯૭

મુક્તિ માર્ગનો જે જાણે ભેદ,
અને કહી દેખાડે ચારે વેદ. ૮૯૮
પોતે શ્રી હરિનો જપે જાપ,
તે સંસારને જપાવે આપ. ૮૯૯
પિંડ બ્રહ્માનો કહે જે વિચાર,
અને તે કુળે કહીએ બ્રહ્મા અવતાર. ૯૦૦
સદ્‌ગોર કહે તમે મુનિવર સુણો,
પણ વંશ માન્યાનો ભેદ છે ઘણો. ૯૦૧
પાત્ર અભ્યાગત કહાવે જેહ,
ને દાન લેવા લાયક છે તેહ. ૯૦૨
દીપક હૃદયે જે કોઇ દેહ જો ધરે,
તેનું વચન ખાલી નવ પડે. ૯૦૩
જે અવતારનો થાય પ્રધાન,
તો બ્રહ્મા વિષ્ણુને એક જો જાણ. ૯૦૪
પૂજે પાત્રને આપે જો દાન,
તો તેનું થાય મેરું સમાન. ૯૦૫
અમર ભેદની દેખાડે વાટ,
કહે સત્યપંથને મુક્તિના ઘાટ. ૯૦૬
આસને, એંધાણે ઉપજે તેહ,
નિત્ય કળા અનેરી જેહ. ૯૦૭
જે દુનિયામાં આવશે જન,
તે બુડતાં કાઢશે પોતાના તન. ૯૦૮
ચઉદે ભવનના કરે વખાણ,
તે સતી લોકના કહે એંધાણ. ૯૦૯

બ્રહ્મા આસને બેઠા હોય જેહ,
અને તે નારાયણ શું ગોષ્ઠી રાખે તેહ. ૯૧૦

વૈકુંઠ નું વર્ણન કહે જેહ,
ચતુર મુખી બ્રહ્મા કહીએ તેહ. ૯૧૧

અગમ શ્રી સદ્ગોર ભાંખે જેહ,
વંશ અવતાર તે સર્વે પાત્ર તેહ. ૯૧૨

તેવા પાત્રને જે કોઈ દાન જો દેવે,
અને સંતોષે સુપાત્ર હોય તે લેવે. ૯૧૩

પ્રભાતે વળી વાવે જેહ,
અને સાંજે ફળ પામે તેહ. ૯૧૪

સંતોષે એક ઘણું દેવે,
અને સવા લાખ ઘણેરૂં લેવે. ૯૧૫

વંશ સ્થાપના રાખે જેહ,
જે કુળ પાત્ર હોય તેહ. ૯૧૬

વંશ તણો જે એ પ્રતાપ,
મટે ચોર્યાશીને ઉતરે પાપ. ૯૧૭

બ્રહ્મા વિષ્ણુને શક્તિ સાર,
હવે આપણે ધરીએ અવતાર. ૯૧૮

ત્યાં દહિંત તણા જો ફેડયાં ઠામ,
એકાંકી મચ્છ જપાવ્યું નામ. ૯૧૯

રૂખમાગત ને આલ્યો વર,
પહેલા ભક્તની સહાય જો કર. ૯૨૦

એ શંખાસુર દહિંત માર્યો જ્યાંય,
ભક્ત રૂખમાગત ઓધાર્યો ત્યાંય. ૯૨૧

જપે વેદ ગાયત્રીનો મંત્ર જેહ,
અને ત્યાં વંશ લેખાયો તેહ. ૯૨૨

ત્રિગુણી થઇને આવ્યા શ્રી : હરિ,
હરિ વંશે રહ્યા અવતારી. ૯૨૩

ત્રણેવું કુળ એક જો થયું,
ત્યારે યુગનું પાપ જો ગયું. ૯૨૪

અકળ કાંડી ભણાવે વેદ,
અને સવા કરોડી એ લીઓ ભેદ. ૯૨૫

શ્રી હરિ બ્રહ્મા એકજ વંશે,
જુદા થયા પણ એકજ અંશ. ૯૨૬

અલ્પ એકમાં ધર્યો અવતાર,
તે ચાર લાખને બત્રીશ હજાર. ૯૨૭

જ્યારે શંખાસુરને માર્યો તેણીવાર,
ત્યારે સંસારમાં પ્રગટ થયા દેવ મોરાર. ૯૨૮

ચાર લાખને બત્રીશ હજાર,
ત્યાં સુધી શ્રી હરિ મચ્છા અવતાર. ૯૨૯

સુરજમલ રહ્યો ત્યાં જેહ,
અને વિષ્ણું કળામાં આવ્યા તેહ. ૯૩૦

એ સુર મંત્ર અળગા રહ્યા,
દહિંતોને મહાદેવ લઈ ગયા. ૯૩૧

સહ્ત્યગોર કહે આગમ વિચાર,
સુણો ઋષિવરો આગમ નિર્ધાર. ૯૩૨

સદ્દગોર કહે આગમ જોય,
અને પ્રેમ તત્વ જાણે વીરલાકોય. ૯૩૩

જે દિન થાય બીજને ગુરુવાર,
તે દીન લીધો શ્રી હરિએ મચ્છા અવતાર. ૯૩૪
સદ્ગોર બ્રહ્મા આગમ ભણે,
ભક્ત ને તારીને દહિંતને હણે. ૯૩૫
જે પાતાળ તણો હતો ભેદ,
તે શ્રી હરિ જઈ લઇ આવ્યા વેદ. ૯૩૬
શ્રી મહાદેવને આપ્યો શંખ,
અને વળી આપ્યા દ્વાદશ લીંગ. ૯૩૭
એક રાખ્યો શ્રી હરિએ હાથ,
ત્યારે પોતે કહેવાયા નાથ. ૯૩૮
શક્તિની ત્યાં વાર જ કરી,
તમો કારણ હું જાઇશ ફરી. ૯૩૯
ત્યારે શક્તિ એ આણ્યું મન,
સ્વામી મારા આપોને રતન. ૯૪૦
ત્યારે શ્રી હરિએ કહ્યું સહી,
તે વસ્તુ તો પાતાળે રહી. ૯૪૧
જ્યારે હું એકવાર પાતાળે જો ગયો,
ત્યારે નારાયણુની કળા જોઈ આવ્યો. ૯૪૨
વળી જાઇશ હું ત્રણ જો વાર,
તેવા હું ધરીશ ત્રણ અવતાર. ૯૪૩
જે વસ્તુ તમારી છે જ્યાં પાતાળ,
છે નાગ કુળ ત્યાં રખવાળ. ૯૪૪
તે જોઇ આવ્યો છું હુએ,
અને લીધા વગર નવ રહેવાયે. ૯૪૫

એવાં વચન સતીને કહ્યાં,
શક્તિ મનમાં પ્રસન્ન જો થયાં. ૯૪૬

વરસ ચાર લાખને બત્રીસ હજાર,
ત્યાં સુધી શ્રી હરિ મચ્છા અવતાર. ૯૪૭

સવાપોરનો મચ્છા અવતાર,
તેમાં શ્રી હરિએ કર્યો વહેવાર. ૯૪૮

કુભનાળની જોઈ આ૦યો વાટ,
જોયા સાત પાતાળને ઘાટ. ૯૪૯

સાત સમુદ્રનાં જોયાં મૂળ,
ઉપજાવે છે એણે ત્રિશુળ. ૯૫૦

મેરૂનું મૂળ પૂજ્ય જ્યાંય,
અષ્ટ કુળ પર્વત બાંધ્યા ત્યાંય. ૯૫૧

સારે પૃથ્વી રાખવી છે બેવાર,
તે કારણ ધર્યો મચ્છા અવતાર. ૯૫૨

કલફ ત્રણમાં જે હોતા જીવ,
તેને તો કરવા છે શીવ. ૯૫૩

સદ્ગોર વાણી બોલ્યા જ્યાંય,
શ્રી હરિએ દીધાં છે વચન ત્યાંય. ૯૫૪

વચન તણા એ સાચા જાણ,
જેણે ના મેલી પોતાની આણ. ૯૫૫

ત્યારે બ્રહ્મા ને સોંપ્યા વેદ,
જ્યાં બોલતા ત્યાં અજવાળું થયું. અનહદ ૯૫૬

બોલ્યા બ્રહ્માને ઉઠયા સૂર્ય,
ચઉદે ભવન માંહે તેજ ભરપુર. ૯૫૭

થયું અજવાળું ને બ્રહ્મા ઉભા થયા,
સરવે જાણ્યું શ્રી હરિ વેદ લાવીયા. ૯૫૮
પ્રગટી વાણી ને મટયો અંધકાર,
ચઉદે ભવનમાં હુઓ જયજયકાર. ૯૫૯
ત્યારે બ્રહ્મા, વિષ્ણુ શું કહે,
એ અજવાળું તે કયાં લગી રહે. ૯૬૦
જો તમે છો શ્રી હરિ અવતાર,
સૃષ્ટિ તણો તમે કરો વિસ્તાર. ૯૬૧
વિષ્ણુને બ્રહ્મા પૂછે છે એહ,
સ્વામી તમે પૂંઠે કેમ થયા તેહ. ૯૬૨
કેવો મચ્છ હોતો આકાર,
અને સ્વામી કેવો દહિંત તણો વિસ્તાર. ૯૬૩
સ્વામી કેવાં નેત્ર ને કેવી આંખ,
સ્વામી કેવા પગ ને કેવી પાંખ. ૯૬૪
સ્વામી કેવા પંડિતને કેવાં જ્ઞાન,
સ્વામી કેવા રણને કેવી આણ. ૯૬૫
સ્વામી મનધર હતું તમારૂં નામ,
ને કેવા મચ્છ થયા તેણે ઠામ. ૯૬૬
સ્વામી મનધરનો જપતાજાપ,
અને મચ્છરૂપે થયા આપોઆપ. ૯૬૭
બ્રહ્મા પ્રત્યે બોલ્યા શ્રી હરિ,
નારાયણને ફર્માને કરી. ૯૬૮
જયારે શંખવો પેઠો શંખમાંય,
ત્યાં હું જઈ પોતો ત્યાંય. ૯૬૯
તે બેટ શંખોદર માંય,
મચ્છ રૂપ મે લીધું ત્યાંય. ૯૭૦

હું સવા હાથનો મચ્છ જો થયો,
તે જઈને પાતાળ માંહે રહ્યો. ૯૭૧
જ્યારે દીઠું છે મારૂં રૂપ,
ત્યારે કંપ્યો છે શંખવો ભૂપ. ૯૭૨
જળ તણા જીવનો આકાર,
તેવો અમે લીધો મચ્છ અવતાર. ૯૭૩
રક્તવર્ણી છે નેત્ર જેહ,
ને સ્વેત વર્ણી પાંખું તેહ. ૯૭૪
ત્યાં વળી મારે હતા બે દાંત,
ત્યાં થયો મનધર ને ઝાલ્યો હાથ. ૯૭૫
મેં માર્યો શંખવો સહી,
તરત કળા મેં નરની લઈ. ૯૭૬
નિમમ વાણી તેના પેટમાં સહી,
મને બળ પડયું બહુ ત્યાંહી. ૯૭૭
એ વાણી આવી મુજ પાસ,
ત્યારે દહિંત થર થર્યો થયો નિરાશ. ૯૭૮
એને સદબુદ્ધિ જો થઈ,
અને કરજોડીને વિનંતી કહી. ૯૭૯
ત્યારે તેણે શંખને મેલ્યો અળગે ઠામ,
આધિન થઈને લીધું મારૂં નામ. ૯૮૦
મેં સર્વે વસ્તુના પૂછ્યા ઠામ,
તે અજામેલનું જપ તો નામ. ૯૮૧
એમ કરીને શંખવો હંણ્યો,
પ્રથમ દહિંત એને ત્યારે ગણ્યો. ૯૮૨
ત્યાં થકી મચ્છરૂપ સંપૂર્ણ જાણ,
અને ગોર તો માનધાતા પ્રમાણ. ૯૮૩

સદગોર વેદ્ ભણ્યા અપાર,
કહું કથા પણ ના આવે પાર. ૯૮૪
સદગોર શ્રી ઈન્દ્ર ઈમામશાહ બોલ્યા વાણુ,
જાણી લેજો તમે જાણ સુજાણ. ૯૮૫
એક રૂપ શ્રી હરિનું સંપૂર્ણ જાણુ,
હવે કુર્મરૂપનું માંડયું મંડાણ. ૯૮૬
નવસો છયાસી આંક પુરા થયા નિર્વાણ,
શ્રી સદગોર બ્રહ્મા વાચા સત્ય છે સહીપ્રમાણ.

શ્રી મચ્છની માતા તો શંખાવતી, પિતા તો પ્રિક્રમ ઋષિ શક્તિ તો દેવી ચંદ્રિકા; ગોર તો માનધાતા; સ્થાન તો હંસપુર; ક્ષેત્રતો દ્વારામતી; ત્યાં નરદલો દાણવતો શંખાસુર; વિચારતો રધુવેદ ઓચરંતે ગાયત્રી; સાતવાર; સત્તાવીશ નક્ષત્ર પંદર તિથિ; બાર કરણ નવગૃહ; સુર્યમંત્રનો જાપજંપતા આવ્યા સ્વામી. ઋષિઓને સ્થાપી; શંખાસુર દાનવને સંહારી; સાતે પાતાળના રાજાઓને વચન આપી; સદ્ગોર બ્રહ્માના વેદવાળી; સવાકરોડી શું રુખમાગત ભક્તને ઓધારી; તમે ભલે અવતર્યા યુગેયુગે દેવમુરારી. જે કોઈ ચિત હરિ શું લાએ તેના ધર્મ વધે ને પાપક્ષય થાય, નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામ ને, જે રૂપે આપણા સદ્ગોર બ્રહ્મા નર નારાયણ હોય, આજ તે રૂપને ધાઈએ.

અવતાર પહેલો શ્રી મચ્છ, ચાર લાખ બત્રીસ હજાર વર્ષ (૪૩૨૦૦૦) વર્તે તે.

ઉપર જે મનુઋષિના (હરિવંશે) પેઢી નામે અપુરુષ વેદવાણી જે હતી તે હવે કુર્મ અવતાર એટલે કુર્મીઋષિના વંશમાં (હરિવંશમાં) જશે.



સંપૂર્ણ.

# ૐ શ્રી મચ્છ અવતારની ટુંક સમજુતી ૐ

શ્રી પરમાત્મા આદી નારાયણે આ જગતમાં એવી અવનવી રમત રમ્યા કે જેમાં સામાન્ય માનવી આ સનાતન સંતપંથના ભેદા-ભેદમાં સમજવામાં રસ્તો વિકટ થઈ પડેલ છે. તેમાં સુજ્ઞજનોએ સમજવું જોઈએ કે જગતનો કર્તા શ્રી નારાયણ સર્વ શક્તિમાન છે. તો તેને માટે માનવ દેહ ધારણ કરવો કે સંજોગો અનુસાર જળચર, વનચર, અગ્નિ કે પાણીમાં જડ તત્વમાં પ્રગટ અવતાર ધારણ કરવો, કે તેમાં પ્રગટ થવું તે કાંઈ આશ્ચર્યની વાત નથી.

આ શ્રી મચ્છાવતારની કથામાં શ્રી વિષ્ણુ નારાયણ મચ્છરૂપે સાગરમાં પ્રવેશ્યા અને કુદરતની ઇચ્છા શક્તિ મુજબ જળચર પ્રાણીની આકૃતિ ધારણ કરેલ. પણ આ જગત પિતા શ્રી નારાયણ સાકાર સ્વરૂપે માનવ દેહે તો શ્રી મનુ ઋષિ નામે વિચરતા હતા. જેનાં સ્થૂળ દેહનાં માતા, પિતા સગાં, સહોદર, ગુરૂ પત્નિ, વગેરે સંસાર વૈભવ ભોગવવા, વાળા શ્રી વિષ્ણુ નારાયણ શ્રી મનુ ઋષિ, તેણે મચ્છ સ્વરૂપે કાર્ય કરવાથી તેની અટક શ્રી મચ્છા અવતારની લાગેલી હતી. તેના સ્વમુખે ભાખેલી આકાશ અપુરુષ વાણીના પવિત્ર શાસ્ત્ર ગ્રંથ મનુ સ્મૃર્તિ તેની યાદ અપાવે છે.

ૐ ૐ ૐ



શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા સત્ય છે.



ससागरवनां विभ्रत्सप्त द्विपां वसुंधराम् ।
यो धारयति पृष्टेन तस्मै कूर्मात्मने नमः ॥



જે પોતાની પીઠ ઉપર સમુદ્રો અને વનો સહિત સાત દ્વીપવાળી પૃથ્વીને ધારણ કરે છે તે કુર્મરૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

શ્રી મચ્છા ભગવાનના મનાઈત, ઉગ્રસેન, અજુવ્રત, બ્રહસ્પતિ, અસુમિત્ર, ત્રિકમઋષિ, વંશતો કુર્મઃ

# શ્રી કુર્મ અવતાર

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા,

શ્રી ફર્માનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિર રહિમ.



ભાવાર્થ—ૐ શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સદાય કૃપાળુ છે.

## ॥ અવતાર બીજો ॥

બીજો કુર્મ અવતાર શ્રી હરિ દેવ,
સ્વામી તેનો કોઇ ન જાણે ભેદ. ૧

તેણે દહિંત કારણ છળ ભેદ કર્યા,
મેરુ પર્વત પિઠ પર ધર્યા. ૨

પિઠ પર એવો ધરીયો ભાર,
સોહી કુર્મ તે નર આકાર. ૩

મેરુ પર્વતે મધુ કેતક રહે,
તેના બળનો કોઈ વાર ન રહે. ૪

તે દહિત દાવો કરી બોલ્યો સોય,
મુજને મારી શકે નહી કોય. ૫

નીચે રહું તો મારે કર ધરી,
તેથી બેસું હું પર્વતે ચઢી. ૬

જયારે કુર્મ રૂપ શ્રી હરિ અવતાર,
ત્યારે પિઠે ધર્યો પૃથ્વીનો ભાર. ૭

ત્યાંના ભક્તો શ્રી હરિનો જાપ જપે,
દહિત છાસઠ કરોડ કંપે. ૮

તેમાં મધુકેતક બળીઓ હોય,
તે સંગે સરવે દાનવ જાય. ૧૦

ત્યારે કુર્મ રૂપ શ્રી હરિએ લીધો,
મેરુ પર્વત સમુદ્રમાં દીધો. ૧૧

માન સરોવર સ્થાનક જાણુ,
તહાં સમુદ્ર મંથન ચિંતમાં આણુ. ૧૧

ત્યાં કુર્મ રૂપે કરૂણા જો કરી,
મધુ કેતક સંહાર્યો શ્રી હરિ. ૧૨
મેરુ પર્વત રવાઇયો જાણ,
વાસંગ નાગનાં નેતરાં પ્રમાણ. ૧૩
બીજા કુર્મ રૂપે કરૂણા કરી,
વાસંગ નાગ કાઢયો ધરણી ધરી. ૧૪
મેરુનો રવાઈઓ કીધો શ્રી હરિ,
મથ્યો મેરામણ લક્ષ્મી વરી. ૧૫
એવાં ચરિત્ર કીધાં શ્રી હરિ,
ભક્તો કારણ ભાવ જ ધરી. ૧૬
વાસંગ નાગ નમે કર જોડ,
તહાં દેવ મલ્યા અનંત કરોડ. ૧૭
એક બાજુ છે અનંત દેવો,
બીજી બાજુએ દાનવો તત એવ. ૧૮
ત્યાં વાસંગ નાગનાં નેત્રાં કર્યા,
એક બાજુ શ્રી હરિએ કર ધર્યાં. ૧૯
મધુ સાગર મથ્યો ઘમ ઘોર,
માર્યો દાનવ મધુઓ ચોર. ૨૦
મથ્યો સમુદ્ર માવે મન જો ધરી,
ચૌદ રતન કાઢયાં શ્રી હરિ. ૨૧
પૂછડી બાજુએ દેવો અપાર,
મુખની બાજુએ દાનવો સાર. ૨૨
નાગ નાખે છે વિષની જાળ,
દાનવ માર્યા છે તતકાળ. ૨૩

મથી સમુદ્ર અમૃત કાઢયાં જેહ,
લઈ ચંદ્ર સૂરજ ને આપ્યાં તેહ. ૨૪

ચંદ્ર સુરજ વચન બોલ્યા ત્યાંય,
સ્વામી દહિતને અમૃત પાવ છો કયાંય. ૨૫

ત્યાં બેઠો રાહુ દેખ્યો જગદીશ,
દહિત ઉપર ચઢી છે રીસ. ૨૬

અમૃત પીતો દેખ્યો જગદીશ,
શ્રી હરિને મન ચઢી રીસ. ૨૭

મારી રાહુ શીર લીધું ઉતાર,
દૈત મારવા કુર્મ અવતાર. ૨૮

કુર્મ રૂપે શ્રી દેવ મોરાર,
રતન કાઢયાં છે દશ ચાર. ૨૯

ત્યાં ચૌદ રતન ચિંતમાં ધરી,
માર્યો મધુ મન જો ધરી. ૩૦

મથ્યો સાગર વરત્યો જયજયકાર,
પ્રગટ થયા શ્રી કિરતાર. ૩૧

દહિત મધુ કેતક સંહાર્યો જ્યાંય,
ભક્ત અમરિખ ઓધાર્યા ત્યાંય. ૩૨

સંસારમાં પ્રગટ થયા મોરાર,
ત્યાં લગી હરિ કુર્મ અવતાર. ૩૩

કુર્મ રૂપે અવતર્યા સાર,
ગોર દાડમ ઋષિ અવતાર. ૩૪

વરસ ચાર લાખ બત્રીસ હજાર,
ત્યાં લગી શ્રી કુર્મ અવતાર. ૩૫

અવતાર બીજો સંપૂર્ણ જાણ,
ત્યાં કુર્મ રૂપનાં કર્યાં વખાણ. ૩૬
બેઉ અવતાર સંપૂર્ણ જાણ,
ત્રીજા વ્યારાહ રૂપનાં માંડયાં મંડાણ. ૩૭
સદગોર બ્રહ્મા બોલ્યા વાણ,
તમે જોઇ લેજો જાણુ સુજાણ. ૩૮
અવતાર બીજો સંપૂર્ણ સહી,
ત્રીજા અવતારનું મંડાણ ત્યાંહી. ૩૯

શ્રી કુર્મની માતા કમળાવતી. પિતા તો પ્રિકમ ઋષિ. શક્તિ દેવી બેચરા. ગોર તો એકાઅંકી. સ્થાન તો મહાપુર. ક્ષેત્ર તો માન સરોવર. ત્યાં દાનવતો મધુ કેતક. વિચાર તો રઘુવેદ. આચરંતે ગાયત્રી સાતવાર. સત્તાવીસ નક્ષેત્ર. પંદર તિથી, બાર કરણ, નવ ગ્રહ. સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામીજી ઋષિઓને સ્થાપી, મધુ કેતક દાનવ સંહારી, ચઉદ રતન વાળી, સત્ત્રા કરોડ જીવ રાજા અમરિષ ઓધારી તમે ભલે અવતર્યા જુગે જુગે દેવ મોરારી.

જે કોઈ ચિત હરિ શું લાવે, તેનાં ધર્મ વધે પાપનો ક્ષય થાય, નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણા સ્વામીજી સદગોર બ્રહ્મા નર નારાયણ હોય આજ તે રૂપને ધાઈએ.

અવતાર બીજો શ્રી કુર્મ ચાર લાખ બત્રીસ હજાર વર્ષ પરિવર્ત તે અવતાર બીજો સંપૂર્ણ.

અપુરૂષ વાણી ઉપરના અવતાર હરિવંશે પેઢીમાં હતી, તે અહીંથી બીજા વ્યારાહ અવતાર એટલે વાઘેશ્વર ઋષિની પેઢીમાં હરિવંશ જશે.



અવતાર બીજો સંપૂર્ણ

ૐ શ્રી કૂર્મ અવતારની સમજુતી તેમજ

## આધ્યાત્મિક ભાવાર્થ

આ જગતની રચના અને તેનો સૃજક સાકાર બ્રહ્મ રચનામાં સમય અને કાળની અનુકુળતાએ સર્વ જીવોની આકૃતીનાં સ્વરૂપોની સાથે મનુષ્ય સર્જન કાંઇક અનેરૂં છે.

તે મનુષ્ય શરીર, પ્રથમ કલકો અને પછી જુગો તરફ નજર કરીશું તો જણાશે કે માનવ આકૃતીમાં ફેરફાર થતો આવેલ છે,

તેની સાથે સાથે સૃષ્ટિનો સર્જક પણ અલખમાં ખલક અને ખલકમાં અલખ એટલે કે જેવાં ને તેવાં જળચર, વનચર તથા માનવ શરીર સાથે સબંધ ધરાવતો આવેલ છે.

તેવા પ્રમાણ સ્વરૂપે વૈદિક તથા આધ્યાત્મિકતા તરફ નજર કરીશું તો જરૂર ખ્યાલ આપશે કે, પિંડ અને બ્રહ્માંડની રચનાની રૂપ રેખા એક જ માલુમ પડશે.

માનવ શરીરમાં બાળક જ્યારે ગર્ભવાસમાં વિકસતું હોય છે, ત્યારે કુદરત સાથે તેને પડતી મુશ્કેલીઓ નિવારવા માટે આપેલા કોલ ગર્ભાવાસમાંથી છૂટવા વચન આપે છે. સાથે સાથે તેના સર્જકનું ધ્યાન સમરણ કરે છે. તે વખતે તેની આકૃતી જળમાં રહેતા પ્રાણી, પ્રથમ મચ્છના આકારની, પછી કૂર્મ એટલે કાચબાના જેવી ફેરફાર થાય છે. કાચબાના જેવા કુમળા હાથ પગ અને મુખ સાથે ઘડીકમાં આ જગતની માયા તરફ દૃષ્ટિ કરે છે. અને તે જ પળે ઘડીકમાં આંખો બંધ કરી કુદરત તરફ દૃષ્ટિ કરે છે. એટલે કે સૃજકના સાથે મિલન કરે છે. આ તેનું આધ્યાત્મિક રહસ્ય છે.

પણ મુખ્ય આ કથાના સિદ્ધાંતનો સાર એ છે, કે એ સમય કાળમાં કુર્મી ઋષિ માનવ દેહે હતા. તેનાં માતા, પિતા, ગુરૂ, પત્નિ વગેરે સાથે રહીને વેદ આજ્ઞાનું પાલન કરી દાનવ મધુકેટક સમુદ્રમાં છુપાયો, તેના કારણે કાચબાના પ્રાણીમાં ઇશ શક્તિએ અવતાર લીધો. જેનું નામ કૂર્મ અવતાર છે.



શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા સત્ય છે.

શ્રી કુર્મ ભગવાનના વસરત, હકાઇત, કાત્યાયન, પરજાઈત, ડાઢમઋષિ, વંશ તો શ્રી વ્યારાહ.



एक्कार्णवे हि मग्नां गां वाराहं रुपमास्थितः ।
उद्धार महीं योऽसौ तस्मै कोडात्मने नमः ॥



જેમણે વરાહ રૂપ થઈને એકાકાર થએલા મહાસાગરમાં ડૂબી ગયેલી પૃથ્વીને બહાર કાઢી હતી તે વરાહ રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

# શ્રી વ્યારાહ અવતાર

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

શ્રી ફર્માનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિરરહિમ



ભાવાર્થ—શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સહાય કૃપાળુ છે.

## ॥ અવતાર ત્રીજો ॥

ત્રીજે વ્યારાહ રૂપે શ્રી મહારાજ,
ભક્તો સતીયાંનાં કરવા કાજ. ૧

દેવોમાં વરત્યો જય જયકાર,
વ્યારાહ રૂપ ધર્યો અવતાર. ૨

વ્યારાહ રૂપે શ્રી હરિ અવતાર,
પૃથ્વી રાખી દાઢે મોરાર. ૩

મોરધ્વજ આકાશમાં રહે,
તેના બળનો કોઇ પાર ન લહે. ૪

વ્યારાહ રૂપે છળ બળ કરી,
સકળ પૃથ્વી દાઢે ધરી. ૫

ત્રીજે ત્રિભોવન દેવ સાર,
અતી બળીઆ શ્રી દેવ મોરાર. ૬

ત્યાં દેવોની કીધી સહાય,
દાનવ લીધો છે દાઢની માંય. ૭

ત્યાં ભડ યોધા અભંગ થાય,
પૃથ્વી તે પાતાળે જાય. ૮

એક દાઢમાં શ્રી હરિ પૃથ્વી ધરી,
બીજી દાઢે દાનવ માર્યો શ્રી હરિ. ૯

ત્રીજે શ્રી વ્યારાહ રૂપે મોરાર,
દાનવને માર્યો શ્રી કિરતાર. ૧૦

ભાર પૃથ્વીના દાઢે ધર્યાં,
સુવર રૂપ શ્રી હરિનાં થયાં. ૧૧

ભૈફાસુર પાટણ દહિતનું ક્ષેત્ર જાણ,
ત્યાં દાનવના લીધા છે પ્રાણ. ૧૨

મુરધ્વજ દાણવને શ્રી હરિએ હણ્યો,
દહિત મારવા અવતાર ધર્યો. ૧૩

ત્રીજા રૂપ શ્રી હરિ એ ધર્યો સાર,
દેવે ધર્યો સુવર અવતાર. ૧૪

શ્રી વ્યારાહે દાઢ ગૃહી નિરધાર,
મુરધ્વંજ માર્યો તેણી વાર. ૧૫

મુરધ્વજ દહિત સંહાર્યો જ્યાંય,
ભક્ત ધ્રુવ ઓધાર્યા ત્યાંય. ૧૬

દહિત તણો કર્યો સંહાર,
વ્યારાહ રૂપ ધર્યું મોરાર. ૧૭

જે સુવર રૂપે સૂજન હાર,
તે સંસારમાં પ્રગટ થયા કિરતાર. ૧૮

વરસ ચાર લાખ બત્રીસ હજાર,
ત્યાં લગી હરિ વ્યારાહ અવતાર. ૧૯

ત્રીજે વ્યારાહ રૂપ સંપૂર્ણ સાર,
ત્યાં ગોર તો અંકેશ્વર અવતાર. ૨૦

સદ્‌ગોર બ્રહ્માનાં વચન સત્ય સહી,
તમો સુણો રૂખેસર એકાંત થઈ. ૨૧







શ્રી કુર્મના વસરત, દકાઇતિ, કાત્યાયન, પરજાઇત, દાઢમ ઋષિ વંશ તો શ્રી વ્યારાહ.

શ્રી વ્યાહરાની માતા તો પદમાવતી, પિતા તો દાઢમ ઋષિ, શક્તિ દેવી સો મૈયા, ગોર તો અંકેશ્વર, સ્થાન તો મહાપુર, (મહિકાપુર) ક્ષેત્ર તો ભૈકાસુર, દાનવ તો મુરધ્વજ, વિચાર તો ઋગવેદ આચરંતે ગાયત્રી સાતવાર, સત્તાવીસ નક્ષેત્ર, પંદર તિથી બાર કરણુ, નવ ગૃહ, સૂર્ય મંત્રનો જાપ જપંતા આવ્યા સ્વામી, ઋષિઓને સ્થાપી, મુરધ્વજ દહિતને સંહારી સવા કરોડી શું રાજા ક્ષુત્ર ભક્તને ચોધારી તમે ભલે અવતર્યા જુગો જુગે દેવ મોરારી.

જે કોઇ ચિત હરિ શું લાવે, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણા સદ્દગોર બ્રહ્મા નર નારાયણ હોય આજ તે રૂપને લાદએ. અવતાર ત્રીજો શ્રી વ્યારાહ (૪૩૨૦૦૮) ચાર લાખ બત્રીસ હજાર વરસ પરિવર્તતો—

અપુરુષ વેદવાણી અત્રેથી ચોથા અવતારના કુળમાં હરિવંશે જાય છે.

॥ અવતાર ત્રીજો સંપૂર્ણ ॥



શ્રી સદ્દગોર બ્રહ્મ વાચા સત્ય છે.

શ્રી વ્યારાહ ભગવાનના દેહેર, રૂપક, કેશવ, નશાખલિપત્ય,

ગૌત્તમ, અમરિષ, વંશ તો નરસિંહ



नारसिंह वपुः कृत्वा यत्त्रैलोक्य भयंकरम् ।
हिरण्यकशिपु जघ्ने तस्मै सिंहात्मने नमः ॥



જેમણે ત્રણે લોકને ભય આપનારૂં એવું નરસિંહરૂપ ધારણ કરીને હિરણ્યકશ્યપનો નાશ કર્યો હતો, તે નૃસિંહાવતારને હું નમસ્કાર કરૂં છું.

# શ્રી નરસિંહ અવતાર

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

શ્રી ફ્ર્સાનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિરરહિમ

ભાવાર્થ—શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.



દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સદાય કૃપાળુ છે.

## ॥ અવતાર ચોથો ॥

ત્રણ અવતાર પુરા પ્રમાણ,
અવતાર ચોથાનાં માંડયાં મંડાણ. ૧
ચોથા નરસિંહ રૂપે પ્રગટયા સાર,
દેવ ચતુર ભુજ અવતાર. ૨
કર્તા યુગમાં ચોથું રૂપ,
હરણા કશ્યપ દાનવ ભૂપ. ૩
વનમાં જઈને તપ સાધ્યું,
શ્રી શંકરે દશ વરદાન આપ્યાં. ૪
વર લઈ આવ્યો નગર મોઝાર,
દહિતના ગોર આવ્યા તતકાળ. ૫
કહે યજમાન તેં માગ્યું શુંય,
રખે માગતાં ચુકયો હોય તુંય. ૬
મેં તો અમર કાયા માગી,
શંકરે દશ વર આપી ભીડ ભાંગી ૭
ગોર કહે તારૂં મોત છે, ઘર બાર,
નરસિંહ સાવજથી ઉપજે કાળ. ૮
ત્યારે ફરી પાછો તપ કરવા ગયો,
ત્યાં નરસિંહ મનુષ્ય રૂપે પ્રગટ થયા. ૯
દહિતે મનમાં ક્રોધ કર્યો જયાંય,
ફિરસ્તો માણસ રૂપે ઉભો ત્યાંહ. ૧૦
ફર્માની ફિરસ્તો દેવ સભામાં જાય,
ભક્તો દેવ દુતને લાગ્યા પાય. ૧૧

દહિત ક્રોધ કરીને સ્થાને ગયો,
એ રાત્રે અણુમાનીતીને ત્યાં રહ્યો. ૧૨

ભક્ત પ્રહલાદના જન્મની વાત,
દહિંતના ઘોર ગર્ભમાં રહ્યા તેણીરાત. ૧૩

ભક્ત હરણાકંશ ઘેર અવતર્યા,
શ્રી નરસિંહ ભગવાંને કારજ સાર્યાં. ૧૪

એ દિન ગર્ભમાં રહ્યા એ જયાંય,
તે દિન સ્ત્રીને મહાકષ્ટ થાય. ૧૫

દહિત કારણ દુઃખ વેઠયાં જેહ,
નરસિંહે કુખ ફેરવી રાખ્યો તેહ. ૧૬

દહિત હરણાકંશ કરતો રાજ,
તેનો પુત્ર એ ભક્ત પ્રહલાદ. ૧૭

ગર્ભ બંધનથી છૂટયો જ્યાંય,
માતા રૂદન કરે છે ત્યાંય. ૧૮

નજરે આપ હત્યા વેઠાય નહીં,
બાઈ તમે બાળક વનમાં મેલો જઈ. ૧૯

ભક્ત પ્રહલાદનો જન્મ જ્યારે થયો,
લઈને વનમાં મૂકવા ગયો. ૨૦

પલંગે પોઢેલા શ્રી હરિ,
ભક્તની વનમાં ચિંતા કરી. ૨૧

ભક્ત ભમર પલંગે વનમાં પોઢયા જ્યાંય,
કામ ધેનુએ દૂધ પાયાં ત્યાંય. ૨૨

સુવર્ણ પારણે હીરા રતન સહી,
વનમાં આશો પાલવે બાંધ્યા જઈ. ૨૩

વનમાં ગોવાળીયા વિચાર કરે,
કોઈ દૈવી કુંવર અવતાર ધરે. ૨૪

જો આ રાજાને કરીએ, જાણ,
વાંઝીયો હોવાથી મળશે માન. ૨૫

સરવે મળી જાણ કરી જયાંય,
પ્રતિપાળનાં દળ છે ત્યાંય. ૨૬

રાજા આવ્યા વન મોઝાર,
ગોવાળે રાજાને આપ્યો નાનો બાળ. ૨૭

રાજા વનમાંથી ઘેરે લાવ્યો બાળ,
તેની કીધી ઘણી દેખ ભાળ. ૨૮

રાજકુંવર જન્મા જે વાર,
સહુ ઘેરે થયા જયજય કાર. ૨૯

રાજા પ્રતિપાળ વિચારે પેર,
બાળકને મૂકયો અણમાનીતીને ઘેર. ૩૦

એ સ્રીને ગર્ભ રહ્યો હતો જયારે,
તે દન મહા દુઃખ પડયું ત્યારે. ૩૧

પ્રહલાદ પાંચ વરસના થયા,
સહુ જાણે આઠ વરસના ભયા. ૩૨

ભક્ત જયારે આઠ વરસના થયા,
સહુ જાણે બાર વરસના થયા. ૩૩

રાજા હરણાકંશ બોલ્યો સોય,
ભણાવીએ તો વિદ્યા વંતો થાય. ૩૪

બાર વરસના પ્રહલાદ થાય,
લઈ પાટીને ભણવા જાય. ૩૫

શાળામાં ગુરૂજી બોલ્યા છે તતકાળ,
અમો ભણાવીએ તે ભણજો બાળ. ૩૬

ત્યાં ગુરૂજી બોલ્યા છે તતકાળ,
અમો ભણાવીએ તે ભાણજો બાળ. ૩૭

કહે કુંવર શિક્ષક સુણો,
અવર નામ પ્રંહલાદ નવ ભણે. ૩૮

પાટી લઈને કુંવર ભણવા જાય.
નરસિંહ જાપ જપે મન માંય. ૩૯

કહે કુવર શિક્ષક સુણો,
નરસિંહ વીના અવર નામ ન ભણું, ૪૦

કહે પ્રહલાદ સુણો સત સાર,
નરસિંહ નામ મારે આધાર. ૪૧

જેણે સૃષ્ટિનાં માંડયાં મંડાણ,
ગર્ભાવાસમાં ઉગાર્યા જાણ. ૪૨

શ્રી નરસિંહ નામ જપે કર જોડ,
ભક્ત ઓધાર્યા અનંત કરોડ, ૪૩

ત્યારે વિપ્ર બોલ્યા સત ભાય,
આ નામ સુણે જો હરણા કંશરાય. ૪૪

કુંવરને શીખ દીધી છે અપાર,
એવાં નામ ન ભણીએ બાળ. ૪૫

કહે પ્રહલાદ સુણો વિપ્ર સુજાણ,
નરસિંહ નામ પર વારૂં પ્રાણ. ૪૬

વિપ્ર વચન રાજાસું કહે,
કુવર કહ્યું ન માને નામ નરસિંહ લહે. ૪૭

જેનાથી હોય તમારો કાળ,
આજ તેનું નામ જપે છે બાળ. ૪૮

રાજા વણસ્યું તમારૂએ બાળ,
એણે વણસાવી સર્વ નિશાળ. ૪૯

કુવર કરે છે એવું કામ,
વિદ્યાર્થીઓને જપાવે એનું નામ. ૫૦

રાજા એ કુંવરને ન દેશો માન,
સોનું ન પહેરીયે જે તોડે કાન. ૫૧

ત્યારે વદ્યો છે હરણાકંશ ભૂપાળ,
ડેરાંમાં મૂકી આવોને બાળ. ૫૨

ભૂત પ્રેત બહુત જ હુવાં,
તે બાળક કરડી ખાય જુવાં, ૫૩

હરણાંકંશ દેરાં છે પૂજે જ્યાંય,
એક રાત્રી પ્રહલાદ રાખ્યા ત્યાંય. ૫૪

ભક્ત પ્રહલાદ ડેરાંમા ગયા,
ટુક ટુક થઈને ડેરાં ત્યાં પડયાં. ૫૫

બેઠા પ્રહલાદ શ્રી નરસિંહ ભણે,
હરણાકંશ તે વાત જ સુણે. ૫૬

પ્રહલાદને અંતરિક્ષ મલી સહાય,
દેવળ ડેરાં છેદયાં છે ત્યાંય. ૫૭

ત્યારે કુવરને સમુદ્રમાં ધરે,
બાળક મોત અવગતે મરે. ૫૮

બાળક સમુદ્રમાં નાખી પાછા વળ્યા,
હરિ હંસ બની બાળ બચાવ્યા. ૫૯

દહિતે બાળક સમુદ્રમાં દીયો,
હંસ રાજાએ ઉગાર્યો લીયો. ૬૦

બેઠા પ્રહલાદ શ્રી નરસિંહ ભણે,
હરણાકંસ વાત આ સુણે. ૬૧

ભક્તની માતા આવી એમ કહે,
પાંચ દિવસ ધિરજ ધરી રહે. ૬૨

માતા કુવરને વારે છે જેહ,
પછી આપણા સ્વામી ભજીશું તેહ. ૬૩

પ્રહલાદ વચન બોલ્યા ત્યાંય,
માતા નરસિંહ નામે ઉગરીયે આંહિ. ૬૪

રાજા કહે સર્પ ડસાવો બાળ,
ચડે વિષ ને ઉપજે કાળ. ૬૫

આણી સર્પ ડસે પ્રહલાદની કાય,
પણ તે વિષ મટી અમૃત થાય. ૬૬

બેઠા પ્રહલાદ નામ નરસિંહ ભણે,
રાજા હરણાકંશ વાત જ સુણે. ૬૭

રાજા કહે હસ્તી તળે નાખો બાળ,
કુંવરને મારી નાખે તતકાળ. ૬૮

બાંધી બાળક હસ્તી તળે દીધો,
ચરણે લાગીને કુંઝર પાછો વળ્યો. ૬૯

ત્યાં બેઠા પ્રહલાદ નરસીંહ નામ ભણે,
રાજા હરણાકંશ વાત જ સુણે. ૭૦

રાજા કહે ઘાણીમાં પીલાવો આજ,
એનાં છુંદાય મસ્તક છુંદાય કાય. ૭૧

ભક્તને ઘાણીમાં પીલાવ્યો જઈ,
લાઠ ભાંગીને નવ કટકા થઈ. ૭૨
રાજા કહે મેં દેવલ પૂજ્યાં જ્યાંય,
બાળકને લઈ મેલો ત્યાંય. ૭૩
કુવરને ડેરાંમાં પૂર્યા તતકાળ,
ભૂત પ્રેત આવ્યાં તેણીવાર. ૭૪
દેવ હજુરમાંથી હથીઆર ઉતર્યાં જ્યાંય,
દેવળ છેદ્દી ટુકડા કર્યા ત્યાંય. ૭૫
બેઠા પ્રહલાદ નામ નરસિંહ ભણે,
રાજા હરણાકંશ વાત જ સુણે. ૭૬
દહિંત હરણાકંશ બોલ્યો છે તતકાળ,
ડુંગરે જઈને ચડાવો બાળ. ૭૭
ભક્તને ડુંગરે ચઢાવ્યા જ્યાંય,
અંતરિક્ષથી પવન આવ્યા ત્યાંય. ૭૮
ડુંગર ઉપરથી ગબડાવ્યા જ્યાંય,
પવન દેવે રક્ષા કરી ત્યાંય. ૭૯
પ્રહલાદ નામ શ્રી નરસિંહ ભણે,
રાજા હરણાકંશ વાત જ સુણે. ૮૦
માતા કહે પાંચ દિવસ ધિરજ ધરો,
આપણા સ્વામીની સેવા કરો. ૮૧
ભક્ત માતા શું બોલ્યા જ્યાંય,
નરસિંહ હાજર બેઠા છે આંય. ૮૨
બેઠા પ્રહલાદ નામ નરસિંહ ભણે,
રાજા હરણાકંશ વાત જ સુણે. ૮૩

બોલ્યા રાજા મારૂં એ કાજ,
એને હોળીમાં બાળીએ આજ. ૮૪
એ દાનવ ક્રોધે જો થયો,
કુંવરને હોળીમાં બાળવા ગયો. ૮૫
હોળી લગાડી કીધી જ્વાળ,
બ્રાહ્મણ રૂપે આવ્યા શ્રી મોરાર. ૮૬
હોળીને સુતર વિંટ્યા છે જેહ,
ભક્તની રક્ષા કાજે તેહ. ૮૭
માતા રૂદન કરે છે જઈ.
લઈ અનામત કુંવરને રાખો સહી. ૮૮
ત્યાં ભક્તની માતા હોળી વધાવે,
બાઈ તમો અમને પ્રસન થાવે. ૮૯
કુંવરને હોળીમાં બાળવા કાજ,
ચિતા ઉપર કાષ્ટ મૂકયાં અપાર. ૯૦
ફરતાં લોક ઉભાં આસપાસ,
વચમાં અગ્ની લગાડી થયો પ્રકાશ. ૯૧
ફરતાં લોક દાઝે છે અંગ,
અગ્ની કુંવરની કાયાનો ન કરે સંગ. ૯૨
જેનો સખો છે શ્રી દિન દયાળ,
ત્યાં ચડી સત્ય શું બેઠો બાળ. ૯૩
રાજા કહે મારૂં છે અવિચળ રાજ,
હોળીમાં દુશ્મન બાળુ આજ. ૯૪
ત્યારે વાણું વાયું ને ઉગ્યો ભાણુ,
પ્રહલાદ ભણે છે નરસિંહ નામ. ૯૫

દહિતને મન વસ્યો કાળ,
લોહ સ્થંભે બાંધુ એ બાળ. ૯૬
અણી સ્થંભ અગ્નિ ધિકાય,
ત્યારે ધગ ધગ સ્થંભ જ થાય ૯૭
લોહ સ્થંભમાંથી અગ્નિ ઝરે,
પ્રહલાદ મનમાં નામ ઓચરે. ૯૮
નગરના લોક ઉભા ત્યાંય,
સકળ સભાને બેઠા રાય. ૯૯
બોલ્યો રાજા એ લાવો બાળ,
સ્થંભ શું બાંધો ને તતકાળ. ૧૦૦
લાવી પ્રહલાદ સભાની માંય,
શીશ ઉઘાડે ઉભા રહ્યા ત્યાંય. ૧૦૧
વ્રજ સાંકળે બાંધ્યો છે થંભે,
રાજા બોલ્યો ધરી મનમાં દંભ, ૧૦૨
જ્યાં ત્યાંથી નાઠો હતો બાળ,
હવે તારો કોણ થાય રખવાળ. ૧૦૩
નરસિંહ નામે સ્મરણ કીયો,
હવે તારો સ્વામી કયાં ગયો. ૧૦૪
અરે બાળક તું આવો અજાણ,
નરસિંહ નામે ખોવે છે પ્રાણ. ૧૦૫
અરે આવી શું મન હઠ કરે;
લોક દેખતાં તું કાં મરે. ૧૦૬
ત્યારે કુંવર બોલ્યા પ્રકાશ,
હરદમ હાજર શ્રી :નરસિંહ પાસ. ૧૦૭

ત્રણ લોક માંહે છે ભરપુર,
લોહ થંભમાં છે નહીં દૂર. ૧૦૮

જેવી ફુલમાંહે છે વાસ,
તેવા શ્રી નરસિંહ હમારે પાસ. ૧૦૯

જેમ નયનોમાં પુતળી જોય,
તેવા શ્રી નરસિંહ હાજર હોય. ૧૧૦

કહે રાજા પ્રહલાદ ભક્તને,
હોય તો દેખાડ મને. ૧૧૧

ત્યારે પ્રહલાદ વચન એવું કહે,
મારો સ્વામી આ સ્થંભમાં રહે. ૧૧૨

એવા વચન કહ્યાં પ્રહલાદ,
ફાટયો થંભ ને થયો અવાજ. ૧૧૩

નરસિંહ રૂપે હુવા પ્રકાશ,
જાણે તૂટી પડયું છે આકાશ. ૧૧૪

ચોથે શ્રી નરસિંહ અવતાર;
ભક્ત વારે ધાયા શ્રી દેવ મોરાર. ૧૧૫

ભક્તોને કારણ અવતાર ભયા,
ફાટયો સ્થંભને પ્રગટ થયા. ૧૧૬

થંભમાંથી પ્રગટ નરસિંહ થાય,
પ્રહલાદ શ્રી હરિને લાગ્યો પાય. ૧૧૭

શ્રી નરસિંહ રૂપે દેવ પ્રગટ જાણુ,
સહસ્ત્ર કળાશું ઉગ્યો ભાણુ. ૧૧૮

ચોથે શ્રી નરસિંહ રૂપ જો ધરી,
ભક્ત કારણે આવ્યા શ્રી હરિ, ૧૧૯

સંધ્યા વેળાએ ધર્યું છે ધ્યાન,
નરસિંહ રૂપ ત્યાં ધર્યું ભગવાન. ૧૨૦
દાંત જેસા પુનમકા ચંદ,
ભક્તને મન થયો આનંદ. ૧૨૧
ફેરવે પૂછ જેમ વાસંગ નાગ,
દહિત હરણાકંસ ચાલ્યો ભાગ. ૧૨૨
નરસિંહ રૂપે ઝાલી છે બાંય,
થરથર ધ્રુજે છે રાજા ત્યાંય, ૧૨૩
અરે દુષ્ટ તું શું જુલમ કીયો,
મારા ભક્તને બહુ દુઃખ દીયો. ૧૨૪
મને કેમ મારશો નાથ,
પ્રથમ સુણો એક મારી વાત. ૧૨૫
સ્વામી તમે છો ત્રિભોવન ધણી,
શંકર અમર કાયા કીધી મુજ તણી. ૧૨૬
મને કેમ મારશો નાથ,
શંકરે મૂકયો મુજ શીર પર હાથ. ૧૨૭
શંકર આગળ બહુ તપ કીયા,
શંકરે દશ વરદાન જ દીયાં. ૧૨૮
શંકરનાં વચન વિચારી જોય,
શ્રી નરસિંહ કેમ મારી શકે તોય. ૧૨૯
ખોળે લીધો ને કીધી સહાય,
દીધો કોલ ઝૂઠો કેમ થાય. ૧૩૦
ધરતી આકાશે મારૂ નહી મોત,
સ્રી પુરૂષ મારે નહી કોય. ૧૩૧

ઘર બહાર આંગણે નવ મરૂં,
એવાં વચન તમશું ઓચરૂં. ૧૩૨
લોઢે લાકડે મોત ન હોય,
લીલે સુકે ન મારે કોય. ૧૩૩
રેણી દિવસે મોતે નહી મરૂં,
સ્વામી એવી વાણી તમસું ઓચરૂં. ૧૩૪
સુણો નરસિંહ વાત કહું શું ઘણી,
મારી કાયા છે અમર તણી. ૧૩૫
સકળ જન્મારો અમર કીયો,
શંકરે અમને એવો વર દીયો. ૧૩૬
શંકરનાં વચન વિચાર જોય,
તો નરસિંહ તમે કેમ મારો મોય. ૧૩૭
મારી કાયા અમર કીધી એ પેરે,
એવી વાણી રાજા ઓચરે. ૧૩૮
એવાં વરદાને રક્ષા જો કરી,
તમે મુજને મારો કેમ કરી. ૧૩૯
શ્રી નરસિંહ રૂપે બોલ્યા સત ભાય,
સુણો તમે હરણા કંશ રાય. ૧૪૦
હું સંશય તારો જ ટાળું જેહ,
ઇશ્વર જેસી કળા કરૂં તેહ. ૧૪૧
અર્ધ બંબ સૂર્ય અસ્ત થાય,
શ્રી હરિએ રાજાની પકડી બાંય. ૧૪૨
સુણો રાજા કહું વિચાર,
નરસિંહ રૂપ લઇ બેઠા બહાર. ૧૪૩

સુર્યાસ્ત સમે સમી સાંજ થાય,
દેવ ધરી બેઠા માંડી પાય. ૧૪૪

સુણો રાજા કહું સત્ય ભાય,
આ ઘર કે આંગણું કહેવાય. ૧૪૫

સુણ તું મૂરખ દહિંત અજાણ,
આ ધરતી છે કે અસમાન. ૧૪૬

સુણો રે રાજા કહું વિચાર,
આ હું નર છું કે નાર. ૧૪૭

શ્રી હરિએ પરાક્રમ કીધાં જેહ,
ત્યારે વિકરાળ નખ વધાર્યાં તેહ. ૧૪૮

નખ વધારી કહે રઘુરાય,
આ લોઢું કે લાકડું કહેવાય. ૧૪૯

લીલું કે સુકુ વિચારી જોય,
ઇશ્વર વાચા એવી હોય. ૧૫૦

દહિંત બોલ્યો ત્યાં કરગરી,
ઇશ્વર તમે અકળ કળા કરી. ૧૫૧

સુણો મહારાજ કહું સત્ય ભાવ,
એટલું માગતાં હું ચુકયો દાવ. ૧૫૨

શ્રીહરિએ કંશને રાખ્યો નેવા હેઠ,
માર્યો દહિત નખ ધરી પેટ. ૧૫૩

દહિત માર્યો છે નેવા હેઠ,
વિકટ નોર માર્યા પેટ. ૧૫૪

મારી કંશ નિકંદન કીયો,
શ્રીહરિએ નરસિંહ અવતાર લીયો. ૧૫૫

સિંહરૂપે નોરથી માર્યો જ્યાંય,
પ્રહલાદે કરોડી પાંચ ઉગાર્યા ત્યાંય. ૧૫૬

દહિંત જ્યારે સ્વરૂપ નિધાન,
નરસિંહ રકતે કીધું સ્નાન. ૧૫૭

દહિંતને રકતે નાહ્યા મોરાર,
આનંદ ઉત્સવ ભકતોને ઘેર. ૧૫૮

સર્વ ભક્તોની પુરી આશ,
ભક્ત પ્રહલાદ હરિનો દાસ. ૧૫૯

ચોથે રૂપ શ્રી હરિ અવતાર,
ભક્ત પ્રહલાદનો કર્યો ઓધાર. ૧૬૦

દહિત કંશને નખેથી મારી,
ભક્ત ઉપર ગયા છે વારી. ૧૬૧

શ્રી નરસિંહ રૂપે કર્યાં છે કાજ,
દેવે આપ્યાં અવિચળ રાજ. ૧૬૨

કર્તા જુગમાં પ્રગટ થયા મોરાર,
પાંચ કરોડી ઉતાર્યા પાર. ૧૬૩

કર્તા જુગમાં ધર્યા અવતાર ચાર,
ત્યાં ખલીફા કલફ મોઝાર. ૧૬૪

ચાર દાનવ સંહાર્યા જ્યાંય,
ચારે ભક્ત ઓધાર્યા ત્યાંય. ૧૬૫

શંખવો અને મધુ કેતક જેહ,
મોરધ્વજ ને હરણાકંશ તેહ. ૧૬૬

રૂખ માગત ને અમરિષ જેહ,
ધ્રુવ પ્રહલાદ તાર્યા છે તેહ. ૧૬૭

ભક્તો જ્યારે સતપંથે ધાયા જાણ,
સર્વે લોકો નિંદા કરી નિર્વાણ. ૧૬૮

ભક્તને થંભ શું બાંધ્યા જ્યાંય,
ભગતે પીઠ ન ફેરવી ત્યાંહ. ૧૬૯

પંદર કરોડી જીવ નિમ્યા જાણ,
પાંચ કરોડ મુખી પ્રહલાદ જાણ. ૧૭૦

કરોડી દસ ભૂલ્યા નિરવાણ,
ભક્ત પ્રહલાદને બહુ કષ્ટ જાણ. ૧૭૧

પંદર કરોડી જીવ હતા જેહ,
પાંચ કરોડ સંતપંતી સાચા તેહ. ૧૭૨

તેમાં કરોડી પાંચ બે ઇનામી જાણ,
ફરી પડયા લખ ચોરાસી ખાણ. ૧૭૩

બીજા પાંચ કરોડી પ્રલપ થયા તેહ,
જેણે શ્રી હરિ શું ના આણ્યા નેહ. ૧૭૪

જાણી જોઈને ભૂલ્યા હેવાન,
તે નરકે પડીયા નિશ્ચે જાણ. ૧૭૫

પ્રહલાદે પુરા સેવ્યા દેવ,
તેણે ગોરનાં વચન પાળ્યાં વેદ. ૧૭૬

પાંચ કરોડ દેવ પદવી પામ્યા જાણ,
તેની શાખ જુગમાં ચાલી પ્રમાણ. ૧૭૭

મુનિવરો એવા સતપંથે રહીએ આજ,
જેવા સત્યે રહ્યા પ્રહલાદ. ૧૭૮

જેણે સગાં સાજન કર્યાં ત્યાગ,
તેણે ક્ષણ ન રાખી લોક લાજ. ૧૭૯

મુનિવરો એવા સત કીજીએ આજ,
ગોર નરશું હેત રાખીએ તો થાય કાજ. ૧૮૦

સત કારણ ટુકડા થઇ ભોંય પડો,
ગોર નર શું હેત ન છોડો. ૧૮૧

કર્તા યુગમાં દાનવ માર્યા ચાર,
મુનિવરો સાચુ જાણો નિરધાર. ૧૮૨

શ્રી નરસિંહ રૂપ સંપૂર્ણ સાચ,
શ્રી સદ્ગોર બોલ્યા છે વાચ. ૧૮૩

ચાર અવતાર હુવા એ જાણ,
ચાર દાનવ માર્યા નિરવાણ. ૧૮૪

એવાં નરસિંહ રૂપે કીધાં કામ,
મારી દહિંતને ફેડયાં ઠામ. ૧૮૫

ભક્ત કારણ કીધાં કામ,
ગોર અમર તેજ હુવા પ્રમાણ. ૧૮૬

વ્રત એકાદશી દીતવારી સહી,
ચઉદશ મંગળ વારી બેઠી ત્યાંહી. ૧૮૭

વરસ ચાર લાખ બત્રીસ હજાર,
ત્યાં લગી શ્રી નરસિંહ અવતાર. ૧૮૮

મચ્છ, કુર્મ, વ્યારાહ નરસિંહ, દેવ,
ચાર રૂપે થયા વિષ્ણુ દેવ. ૧૮૯

કર્તા જુગનાં વરસ પ્રમાણ,
સત્તર લાખ અઠાવીસ હજાર જાણ. ૧૯૦

શ્રી નરસિંહ અવતાર સંપૂર્ણ

શ્રી નરસિંહની માતાનો ચંદ્રાવતી. પિતાનો અમરિષ. શક્તિ તો તુલજા ભવાની. ગોર તો અમર તેજ. અસ્થાન તો કાશ્મીર. ક્ષેત્ર તો ચરણાપુરી. ત્યાં દાનવ હિરણાકશ્ય. વિચાર તો ઋગ્વેદ. ઓચરંતે ગાયત્રી સાત વાર સત્તાવીસ નક્ષત્ર પંદર તિથી બાર કરણ. નવગૃહ સૂર્ય મંત્રનો જાય જપંતા આવ્યા સ્વામી ઋષિઓને સ્થાપી, કિરણાકશ્યપ દાબવને મારી. સવા કરોડી રાજા પ્રહલાદને ઓધારી, પાંચ કરોડીનું ભરણ ભરાવી, તમે ભલે અવતર્યા જુગે જુગે શ્રી દેવ મોરારી. જે કોઈ ચિત્ત હરિ શું લાવે તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ યરિબ્રહ્મ નારાયણના નામને. ણેજે જે રૂપે આપણા સદ્દગોર બ્રહ્મા નર નારાયણ હોય: આજ તે રૂપને ધાઈએ.

અવતાર ચોથો શ્રી નરસિંહ સોળ કરોડી કુળ પરિવાર,
ચાર લાખ બત્રીસ હજાર (૪૩૨૦૦૦) વરસ વર્તંતે.

દિશા ઉત્તર, સ્થળ હંસપુર, દાન વનદાગ, પહેલા કર્તાયુગ, પ્રમાણ સત્તર લાખ અઠ્ઠાવીસ હજાર વરસ વર્તંતે તેમાં મોટા અવતાર ચાર સંપૂર્ણ.

ચોથા અવતારમાં હરિવંશના પેઢી નામે જે વેદવાણી આકાશ-વાણી હતી. તે અત્રેથી પાંચમા અવતારના હરિવંશના નામે જાય છે.

અવતાર ચોથો સંપૂર્ણ.



શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા સત્ય છે

શ્રી નરસિંહ ભગવાનના મુનિનાયક, વંશવઢણુ, વિરલોચન
કશ્યપ ઋષિ, વંશ તો શ્રી વામન



वामनं रुपमास्थाय बलिं संयम्य मायया ।
इमे क्रांतात्त्रय लोकास्तस्मै क्रांतात्मने नमः।।



જેમણે વામન રૂપ ધારણ કરી માયા વડે બળિ રાજાને વશ કરીને ત્રણે લોકને ત્રણ પગલાથી ભરી લીધા હતા તે વામન અવતારને હું નમસ્કાર કરૂં છું.

# શ્રી વામન અવતાર

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

શ્રી ફર્માનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિર રહિમ

**ભાવાર્થ**—શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સહાય કૃપાળુ છે.

નોંધ : અત્રેથી તેતા યુગની શરૂઆત થાય છે. અને અવતાર પાંચમો શ્રી હરિવંશ વર્ણ પલટો લે છે. આથી અગાઉ ચાર અવતાર અન્ય વર્ણમાં લીધા. પાંચમો અવતાર બ્રાહ્મણ વર્ણમાં લે છે. એટલે વર્ણનો પલ્ટો થાય છે, પણ હરિવંશ બદલતો નથી.

બોલ્યા શ્રી સદગોર બ્રહ્મા વાણ,
અવતાર પાંચમાંનું માંડયું મંડાણ. ૧

ત્રેતાયુગની શાખા સાચ,
સદગુરૂ બ્રહ્મા બોલ્યા છે વાચ. ૨

આ યુગમાં દહિંત બળી રાય,
છાસઠ કરોડ તેના સાથી થાય. ૩

બળી રાજા રાજ કરે નિર્વાણ,
તેના ગોર વેદ વાંચે પુરાણ. ૪

ગોર શુક્રાચાર્યને બલી કરે નિર્વાણ,
નારાયણથી મુજને ન આપે હાર. ૫

જુવો જ્યોતિષ કહો ને ભેદ,
સ્વામી વાત તમને કહું છું વિવેક. ૬

ગુરૂ શુક્રાચારે કહ્યું પ્રમાણ,
યજ્ઞ દાન તમે કરાવો ઘણા. ૭

યજ્ઞ કરવાનાં માંડો મંડાણ,
આપો સરવેને મન ઇચ્છિતાં દાન. ૮

એવાં વચન એ ગોરે કહ્યાં,
યજ્ઞ કરવાનાં વ્રત જે લીયાં. ૯

જે કોઈ જાચક અને જજમાન,
તેને સુવર્ણનાં દેજો બહુ દાન. ૧૦

રાજાના મનમાં ચિંતા થઈ,
યજ્ઞનો આરંભ માંડું સહી. ૧૧
વિપ્ર તેડાવ્યા બહુ વેદ વાન,
હોમ યજ્ઞ કરી આપવા દાન. ૧૨
યજ્ઞમાં ગ્રંથ ખાંડ દૂધ ભોજન અપાર,
હોમે પરિમલ સુગંધી સાર. ૧૩
ત્યાં રાજા બ્રાહ્મણ ક્ષત્રી અપાર,
યજ્ઞમાં આવી બેઠા તેણે ઠાર. ૧૪
બ્રાહ્મણ વિધિથી હોમ યજ્ઞ કરે,
ભણે મંત્રને વેદ ઓચરે. ૧૫
અગ્નિની જાળ લાગી બ્રહ્માંડ,
કંપ્યા ઇન્દ્રલોક પૃથ્વી નવે ખંડ. ૧૬
નવસો નવાણું યજ્ઞ કરે,
દેશ ભમેરીના પુરોહિત આવી સંચરે. ૧૭
રાજા બ્રહ્મસેન વદે વાણ,
કન્યા આપું રાજા નિરવાણ. ૧૮
રાજા તમે પરણો એ કન્યાય,
બહુ ગુણે રૂપવંતી કહેવાય. ૧૯
અધુરા યજ્ઞમાં ઉઠી તે ગયો,
કન્યા ભમરસેનની પરણવા ગયો. ૨૦
આ યજ્ઞથી સર્વે દેવોને ચિંતા થાય,
આવ્યા નારાયણ દેવ પાસે લાગ્યા પ્રાય. ૨૧
કંઈ છળ બળ કરો શ્રી હરિ,
બળી દાનવ સંહારો કેમે કરી. ૨૨

સરવે દેવોની કરવાને વાર,
વૃધવિપ્રનું રૂપ લીધું કિરતાર. ૨૩
ત્યાં સ્વામીજી સત્ય જોવાને જાય,
ક્ષણુ એકમાં ભ્રમરસેનને ત્યાંય. ૨૪
જાન આવીને જાચક ત્યાં જાય,
જ્યાં રાજા બેઠા સાયરાની માંય. ૨૫
આપી આશીર્વાદ અળગા ઉભા રહે,
બળી રાજાને દાન આપવા કહે. ૨૬
બળી કહે તમે મંડપમાં આવ્યા કેમ,
દાન દેનારા દ્વારે કુશળ ક્ષેમ. ૨૭
વિપ્ર વેશે બોલ્યા મહારાજ,
દાન આપે તો લઉં તારે હાથ. ૨૮
બળી રાજાને સ્વામી એમ કહે,
હું માગું તે દાન મુજને દેવે. ૨૯
બળી રીઝયાને બહુ દીધાં માન,
સ્વામી જે માગો તે આપું દાન. ૩૦
બીજા જાચક આવે છે ઘણા,
પણ સ્વામીને પારખી આપે દાન ઘણાં. ૩૧
સ્વામી કહે બળીરાજા શું વિચાર,
મારે ઘેરે નહી કન્યા નાર. ૩૨
આ તારી પરણેતર આપે, નાર,
મારી ઇચ્છા છે તું કર વિચાર. ૩૩
આ નગરમાં છે વિપ્ર ઘણા,
બળીયે બોલાવ્યા વિપ્ર આવ્યા ઘણા. ૩૪

એ વિપ્રની કન્યા અપાણું સહી,
એવી વાત બળીએ નારાયણને કહી. ૩૫

બોલ્યા નારાયણ સુણો બળીરાય,
બીજી કન્યા મુજથી નવ લેવાય. ૩૬

ત્યાં રાજા કહે વરે વિવા હોય તે નાર,
તો કયારે થાય અમારી ગૃહસ્થાચાર. ૩૭

જે તમોએ પરણી છે નાર સુંદરી,
તે મુજને આપો મન કરી. ૩૮

બળી રાજાએ કરી વિચાર,
આપી કન્યા જે પરણેલી નાર. ૩૯

સગાં સાજન સહુ અચંબે હોજો,
રાજા સરખી ધિરજ અવરથી ન હોય. ૪૦

નારાયણ દેવ હસીને બોલ્યા ત્યાંય,
પારખું લેવા આવ્યો આંહી. ૪૧

હું ઘરડો મારે નારીનું નહીં કામ.
સ્વામીએ ફેરવી દીધી વાચા તે ઠામ. ૪૨

બળી રાજા મહાત્યાગી સુજાણ,
બહુ દાન પુન કરી રાખ્યા નામ. ૪૩

એવું કહી હરિ ચાલ્યા જાય,
રાજા પરણી આવ્યો યજ્ઞ માંહે. ૪૪

છળ બળ કરી વિપ્ર રૂપ ધર્યું,
પણ બળી રાયે મન મોટું કર્યું. ૪૫

ત્રેતાયુગ બેઠો છે સાર,
પાંચમો શ્રી હરિ વામન અવતાર. ૪૬

પાંચમે રૂપ વામન અવતાર,
વિપ્ર થઈ ઉભા બળી રાજાને દ્વાર. ૪૭
બળીરાજા યજ્ઞ કરાવે જ્યાંય,
તે આજ મૃત્યુલોકની માંય. ૪૮
વામન રૂપ લીધાં જદુ રાય,
બળીને દ્વારે પહોંચ્યા જ્યાંય. ૪૯
હાથમાં કમંડળ નિર્મળ કાયા,
તેવા રૂપે શ્રી હરિ થયા. ૫૦
સુંદર સ્વરૂપને સુઘાટ,
ચાર વેદ ભણે મુખ પાટ. ૫૧
નારાયણે બળીને છળવા કર્યો વિચાર,
વામન રૂપે પાંચમો અવતાર. ૫૨
પાંચમે વામન વિપ્ર રૂપ ધરે,
પ્રભાતે ગયા બળીને ઘરે. ૫૩
પાંચમે વામન રૂપ શ્રી હરિ અવતાર,
દેવ થઈ ઉભા બળીને દ્વાર. ૫૪
પોળે ઉભા પોકારે જય જય કાર,
જાણે બ્રહ્મા મુખ બોલો વેદ ચાર. ૫૫
વેદે ચાર મુખ માંહેથી કહ્યા,
સરવે લોક અચંબે થયા. ૫૬
અમૃત વાણી એવી મુખમાંથી કહે,
નગરના લોક અચંબે રહે. ૫૭
દૂતોએ વાત બળી રાજાને કહી,
વિપ્ર એક દ્વારે આવ્યો સહી. ૫૮

તે પોળે ઉભા પોકાર જ કરે,
ચારે વેદ મુખમાંથી ઓચરે. ૫૯

સુંદર રૂપ લીધું અવતાર,
સ્વામી આવ્યા બળીને દ્વાર. ૬૦

ત્યાં છડીદાર રાજાને કહેવા જાય,
આપણે ધ્વાર વિપ્ર ઉભો છે રાય. ૬૧

એ પંડિત મહા દિસે સુઘાટ,
ચાર વેદ ભણે મુખ પાટ. ૬૨

તેનું દિસે છે વામન રૂપ અપાર,
કોઈ સુપાત્ર ઉભા છે ધ્વાર. ૬૩

સુણી વાત રાજા ધ્વારે ગયો,
ત્યાં છડીદાર એક સાથેલીયો. ૬૪

સ્વામીને કરી પ્રણામ બળી રાય,
ત્યાં વિપ્ર બોલ્યા સત ભાય. ૬૫

સુણી વાત બળી આવ્યા બાર,
માન આપી વિપ્રને કર્યા નમસ્કાર. ૬૬

રૂપ દેખીને રાજા પ્રસન થયો,
આવો વિપ્ર કોઇ નવ દેખીયો. ૬૭

સુંદર સ્વરૂપે સ્વામી સુઘાટ,
ચારે વેદ ભણે મુખ પાટ. ૬૮

ત્યાં પ્રસન થઇ બોલ્યા બળી રાજ,
સ્વામી જે માગો તે આપું આજ. ૬૯

બોલાવી ગોરને દીધું બહુ માન,
વિપ્ર કહે તે આપીએ દાન. ૭૦

કહે બળી રાજા વિપ્ર નિધાન,
તમો કહેશો તે આપીશું દાન. ૭૧

બળી રાજા તમારી કીર્તિ હોય,
તે કારણ માગવા આવ્યો સોય. ૭૨

હું છું બ્રાહ્મણ વેશ વિવેક,
રળીઆત કરો બ્રાહ્મણ હું એક. ૭૩

વિપ્ર વચનથી બળી પ્રસન હોય,
સ્વામી માગો એવું વિપ્રને કહે તેહ. ૭૪

સ્વામી જે ઇચ્છા મનમાં હોય,
કહો તો અન્ન વસ્ત્ર આપું સોય. ૭૫

અન વસ્ત્રની ઇચ્છા ન મુને,
સ્વામી કહો તો સુવર્ણદાન આપું તુને. ૭૬

રાજા સુવર્ણ દાન હું શું કરૂં,
સ્વામી હસ્તી થોડા તમ આગળ ધરૂં. ૭૭

હસ્તી ઘોડાથી મારે નહી કાજ,
સ્વામી કહો તો આપું પૃથ્વીનાં રાજ. ૭૮

રાજપાટ ભોગવે નહીં કોય,
કહો તો ગ્રંથ ભંડાર આપું સોય. ૭૯

ગ્રંથ ભંડાર શું મારે નહીં કામ,
કહો તો આપું મંદિર વૈકુંઠ ધામ. ૮૦

મંદિર કૈલાસ કોણ કરે વાસ,
કહો તો રાખું અમારી પાસ. ૮૧

કહે વામન રાજા સત્ય ઓચરૂં,
એવાં દાન લઈને હું શું કરૂં. ૮૨

સગાં કુટુંબ અમારે નહી બાળ,
દાન લઇને કોણ કરે જંજાળ. ૮૩
જે માંગો તે આપવાનો ધર્મ,
એવી વાણી બળી બોલ્યા મર્મ. ૮૪
જે માંગો તે આપું તમને,
પછી દોષ નવ દેશો અમને. ૮૫
ત્યાં વામન વાણી બોલ્યા મર્મ,
અવની માગું ત્રણ જ કદમ. ૮૬
ત્યાં રાત રહીને કરૂં વિશ્રામ,
અવની ભરૂં મારાં ત્રણ કદમ. ૮૭
કહે રાજા સુણો વિપ્ર હમારી વાત,
કેટલું લોક છે તમારી સાથ. ૮૮
લોક કુટુંબ મારે નહી હોય,
એકલો યાચક આવ્યો હું ય ૮૯
કહે રાજા સુણો વાત અમતણી,
સ્વામી પૃથ્વી છે અમારે ઘણી, ૯૦
જેટલી ઇચ્છા તમારે હોય,
તેટલી લેજો પ્રધાન પાસેથી તોય. ૯૧
બોલ્યા વિપ્ર સુણો બળીરાય,
પણ માપી પૃથ્વી નવ લેવાય. ૯૨
સ્વામી માપી પૃથ્વીનું શું કાજ,
જે જોઈએ તે માગો આજ. ૯૩
આપો ઉદકને આપણી પૂરૂં આસા,
મઠી બાંધીને પૂરો વાસા. ૯૪

બોલ્યા શુક્રાચાર્ય સુણો બળવંતા,
આ વિપ્ર તમારી કરશે ઘાત. ૯૫
પ્રધાન બોલ્યા સુણો બળીરાય,
વિપ્ર નહીં નારાયણ દેવ હોય. ૯૬
ત્યાં શુક્ર ગુરૂ વચન બોલ્યા એહ,
એવા વૈકુંઠનાથ દિસે છે તેહ. ૯૭
નિશ્ચે વાત તમે માનો મારી,
વિપ્ર છળ ભેદ કરવા આવ્યો તારી. ૯૮
એનું વામન રૂપ દિસે આંહી,
ત્રણે ભવનમાં છે એની છાંય. ૯૯
અંજલી આપી ઉદક જો ભરી,
ત્યાં ત્રણ કદમની સંકલ્પ કરી. ૧૦૦
ધન્ય ધન્ય હો રાજા તારો ધર્મ,
હવે દક્ષિણા જોઈએ અડધો કદમ. ૧૦૧
પુન પવિત્ર સફળ જો થાયે,
દક્ષિણા આપ્યાનો મોટો મહિમા. ૧૦૨
સુણ બળીરાજા વચન કહું તને,
સાડા ત્રણ પાવ ધરતી દેજો મને. ૧૦૩
એવાં વચન કહ્યાં જગદીશ,
શુક્રાચાર્યને ચડી ત્યાં રીસ. ૧૦૪
સુણો રાજા ગુરૂ શુક્ર બોલ્યા વાણ,
ધરતી તણું ન દીજે દાન. ૧૦૫
અમ વચન માનો સત્ય ભાય,
એ વિપ્ર નથી નારાયણ દેવ હોય. ૧૦૬

એ છળ પાડવા આવ્યા હોય,
હેને ઉત્તર નિર્મળ કાય. ૧૦૭
બોલ્યા બળી રાજા સત્ય ભાણુ,
જો સત ચુકું ન ઉગે વાણુ, ૧૦૮
હું મોટો દાતાર જાણે સૌ વાત,
વિષ્ણુ સરખા જોડે આવી હાથ. ૧૦૯
આજે દઉં દાન ભોમીની શીખ,
મુજ આગળ વિષ્ણુ માગે ભીખ' ૧૧૦
બોલાવ્યા વિપ્ર ત્યાં :બેસાડી આય,
હાથમાં ઝારી લીધી બળીરાય. ૧૧૧
નમાવી ઝારીને લાગી વાર,
શુક્રે બાંધીતી પાણીની ધાર. ૧૧૨
નારાયણુ દેવે સળી ભોંકી સાખ,
શુક્રાચારની ફૂટી એક આંખ. ૧૧૩
બળીરાજ ઉદક આપે જ્યાંય,
શુક્રાચાર્ય આંખે કાંણો ત્યાં થાય. ૧૧૪
હું દાતાર મેં દીધાં મોટાં દાન,
મુજ આગળ નારાયણુ માગે માન. ૧૧૫
બોલાવ્યા બળીએ છડીદાર,
વિપ્રને દબાવવા વધે ન લગાર. ૧૧૬
બળીએ આપ્યા ઉદક વિપ્રેલીયા,
ત્યાં સ્વામીજી બ્રમંડ સુધી વધીયા. ૧૧૭
ઉદક મેલ્યું શ્રી હરિને હાથ,
વધ્યા દેવ ભ્રુમંડળ સાથ. ૧૧૮

ઉદક ભરી મેલ્યું જ્યારે હાથ,
વૈરાટ રૂપ લીધું ત્યારે નાથ. ૧૧૯
વૈરાટ રૂપ થયું તેણીવાર,
થયો અચંબો નગર મોઝાર, ૧૨૧
દહિંત દેવેને ચરણે લાગ્યા જ્યાંય,
સહગોરે ભૂતખાનાં સોપ્યાં ત્યાંય. ૧૨૨
સહગોરે એવાં રૂપ લીધાં સહી,
ત્રણ કદમ સર્વે અવની થઈ. ૧૨૩
ત્રણ ત્રિભોવને ભરીયા પાય,
એના વીના નવ દીખે ઠાય. ૧૨૪
વામન રૂપે ધરતી માપી સહી,
ત્રણ કદમ અવની જ થઈ. ૧૨૫
ત્રણ ત્રિભોવને ભરીયા પાપ,
ત્યાં એના વીના નવ દીખે ઠાય. ૧૨૬
શ્રી વામન વાણી બોલ્યા સત ભાય,
વાત અમારી સુણો બળીરાય. ૧૨૭
અડધો કદમ ધરતી દીજે મોએ,
નહીં તો સત ચૂકે તું રાય. ૧૨૮
ત્યારે બળીરાજા બોલ્યા ત્યાંએ.
સ્વામી દેખો પૃથ્વી ત્યાં લેજો છે જ્યાંએ, ૧૨૯
બળીરાજા તું બોલતો ગર્વ,
ભાઈ ત્રણ પાયમાં આવ્યું છે સર્વે. ૧૩૦
બળીરાજા હું સત્ય બોલું છું સહી,

અડધો કદમ ધરતી દેણી રહી. ૧૩૧

મને અવની આપો અર્ધ પાય,
રાજા તારૂં દાન સંપૂર્ણ થાય. ૧૩૨
બોલ્યા બળીરાજા વચન સત જાણ,
સ્વામી લોને આપું તમને દાન. ૧૩૩
કરી સ્નાન ને લાગ્યો પાય,
વામન આગળ ઉભો રાએ. ૧૩૪
જમણો પગ મસ્તકે દીયો,
બળીરાજાએ ત્યાં પાતાળે ગયો. ૧૩૫
અડધુ કદમ લેવાને સહી,
મસ્તકે પગ દઈ ચાંપ્યો ત્યાંહી. ૧૩૬
ત્રણ ભવન ત્રણ કદમમાં કરી,
ભક્તો કારણે દયા જો ધરી. ૧૩૭
ભક્તો કારણ પ્રગટયા શ્રી દયાળ,
બળીરાયને ચાંપ્યો છે પાતાળ. ૧૩૮
ત્યાં બળીરાજાએ બીજી દેહ ધરી,
સ્વર્ગ પાતાળથી આવ્યો ફરી. ૧૩૯
જો કોઈ આપે મને સહકાર,
માંડુ વિષ્ણુથી યુદ્ધ તતકાળ. ૧૪૦
સ્વર્ગ જઈ આપી પાતાળે પાય,
જયાં જુવે ત્યાં વિષ્ણુના છે પાય. ૧૪૧
ત્યારે બળી બોલ્યો ચિંતા કરી,
જયાં ચાંપ્યો ત્યાં આવ્યો ફરી. ૧૪૨
બળી કહે કરી અમશું ઘાત,
વિષ્ણુ નારાયણને પૂછી વાત. ૧૪૩

શાને કારણ મને કીધી ઘાત,
તેનો ભેદ કહોને નાથ. ૧૪૪
મૃત્યુ લોકમાં મેં દીધાં દાન,
તો સ્વામી મારૂં રાખો માન. ૧૪૫
હમો સંસાર ત્યાગ જો કીયો,
દાન પુન્ય શું એળે ગયો. ૧૪૬
જે કાંઈ આગે જપ તપ કીયા,
ભૂખે મુંવાને ખોટી જો થયા. ૧૪૭
સ્વામી તે કારણે વિનવું હું ય,
વળી કહી તેવી ચિંતા મને હોય. ૧૪૮
હવે માગ માગ એમ બળીરાએ કહે,
તું જે માગે તે આપું તેહ. ૧૪૯
ત્યારે બળીરાજા એમ કહે,
ચાર માસ મારે ત્યાં પોળીયા થઈ રહો. ૧૫૦
ત્યારે વિષ્ણુ બોલ્યા સત ભાય,
સુણો વાત અમારી બળીરાય. ૧૫૧
માસ ચાર હું સુતો જોય,
તો વિવા પ્રસંગ ત્યાં ન હોય. ૧૫૨
ચાર માસયો રાખ્યો માન,
આગળ જુગમાં બહુ કરેલ દાન. ૧૫૩
દેવ સુતા તે નવ જાણે કોઈ,
ઉત્પત લોકની તે કયાંથી હોય. ૧૫૪
દેવ સુવે ને વરખા નહીં પડે,
ઝાડ વનસ્પતી નવ ફળે. ૧૫૫

જે દેવ સુવે તો નવ ઉગેભાણુ,
એ ચાર માસનું રાખ્યું માન. ૧૫૬
દેવ સુવે તો પૃથ્વી કેમ જાગે,
સાચા સ્વર્ગ તે ત્યાંથી માગે. ૧૫૭
મૃત્યુલોકમાં કીધું કાજ,
દક્ષિણ દિશા માંહે દીધું રાજ. ૧૫૮
ત્યાં બળીની ઓલાદ જે અવતરે,
તેનું ફરી નામ બળી જો ધરે. ૧૫૯
એ દિક્ષણ દિશામાં કરે છે રાજ,
ત્યાં વામન રૂપે પૂર્યાં કાજ. ૧૬૦
પાતાળનું તો આલ્યું રાજ,
વામન રૂપ ધર્યું મહારાજ. ૧૬૧
એવાં વચન બોલે સહુ સંઘ,
શ્રી હરિએ યજ્ઞ કર્યો છે રદ. ૧૬૨
પાંચમો રૂપે શ્રી હરિ અવતાર,
ભક્તો તારણ વામન થયા મોરાર. ૧૬૩
બળી દહિત ને માર્યો જ્યારે,
ભક્ત કમળા ધ્વજ ઉધાર્યાં ત્યારે. ૧૬૪
પછીથી પ્રગટ થયા દયાળ,
બળી દાનવ ચાંપ્યો પાતાળ. ૧૬૫
વામન રૂપે શ્રી હરિ પ્રગટ થાય,
બહુ દાન કીધાં બળીરાય. ૧૬૬
શ્રી હરિએ દહિતને પાતાળ ચાંપ્યો જાય,
ત્યારે કર્યાં દાન તે એળે થાય. ૧૬૭

સુણો લોકો સદ્ગોરજી કહીવાત,
જેટલું દાન દેશો વિપ્રને હાથ. ૧૬૮
એળે ગયું બળીરાજા સરખું દાન,
તો તમારૂં દાન કોણ સમાન. ૧૬૯
ગોર વસિષ્ઠ ન ઓળખ્યા રાય,
દાન પુન કીધાં નષ્ટ જાય. ૧૭૦
તેથી કારજ સિદ્ધ ન થાય,
જેમ ગર્ધય ખેતરને ખાય. ૧૭૧
દહિંતના મન માંહે એવું થાય,
શંકર આગળ તપ કરવા જાય. ૧૭૨
શંકર પ્રસન થયા છે ત્યાંય,
દહિત કહે સહસ્ર ભૂજ મારે હોય. ૧૭૩
સહસ્ર હાથી બળ એકેક ભૂજે,
હરી વિશ્નવ સાથે કરૂં યુદ્ધ. ૧૭૪
એ દહિંતને વર દીધો જે વાર,
સહસ્રા અર્જુન એ અવતાર. ૧૭૬
પાંચમે રૂપે શ્રી હરિ વામન,
સદ્ગોર જામો તે સહજાનંદ. ૧૭૬
વરસ ચારલાખ બત્રીસ હજાર,
ત્યાં સુધી વામન અવતાર. ૧૭૭
પાંચમો અવતાર સંપૂર્ણ જાણ,
શ્રી સદ્ગોર બોલ્યા વાણ. ૧૭૮
છઠ્ઠા અવતારનાં માંડયાં મંડાણ,
ત્યાં યજુર્વેદ વેદ પ્રમાણ. ૧૭૯

શ્રી વામન અવતાર સંપૂર્ણ

શ્રી વામનની માતા તો લીલાવતી,
પિતાનો કશ્યપ ઋષિ.
શક્તિ તો દેવી કોકીલા,
ગોર તો સહજાનંદ.
સ્થાન તો બગપુર ક્ષેત્રનો વન થળી,
દાનવ તો બળીરાજા.
વિચારતો તો યજુર વેદ,
ઓચર તે ગાયત્રી સાતવાર.
સત્તાવીસ નક્ષેત્ર પંદર તીથી,
બાર કરણ નવ ગ્રહ સૂર્ય.
મંત્રનો જાપ જપંતા આવ્યા સ્વામી,
ઋષિઓને સ્થાપી બળી દહિતતે સંહારી.
કમળ ધ્વજ ભક્તને ઓધારી,
તમે ભલે અવતર્યા જુગે જુગે દેવ મોરારી.

જે કોઈ ચિત હરીશું લાવે, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય. નમો નમો ભાઈ પરિબ્રહ્ન નારાયણના નામને જેણે રૂપે આપણા સદગોર બ્રહ્મા નર નારાયણ હોય આજ તે રૂપને સેવીએ.

અવતાર પાંચમો શ્રી વામન ચાર લાખ બત્રીસ હજાર (૪૩૨૦૦૦) વરસ વર્તે તે.

અવતાર પાંચમો સંપૂર્ણ

અત્રેથી અપુરુષ (વેદ) વાણી છઠ્ઠા અવતારના
હરિવંશના પેઢી નામે જાય છે.

# ૐ શ્રી વામન અવતારનો સંક્ષેપ્તમાં ટુંક સાર ૐ



ઉપરની શ્રી વામન અવતારની કથામાં આપણા શ્રી સદ્દગુરૂ મહારાજે સંક્ષેપ્તમાં રાજા બલી પૂર્વે તેનો અંશા અવતાર સંખાસુરનો હતો તેણે દૈવી શક્તિની સામે શ્રી આદિ પુરુષ નારાયણની આજ્ઞાથી વેર ભાવે ભક્તિ આદરી તેમાં પ્રથમ કહ્યું છે. શ્રી હરિ મચ્છ સામે શંખાસુર પાતાળ ગમન ત્યારબાદ બીજા શ્રી હરિ કુર્મ ત્યારે શંખાસુરનું બીજું સ્વરૂપ પાણીનો બારિક જીવ મધુકીટક બન્યો ત્યારબાદ શ્રી હરિ વ્યરાહ સામે એક શંખાસુરનો અંશા અવતાર મોરધ્વજ એટલે મોર પક્ષીની આકૃતિ ધારણ કરી પોતાની દાણવી શક્તિએ પોતાના આખા શરીરે મોરના શરીરમાં જેટલા આંખો જેવા ચિહ્નો છે તેટલી આંખોવાળું શરીર ધારણ કરી આકાશે ભમતો રહી આ જગતમાં માનવજાત એટલે દેવોને પણ દુર્લભ જેમાં શ્રી હરિના સાકાર સ્વરૂપનો સાક્ષાતકાર થાય અને તેની ભાવિ ભક્તિએ લક્ષ ચોરાશી મટે અને પર્મ શાન્તી એટલે અમર પદ એટલે મોક્ષ ગામી થવાય તેમાં ભુલ ભુલવણી કરવામાં તે અસુર શક્તિનો મુખ્ય ફાળો રહ્યો છે. તેમાં સનાતન સતપંથ ધર્મમાં વિષ્ણુ નારાયણનો વેરી તે શ્રી શંકરનો ઉપાસિક ભક્ત; ઉપર મોર ધ્વજ આકાશે ભમતો રહીને તેના સાથીદારો માયાવી છાસઠ કરોડ આ જગતને પાયમાલ કરતા જોઈને શ્રી વ્યરાહ અવતારે માનવ જાતને બચાવી લીધા બાદ રમત આગળ ચાલી તેમાં એજ અસુર આત્મા પ્રગટ થયો તેણે શ્રી શંકર ઉપરે ઘોર તપશ્ચર્યા આદરી અને અમર પદ માગ્યું તેમાં શ્રી શંકરે પોતાની શક્તિથી બાર વાત હોવાથી ના પાડતા તેણે દશ વરદાન માગ્યા અને બળવાન બની દાણવી શક્તિનો દોર ચલાવ્યો તેમાં તેના દશે વરદાન શ્રી શંકરે આપેલા ને સલામત રાખી અને દાણવી શક્તિમાં શ્રી હરિએ નાસ કર્યો બાદ અસુર આત્માએ શ્રી વિષ્ણુ નારાયણ અને તેના અંગ ભાગ સ્વરૂપે દેવો અને દેવીઓની શક્તિને પહોંચી વળવા બલીરાજા રૂપે પ્રગટ થયો અને પોતાની અધુરી રહેલી કારકીર્દી ચાલુ કરી તેમાં તેણે તપશ્ચર્યા કરી વરદાન મેળવેલ નિષ્ફળ ગયેલે એટલે અહિ તેમણે દાનવીર બની યજ્ઞકાર્ય આદર્યું અને શ્રી વિષ્ણુ નારાયણની અર્ધાંગના શ્રી લક્ષ્મીને કબજે કરી અને ધર્મની ધજા ફરકાવી અને વેદ આજ્ઞા કે સાત્વીક આહાર, સાત્વીક વિચારે, શ્રી હરિના ગુણ ગાન ગાવા તેને નેવે મુકી અને આ ધર્મનો પ્રકાશ સારી માનવ જાત ઉપર પાડવા યજ્ઞદાન કર્યા તે આખરે તેનું ધારેલું અને કરેલું દાનફળ વૃથા બન્યું માટે આપણા શ્રી સદ્દગુરૂ મહારાજે ફર્માવ્યું છે કે નમો નમો ભાઈ શ્રી પરી બ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણા શ્રી સદ્દગુરૂ બ્રહ્મા નર નારાયણ હોય તે રૂપને આપણે ધાઈએ.



સંપૂર્ણ





जमदग्नि सुना भूत्वा रामः परशुग्रग्विभुः ।
सहस्रार्जुनहंतैव स्मै उग्रात्मने नमः ॥



જે પરમાત્માએ જમદગ્નિના પુત્ર પરશુરામ રૂપે હાથમાં ફરશી ધારણ કરીને સહસ્રાર્જુન રાજાનો નાશ કર્યો હતો, તે ઉગ્ર મૂર્તિરૂપ પશુરામ અવતારને હું નમસ્કાર કરૂં છું.

**શ્રી વામન ભગવાનના માનધાતા, પૃથ્વિજય, અસરત,**
**જમદગ્નિ, વંશ તો શ્રી ફરસુરામઃ**

# શ્રી ફરસુરામ અવતાર

**શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા**

**શ્રી ફર્માનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિર રહિમ**

**ભાવાર્થ**—શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સહાય કૃપાળુ છે.

॥ અવતાર છઠ્ઠો ॥

શ્રી ફરસુરામ રૂપે બળીયા સાર,
ઉત્તમ કુળે લીધો અવતાર. ૧

જ્યારે ફરસુરામ રૂપે અવતાર,
ત્યારે હાથે ધનુષ બાણ નિરધાર. ૨

એ યુગમાં ક્ષત્રી હતા અસુર,
ફરસુરામે મારી કર્યા ચકચુર. ૩

ક્ષત્રીઓ મારી પૃથ્વી નક્ષત્રી કરી,
મોટા મહારથી યોદ્ધા કરધરી. ૪

કર્યો ક્ષત્રી તણો સંહાર,
ધનુષ્ય બાણ આયુધ હથિયાર. ૫

માતા રેણુકાના પુત્ર સોહાય,
દહિત મારી ભક્તોની કરી સહાય. ૬

જમ દગ્નિના પુત્ર છે જેહ,
પાતાળથી આવ્યા હતા તેહ. ૭

આદ્ય શક્તિ કાળકા જોય,
ફરસુરામનાં અર્ધાંગના હોય. ૮

જ્યારે ફરસુરામ રૂપે લીધો અવતાર,
ત્યારે દહિત કંપ્યા તેણીવાર. ૯

સહસ્ત્રાર્જુન મહાબળી કહેવાય,
તે સાથે યુદ્ધ કર્યો નવ જાય. ૧૦

સહસ્ત્રાર્જુન ગુરૂને પૂછે વાત,
મારૂં મોત છે કોને હાથ. ૧૧

ગુરૂ મુખથી બોલ્યા સોય,
ફરસુરામ હાથે મોત હોય. ૧૨

દહિત કહે એવી યુક્તિ કરૂં,
સહસ્ત્ર કાતીનું લોહ પાંજરૂં કરૂં. ૧૩

પકડી ફરસુને લાવું તતકાળ,
લોહ પાંજરામાં ઘાલું તે વાર. ૧૪

એ પિંજરમાં ફરસી ફરે,
સહસ્ત્ર કાતીશું કપાઈ મરે. ૧૫

એવી યુક્તિ દક્ષિત જો કરે,
લોક પિંજરૂં ઘડાવી ધરે. ૧૬

દહિતે મનમાં એવું ધાર્યું,
ફરસુ મારવા લોક પિંજર કર્યું. ૧૭

ત્યાં ફરસુરામ જુગતિ કરે,
રૂપ વૃદ્ધ બ્રાહ્મણનું ધરે. ૧૮

હાથમાં લાકડી માળા નિર્મળ થયા,
દહિંતને દ્વારે પોતે જ ગયા. ૧૯

દહિત પિંજર લઇ બેઠો જ્યાંય,
કપટ કરીને શ્રી હરિ આવ્યા ત્યાંય. ૨૦

ઘડાવી પિંજર પુરણ કાય,
ત્યાં સહસ્રાર્જુન બેઠા રાય. ૨૧

દેખી વિપ્ર ને દીધાં બહુમાન,
વિપ્ર કહે તું મારો જજમાન. ૨૨

અમે તારા બ્રાહ્મણ ગોર કહે,
દહિત મનમાં અચંબે રહે. ૨૩

દહિત પૂછે ગોરને ભેદ,
કોણ દેશથી આવ્યા દેવ. ૨૪

જે નગર છે અમારૂં ગામ,
ત્યાં રાજ કરે છે પરસુરામ. ૨૫

એવાં વચન ફરસુરામ કહે,
બહુ આદર બ્રાહ્મણને કરે. ૨૬

દહિત પૂછે સુણો મહારાજ,
મને ફરસુરામ દેખાડો આજ. ૨૭

તેમના કહોને અમને ભેદ,
તે કારણ આ આ પાંજરૂં કરાવું દેવ. ૨૮

ત્યારે બ્રાહ્મણ બોલ્યા સતનાન,
જેવા તમે તેવા ફરસુરામ. ૨૯

લોક પિંજર કેમ લીધું માથે,
તારી પાંચ પેઢી એધારૂં મારા હાથે. ૩૦

સહસ્રાર્જુન તેમ બળી વંશ ના હોય,
ત્યાં નારાયણનું શું યુદ્ધ કર્યાં તોય. ૩૧

તારી પાંચ પેઢી સંહાર કરી,
એવા વચન બોલ્યા શ્રી હરિ. ૩૨

હું તમને પૂછ ગુરૂ એક વાત,
એ નારાયણ કેમ આવે હાથ. ૩૩

સ્વામી આ લોક પાંજરૂં એ કાજ,
જીવતો લઈ આવું તેને આજ. ૩૪

અરે જજમાન મારૂં કહ્યું માને આજ,
તો સરસે તમારૂં કાજ. ૩૫

જો પાંજરૂં તમને પૂરૂં થાય,
તું તે પ્રમાણે માંય બેસી જોય. ૩૬
જો પાંજરામાં બેસી જુઓ આજ,
લઉં પ્રમાણ તો સરશે કાજ. ૩૭
દહિતે માન્યું એ સત ભાય,
લઉં પ્રમાણ તો સરસે કાજ. ૩૮
પાંજરામાંથી બોલ્યો રાય,
પાંજરાની કળ ફેરવી જોય. ૩૯
દહિત બેસાડીને દીધું દ્વાર,
કળ કરીને કરવા સંહાર. ૪૦
કપટ સ્વરૂપે કર્યું આ કામ,
જાહેર ગુરૂ રૂપે થયા ફરસુરામ. ૪૧
પાંજરામાં દહિતનો ફરે શ્વાસ,
ઉછળે પાંજરૂં જાય આકાશ. ૪૨
પાંજરા માંહે દહિત થરથરે,
કંપે ધરતીને પર્વત પડે. ૪૩
તડપે પાંજરૂં ને ધરતી ઉપર ફરે,
સહસ્ત્રાર્જુન કપાઈ મરે. ૪૪
જો તું બહાર મરતાં એમ ઓચરે,
અરે ફરસુરામ તું કપટ જો કરે. ૪૫
જો તું બહાર કાઢીને મારે મોય,
તો હું તમાશો દેખાડું તોય. ૪૬
બોધ કરીને મુને મારીઁ મોરાર,
બળીઓ બંધાણો જુગતીથી સાર. ૪૭

જ્યારે આ દહિતને માર્યો જેહ,
ફરસુરામ રૂપે પ્રગટ થયા તેહ. ૪૮

કપટ કરીને પાંજરામાં દીયો,
દહિત મારવા અવતાર લીયો. ૪૯

છઠ્ઠા અવતારે ફરસુરામ સહી,
તેણે ક્ષત્રી નિરવંશ કર્યા ત્યાંય. ૫૦

છઠ્ઠે ફરસુરામ રૂપ ધરી,
હાથ ફરસી લઈને કરૂણા કરી. ૫૧

પિતા આગળ રહ્યા કરજોડ.
હણ્યા ક્ષત્રીને મતાનું બંધન છોડ. ૫૨

ક્ષત્રી વંશના લીધા પ્રાણ,
માર્યો દહિત ત્યાં સહસ્રાર્જુન. ૫૩

ત્યાં ક્ષત્રીનાં તે રાખ્યાં ધર્મ,
માતા પિતાનાં છોડાવ્યાં કર્મ. ૫૪

ત્યાં વિપ્રોને આપ્યાં છે દાન,
આલ્યાં પૃથ્વીને સહસ્ત્ર ગામ. ૫૫

ભક્તો જે ઓધારી રહ્યા,
ત્યાં વિપ્ર સઘળા કેડે ગયા. ૫૬

ત્યાં બોલ્યા વિપ્ર ચડાવી રીષ,
પૃથ્વી નક્ષત્રી કીધી વાર, એક વીસ. ૫૭

વિપ્રને તો આલ્યો વર,
ભીખી ખાયો સહુ ઘરને ઘર. ૫૮

વળતાં બ્રાહ્મણ પોકારે નામ,
રૂપ ક્ષત્રી ધર્યાં તે ધામ. ૫૯

દહિત સહસ્ત્રાર્જુન મારીઓ દેહ,
ભક્ત કમળા પતીને ઓધાર્યા તેહ. ૬૦

ત્યારે પ્રગટ થયા શ્રી મોરાર,
ફરસુરામ રૂપે થયો અવતાર. ૬૧

ફરસુરામ રૂપ ધર્યું સાર.
ગોર જનકરૂપિ અવતાર. ૬૨

ચાર લાખ વરસ બત્રીસ હજાર,
ત્યાં લગી ફરસુરામ અવતાર. ૬૩

છઠ્ઠો અવતાર સંપૂર્ણ જાણ,
સાતમા અવતારનાં માંડયાં મંડાણ. ૬૪

અવતાર છઠ્ઠો સંપૂર્ણ સહી,
એવી વાણી ગોર વસિષ્ઠે કહી. ૬૫

ફરસુરામ અવતાર સંપૂર્ણ



શ્રી વાંમનના માનધાતા. પૃથ્વી જય. અસરત. જમ દગ્ની ઋષિ. વંશ તો શ્રી ફરસુરામ શ્રી ફરસુરામની માતા તો રેણુંકા. પિતા તો જમ દગ્નિ ઋષિ. માતા તો શક્તિકાળકા ભવાની. ગોરતો જનકદેવ. સ્થાન તો માયાપુર. ક્ષેત્ર તો કૈલાસ પાટણ. ત્યાં દાનવતો સેહ અર્જુન. વિચારતો યજુરવેદ. ઓચરંતે ગાયત્રી સાતવાર. સતાવીસ નક્ષત્ર. પંદર તીથી. બાર કરણ. નવગ્રહ. સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી, ઋષિઓને ઓધારી, સહસ્ત્રાર્જુન દાનવ સંહારી, કમલ ધ્વજ ભક્તને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી. જે કોઇ ચિત્ત હરીશું લાય તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય.

નમો નમો પરિબ્રહ્મ નારાયણના નામને. જેણે રૂપે આપણા સદ્દગોર બ્રહ્મા નર નારાયણ હોય, આજ તે રૂપને ધાઇએ.

અવતાર છઠ્ઠો શ્રી ફરસુરામ ચાર લાખ બત્રીસ હજાર (૪૩૨૦૦૦) વરસ પરિવર્તતે.

નોંધ–અત્રેથી સાતમા અવતારમાં શ્રી હરિવંશની કળા વર્ણ પલ્ટો કરે છે. અને બ્રાહ્મણ કુળ બદલી રઘુકુળ સૂર્યવંશમાં જાય છે.

ઉપરનો છઠ્ઠો અવતાર સંપૂર્ણ થાય છે. અને અત્રેથી અપુરૂષ (વેદ) વાણી સાતમા અવતારના હરિવંશી પુરુષ પર જાય છે.







रामो दाशरथिर्भुत्वा पौलस्त्य कुल नंदनम् ।
जघान रावणं संख्ये तस्मै क्षत्रात्मने नमः ॥



જેમણે દશરથના પુત્ર શ્રી રામચંદ્ર રૂપે થઈને પુલસ્ત્ય કુળમાં જન્મેલા રાવણનો યુદ્ધમાં આખા કુળ સહિત નાશ કર્યો હતો તે ક્ષત્રિય રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

**શ્રી ફરસુરામ ભગવાનના, રઘુ, નઘુ, યયાતિ,
કેવલિક, અજેપાળ, દશરથ, વંશતો શ્રી રામ**

# શ્રી રામ અવતાર

**શ્રી સદ્ગોર બ્રહ્મા વાચ્યા,**

**શ્રી ફર્માનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિર રહિમ.**

**ભાવાર્થ**—ૐ શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.
દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સદાય કૃપાળુ છે.

## અવતાર સાતમો

સાતમે અવતાર રાવણ પ્રગટ થયો,
અમર થવા તપ કરવા ગયો. ૧
વનમાં વસીને એવું કર્યું કાજ,
દેવનાં દશ વરદાન માગ્યું રાજ. ૨
હું ન મરૂં યુદ્ધે નિર્વાણ,
હું ન મરૂં કોઈને બાણ. ૩
હું મુખેથી હાર્યો ન કહું,
સ્વામી એવો વર માગી લઉં. ૪
એવું માગું ગોર ઐયર ભાણ,
અમર રહું આપો વરદાન. ૫
તપ કરી વર લીધો જયાંય,
સર્વે દૈવી કળા કબજે કરી ત્યાંય. ૬
અરે ભાઈ વિધાતાએ લખ્યું જેહ,
દહિંત ઘરે નવ ગ્રહે સેવા કરી ત્યાંય. ૭
દહિંત ઘેરે દેવ કોદરા ભરડે જઇ,
તે ઘર પવન આંગણાં વાળે સહી. ૮
તે ઘર સમુદ્ર ભરતા નીર,
ત્યાં ચંદા સૂરજ સેવામાં સધીર. ૯
દેવ આગળથી ઉદક લીધું નિરવાણ,
શ્રી સદ્ગોરજી આગળ પામું માન. ૧૦
ઘેર પનોતી પારણે બાંધી જેહ,
અગ્નિદેવ દહિંતનાં રાંધણાં રાંધે તેહ. ૧૧

સદ્‌ગોર વચને સર્વે કીધાં કાજ,
રાવણને તપ કરતાં આપ્યું રાજ. ૧૨
પહેલાં જુગમાં મેઘ દેવતાએ સહી,
વીરલોચન ઘેર ભક્ત આવ્યા ત્યાંય. ૧૩
તે મુખી ભક્તો કારણ આવ્યા સહી,
તપસ્વી ગોરની છાપ વીના તરશે નહિ. ૧૪
તે મુખી વિરલોચન ઘેર પાય જો કરે,
તે મુખી ઘેરે દેવસભા ગુપ્ત મળે. ૧૫
તે સભામાં વિંઝણે ઢોળે વાય,
મુખી ગત કળસ પખાળે ત્યાંહ. ૧૬
ત્યાં સતીની પરિક્ષા રાજાએ કીધી,
સતીનાં ચીર પટોળાં પુરીયાં જ્યાં. ૧૭
રાજા હરિચંદ્રે તેડાવ્યો પુત્રીનો બાપ,
અમે તમારી પુત્રી વરીશું આપ. ૧૮
રાજા તમે અમારો પરખો મર્મ,
ભલા ક્ષત્રી તમારો કોણ ધર્મ. ૧૯
ત્યાં રાજા મુખથી બોલ્યા વચન,
અમે ક્ષત્રી ઉકેડેથી લઈએ રતન. ૨૦
અમો કન્યા રતન જાણી પરણશું,
એને અમે પટરાણી કરશું. ૨૧
ત્યારે રાજા પરણ્યા તારા દે નાર,
ઘર માંહેથી નહીં નીકળે બાર. ૨૨
તારા દે વસિષ્ઠને કહે છે એહ,
સદ્‌ગોરજી તમે સત રાખો જેહ. ૨૩

તમો આગળ વિનંતી કરૂં જોડ,
અમો સ્તુતિ કરીને માગું તેહ. ૨૪

કરે સ્વામી સરવે દરવાજે જાઉં અમે,
તાળાં ભૂગળ ભાંગજો તમે. ૨૫

રાણીએ હંસલો રેવત પલાણ્યો જ્યાંય,
સદ્‌ગોર સચને પાર ઉતર્યા ત્યાંય. ૨૬

સદ્‌ગોરજી હાજર આવે જ્યાંય,
અંતરિક્ષથી (અલખ) ઉતરે ત્યાંય. ૨૭

રાજાને ઘેરે હરિચંદની સેવા કરે,
બાપને ઘેર સદ્‌ગોરની સેવા કરે. ૨૮

દેવ સભામાં જતાં કરવા થાળ,
ત્યાં રાણીની દાસીઓ બોલતી આળ. ૨૯

સરવે દાસીઓ કરી રાજાને જાણ,
રાજા તમે રાણીને શું દીયો માન. ૩૦

રાજા સ્ત્રી ચલિંત્ર જોવા પૂંઠે ગયા,
હંસલા ઘોડાને વળગી દેવસભામાં ગયા. ૩૧

સભામાં નાનાં મોટાં બાળ ગોપાળ,
સભામાં સદ્‌ગુરૂ દીન દયાળ. ૩૨

રાણીએ હંસલો વધેર્યો સાર,
તેને વધેરી ગતમાં કીધી થાળ. ૩૩

હાડ ચામ મેલી મુખી ગત દેવ,
ત્યાં ઘોડો બેઠો થયો તતખેવ. ૩૪

સભામાંથી રાણી વિદાય થયાં છે વાટ,
થાળ બે નર ને કાજે લીધા સાથ. ૩૫

રાણીએ હંસલો પલાણ્યો જ્યાંય,
રાજા પૂછે કે આવી વળગ્યા ત્યાંય. ૩૬
રાણી થાળ લાવ્યાં પોતાને ઘેરે,
રાજા કહે રાણીને જીવ્યાની નહી પેર. ૩૭
હાથમાં ખાડું લઈ ચડાવ્યું સાર,
સાચું કહે રાતે શું લાવી છે થાળ. ૩૮
હવે રાણી બાહેર જાય તો મારૂં આજ,
સરવે દાસીઓ કહેતી હતી સાચ. ૩૯
ત્યાં સરવે લોક એકઠાં મળે રાત,
સરવે કરે છે જીવ હિંસાની ઘાત. ૪૦
સ્વામી તમે ન કરો આળ પંપાળ,
ખડગ મેલો હું અબળા નાર. ૪૧
ક્રોધ કરી બોલ્યા હરિચંદ્ર રાય,
રાણી હાજર થાળ દેખાડો આંય. ૪૨
અમને જુઠા કહોછો આપ,
આજ તારૂં આવી મળ્યું પાપ. ૪૩
આવા વચનથી રાણી એકમનાં થાય,
વિનંતી કરે ત્રિભોવન રાય. ૪૪
સ્વામી તમે ભક્તોના છો આધાર,
તેવી અરજ કરે તારાદે નાર. ૪૫
એવી સ્તુતિ કરી છે તતકાળ,
રાજા ઉભા છે મહા વિકરાળ. ૪૬
રાણી થાળ લાવ્યાં છે જ્યાંય,
રાજા દૃષ્ટિએ જુવે છે ત્યાંય. ૪૭

થાળ મટીને છાબ થઈ તેહ,
રાજા અચંબે પામ્યો છે જેહ. ૪૮
થાળમાં સદ્દગોરનો પ્રસાદ જેહ,
હીરા મોતી નિપજ્યાં છે તેહ. ૪૯
પુળીમાંથી નાગરવેલનાં પાન,
માંસ મટીને ફળ નિપજ્યાં જાણ. ૫૦
થયા પરછા સદ્દગોરને ફરમાન,
લાડુ હતા તે બીજોરાનાં ફળજાણ. ૫૧
હતા જે કમોદ કેરા ફુલ,
સદ્દગોરે કીધાં જાવંત્રીનાં ફૂલ. ૫૨
એવાં ભોજન નિપજ્યાં જ્યાંય,
રાજાને ઈમાન આવ્યું છે ત્યાંય. ૫૩
ખડગ નાખી રાણીને પડયા પાય,
રાણી નિજ ધર્મના મર્મ પરખ્યા ન જાય. ૫૪
તમે આ કુળ તારવા આવ્યાં જેહ,
અમને દેખાડો સતપંથ તેહ. ૫૫
રાજા તમને શું બહુ પ્યાર,
સતપંથ ધર્મ છે ખાંડાની ધાર. ૫૬
ખરી ખોટી ખાધે લાગસે આળ,
એવો સતપંથ છે ખાંડાની ધાર. ૫૭
તમને વહાલું સિંહાસન ખાસ,
તમે દેવળ દેહરાંમાં બાંધી આસ. ૫૮
તમને વહાલો તેજી હંસલો મંદિર આવાસ,
વહાલી તારા ને કુંવર રોહીદાસ. ૫૯

દેશ પરદેશ ગામે ગામ ગરાસ,
રાજા મેલાવશે તમારી સરવે આશ. ૬૦
સદ્ગોરજી સરવે મેલાવશે જ્યાંય,
જો પુરાં ઇમાન અવિચળ હોય ત્યાંય. ૬૧
સદ્ગોરજી રાજપાટ સરવે માંગે જોય,
અંતે કાળજું કાયા માગશે તોય. ૬૨
હમો સરવે આવીશું રાણી એક મન
સદ્ગોર વચનથી ચાલીશું વન. ૬૩
એવા સતપંથ પ્રમાણે આપશું તન,
પછી રાણી આલે તેવું લેશું અન્ન. ૬૪
સદગોર કારણે સવા લાખ છંદ કહ્યા,
સવા લાખ આસનધારી ત્યાં રહ્યા. ૬૫
સવા લાખ ભટ વાંચતા વેદ પુરાણ,
સદગોર વચને સરવે મેલ્યા જાણ. ૬૬
બેતાલીસ લાખ સલામે આવે જેહ,
પોતાના અસંખ્ય ઘોડે ચડતા તેહ. ૬૭
મુલકે મુલક ફરતી હતી આણ,
એવાં રાજ્ય કરે રાજા પ્રમાણ. ૬૮
તેને મેડી મહોલાતનો પાર નહી જેહ,
સદગોર વચને સરવે મેલ્યાં તેહ. ૬૯
સદગોરને ભુપતે સત્ય શું સેવ્યા જેહ,
નિમ ધર્મ વૃત્ત પાળ્યાં તેહ. ૭૦
લુહાર ઘેર રાજાએ ઉપાડી ઘણ.
હક કમાઈને ઉપજાવ્યા કણ. ૭૧

દેવ સભાને ઘેરે લાવ્યા જાણુ,
ચક્ષુ નિંદ્રા નવ કીધી નિર્વાણ. ૭૨
રાત દિવસ, ગતની સેવા કરી નિર્વાણ.
તે તો સરવે સદગોરને ફરમાન. ૭૩
દેવ સભામાં નારદ ઋષિ આવ્યા છે,
સરવે દેવે માન દીધાં છે ત્યાંય. ૭૪
સ્વામી સરવે સત્યવાદી લોક છે એહ,
એમ દેવ સભામાં જઇ બોલ્યા તેહ. ૭૫
ત્યાં વિશ્વામિત્ર ઋષિ બોલ્યા સહી,
અમે ભમર તપ અગોષ્ટે કીધો સહી. ૭૬
હું શું તેથી અધિક નહી,
હવે હું એને છળ પાડું સહી. ૭૭
ગોર વસિષ્ટે મુસાફર મોકલ્યો ત્યાંય,
રાજા હરિશ્ચંદ્ર તારા રાણી હતાં જ્યાંય. ૭૮
જો અમરાપુર લેવાનો અર્થ હોય આજ,
તો તમ મુખમાંથી ન કહેશો નાજ. ૭૯
સ્વામી તમે ગોરદેવ ભલે પધાર્યા આપ,
નહીં તો જીવ હમારા નરકે જાય. ૮૦
જો દેવ તમસુ મસ્તક માંડીએ પાય,
તોય ગુણ ઓશિગણ ન થાય. ૮૧
ત્યાં વિશ્વામિત્ર પોતે વધ્યા આપ,
તેણે સુંદર મંત્રના કીધા છે જાપ. ૮૨
જે વિશ્વામિત્ર પોતે પધાર્યા જ્યાં
અને વ્યારાહરૂપ લીધું છે ત્યાંય. ૮૩

ત્યાં વિશ્વામિત્ર આવ્યા સહી,
અને વ્યારાહરૂપ લીધું ત્યાંહી. ૮૪
જે રાજાને ફુલવાડી વહાલી છે જ્યાંય,
તેના ઘટ પાટે ફુલ ચડે છે ત્યાંય. ૮૫
વાડીમાં જઈને વૃક્ષ ઉખેડ્યાં તે ઠામ,
રાજા હરિશ્ચંદ્ર કહે એ વિશ્વામિત્રનાં કામ. ૮૬
હું તો રાજાના અશ્વ આગળ નીસરૂં જાણ,
અવર હું કોઇનું નવ લઉ નામ. ૮૭
જે સમર્થ સુવર સંચર્યો જેહ,
રાયના રેવત હેઠળથી નિસર્યો તેહ. ૮૮
રાજા હરિશ્ચંદ્ર સુવર પૂઠે ચાલ્યા જ્યાંય,
તે નદી વિશ્વામિત્રી છે ત્યાંય. ૮૯
તે વિશ્વામિત્ર બ્રાહ્મણ રૂપે ઉભા રહ્યા જ્યાંય,
તેણે રાજાને ઉભા રાખ્યા છે ત્યાંય. ૯૦
તે વિશ્વામિત્રે બાળક બે નિપાવ્યાં કોડ;
હે રાજા એ વર કન્યા છે બેઉ જોડ. ૯૧
હે રાજા તમે ના કહોતો નહી હમારૂં જોર,
નહી તો હમો પરણાવીશુ હમારે ઘેર. ૯૨
રાજા હરિશ્ચંદ્રે કન્યાદાન દઈ પરણાવ્યાં જાય,
અને નદી વિશ્વામિત્રી છે જ્યાંય. ૯૩
હવે દાન દક્ષિણામાં કાંઈ આપશો જેહ,
અને સવા ભાર સુવર્ણ માંગુ તેહ. ૯૪
સ્વામી અમે તમને પ્રેમથી આપીશું તેહ,
નહીં તો તમો આગળ ધરીશું દેહ. ૯૫

સ્વામી અમે અન્ન પાણી આરોગીએ જ્યારે,
અમો તમ બ્રાહ્મણ રૂણ છૂટીએ ત્યારે. ૯૬
રાજા હરિશ્ચંદ્ર તારાદે કુંવર રોહિદાસ,
તે ત્રણે જણ વેચાવા ચાલ્યાં સતને કાજ. ૯૭
ત્યાં તો દેવ ગોર સમર્યા છે સોહી,
એ દેવ ગોરને ધણી એક સ્તુતિ કહી. ૯૮
સ્વાહી અમોને આશા તમારી હોય,
અમે ક્રિયા આચાર હીણા છું જોય. ૯૯
તમે ભાર દીયા અમે શીર લીયા આજ,
હવે અમને લેવા અમર પદ કાજ. ૧૦૦
સ્વામી એમે મળીયા મંદિરમાં મૂકયાં આવાસ,
અમે સદગોર વચને મૂકયાં છે રાજ. ૧૦૧
રાજા હરિશ્ચંદ્ર કુહે રાણી સાંભળો વાણ,
તો આપણે સદગોરજીને પૂછો જાણ. ૧૦૨
અવર કોઈ અદકી કરણી કમાઇ જ્યાંય,
ત્યાર પછી અમને દોષ ન દેશો ત્યાંય. ૧૦૩
જો સ્વામી રાજા સદગોરજીનાં વચન શીર ચડાવો આજ,
તો આપણે વેચાઈ એ સત ધર્મને કાજ. ૧૦૪
જો ત્યાં દેવ હાજર હોય આપ,
તો સરવે ભવોભવનાં જાય પાપ. ૧૦૫
ભક્ત હરિશ્ચંદ્ર તારાદે કુંવર રોહિદાસ,
કાશી ખંડમાં વેચાયાં સતને માટે. ૧૦૬
માથે ઘાસનો પુળો લીધો છે જ્યાંય,
તે ભકતે એણી પેરે આપ ગાળ્યાં ત્યાંય. ૧૦૭

એ ત્રણે જણ સત શું વેચાયા જ્યાંય,
એ ત્રણે જણે અમર પદ લીધું ત્યાંય. ૧૦૮

જ્યારે કુવર રોહિદાસ ઘાસનો પુળો લઈ જાય,
તેને એક મુદ્રિકા આપી છે ત્યાંય. ૧૦૯

ભાઈ બાકી વધે તેનું શું કરીએ અમે,
તેનો ગૌને ચારો નિરજો તમે. ૧૧૦

ભક્ત રોહિતદાસ વેચાયા બ્રાહ્મણ માળી જ્યાંય,
એ ભકતે પરની સેવા કીધી છે ત્યાંય. ૧૧૧

તે ભક્ત ઝાંપડા ઘેર વેચાયા છે જ્યાંય,
તેને વિશ્વામિત્રે અનેક કષ્ટ આપ્યાં છે ત્યાંય. ૧૧૨

તે સદગોરને વચને દુઃખ વેઠયાં જ્યાંય,
તે સતી સતનાં ન ચૂકયાં ત્યાંય. ૧૧૩

ભક્તોને વરદાન આલવા જેહ,
સ્વામી દહીં તો ને મન વસ્યા છે ત્યાંય. ૧૧૪

યુગ ત્રેતામાં આ હુવો પ્રસંગ,
ત્યાં ભક્ત હુવા મુખી હરિશ્ચંદ્ર. ૧૧૫

ધર્મે ધાયા તો તેનાં સર્યાં કામ,
જેણે ચરણ સેવ્યા શ્રી ભગવાન. ૧૧૬

તેના યુગની સંઘે ભક્ત હરિશ્ચંદ્ર જેહ,
હરવશ ઝાંપડા ઘેર નીર ભરે છે તેહ. ૧૧૭

અને રાણી તારાદે હતાં જ્યાંય,
હરનિશ બ્રાહ્મણ ઘેર દાસી પણું કરે ત્યાંય. ૧૧૮

ત્યારે વિશ્વામિત્ર મન વિચારે જ્યાંય,
સર્પ થઈને ડસ્યા કુવરને ત્યાંય. ૧૧૯

વિશ્વામિત્ર કાશી નગરમાં આવ્યા જ્યાંય,
હરનિશ બ્રાહ્મણ ઘેર ભોજન થતાં ત્યાંય. ૧૨૦
હરે ભાઈ તારા સુત્રને સર્પ ડસ્યો હો જ્યાં
પણ સતી સત્ય ન સૂકયાં ત્યાંય. ૧૨૧
તે બ્રાહ્મણ ભોજન વેળા પુરી થઈ જેહ,
બ્રાહ્મણ અને તારાદે કુવરને લઈ ચાલ્યા તેહ. ૧૨૨
હરે ભાઈ મારા કુવરને સપ ડસ્યો એહ,
હમોને સ્નાન સુલક લાગ્યું છે તેહ. ૧૨૩
ત્યાં સતીએ કુવરને પધરાવ્યા જેહ,
અને અગર ચંદર સાથે લીધાં તેહ. ૧૨૪
સ્વામી તમે દેવળ દેરે સહાય કરજો આજ,
ત્યાં હમે દેશું કુંવર ને વન દાગ. ૧૨૫
જ્યારે વિશ્વામિત્રે બારે મેઘ બોલાવ્યા જ્યાંય,
ત્યારે મહા વિશ્વામિત્રે કીધી છે ત્યાંય. ૧૨૬
નદી નાળે પુર જળ આવ્યાં છે જ્યાંય,
અને સતી વન દાગ દે છે ત્યાંય. ૧૨૭
તે રાણીએ ચીર ફાડીને કર આપ્યાં જ્યાંય,
પણ સતી સત ન ચૂકયાં ત્યાંય. ૧૨૮
ત્યાં કાશી ખંડના રાજાનો કુવર જેહ,
અને વિશ્વામિત્રે બાળક હર્યો છે તેહ. ૧૨૯
જ્યારે જાતે ત્યાં પંડિત જો થયા,
ત્યારે તુરત રાજ દરબારે ગયા. ૧૩૦
હરે રાજા તે બાળક મસાણે સીકોતરી ખાય,
અને ત્યાં મહા ચંડાળ બેઠી જાય. ૧૩૧

ત્યાં રાજ ક્વારેથી દળ લાવ્યા જાય,
અરે ભાઈ પંડિતે કહ્યું તે થયું સાચ. ૧૩૨
હવે એ ચંડાળણીને ચોર દંડ દીજીયે સાર,
હવે એનું મુખ શું જોઈએ આજ. ૧૩૩
હરવશ ઝાંપડો બોલાવી ને શ્વાન મૂકયા સહી,
અને એ શ્વાન સતીને સુંઘે નહીં. ૧૩૪
ત્યાં રાજા હરિશ્ચંદ્ર ઝાંપડા ઘેર કરતા કાજ,
સતી જેને સંભારવા હોય તેને સંભાર જો આજ. ૧૩૫
કહે રાણી તે સદગોરજી છે આપણા પાસ,
જે સ્વામી અંતે પુરે જીવોની આશ. ૧૩૬
હવે સ્વામી સંભારૂં શ્રીગોર નરનું નામ,
અને બીજા સંભારૂં શ્રી રામ. ૧૩૭
વળી ત્રીજા સંભારીએ ગત મુખી વિરલોચન નામ,
જે ગોર નર આપે અમરાપુરમાં ઠામ. ૧૩૮
જે સમે વિષ્ણુ નારાયણ ને લક્ષ્મીજી પુરે થાળ,
તે વેળા એ રાણીની સ્તુતિ થઈ ફરિયાદ. ૧૩૯
શ્રી નારાયણદેવને ગોરબ્રહ્મા પવનવેગે આવ્યા આજ,
ભક્ત સતીયાનાં કરવાને કાજ. ૧૪૦
રાજા હરિચંદ્રને જમણે હાથે ખડક ડાબે હાથે ચોટલો જાણ,
ત્યાં સતીએ સંભાર્યા સદ્દગોર નારાયણ. ૧૪૧
ત્યારે ખડક હાથે ગ્રહી દેવ ઉભા તે ઠામ,
ભક્ત માંગો વરદાન સર્યા તમારાં કામ. ૧૪૨
હરિશ્ચંદ્ર તારાને કહે આપણી વારે આવ્યા જગદિશ,
સ્વાળી આણે ગોર ગતને નમાવીયે શિષ્ય. ૧૪૩

સ્વામી ભક્તોને કાજે આવ્યા તતખેવ,
હવે રાજા તમે અમર પદ પામ્યા દેવ. ૧૪૪
સ્વામી સદ્દગોર કહે છે અહીંયા,
ભક્ત સતી ગોર ગતને નુરમાં મળે ત્યાંય. ૧૪૫
જેણે સંપૂર્ણ ઇમાન રાખ્યાં જાણ,
તે જીવ વૈકુંઠ પદ પામ્યા નિરવાણ. ૧૪૬
તે અખંડ અવિચળ ભવન પામે ત્યાંય,
તેના જીવ અમર રહેશે અમરાપુર માંય. ૧૪૭
સ્વામીજી અમારાં એ છે અહો ભાગ્ય,
વિશ્વામિત્ર અનેસ્વામીએ અમારાં ઇમાન રાખ્યાં આપ. ૧૪૮
જે વિશ્વામિત્રે કીધાં હોય પાપ,
સ્વામી તે તમે પહેલાં કરજો માફ. ૧૪૯
સાતમે રૂપે શ્રી હરિ નર આકાર,
રઘુવંશ કુળમાં શ્રી રામ અવતાર. ૧૫૧
ભક્તોકારણ સાતમા અવતાર શ્રી હરિએ ધર્યા,
દેવ દશરથને ઘેર શ્રી રામ અવતર્યા. ૧૫૧
સાતમે સ્વરૂપે શ્રી રામ અવતાર,
એ દશરથ કુળ આવ્યા દેવ મોરાર. ૧૫૨
માતા કૌશલ્યા તણા પુત્ર શ્રી રામ,
અને સુમિત્રના પુત્ર શ્રી લક્ષ્મણ નામ. ૧૫૩
ભરત શત્રુઘ્ન બેઉ પુત્ર કૈકઇ ભયા,
એવા ચારે પુત્ર રાજા દશરથના થયા. ૧૫૪
કૈકેઇના મનમાં કુડ જો થાય,
કપટ કરીને છળ્યા દશરથ રાય. ૧૫૫

રામ લક્ષ્મણને આપો વનવાસ,
ભરત શત્રુઘ્નને રાખો તમારે પાસ. ૧૫૬
જો રામ લક્ષ્મણ વનમાં સંચરે,
તો ભરત શત્રુઘ્ન કૈકેયી રાજ જો કરે. ૧૫૭
જ્યારે કૈકેયી વચન એવાં કહે,
ત્યારે રાજા દશરથ અચંબે રહે. ૧૫૮
રામ લક્ષ્મણને જો રાજ કરાય,
તે કૈકેયીને નજરે-દીઠાં નવ જાય. ૧૫૯
ત્યાં લક્ષ્મણ મનમાં જો ધરે,
એ ભક્ત સેવા શ્રી રામની કરે. ૧૬૦
ત્યારે કૈકેયીના મનમાં કપટ જો થાય,
વચન છળવા રાજા દશરથ પાસે જાય. ૧૬૧
સુણો સ્વામી વચન માંગું હું આજ,
તમે ભરત શત્રુઘ્નને આપો રાજ. ૧૬૨
એ રામ લક્ષ્મણને આપો વનવાસ,
સ્વામી એવાં વચન માંગું તમ પાસ. ૧૬૩
કૈકેયી કપટ વાણી ત્યાં ઓચરે,
વચને હાર્યો તે રાજા શું કરે. ૧૬૪
રામ લક્ષ્મણને લીધા બોલાય,
અને કહી વાત દશરથે સમજાય. ૧૬૫
ભરત શત્રુઘ્ન કરશે હવે રાજે,
તમે વન પધારો ને પુત્ર આજે. ૧૬૬
ત્યારે પિતા વચન ચડાવ્યા છે શિષ્ય,
કરી પ્રણામ ને પાય લાગ્યા જગદિશ. ૧૬૭

જ્યારે કૈકેયી વચન છે એવાં સોય,
ત્યારે માતાને પાય લાગ્યા છે બંધુ દોય. ૨૬૮
ત્યાં રામ લક્ષ્મણને સીતા આવ્યાં પાસ,
એ ત્રણે જણ ત્યાંથી ચાલ્યાં વનવાસ. ૧૬૯
રામ લક્ષ્મણને રજા દરશથની થઈ,
શ્રી રાણ લક્ષ્મણની સાથે સીતા વનમાં જાય. ૧૭૦
જ્યારે નગર છોડીને ચાલ્યા છે નાથ,
ત્યારે ભરત અન શત્રુઘ્ન પણ ચાલ્યા સાથ. ૧૭૧
જ્યારે શ્રી રામે મૂક્યું રાજ અયોધ્યા તણું,
ત્યારે બંધવ બંધવ મનમાં રોયા છે ઘણું. ૧૭૨
ત્યાં રોયા ભક્ત સરવે અયોધ્યા તણાં,
ત્યાં પશુ પક્ષી રોયાં છે ઘણાં. ૧૭૩
ત્યારે રોયાં હસીને ઉંટ તોખાર,
ત્યાં રોયા કુટુંબ અને પરિવાર. ૧૭૪
ત્યારે રોયા મૃગલા જંગલ તણાં,
ત્યાં રૂખેસર લોક રોયાં ઘણાં. ૧૭૫
ત્યાં રૂખેસરોએ મળી મનમાં દુઃખ જો ધર્યું,
અરે બાઈ કૈકેયી તમે આ શું કર્યું. ૧૭૬
બાઈ તમે ન જાણ્યો શ્રી રામ તણો પાર,
એ દેવ છે ત્રણ ત્રિભોવનના સર્જનહાર. ૧૭૭
ત્યાં સરવે રૂખેસર મળીને કરે છે વાત;
ભાઈ આપણે જઈએ શ્રી રામની સાથ. ૧૭૮
જ્યારે શંઘે ચાલ્યાં મનમાં દુઃખ જો ધરી,
ત્યારે પાછું જોઈને બોલ્યા શ્રી હરિ. ૧૭૯

પાછાં વળો તમે શિઘ્ર આવો અમ ભણી,
અમને તો રજા થઈ છે દશરથ તણી. ૧૮૦
ત્યારે શ્રી રામે સરવેને સમજાવી કહ્યો છે મર્મ,
ભાઈ અમો ભોગવશું અમારાં કર્મ. ૧૮૧
અમો સાથે આવવાનું નહીં કાજ,
પાછાં ફરીને જાવો અયોધ્યામાં રાજ. ૧૮૨
જ્યારે ભરત શત્રુઘ્ન બંને ચાલ્યા સાથે,
ત્યારે વ્યાકુળ રૂપ કર્યું છે, નાથે ૧૮૩
ત્યાં ભરત શત્રુઘ્ન બોલ્યા સત ભાય,
છળ કપટ કીધો છે એ કૈકેયી માંય. ૧૮૪
ત્રણ ત્રિભોવન નાથે આ લીધો છે અવતાર,
ધન ધન વંશ રઘુ કુળનો સંસાર. ૧૮૫
કૈકેયી તમથી મૂર્ખ બીજું નહીં હોય,
ત્રિભોવન નાથ પુત્ર થઈને આવ્યા તોય. ૧૮૬
જ્યારે ચાલ્યા ભરત રામની સાથ,
ત્યારે રોવા લાગ્યાં છે કૌશલ્યા માત. ૧૮૭
રોવે લોક નગર અયોધ્યા તણાં,
ત્યારે દશરથ રાજા રોવે છે ઘણાં. ૧૮૮
રૂવે પ્રજાને નગરીનાં સરવે પરિવાર,
શ્રી રામ વનમાં ગયા ને થયો અંધકાર. ૧૮૯
જ્યારે વનમાં રામચંદ્ર પહોંચ્યા જાણ,
ત્યારે દશરથ રાયના છૂટ્યા છે પ્રાણ. ૧૯૦
દશરથ રાયના પ્રાણ ગયા તતકાળ,
નગરનાં લોકોને પડી છે ત્યાં ફાળ. ૧૯૧

જે વનમાં જઈને પહોંચ્છા છે શ્રી રામ,
તે વનમાં દેખ્યાં છે ઉત્તમ ઠામ. ૧૯૨
ત્યારે લક્ષ્મણ બોલ્યા છે શીષ નામ,
એક વાત અમારી સુણોને શ્રી રામ. ૧૯૩
ભાઈ એણે વન છે ઉત્તમ ઠામ,
તો અહીં બાંધી મઢીને કરો વિશ્રામ. ૧૯૪
ત્યાં ગોર વરિષ્ઠને રામચંદ્ર બેઠા આય,
શ્રી સદગોરની રજા લઈ રામ તપ કરવા જાય. ૧૯૫
ગોરની રજા લઈને શ્રી રામ નીસર્યા,
તે સ્વામી કદળી વનમાં જઈ સંચર્યા. ૧૯૬
જ્યાં દીઠો છે વનમાં ઉત્તમ ઠામ,
ત્યાં બાંધી મઢીને રહ્યા શ્રી રામ. ૧૯૭
જ્યારે શ્રી રામે વનમાં કીધાં મેલાણ,
તે ઠામે લક્ષ્મણે બાંધી છે મઢી નિર્વાણ. ૧૯૮
વન કદળી જે બહુ અપાર,
એ વનમાં વનસ્પતી ભાર અઢાર. ૧૯૯
જે વનમાં હોય શ્રી રામનો નિવાસ,
તે વનમાં વૃક્ષ ને ફળ ફુલલ બહુ વાસ. ૨૦૦
ડમરા મરવાની મઢી વાળી છે જ્યાંય,
પાંખો જડી છે વાંસને ઘાસ તણી ત્યાંય. ૨૦૧
શિઅળ વિઅળ સિંદુરીયા જ્યાંય,
ભાઈ એવાં વન તો કહીએ ત્યાંય. ૨૦૨
ડમરો મરવો લાવી મઢી આગળ ધરી,
કેટલાયેક દિવસ ત્યાં ગયા નિસરી. ૨૦૩

ત્યાં બાર વરસ વનમાં શ્રી રામ રહ્યા સહી,
તેની રાવણ દહીતને જાણ જો થઈ. ૨૦૪
કદળી વનમાંહે તપસ્વી દેવ પધાર્યા આપ,
ત્યાં શ્રી રામચંદ્રને પૂછે જો આપ. ૨૦૫
દહિત રાવણને સકળ વ્યાપક થયો ઉતપાત,
ત્યાં ગોર વસિષ્ઠ કરે નારાયણને અરદાસ. ૨૦૬
તે દહિતને પહેલા અઠોતેરસો બુદ્ધ સુજતી જેહ,
પણ ત્યારે એક બુધ્ધ ન સજી તેહ. ૨૦૭
દહિત રાવણે હરિભગત સાથે કીધો વિખવાદ,
ત્યારે અઠોતેર બુધ્ધમાં એકે ન સુજી ત્યાંય. ૨૦૮
જ્યારે વિખવાદ કરતાં દહિત આવ્યો ત્યાંય,
ત્યારે સંઘ સરવે ત્યાં પુરી થાય. ૨૦૯
જ્યારે રામ લક્ષ્મણ સાથે વેર વસાવવા આય,
ત્યારે ત્યાં સતી સીતાને હરવા જાય. ૨૧૦
કરે ભાઇ રામ લક્ષ્મણ બેઉ બંધવ જેહ,
આવીને વનમાં ત્રણે વસીયાં છે તેહ. ૨૧૧
મેં સરવે દેવતાઓને વંશ કીધા છે જાણી,
એમ કહે રાવણ હું છું લંકાનો ધણી. ૨૧૨
હું તો જઈને લાવું રામ તણી સીતા નાર,
એમ ત્યાં દહિંત રાવણ કહે છે તેહ. ૨૧૩
ત્યાં મઢી બાંધીને રહ્યાં સીતા નાર,
રામ લક્ષ્મણે મૂકયાં રાજપાટને ઘરબાર. ૨૧૪
દહિંત રાવણ કહે રામની લાવું હું નાર,
જે વનમાં રામ છે ત્યાં જાઉં નિરધાર. ૨૧૫

તે વનમાં રાવણ જઈ પોતે આય,
ત્યાં કારમો મૃગ સુવર્ણનો થાય. ૨૧૬
તે દહિંત રાવણ એવો મનમાં ગર્વ ધરે,
તે ત્યાં કારમો મૃગ સુવર્ણનો કરે. ૨૧૭
રાવણ ગયો મૃગ રૂપે વન મોઝાર,
જ્યાં હતાં સીતા સત્યવંતી નાર. ૨૧૮
જ્યાં મૃગ સીતાની વાડીમાંહે ચરવા ગયો,
ત્યાં સુવર્ણ રૂપે એવો મૃગલો થયો. ૨૧૯
એ મૃગલો પાપી દુષ્ટ રાવણ તણો,
તે આવીને છળ કપટ કરે છે ઘણો. ૨૨૦
જોઇ મૃગને સતી સીતા મોહી રહે,
સુણો શ્રી રામ વચન એમ સીતા કહે. ૨૨૧
એ ચરતો મૃગ દીઠો સીતાજી નાર,
ત્યાં રામ લક્ષ્મણ બેઠા ઘરને બાર. ૨૨૨
સીતાએ વચન કીધાં તેણી વાર,
સુવર્ણ મૃગ વાડીમાં ફરે છે સાર. ૨૨૩
અમને હોંસ એ મૃગની કાંચળી તણી,
મારી મૃગને લાવો ત્રિભોવન ધણી. ૨૨૪
સત્ય વચન લક્ષ્મણ સીતાને કહે છે જાણ,
સુવર્ણનો મૃગ નથી પ્રપંચ છે નિર્વાણ. ૨૨૫
સતી સીતાનાં વચન શ્રીરામ ચિંતમાં ધરે,
શ્રીરામ ધનુષ્ય બાણ કરમાં ગ્રહે. ૨૨૬
સુણો સ્વામીજી સીતા કહે સત્ય ભાય,
ધનુષ્ય બાણ ચઢાવી મારો મૃગ ધાઈ. ૨૨૭

સુણો સીતાજી કહું તમોને નિરધાર,
મારે વનમાં જાવું જ્યાં મૃગ છે સાર. ૨૨૮
એવું શ્રી રામે કહ્યા સત્ય ભેદ,
મૃગ પાછળ વનમાં જઈ પહોંચ્યા દેવ. ૨૨૯
શ્રી રામ સ્વરૂપે વનમાં ગયા,
અને સીતા ના મોહથી વ્યાકુળ થયા. ૨૩૦
ચરતો મૃગ દીઠો છે શ્રી રામ,
ત્યાં ચડાવી બાણને કીધો સંગ્રામ. ૨૩૧
લાગ્યું બાણને મૃગલો ત્યાં ઓચર્યો,
ધાજો લક્ષ્મણ એમ પોકાર મૃગલે કર્યો. ૨૩૨
પડતો મૃગલો પોકારે શ્રી લક્ષ્મણ ધાય,
સીતા કહે લક્ષ્મણ તું દોડીને જાય. ૨૩૩
કહે સીતા તમે સુણો લક્ષ્મણ રાય,
બંધવ તમારો માગે છે તમારી સહાય. ૨૩૪
સીતાને લક્ષ્મણ કહે છે તેનો વિચાર,
મારો બંધવ કોથી ગાંજયો નવ જાય. ૨૩૫
મઢી માંથી લક્ષ્મણ નીસર્યા બહાર,
ત્યાં પડતે મ્રગલે કર્યો પોકાર. ૨૩૬
ત્યારે લક્ષ્મણ કહે સુણો સીતા માય,
તમો ઘરથી બહાર કાઢો ન પાય. ૨૩૭
રામ રક્ષાની આણ કરૂ છું હું આજ,
હમો બેઉ બંધવ કરી આવીએ કાજ. ૨૩૮
એવું કહીને લક્ષ્મણ વનમાં જાય,
ત્યાં દહિત આવ્યો છે મઢીની માંય. ૨૩૯

ત્યાં ભભૂત ભેખ ધરી રાવણ ઉભો છે બહાર,
તે કપટીનો ભેદ ન કળ્યો સીતા નાર. ૨૪૦

ભભૂત મુખે ચોળી છે કાય,
સીતાને દરવાજે પોતા છે જાય. ૨૪૧

ગાય ગીતને મુખે શ્લોક બોલે અપાર,
મને ભિક્ષા આપો ને સતી નાર. ૨૪૨

સુણો અભ્યાગત તુને કહુ સત્ય ભાય,
રામ રક્ષા છે તે મુજથી મૂકી ન જવાય. ૨૪૩

સુણો સીતા અમે કહું એક વિચાર,
તમે એક પગ બહાર દયોને સતી નાર. ૨૪૪

મોઢે અભ્યાગત જોઈ લે આજ,
પર પુરુષ મુખ જોઉ તો આવે લાજ. ૨૪૫

દેવા ભિક્ષા પગ બાહેર નીસરે,
સીતાનો દહિત કર જો ધરે. ૨૪૬

લઈ સીતને રાવણે ખાંધે ધરી,
ચાલ્યો દંહિત કપટ જાળ કરી. ૨૪૭

સતી સીતાએ કપટીનો ભેદ ન લીયો,
સતીને ખાંધે ચઢાવીને કપટ જો કીયો. ૨૪૮

ત્યાં ઝટાયું પક્ષીએ દીઠો છે જાય,
પાછળ પડી યુદ્ધ માંડયો છે ત્યાંય. ૨૪૯

ત્યારે દહિંતને મનમાં ઉપજી શાન,
છાંટી રૂધિરને આલ્યાં છે પાન. ૨૫૦

માંસને લોભે પંખી ત્યાં જો જાય,
તે રૂધિર દેખીને પાન જો ખાય. ૨૫૧

સીતાને લઈ ચાલ્યો છે તેણીવાર,
તે જઈ પહોંચ્યો શ્રી લંકા મોઝાર. ૨૫૨
ત્યારે રામ લક્ષ્મણ બેઉં મળ્યા એક ઠામ,
ત્યાં વચન એક બોલ્યા શ્રી રામ. ૨૫૩
કહો લક્ષ્મણ તમે આવ્યા શું કાજ,
તમે સુના સીતા કેમ મૂકી આવ્યા આજ. ૨૫૪
ચાલો બંધન જઈએ આપણે ઘેર,
ત્યાં એકલાં સીતાજી શી કરશે પેર. ૨૫૫
વનમાંથી ફરી આવ્યા મઢીને પાસ,
સુનાં ઘર દીઠાં થયા બેઉ ઉદાસ. ૨૫૬
જ્યારે રામ લક્ષ્મણ આવ્યા મઢીને ઠામ,
ત્યાં નથી સીતા એમ કહે શ્રી રામ. ૨૫૭
જ્યાં સુની મઢી ને સુનાં આવાસ,
ત્યાં રામ લક્ષ્મણ બેઉ થયા નિરાશ. ૨૫૮
કહે શ્રી રામ ભાઈ કેવી કરીશું બુધ,
સીતા તણી કેમ લઈશું શુધ. ૨૫૯
ત્યારે શ્રી રામે લક્ષ્મણને એમ કહ્યું,
ભાઈ સીતાને તો કોઈ દહિંત લઈ ગયો. ૨૬૦
વનમાં શોધવા ગયા શ્રી લક્ષ્મણ ને રામ,
ઝટાયું પક્ષીએ ભેદ કહ્યો તેણે ઠામ. ૨૬૧
ઝટાયુ પક્ષીએ ભેદ શ્રી રામ લક્ષ્મણને કહ્યો,
સ્વામી સીતાને દહિંત લંકામાં લઈ ગયો. ૨૬૨
ત્યારે શ્રી રામ બોલ્યા મન દુઃખ ધરી,
એવી નાર મળશે નહી લક્ષ્મણ ફરી. ૨૬૩

ત્યારે હનુમાને કીધાં છે ભલાં કામ,
પવન વેગે આવ્યા છે તેણે ઠામ. ૨૬૪

ત્યારે શ્રી રામ લક્ષ્મણ ને હનુમાન શોધવા ગયા,
ત્યારે દેવે મર્મ સઘળા હનુમાનને કહ્યા. ૨૬૫

શ્રી રામ હનુમાનને કહે સત્ય ભાય,
સીતા લઈને ગયો લંકાનો રાય. ૨૬૬

ત્યાં શ્રી રામે હનુમાનને આલી છે બુધ,
તમે સતી સીતા તણી જઇ લાવો શુધ. ૨૬૭

ત્યારે હનુમાન લંકા છોડી પર લંકા ગયો,
ત્યાં શ્રી રામ નામેથી પવન વેગી થયો. ૨૬૮

હનુમાન પૂછે ભાઈ આ કોણ છે ઠામ,
અને પર લંકા છે આ ગામનું નામ. ૨૬૯

ત્યાંથી હનુમાનજી પાછા ફર્યા,
ત્યાં અશોક વાડીમાં જઈ સંચર્યા. ૨૭૦

જ્યાં બેઠાં છે સતી સીતા માત,
તે વાડીમાં જઈ કીધો ઉતપાત. ૨૭૧

સીતા રાવણની અશોક વાડીમાં હોય,
તે કારણે વાડીને વેરાન કરાય. ૨૭૨

શ્રી રામની મુદ્રિકા સીતાને દેખાડી જ્યાંય,
સીતાને પાય લાગી ઉભા રહ્યા ત્યાંય. ૨૭૩

શ્રી રામનો સંદેશો સતી સીતાને કહે,
દેખી હનુમાનને કુશળ સમાચાર લહે. ૨૭૪

સીતા માતા કહે હનુમાનને તું વાડીમાં જાય,
ભોંય પડેલાં વન ફળ વીણીને ખાય. ૨૭૫

ત્યાં સીતાનાં વચન શીર લીધાં ચડાય,
રાવણની વાડીમાં પેઠા છે જ્યાં. ૨૭૬

ત્યાં મરડી વૃક્ષને નાખ્યાં ઉપાડ,
તેની રાવણ આગળ પોતી છે રાડ. ૨૭૭

હનુમાને માતાનું કહ્યું કર્યું ત્યાંય,
વૃક્ષ ઉપાડી ઝાપટી ફળ ખાધાં છે ત્યાંય. ૨૭૮

ત્યાં માતા કહે હનુમાન તે શું કીધુ બળ,
ઉપાડી વાડીને તે ખાધાં છે ફળ. ૨૭૯

દહિતના યોધ્ધા આવ્યા છે તેણે કામ,
રામનો દૂત આવ્યો તેની થઈ જાણ. ૨૮૦

કેમ કરીને દરીયાને કૂદયો,
તેની લંકાના લોકે ન જાણી શુધ્ધ. ૨૮૧

ત્યારે હનુમાન શું કહે છે મોહે,
મારૂં મોત મારા પૂછડાથી હોય. ૨૮૨

તું યોધો છે મહા બળવંતો,
તો તું કહે તારો મરવાનો અંત. ૨૮૩

ત્યાં રાવણ પૂછે હનુમાનનું મોત છે કયાંય,
મારે પૂછડે ગોદડાં બાંધી તેલ નાખજો સહી. ૨૮૪

જો પૂછ લગાડીને દીજે ઝાળ,
તો મારૂં મોત સહી તતકાળ. ૨૮૫

ત્યાં હનુમાને કહ્યો છે એવો ભેદ,
તો હું બળી મરીશ તત ખેવ. ૨૮૬

જો પૂછડે અગ્નિ સળગાવી દીજે મોય,
તો મારૂં મોત નિશ્ચય હોય. ૨૮૭

જ્યારે હનુમાને કહી છે એવી ગુંજ,
ત્યાં રાવણુ કહે પૂછડે અગ્નિ મૂકો સુજ. ૨૮૮
મૂકયો અગ્નિને ઉઠી મોટી જાળ,
ત્યાંથી હનુમાન કૂદયા છે તતકાળ. ૨૮૯
ત્યાંથી હનુમાન ચાલ્યા છે જ્યાં,
લંકા બાળી કીધી ખાક ત્યાંય. ૨૯૦
જ્યાં લગાડી પૂછને કોટ ઉપર જાય,
ત્યાં બળી લંકાને સરવે પ્રલય થાય. ૨૯૧
જ્યાં બાળી લંકાને ખાક જો થઈ,
ત્યાં સમુદ્રમાં પૂછ ઓલાવે જઈ. ૨૯૨
એક છલંગે શુધ્ધ લાવ્યા ત્યાંય,
જ્યાં શ્રી રામ હતા જંગલની માંય. ૨૯૩
તેણી વેળાએ રામચંદ્ર નહાવા બેઠા જ્યાંય,
તેને દેવે તેલ કટોરો આપ્યો ત્યાંય. ૨૯૪
માતાનું વચન લોપ્યું હતું જ્યાંય,
હનુમાનને મુખે લાંછન લાગ્યું ત્યાંય. ૨૯૫
ત્યાં લંકા બાળી હનુમાને જે ઠામ,
આવ્યા પાછા જ્યાં હતા શ્રી રામ, ૨૯૬
અરે હનુમાન સીતા તણી લાવ્યા શુધ,
રાવણુ સાથે આપણે કેમ કરીશું યુધ. ૨૯૭
ત્યારે બોલ્યા શ્રી રામ હનુમાન તુ બુમ હોકાર,
ત્યાં મળ્યું છે સેન અગણિત અપાર. ૨૯૮
શ્રી રામની પાસે હનુમાન ઉભા જાય,
તે શ્રી રામ હનુમાન બેઠા વડની છાંય. ૨૯૯

ત્યારે હનુમાને કીધી છે બુમ પોકાર,
ત્યાં મલ્યા વાનર રીંછ અપાર. ૩૦૦
ત્યાં નીલ અનીલ જાંબુવંત સાર,
જેના બળ તણો ન આવે પાર. ૩૦૧
ત્યાં આવ્યા અંગદ સતસાર,
ત્યારે મળ્યા સૈન્ય પદમ અઢાર. ૩૦૨
મળ્યા વાનર અગણિત સધિર,
ત્યાં મળ્યા યોધા મહા બળવંત વીર. ૩૦૩
ત્યારે જઇને ઊભા રહ્યા છે તીર,
જ્યાં સમુદ્રમાં ભર્યું છે અનહદ નીર. ૩૦૪
ત્યાં મળ્યા યોધા મહા બળવંત વીર,
ત્યારે જઈને ઊભા સમુદ્રને તીર. ૩૦૫
એવી રીતનું સૈન્ય મલ્યું અતી સાર,
હવે યુધ્ધ કરીશું કઈ પેરે ઠાર. ૩૦૬
ત્યાં મળ્યા યોધા બળીયા અપાર,
તમો આપો આજ્ઞા શ્રી રામચંદ્ર સાર. ૩૦૭
ત્યાં વાજીંત્ર વાગ્યાં છે અપરંપાર,
શ્રી રામનું સૈન્ય મળ્યું જય જય કાર. ૩૦૮
જ્યારે રામ લક્ષ્મણે સૈન્ય દીઠું નયને,
ત્યારે હસી હરખીને બોલ્યો છે વેણ. ૩૦૯
જ્યાં સમુદ્ર તીરે કર્યો છે મેલાણ,
ત્યાં વાગે વાજાં વાજીંત્ર અતિ નિશાન. ૩૧૦
શ્રી રામ લક્ષ્મણ ત્યાં કરે છે વિચાર,
કેમ કરીને સૈન્ય ઉતરશે પેલે પાર. ૩૧૧

ત્યારે કરજોડી લક્ષ્મણ કરે સેવ,
તમે સુણો વિનંતી ત્રિભોવન દેવ. ૩૧૨
સ્વામી ફીણ થકી તમે રચ્યું ઈંડ,
તમે વણ સ્થંભે રાખ્યું બ્રહ્માંડ. ૩૧૩
આ સકળ સૃષ્ટિ તમે પેદા કરી,
હવે ભોળા કાં થાવ શ્રી નર હરિ. ૩૧૪
એવી વિનંતી ત્યાં લક્ષ્મણ જો કહે,
ત્યારે સ્વામી શ્રી રામ મનમાંહે લહે. ૩૧૫
શ્રી રામે હનુમાનને લીયા બોલાય,
તેને કહી વાત એક મન માંય. ૩૧૬
શ્રી રામનાં સૈન્ય મળ્યાં તેનાં શું કરીએ વખાણ,
તે સર્વે છે સુરા બળવંતા જાણ. ૩૧૭
સર્વે ભેદ શ્રી રામે કહ્યા સમજાય,
તમે લાવો પત્થરને બાંધો પાળે. ૩૧૮
સરવે લાવી પત્થરને પાણીમાં ધરે,
અને શ્રી રામ નામથી પત્થરા તરે. ૩૧૯
જે શ્રી રામે મૃગ માર્યો તતકાળ,
તે શ્રી રામે બાંધી સમુદ્રની પાળ. ૩૨૦
શ્રી રામના સૈન્યનાં શું થાય વખાણ,
ત્યાં પાણી ઉપર તરાવ્યા છે પાણ. ૩૨૧
જ્યાં બાંધી પાળ મારે મન જો ધરી,
ત્યાં પહેલાં સમુદ્ર વાનર ગયાં ઉતરી. ૩૨૨
પછી લશ્કર શ્રી રામે ઉતાર્યું છે ઘણું,
ત્યાં આવ્યું સૈન્ય શ્રી રામજી તણું. ૩૨૩

બાંધી સમુદ્રમાં પાળ ક્ષણુ એકમાં સાર,
સર્વે સૈન્ય ઉતર્યું છે પેલે પાર. ૩૨૪
શ્રી રામને વિભિક્ષણુ લાગ્યા છે પાય,
લંકામાં યુદ્ધ મુજથી જોયું નવ જાય. ૩૨૫
ત્યાં મહા કુંભ કર્ણ સુતો છે જ્યાંય,
તેને નિદ્રામાંથી જગાડયો છે ત્યાંય. ૩૨૬
ત્યાં જાગ્યો જોધોને ભૂખ્યો હતો જેહ,
છપન કરોડી સૈન્ય ભરખ્યું તેહ. ૩૨૭
ત્યાં પાછળથી હનુમાન ખોડંતો ગયો,
ત્યારે દહિંતનો ભક્ષ પુરો થયો. ૩૨૮
ત્યારે હનુમાને મનમાંહેથી કર્યો વિચાર,
ત્યાં રાવણને ધમકી આપી કર્યા નિરાશ. ૩૨૯
એ મહા બળીઓ હનુમાન આવ્યો તે પાર,
જો તું કરે યુદ્ધ તો નીકળ બહાર. ૩૩૦
જો તું જોધો છે મહા બળવંત,
તો તું કેમ રહેવાનો છે અંત. ૩૩૧
હનુમાન જીતી આવ્યો તેણે ઠામ,
ત્યાં સૈન્ય લાવ્યા જ્યાં હતા શ્રી રામ. ૩૩૨
ચડયુ છે સૈન્ય શ્રી રામજી તણું,
તો ઋષીવર યુદ્ધ થાશે અતી ઘણું. ૩૩૩
શ્રી રામનું સૈન્ય બળીયું છે અપાર,
રાવણ સૈન્યનો કરે સંહાર. ૩૩૪
નીલ : અનીલ બળીયા જોધા અપાર,
અને પૂર્વની પોળે વળીયા જાય. ૩૩૫

પશ્ચિમ પોળે છે જોધા જાંબુવાન,
દક્ષિણની પોળે રહ્યા છે હનુમાન. ૩૩૬
ઉત્તરની પોળે છે રાઘવ રાય,
સૈન્ય અનંત ઘણું કહ્યું નવ જાય. ૩૩૭
મારે હાક યોધા વીર હનુમાન,
ચારે દિશાથી ઘેરી છે લંકાય. ૩૩૮
રાવણ સૈન્યના છે દહિત બળવંતા,
રામ સૈન્ય શું લડે ધરી ખંત. ૩૩૯
ગગને રેણું ઉડે ને લોપે છે સુર,
અને પગ તળે પંખી થાય ચકચુર. ૩૪૦
મારે હાકને યોધા થર થરે,
કંપે ધરતીને મોટા પર્વત પડે. ૩૪૧
ચારે દિશાએ વાજીત્ર વાજાં ગડગડે,
અને ત્રણે લોકમાં હાકજો પડે. ૩૪૨
રાવણ રાક્ષસ કોપ્યો છે અતી ઘણો,
માર્યો ઇન્દ્રજીત લક્ષ્મણે તેજ ક્ષણે. ૩૪૩
દહિંત ઈન્દ્રજીત મહા બળીયો કહેવાય,
તેને બાણેથી લક્ષ્મણ મૂર્છા ગત થાય. ૩૪૪
શ્રી રામે હનુમાનને શીખ દીધી સત્ય ભાય,
દ્રોણાચળ પર્વતેથી દવા લઈ આય. ૩૪૫
ત્યાં રામની શીખ લઇને હનુમાન જાયે,
દ્રોણાચળ પર્વત હતો જ્યાંય. ૩૪૬
જતી હનુમાને આ પર્વત જોઇ,
સર્વ વૃક્ષે સલમ સલાના દિવા હોઇ. ૩૪૭

ત્યાં હનુમાન પૂછ ફેરવીને જપ્યા શ્રીરામ,
તે જતી લાવ્યા દ્રોણાચળ પર્વત તેણે ઠામ. ૩૪૮
જતી હનુમાન સલમસલ્લાનો દિવો લાવ્યા જઈ,
તે દિવાથી લક્ષ્મણ બેઠા થયા છે સહી. ૩૪૯
જે શ્રી રામનું સૈન્ય દાનવો શું લડે,
ત્યાં જતી લક્ષ્મણને બાણે ઇન્દ્રજીત પડે. ૩૫૦
જતી હનુમાને હાંક મારી છે જ્યાંય,
ઇન્દ્રજીતને લક્ષ્મણે હણ્યા છે ત્યાંય. ૩૫૧
બેઉ દળના સુરા લડે છે સાર,
ત્યાં રાવણનું દળ માર્યું છે અપાર. ૩૫૨
ત્યાં માર્યા કરોડ અનંત જાણ,
ત્યાં પાડી કોટને કર્યું છે મેદાન. ૩૫૩
મેડીઓ મહોલાત ત્યાં નાખ્યા છે ઢાળી,
કોટ કાંગરા નાખ્યા અતી રોળી. ૩૫૪
માર્યો કુંભ કરણ જે મહા બળીઓ હોય,
રાવણના વંશમાં ન રહ્યું કોય. ૩૫૫
અતી બળવંતો એ હનુમાન થયો,
શ્રી રામના બાણેથી રાવણ રોળ્યો. ૩૫૬
દેવે માર્યો રાવણ પરિવાર સમેત,
સર્વે દહિંત યોદ્ધા પડયા રણક્ષેત્ર. ૩૫૭
ભક્ત વિભિક્ષણને ભેટયા છે શ્રી રામ,
માર્યો દહિત રાવણને ફેડયા છે ઠામ. ૩૫૮
સીતા કારણે જ રામ લંકામાં ગયા,
ત્યાં મંદોદરી શ્રી રામને કર જોડી રહ્યાં. ૩૫૯

ધન ધન સ્વામી ધન ધન આ ઘડી,
આજે શ્રી રામ પધાર્યા આ લંકા પુરી. ૩૬૦
પાત્ર પરિબ્રહ્મ પરમેશ્વર આવ્યા અમ ઘેર,
તેના સ્વાગતમાં નાના વિધની કીજે પેર. ૩૬૧
વધાવા માટે માણેક મોતીને સોનાના થાળ,
શ્રી રામ પધાર્યા જે શ્રી બાળ ગોપાળ. ૩૬૨
આ લંકાના લોકો સહુ દર્શન કરે,
વસ્તુ સામગ્રી સરવે લઈને આગળ ધરે. ૩૬૩
રાણી મંદોદરી ત્યાં દે છે શ્રી રામને બહુમાન,
તમે હમારી અરદાસ કબુલ કરો ભગવાન. ૩૬૪
રાણીને મન ત્યાં થયું છે સમાધાન,
કે જેથી ખુશી થયા છે શ્રી રામ ભગવાન. ૩૬૫
બંધનથી છોડાવી સીતાને સર્યાં છે કાજ,
ભક્ત વિભિક્ષણને ત્યાં આપ્યાં છે રાજ. ૩૬૬
લંકાનાં રાજ્ય વિભિક્ષણને ત્યાં દીયાં,
સતી સીતા લઇને શ્રી રામ પાછા આવીયા. ૩૬૭
વાળી સીતાને પાછા ફર્યા છે શ્રી રામ,
ફરીને આવ્યા છે આપણે ધામ. ૩૬૮
બહોત ખેલ યુદ્ધ શ્રી રામે લંકામાં કીયા,
પણ શ્રી સદ્દગોર કહે મેં થોડા જ કહ્યાં. ૩૬૯
જે આ શ્રી રામ ચરિત્ર સાંભળે અપાર,
જેનો થોડામાં ઘણો જ કહ્યો છે વિસ્તાર. ૩૭૦
સાતમે સ્વરૂપે શ્રી હરિ છે નર આકાર,
ત્યાં ધર્યાં છે શ્રી રામ નામે અવતાર. ૩૭૧

દશ શિશ રાવણનાં છેદી ભક્તોને વર આપ્યાં જ્યાંય,
ત્યારે જગમાં પ્રસિદ્ધ થયા છે ત્રેતા યુગ માંય. ૩૭૨
ત્રેતા યુગમાં ત્રણરૂપે શ્રી હરિ અવતાર,
શ્રી રામ રૂપે દશરથ ઘેર કિરતાર. ૩૭૩
ત્રણ દાનવો દેવે સંહાર્યા જ્યાંય,
સ્વામીએ ભક્તો ત્રણે ઓધાર્યા છે ત્યાંય. ૩૭૪
રાજા હરિચંદ્ર આ સતપંથે ધાયા સધિર,
ત્યાં ભક્તોને બહુ જ કષ્ટ પડયાં ધરી ધિર. ૩૭૫
એ રાજા હરિચંદ્રે રાજ પાટ છોડયાં શુરવીર,
તેણે હરવસ ઝાંપડા ઘેર ભર્યાં છે નીર. ૩૭૬
ત્યાં હરિચંદ્રે ગોર વસીષ્ટ પુરા સેવ્યા જેહ,
તેણે સતપંથ પુરા પ્રમાણ્યા છે તેહ. ૩૭૭
સતીને રોહીદાસ વેચાયાં, માળીને ઝાંપડા જ્યાંય,
તેણે ત્યાં જરા પગ પાછો ન કીધો ત્યાંય. ૩૭૮
ત્રેતાયુગમાં ગોર વસિષ્ઠ વાચા છે જ્યાંય,
એકવીસ કરોડ કુલે જીવ નિમાયા છે ત્યાંય. ૩૭૯
તેમાં સાત કરોડી દેવ શ્રદ્ધાળુ સાચા થયા જાણ,
તે સરવે અમરાપરમાં પોહોંચ્યા નિરવાણ. ૩૮૦
તેમાં કરોડી સાત વિશ્વાસ ઓછો લાવ્યા જાણ,
તે તો ફરીને પાછા પડીયા લક્ષ ચોરાસી ખાણ. ૩૮૧
તેમાંથી સાતે કરોડી જીવો પ્રલયે ગયા,
જેણે ગોર નર ઉપર જરા ન રાખ્યો સ્નેહ. ૩૮૨
જાણી જોઈને થયા એ ગાફલ ગમાર,
તેથી જાણી જોઈ દોજખ પડીયા તેણે ઠાર. ૩૮૩

ભક્ત હરિચંદ્ર તારા રાણી કુંવર રોહીદાસ,
પુરા સતપંથ સેવ્યા તો પુરી છે ગોરે તેની આસ. ૩૮૪
સાત કરોડી દેવ શું નીપજ્યા ભાંખ,
તેવા ભક્તોની ચાલી પછી જુગમાં શાખ. ૩૮૫
મુનિવર ભાઈ હરિચંદ્ર જેવા સત રાખીએ જો મન,
તન મન ધન સરવે સોપ્યાં સદ્ગોરને વચન, ૩૮૬
સાત કરોડી શું ભક્ત હરિચંદ્ર વૈકુંઠ ગયા,
અને ત્યાં ત્રેતાયુગ સંપૂર્ણ જો થયા. ૩૮૭
ચાર લાખને વરસ બત્રિસ હજાર,
ત્યાં લગી હતા શ્રી હરિ રામ અવતાર. ૩૮૮

## શ્રી રામ અવતાર સંપૂર્ણ.

શ્રી રામની માતા તો કૌશલ્યા, પિતા તો દશરથ, શક્તિ તો સીતા દેવી, ગોર તો વસિષ્ઠ મુનિ, સ્થાન તો અયોધ્યા ક્ષેત્ર તો લંકાપુરી, ત્યાં દાનવ તો દશા શિર રાવણ, વિચાર તો યજુર વેદ, ઓચરંતે ગાયત્રી, સાત વાર સતાવીસ નક્ષત્ર, પંદર તીથી, ને કરણ બાર, નવ ગૃહે સૂર્ય મંત્રનો જાપ જપંતા આવ્યા સ્વામી, ઋષિઓને સ્થાપી, દશા સીસ રાવણને સંહારી, સાત કરોડી શું રાજા હરિશ્ચંદ્ર ભક્તને ઓધારી, તમે ભલે અવતર્યા યુગે યુગે શ્રી દેવ મોરારી, જે કોઈ ચિત્ત હરિશું લાવે, તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય, નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણા સદ્ગોર બ્રહ્મા નર નારાયણ હોય, આજ તે રૂપને ધાઈએ.

અવતાર સાતમો શ્રી રામ છત્રીસ કરોડી કુળ પરવાર,
ચાર લાખ બત્રીસ હજાર વરસ વર્તે તે.

દિશા પૂર્વ સ્થળ બગપુર, દાગ જળ દાગ. બીજા ત્રેતાયુગનું પ્રમાણ બાર લાખ છન્નુ હજાર ( ૧૨૯૬૦૦૦ ) વરસ તેમાં કુલ્લે મોટા અવતાર ત્રણ થાય.

નોંધ અત્રેથી શ્રી હરિવંશ સાતમા અવતારમાં કળા કરીને આઠમા અવતારમાં કુળ પલ્ટો કરે છે. એટલે કે રઘુકુળમાં અને સૂર્યવંશમાંથી યદુકુળ અને ચંદ્રવંશમાં જાય છે. અત્રે ત્રેતા યુગ પૂરો થાય છે. અને દ્વાપર યુગ પ્રગટ થાય છે. અને સાથે સાથે વેદ યજુર વેદનો અમલ પૂર્ણ થાય છે. અને વેદ સામવેદનો અમલ શરૂ થાય છે. એટલે દ્વાપર યુગમાં સામવેદ પ્રધાનપદે આવે છે.

અવતાર સાતમો સંપૂર્ણ.





શ્રી ગણેશાય નમું: સરસ્વતી શારદાએ નમું: શ્રી રામલીલા અનંત અપાર.

## શ્રી હરિશ્ચંદ્રા પરીની પ્રસ્તાવના.

શ્રી હરીશ્ચંદ્ર રાજાને કષ્ટ કેમ પડેલ તે સર્વે હકીકત ટુંકમાં નીચે મુજબ છે.

એક વખતે એટલે ત્રેતાયુગના પાછલા ભાગમાં, અયોધ્યા નગરીમાં રાજા હરિશ્ચંદ્રનો જન્મ રઘુકુળમાં સુર્યવંશમાં થયો. તે સમય કાળમાં શ્રી હરિશ્ચંદ્રનું રાજ બહુ મોટું ચક્રવર્તી હતું, રાજા, રાણી તારાદેને પરણેલ હતા, તે રાણી તારાદેનું ધર્મ સત્પંથ હતું, તે સત્પંથ કોને કહેવો તે વિષે નીરંજનનું નુર, આકાશવાણી (અપુરુષવાણી) એટલેજ વેદવાણી, તે સમય કાળ માં કોના સાથે ઉતરતી. તે કાળમાં સુગુણ સાકાર શ્રી રામચંદ્રજી તથા તેમના ગુરુ વશિષ્ટમુની ઉપર ઉતરતી તેનું જ્ઞાન તે સમયે તારાદે રાણી ને હતું, તે તારાદે રાણી રાજા હરિશ્ચદ્રના ઘરમાં આવવાથી, હરિશ્ચદ્ર રાજાને પણ સત્પંથ ધર્મની ઓળખાણ પડી અને એમણે પણ વશિષ્ઠ મુનિને ગુરુ કરેલ, વશિષ્ઠ મુનિ નીરંજનનું નુર અપુરુષ વેદ વાણીના ધણી હતા, આ હરિશ્ચદ્ર રાજા ગુરુ વશિષ્ઠ મુનીના વચને અને સતે વર્તવા લાગ્યા, તે વચન પાળતા પાળતા ઘણો વખત ગયો. હરિશ્ચંદ્ર તથા તારાદે રાણીનું સત વધવાથી તે સમયકાળમાં એક વખત ઈંદ્રભવનમાં ઈન્દ્રરાજાના ઇન્દ્રાસનમાં દેવલોકની સભા ભરાએલી, તેમાં

ઋષીમુની તેત્રીસ કરોડ દેવની સભામાં ધર્મ ચર્ચાને સત્યની ચર્ચા થઈ. તેમાં આ તેત્રીસ કરોડ દેવમાં સત ધર્મકોનું વધે આવો પ્રશ્ન થયો, આ પ્રશ્ન ઇન્દ્ર મહારાજે મેલેલો એ પ્રશ્ન બધા દેવલોક સાંભળી રહેલા, તેમાંથી કોઇપિણ વળતો જવાબ આપે નહિ, તે વશિષ્ઠ મુની બોલેલા કે, મારો યજમાન જેનું નામ હરિશ્ચંદ્ર રાજા તારાદે સતી મૃત્યુલોકમાં છે, તેનું સત આ સર્વે ઋષિ મુનિ દેવલોક તેત્રીસ કરોડ સર્વેથી સતમાં વધારે છે. આ ઉપરની વાત વિશિષ્ઠ મુનિએ મુકી, તે દેવલોક સર્વે સાંળળી રહ્યા, તેમાંથી વિશ્વામિત્રને બહુ ખોટું લાગવાથી વળતો જવાબ દીધો કે, આ વશિષ્ઠમુનિની વાત જુઠી છે, મારો તપ ઘણો આગળ છે, રાજા હરિશ્ચંદ્રે જપ તપ મારા જેવાં કરેલ નથી વશિષ્ઠ મુનિ બોલ્યા કે હે વિશ્વામિત્ર તમારાં કરતાં રાજા હરિશ્ચંદ્ર તારાદે રાણીનું સત તથા તપ આગળ વધશે, આવા પ્રશ્ન થવાથી વિશ્વામિત્રે સર્વે દેવલોકો તથા ઇન્દ્ર મહારાજ પાસે માંગણી કરી કે વશિષ્ઠમુનિની વાત ખોટી છે ને, તેમાં તમે સર્વે દેવલોકો આજ્ઞા કરો તો હું એ રાજા હરિશ્ચદ્ર તથા તારાદે રાણીનુ સત તથા જપની પરીક્ષા લઉં, તો પછી મારો તપ દસ સેહસ્ત્ર વરસનો છે તે આગળ આવશે ને મારૂં સત વધશે; આવા કારણના લીધે સર્વે દેવલોક તથા ઇન્દ્ર મહારાજે વિશ્વામિત્રને બળ દીધું ને વિશ્વામિત્ર જે રૂપલે તે એમને મલે, આવું બળ તે વિશ્વામિત્રને દેવલોકો પાસેથી મળેલું, જેથી વિશ્વામિત્ર મૃત્યુલોકમાં આવીને રાજા હરિશ્ચંદ્ર તારાદે રાણીને સત ચુકાવવા પાછળ પડેલ છે, ને જેની વધારે બીના હરિશ્ચંદ્રા પરીનું જ્ઞાન વાંચવાથી જણાશે.

લી. સત્પંથના દાસુનોદાસ.

**સત્પંથી મુખી કાનજીભાઈ રત્નાભાઈ.**

# હરિચંદ્રાપુરી આખ્યાન

સદ્દગુરૂ બ્રહ્મા વાચા સત્ય છે

સરસ્વતી માતાને સમરૂં,
માગું સદ્દબુદ્ધિ શારદાય, ૧
ગણપતી છે ગુણ સાગર,
સેવક ઓધારણ આપ. ૨
સેવક ઓધારણ અવતર્યાને,
સુદબુદ્ધિથી કહુ કથાએ. ૩
સેવતાં નવનિધી પામીયેને,
નિર્મળ ચિતડાં થાય. ૪
ઉમિયાંના અંગથી ઉપજ્યાને,
હુવો તે જય જયકાર. ૫
સુરિજન મુનિજન સેવા કરે,
સૌના છે પ્રતિપાળ. ૬
ધન ધન કરૂં આરતી સેવા,
અને સિંદુરનો શણગાર. ૭
એક દિન તો સુડલોને,
ચરતો મોદક આહાર. ૮
ચરતો મોદક અહાર સ્વામી,
તેને વિનવે વારંવાર. ૯
મુજને સુમતી દયો શારદા,
ગણપતી ગુણ ગવાય. ૧૦

ત્યાં ધનવાસી આવીયાને,
અયોધ્યા નગરીની માંય. ૧૧
સત્સંગ કરતી સઘળી પ્રજાને,
હરિચંદ્રની આણ વરતાય. ૧૨
આણ વરતે ત્યાં હરિચંદ્રની,
ત્યાં અસત ન બોલે કોય. ૧૩
પુન્ય પવિત્ર તે જનના,
વસે જે અયોધ્યાની માંય. ૧૪
ધન ધન તેનાં માનવીને,
ધન્ય તેનું જીવન. ૧૫
એક અચરજ એ મોટું,
મરે નહીં તાત પહેલો તન, ૧૬
ધન ધન ભોમને ભામણે,
એક અચંબો ત્યાં સાર. ૧૭
એક વાર જે વાવતાં,
લણતાં એકવીસ વાર. ૧૮
ત્યાં જુઠા જુગારી ચોર લંપટ,
આત્રતા તે વળી જેહ. ૧૯
સત ચક્ર આવે ઉતાવળુને,
શીશ છે દે વળી તેહ. ૨૦
સતી પતિ વ્રતા ધર્મ પાળતા,
વનસ્પતિ ફળે બારે માસ. ૨૧
ધન ધન આ નગરીના રાજા,
અયોધ્યા નગરી તે કૈલાસ. ૨૨

વિશ્વામિત્રે મહાતપ માંડીયોને,
તેથી મહાલક્ષ્મી વશ થાય. ૨૩

રૂદન કરે છે રાત ને દિવસ,
લક્ષ્મી રણુ વગડાની માંય. ૨૪

રણુ વગડામાં એકલીને,
રૂદન કરે છે અપાર. ૨૫

સૂર્ય વંશી રાંય સંચર્યા ને,
વન વગડા મોજાર. ૨૬

રડતિ દેખી રાજા બોલીયા ને,
તું રોતી રહે મોરી માય. ૨૭

કોણે મારી કોણે દુભવી,
કોણે દેખાડયા હાથ. ૨૮

વળી વળી કરૂં વિનંતી તું,
રોતી રહે મોરી માત. ૨૯

કોણુ તારો નાથ ભણીએ.
એમ રાજાએ પુછી વાત. ૩૦

વિશ્વામિત્રે મહાતપ માંડયો,
મુંજ લક્ષ્મીને વશ કરવા. ૩૧

વળી વળી અબળા ઓચરે,
તમે સાંભળોને સૂર્યવંશી રાય. ૩૨

મુજ અબળાને વશ કરી છે,
જ્યાં આણુ તારી વરતાય. ૩૩

આણુ તારીમાં કોણુ વશે,
એવો કોણુ છે શુભટ. ૩૪

વળી ઉભો વનમાં તપ કરે,
તે તો છે ગાંધર્વનો તન. ૩૫
તેણે મુજને વશ કરી છે,
વાર્યો કોનો ન જાય. ૩૬
કારણ ભર્યું અતી આવડું ને,
નવી તે સૃષ્ટિ નિપાય. ૩૭
ત્યારે સૂર્ય વંશી વિમાસીયા,
અને એ છે અચંબે વાત. ૩૮
માયાથી નિપાવે માનવી પછી,
આપણે ને કોણ માત્ર. ૩૯
તેવામાં નારદ વેગે આવીયા ને,
પુછવા લાગ્યા વાત. ૪૦
તારૂં નગર સુનું પડયું ને,
તુજ લક્ષ્મીને આંણી ખાંત. ૪૧
લક્ષ્મીની વાત વિચારે રાજા,
એને નારદે કહ્યો મર્મ. ૪૨
નગર તારૂં સુનું પડયું,
હવે ન રહે તારો ધર્મ. ૪૩
વળતાં રાજા ઓચરે ને,
સાંભળો નારદજી મારી વાત. ૪૪
વિશ્વામિત્ર તપ કરે,
તેની કોણ છે નાત. ૪૫
વળતાં નારદજી બોલીયા ને,
સૂર્ય વંશી સાચું માન. ૪૬

વન માંહે જે તપ કરે,
તે છે ગંધર્વ કેરા તન. ૪૭

ગંધર્વ કેરો તન છે રાજા,
વિશ્વામિત્ર તેનું નામ. ૪૮

વન માંહે તે તપ કરે,
લક્ષ્મી વશ કરી તમો માનો. ૪૯

રોષે ભર્યો રાજા સંચર્યાને,
ગયા તપ કરે ત્યાંય. ૫૦

ઋષિ તેના ધ્યાનમાં હતા,
તુરત જગાડયા ત્યાંય. ૫૧

વળતાં વિશ્વા મિત્ર બોલીયા તું,
સાંભળ રાજા જેહ. ૫૨

મારો તપ તે ભંગ કર્યોને,
મુને જગાડયો શા માટેય. ૫૩

વળતાં તે રાજા બોલીયા,
તમે સાંભળોને મારા મિત્ર. ૫૪

અવળા બોલ શું કરોને,
હું છું ગંધર્વ કેરો પુત્ર. ૫૫

રાજા કહે તમે જે માગો તે,
આપું હું આપને તેહ. ૫૬

ત્યારે વળતાં વિશ્વામિત્ર બોલીયા,
ભાઈ સાંભળોને તમે રાય. ૫૭

બ્રહ્મ સદન બ્રહ્મપુરીના વાસી,
દેવ સભાની માંય. ૫૮

તેત્રીસ કરોડી દેવ લોકો છે,
વૈકુંઠ લોકની માંય. ૫૯
સુરિજન મુનિજનને નારદજી,
જ્ઞાન કરે દેવ સભાની માય. ૬૦
ત્યાં આવતાં નયને નિરખીયા,
વેગે વસિષ્ટ આવ્યા ત્યાંય. ૬૧
વળતાં વસિષ્ટ મુનિ બોલીયા,
તમે સાંભળો સૌ રાય. ૬૨
વળી વળી કરે વિનંતી,
મારી વિનંતી સાંભળો સૌ સભાય. ૬૩
એક સૂર્યવંશી અવતર્યો,
મૃત્યુ લોકની માંય. ૬૪
હરિચંદ્ર રાજા છે સતવાદી,
નહી એવા ત્રિલોકની માંય. ૬૫
વખાણુ એવાં સાંભળીને,
વિશ્વામિત્ર વધ્યા જ્યાંય. ૬૬
હું તમારા યજમાનને છળ પાડું,
એમ વાદે ચડીયા ત્યાંય. ૬૭
વસિષ્ટજી કહે વિશ્વામિત્રને,
સરત મુકો આ ઠાર. ૬૮
જો સતીયા સત છોડે નહી તો,
શું આપો નિરધાર. ૬૯
દસ સહસ્ત્ર વરસનું તપ આપું,
જો છળ પડે નહીં તોય. ૭૦

યજમાન મારો છે સતવાદી,
એનું સત છળ્યું નવ જાય. ૭૧
તેત્રીસ કરોડી દેવની સાખે,
વસિષ્ટે કરેલ વખાણ્. ૭૨
વખાણ કરતા વિખ ઉપજ્યું,
એમ વસિષ્ટ મનથી મુઝાય. ૭૩
વિશ્વામિત્ર પુછે નારદજીને,
શું કરેથી છળ પડેરાય. ૭૪
હરિશ્ચંદ્રનું સત ચુકવવાને,
ઉપાય મને નવ જડે. ૭૫
વળતાં નારદ મુનિ બોલીયા,
તમો સાંભળો વિશ્વામિત્ર રાય. ૭૬
રૂપ સુવર ધરી કરીને,
ઉજડ કરોને છે વાડી જ્યાંય. ૭૭
મન માને તે રૂપ ધરીને,
છળ પાડો તમે હવે રાય. ૭૮
વિશ્વામિત્રે સ્વરૂપ બદલી,
સુવર રૂપ લીધું ત્યાંય. ૭૯
સુવર વાડીમાં સંચર્યો ને,
અતી કર્યો વણસાડ. ૮૦
બાગમાં હિંડે મલકતો ને,
મોડી નાખ્યાં મોટાં ઝાડ. ૮૧
ડમરો, મરવો કેતકી ને,
કંબોઇ કેવડો ગુલાબ. ૮૨

ફુલ ઝાડ જે જાત જાતનાં,
તેનો કહેતાં ન આવે પાર. ૮૩

સુવર રૂપ ધરીને ઋષિ રાયે,
વાડી સઘળી કરી છે વેરાન. ૮૪

ફુલવાડીનો રક્ષક માળી,
થઈ ગયો છે બેભાન. ૮૫

વાડી સઘળી ઉજડ કરીને,
રાખ્યો ચંપા કેરો છોડ. ૮૬
ફુલવાડીનો રક્ષક માળી,
ગયો રાજા પાસે દોડ. ૮૭

રાગ દોહરો

દ્રાક્ષ બીજોરો ને બાવળી,
માંય ખજુરીના છોડ. ૮૮
શેરડી સોપારી ને એલચી,
સરવેને કર્યો છે વિનાસ. ૮૯

ચણકી, ચારોળીનાં ઝાડવાં,
માંહે નારંગીના છોડ. ૯૦
પાર ન જાણું તે તણો,
માંહે લીંબુડીના છોડ. ૯૧

માંહે નાળીએર રૂડા આંબાતરૂ,
ટેમરૂ અને બદામ. ૯૨
આંબા જાંબુ ને આમલી,
સૌનાં ફેડયાં ઠામ. ૯૩

સુખડ વિશાળ અને કરમદાં,
કાચકનો નહી પાર. ૯૪

કુલવાડી સહુ ઉજડ કરી,
રાખ્યો ચંપા કેરો છોડ. ૯૫

રાગ બદલ્યો

માળી આવ્યો વાડી જોવા,
ત્યાં ન દેખે એક છોડ. ૯૬
જોતાં જોતાં સુવર દીઠો,
માળી નાઠો દોડ. ૯૭
રાયે કને માળી આવીયો ને,
સાંભળો મારા શ્યામ. ૯૮
સુવર વાડીમાં સંચર્યો,
તેણે અતી કર્યો વણસાડ. ૯૯
એક સુવર વાડીમાં સંચર્યો,
ભાંગી વનસ્પતિ ભાર અઢાર. ૧૦૦
એવાં તે વચન સાંભળીને,
કોપ્યા હરિચંદ રાય. ૧૦૧
પાયદળ અશ્વ દળ મેલી કરીને,
રાય વાડી ભણી જાય. ૧૦૨
વાડી ઘેરી સહુ સૈન્યથી ને,
સાથે સુરજ વંશી રાય. ૧૦૩
વળતાં સૂરજ વંશી બોલીયા,
જેના રેવંત હેઠેથી જાય. ૧૦૪
તેને દેશ નિકાલ થાશે,
પૂર્ણ થશે સજાય. ૧૦૫
સાગ્રથ સુવર સંચર્યો ને,
રાયના રેવત હેઠેળ જાય. ૧૦૬

રાય અશ્વ દોડાવીયો ને,
સુવર । કેડે ધાય. ૧૦૭
સમ્રથ સુવર સંચર્યો ને,
રાય તેની પુઠે જાય. ૧૦૮
બાણ મૂકે પણ લાગે નહી,
સુવરીયો ચુકવી જાય. ૧૦૯
આમ કરતાં બહુ આઘા ગયા,
ગયા છે અઘોર વનનીમાય. ૧૧૦
સુવારીયે રૂપ પલટાવીયું,
ને લીધો વિપ્રનો વેશ. ૧૧૧
રાયને સનમુખ ઉભા રહ્યા ત્યાં,
રાયે કીધા પ્રણામ. ૧૧૨
કઇ વાટે સુવર સંચર્યો,
તમે કહોને મારા શ્યામ ૧૧૩
વળતાં વિપ્ર બોલીયા,
તુતો છે સતવાદી રાય. ૧૧૪
એ સુવરને શું મારીએ રાજા,
તોલ કરો મનમાંય ૧૧૫
આવું તીર્થ તમને નહિ મળે,
રાય કરોને કાંકઈ વિચાર ૧૧૬
રાજાએ વચન સુણીયા ને,
દીઠુ ઉત્તમ કામ. ૧૧૭
સ્નાન કરીને ઉભા રહ્યા,
વિપ્ર કહે આપો દાન. ૧૧૮

આ બે બાળક છે માયરા ને,
તેનાં દેવાં છે કન્યાદાન. ૧૧૯
વળતાં રાજા બોલીયા ને,
ત્યાં વરત્યાં મંગળ ચાર. ૧૨૦
જે જોઇએ તે આપશું,
એમ બોલ્યા હરિશ્ચંદ્ર રાય ૧૨૧
વળતાં વિપ્ર બોલીયો ને,
વન વગડા મોઝાર. ૧૨૨
મન મંત્ર ત્યાં સાધીઓને,
બે બાળક નિપજ્યાં ત્યાંય, ૧૨૩
આં બે બાળકછે માયરા તેનો
કરવો છે વિવાહ. ૧૨૪
ચતુર વેદી ચોરી રચીને,
વરત્યાં મંગળ ચાર ૧૨૫
વર કન્યાને દાન દીધુને,
માયરે કંસાર ખાય. ૧૨૬
ચતુર વેદી ચોરી રચીને,
હુવો ગંધર્વ વિવાય. ૧૨૭
ત્યાંતો પહેલું મંગળ વરતીયુને,
હસ્તી ઘોડા અપાય. ૧૨૮
ત્યાંતો બીજુ મંગળ વરતીયુને,
ઘરના ઘરેણાં દેવાય ૧૨૯
ત્યાંતો ત્રીજુ મંગળ વરતીયુરે,
સોપ્યા હાથ સર્વે ભંડાર. ૧૩૦

ત્યાંતો ચોથુ મંગળ વરતીયુ,
પૃથ્વી સોપી છે ત્યાંય. ૧૩૧.

ત્યાં તાલ મૃદંગ નિસાન વાગે,
કારમી નાર ગાણાં ગાય. ૧૩૨

વર કન્યાતો કંસાર ખાયે,
અંતરીક્ષથી મુનિવર જુએ જયાંય. ૧૩૩

ત્યાં ચાંદો સુરજ શાખ, પુરે,
રાજા ને મન ઉલટ, થાય. ૧૩૪

વર કન્યા રાજ રીતે પરણાવ્યાં,
કન્યા દાન આપ્યાં ત્યાંય. ૧૩૫

વિપ્ર એણી પેરે બોલ્યા,
આમાં હમારૂં નહી લગાર. ૧૩૬

વળતાં વિપ્ર બોલીયો ને,
તુ સતવાદી રાય. ૧૩૭

તારા સમાન કોઇ નહી બીજો
ઉત્તમ કીધો છે વિવાય. ૧૩૮

જે માગ્યું તે આપ્યું મુજને,
બહુ કીધો છે ઉપકાર. ૧૩૯

વર કન્યાને જે આપ્યું તેમાં,
હમારૂ નહી લગાર. ૧૪૦

વળતાં તે રાજા બોલીયા ને
સ્વામી ભણો આશીર્વાદ. ૧૪૧

એક સવાભાર સુવર્ણ આપશું,
રાંજા ઓચરે છે ત્યાંય. ૧૪૨

વળતાં તે વિપ્ર બોલીયો,
રાજા ને આપ્યા આશિર્વાદ. ૧૪૩

વળતાં તે રાજા બોલીયા,
સ્વામી આવો અમારે ગામ. ૧૪૪

મારે અન્ન લેવાની આખડી,
તમને આપું મારા શ્યામ. ૧૪૫

વળતાં તો વિપ્ર બોલીયો ને,
તમે તોરિંગ પલાણો રાય. ૧૪૬

સ્વામી તોરિગ ત્યારે પલાણસું,
જ્યારે આપીશું સુવર્ણ દાન. ૧૪૭

રાજાએ સુવર્ણ દાન આપીયા તેથી,
વિપ્ર પ્રસન્ન ત્યાં થાય, ૧૪૮

વિપ્રને સાથે લઈ કરીને,
અયોધ્યા નગરમાં જાય. ૧૪૯

સૂર્યવંશી રાજા સંચર્યાને,
આવ્યા નગરની માંય. ૧૫૦

જઈ ઉભા ગામને ગોદરેને,
ઘેર વધામણી ત્યાં જાય. ૧૫૧

સોના કેરી જીભ્યા કરૂ જો,
દેખુ અયોધ્યાના રાય, ૧૫૨

દૂધથી એને નવડાવીએ અને,
અમી એ સીંચાવું દેહ. ૧૫૩

મોતી તો આપું વધામણી ને,
નયણે જો દેખું નાથ. ૧૫૪

રોહીદાસ સામા આવીયા,
ત્યાં ભેટી પડીયા તાત. ૧૫૫
મુજને કહોને વાત સ્વામી,
તમને શું દુઃખ હોયેલું સાર. ૧૫૬
હૈડાં કેરી ગુંજ મુજને કહો,
પછી શરીર થાએ હુંશીયાર, ૧૫૭
રાજા મંદિરે પધારીયાને,
ઉભા ઘરને દ્વાર. ૧૫૮
તારાદે હરખથી આવીયાં,
રાયને વિનવે તેણી વાર. ૧૫૯
આવડું શું છે દુઃખ હોયલું,
ને હૈડાં કેરી કીજે ગુંજ. ૧૬૦
તો શરીર થાયે સોયલુ ને,
અમને સુઝ પડે આવાર. ૧૬૧
ગૌહત્યા બ્રહ્મ હત્યા સ્ત્રી હત્યા,
કાંઈ શાસે પડયું શરીર. ૧૬૨
આવડું દુઃખ શું હોયલું.
તમે કહોને નાથ સધિર. ૧૬૩
હામ ધરી સતી બોલીયાં.
તમે દુઃખનાં આણુશો નાથ. ૧૬૪
હમણાં બ્રાહ્મણ સંતોષશું,
એમાં તે શું મોટી વાત. ૧૬૫
વળતાં રાજા હરિશ્ચંદ્ર બોલીયા,
રાણી સાંભળો મારી વાત. ૧૬૬

સુવર કેડે ત્યાં સંચર્યો,
નહી કોઈ મારી સાથ. ૧૬૭

ત્યાં એક અભ્યાગત આવીયો,
વાણી ઓચરે ભેદ અભેદ. ૧૬૮

મુખે જ્ઞાન અતી ઘણું,
જોષી ભણીયો ચારે વેદ. ૧૬૯

તેનાં વચન શીર ચડાવીયા,
અને સંતોષ્યા વિપ્રની જાત, ૧૭૦

બે બાળક એ લાવીયો,
તેને હરિચંદે દીધા દાન. ૧૭૧

જે માગ્યું તે આપ્યું તેને,
આપ્યા તેજી ને તોખાર. ૧૭૨

આપ્યા તે અશ્વ હાથીઓ,
આપ્યા ગરથ ભંડાર. ૧૭૩

નવખંડ પૃથ્વી આપીયાં,
આપ્યાં વિધ વિધ વિશ્વ દાન. ૧૭૪

એક સવા ભાર સુવર્ણ આપ્યું,
તેનું નથી દેખાતું ઠામ. ૧૭૫

વળતાં રાણી ત્યાં બોલીયાં,
તમે દુઃખ નવ આણો નાથ. ૧૭૬

હમણાં વિપ્રને સંતોષશું,
એમાં તે શું મોટી વાત. ૧૭૭

એક બે રતન આપણે,
અને ત્રીજા કુંવર રોહિદાસ. ૧૭૮

સ્વામીના કાજે વેચાઈશું,
આપીશું સુવર્ણ દાન. ૧૭૯
વિપ્રના ચરણ પખાળીને,
આપશું સુવર્ણ દાન. ૧૮૦
એટો વિપ્ર કળ કળે,
તમે શું કરો વિમાસણ. ૧૮૧
હાથી ના, છે હુકડી,
ને કહો તો વિપ્ર પાછો જાય. ૧૮૨
ત્યાં કુંચી લઈ કુંવર સંચર્યા,
ગયા છે ભંડારા માંય. ૧૮૩
વિપ્રે પાંચ જણ મોકલ્યા,
મોકલ્યા તેણી વાર. ૧૮૪
રખે હરિશ્ચંદ્રનું નામ લે,
આજ અયોધ્યા નગરી માંય. ૧૮૫
એકમનાં થઈ ત્રણે જણાં,
વિમાસણ કરે છે મનમાંય. ૧૮૬
રાણી વિપ્રનાં રૂણ કેમ છૂટીએ,
મૂકો અયોધ્યાનાં રાજ. ૧૮૭
રાજાએ મૂકયા મંદિર માળીયા,
અને સૂર્યવંશી ચાલ્યા જાય, ૧૮૮
માનવી જળ પીવે નહીં,
પશુ ચાર ન ખાય. ૧૮૯
અયોધ્યા નગરીમાં સાધુ ટળવળે,
રૂદન કરે બહુ અપાર. ૧૯૦

આંમણે વિપ્ર કળ કળે,
ત્યાં રૂવે વરણુ અઢાર. ૧૯૧
ઘાંચી મોચી સહીને સુથાર,
માળી તંબોળીને કોળી. ૧૯૨
કુણબી કંસારાને કુંભાર,
રંજપુત ભરવાડ ને ભોઈ. ૧૯૩
માછી કાછીને પિંજારા,
સોનારા ભાટ સલાટ. ૧૯૪
અનેક રોવે પણ ત્રણુ ન રોવે,
ઝાંપડો ભોઈને ભષ્ટ. ૧૯૫
રાજા કહે તમે વળોરે લોકો,
નગર માંહે સ્થિર થઈ. ૧૯૬
કુંવર રોહીદાસ તમે વળોને,
અયોધ્યા નગરમાંએ રહો જઈ. ૧૯૭
વનમાં રોહીદાસ બોલીયા તમે,
એવું શું બોલો તાત. ૧૯૮
અમે મંદિરે જો રહીયે તો,
બ્રહ્મ હત્યાનું પાપ. ૧૯૯
પ્રજા સહુને મનાવીને,
સૂર્ય વંશી ત્યાંથી જાય. ૨૦૦
વન વગડામાં ઓતર્યા,
ઉભા રહો આ ઠાય. ૨૦૧
તત ક્ષણે વિપ્ર બોલીયો,
તમે શણગાર કાઢો બાઈ. ૨૦૨

સતીએ શણગાર સોંપીયો,
ઉતારી ચાલ્યો ત્યાંય. ૨૦૩

રણ વગડામાં સંચર્યા ને,
સતી ચાલ્યાં તેણીવાર. ૨૦૪

મુખે દિન દિન માંખતા,
અને સૂર્ય વંશી જાય. ૨૦૫

હાથ માંહે લીધું કરવતું ને,
ચતુર હરિચંદ રાય. ૨૦૬

હું છું વિપ્ર દુબળો,
દાઝે છે મારા પાય. ૨૦૭

વળતાં તે રાજા બોલીયા,
મોજડી પહેરો ને ઋષિરાય. ૨૦૮

અહીં લગી અણવણા આવીયા,
મુજને દુઃખ મન થાય. ૨૦૯

એવાં વચન સાંભળીને,
સૂર્ય વંશી પંથે પળાય. ૨૧૦

એટલામાં તારાદે આવીયાં,
આવ્યાં છે તેણે ઠાય. ૨૧૧

વળતાં તે વિપ્ર બોલીયો,
બાઈ તું છે સતીનાર. ૨૧૨

મારી સાથ છે અબળા,
આપો તમારી વાણોઇ. ૨૧૩

સતીએ મોજડી ઉતારી આપી,
તમે લ્યો મારા શ્યામ. ૨૧૪

એટલે રોહી દાસ આવીયા,
ને ઉભા તેણે ઠામ. ૨૧૫
વળતાં તે વિપ્ર બોલીયો,
સાંભળો ને રાજાના તન. ૨૧૬
અંમે બેઉ ઘોડે ચડયાં,
પાય હીંડે રાજાના તન. ૨૧૭
રોહી દાસે વાણોઈ ઉતારી,
તમે લ્યોને મારા શ્યામ. ૨૧૮
વિશ્વામિત્રને લઈ કરીને,
આવ્યા કાશી મુકામ. ૨૧૯
ત્રણે જણુને અણુવણા કર્યા,
ને પંથે ચાલ્યા જાય. ૨૨૦
વિપ્રે સુરજને સાન કરી,
રાજા કાસવ તારો બાપ. ૨૨૧
મારૂં કહ્યું જો નહી કરે તો,
દઈશ તુજને શ્રાપ. ૨૨૨
સાંસી એકને વળી સતવાદી,
સૂર્ય વંશી છે રાય. ૨૨૩
અણુવણા કીધા ત્રણે જણાં,
કઈ પેરે છળ પડાય. ૨૨૪
સૂર્ય તો સબળો તપે ને,
એકલી લુ ત્યાં વાય. ૨૨૫
વાટે સરજ્યું ગોખરૂં,
ને કાંટા લાગે પાય. ૨૨૬

કાંટા વાગે ને પગ દાઝે,
અને સુર્ય વંસી સતવાદી જાય. ૨૨૭
પંથે પગપાળા કદી નથી ચાલીયા,
એવા સતવાદી શ્રી રાય. ૨૨૮
એવા સતવાદી રાયને,
કર્મ પેર પેરનાં નડે. ૨૨૯
વિપ્રે પરબ મંડાવીયા ને,
ઠંડાં કપુર વાસી જળ પાય. ૨૩૦
ધર્મરાયની પરબ કહીયે,
તે ધર્મે પાણી પાય. ૨૩૧
વળતા તે રાયજી બોલીયા,
સાંભળો ને ભુદેવરાય. ૨૩૨
ભાઈ પાણી કેમ પીજીએ,
એ વિપ્રને દેવું રૂણ. ૨૩૩
વળતાં તે ભુદેવ બોલીયા,
તમને દેખે છે અહિંયા કોણ. ૨૩૪
વળતાં રાજા બોલીયા,
સાંભળો હે ઋષિરાય. ૨૩૫
દેખણ હારો મોટો કહીએ,
કેશવ કેરો તન. ૨૩૬
એવાં વચવ ઓચરી ને,
સુ ર્ય વં શી જા ય. ૨૩૭
એટલે તારા રાણી આવીયાં,
અને ઉભાં તેણે ઠાય. ૨૩૮

આગળ થઈને સંચર્યાં,
બાઇ સગો લાગે છે કોય. ૨૩૯
એટલે રોહીદાસ સામા આવીયા,
ભાઈ તે તો હમારો તાત. ૨૪૦
સુરજ વંશી તેને કહીએ,
આ છે અમારી જાત. ૨૪૧
તે ઘણા દિનના તરસ્યા હતા,
તેણે અપાર પીધુ નીર. ૨૪૨
તારા કહે પાણી પીજીએ,
તો વહેરી દઉ શરીર. ૨૪૩
બાઈ બાળક તારો તરસ્યો હશે,
તેને તમે પાણી પાઓ. ૨૪૪
ભાઈ પાણી કેમ પીજીએ,
જો છળે હરિશ્ચંદ્ર રાય. ૨૪૫
વળી વળીને વિચાર કરે છે,
વિશ્વામિત્ર મનની માંહે. ૨૪૬
કોઈ ઉપાયે છળ પડે,
તેમ વિચારે છે ઋષિરાય. ૨૪૭
વૃક્ષ સરજ્યું વગડા માંહે,
ઠંડી દીસે છાંય. ૨૪૮
ત્યાં બેઠાં તારા સતીને,
આગળ ઉભા હરિશ્ચંદ્ર રાય. ૨૪૯
રાજાએ ઉપર નીહાળીયું,
મસ્તક ઉપર દીઠું વૃક્ષ. ૨૫૦

સૂરજનું ત્યાં સમરણ કીધું,
સત વૃક્ષ સજીયું ત્યાંય. ૨૫૧
રાયને મસ્તક આંબો મોરીયો,
ને ખરી પડીરે છે શાખ. ૨૫૨
એટલો તે સંતોષ આણજો,
આહાર કરો મહારાજ. ૨૫૩
વળતાં વિપ્ર એમ બોલીયો,
આજ મીથ્યા છે રે વાત. ૨૫૪
એટલે તમને સમજાવું,
રાજા આરોગો શાખ. ૨૫૫
સંતોષ સ્વામી આણજો,
હૃદય વિમાસી જોય. ૨૫૬
સંતોષ કીધો હરિચંદ્રે,
જેણે તજીયાં છેરે સોય. ૨૫૭
સઘળી વસ્તુ તજી કરીને,
રાજા રાણી સંગ જાય. ૨૫૮
ઋષિ વિશ્વા મિત્રને લઈ કરી,
કાશી ભણી ચાલ્યાં જાય. ૨૫૯
રાજા પોતા નગરી મોઝારે,
ભાઈઓ માણસ કેમ વેચાય. ૨૬૦
તમે સાંભળો મુસાફરો,
માણસો એમ વેચાય. ૨૬૧
ઘાસનો પુળો મસ્તક ધરે,
તે માણસનો વકરો થાય. ૨૬૨

કુંવર રોહીદાસ ચાલીયા,
ખડના પુળા લેવા જાય. ૨૬૩

રાયને વચને કુંવર ચાલ્યા,
ગયા વમળી કોલણ ઘેર. ૨૬૪

બાઈ વમળી તું ખડ આપ મુજને,
આલે મુદ્રિકા તેહ. ૨૬૫

વમળીએ ઘાસ આપીયું,
દીઠો કાંઈ મોટો રાય. ૨૬૬

ભાઈ તું પુળા મફત લઈ જા,
તમ પાસે દામ ન લેવાય. ૨૬૭

રાગ : ફરોી

ઘાસ કુંવર ત્યાં લઈ ગયો,
પુળા લઇને ચૌટે રહ્યા. ૨૬૮

જ્યારે અબળા આવતી દીઠી રાય,
તેમ મનમાં ઝાંખા થાય. ૨૬૯

ત્યારે બોલ્યા કુંવર રોહીદાસ,
આવીને ત્યાં ઉભા પાસ. ૨૭૦

આવીને નમાવ્યા ત્યાં શિષ્ય,
ત્યાં રાયે કરી છે રિસ. ૨૭૧

કુંવર કહે સાંભળો વાત તમો,
આપી મુદ્રિકા લાવ્યો છું અમો. ૨૭૨

રાયજી થર રાખોને મન,
હવે નહી ચૂકે તમારો તન. ૨૭૩



કોલણ આવીને પૂછે વાત,
આ ન છાજે તમોને હાથ. ૨૭૪

વળતાં બોલ્યા સતવાદી રાય,
બાઈ તું રાખ તારો વહેવાર. ૨૭૫
રાયને વચને કોલણ જાતી રહિ,
આવી ઉભી મંદિરે રહી. ૨૭૬
કોલણ ઘાસ નિરાવી જઈ,
ત્યાંથી ઘેરે પાછી ગઇ. ૨૭૭
વિપ્ર પ્રત્યે બોલ્યા એમ રાય,
તારાદે નાં ઘરાગ લેવા જાવ. ૨૭૮
રાયને વચને ઋષિ જાતા થયા,
ચાલી વમલી ને ઘેર ગયા. ૨૭૯
વમલી સાંભળ મારી વાત,
તારે ઘેર છે ગરથ ને ઘાટ. ૨૮૦
વમલી કહે મારે લક્ષ્મી છે ઘણી,
નાર વેચાય છે અયોધ્યા તણી. ૨૮૧
મસ્તક સેંથો સિંદુર નો ભરે,
દેખતાં પુરૂષનું મન જો છળે. ૨૮૨
વમળી ગુણ કાં લેવાને જાય,
દેખી રૂપને અચંબે થાય. ૨૮૩
એ દીશે છે કોઇ મોટું પાત્ર,
પણ ન હોય મારા ઘર થકી જાત. ૨૮૪
બાઈ રે વમળી લ્યો ને તમો,
તારાદે કહે વેચાવું છું અમો. ૨૮૫
સાંભળો બાઇ વમળી તમો,
વૈત્રુ દેશો તે કરીછું હમો. ૨૮૬

છોડાવો આ બ્રાહ્મણની પાસ,
તમ ઘર થઇ રહી શું દાસ. ૨૮૭
અર્ધ ભાર સુવર્ણ દઈ,
ચાલી ગુણકા સતીને લઈ. ૨૮૮
સતીએ માર્ગે જતાં પૂછયું એમ,
બાઈ તારે ઘેર શું છે કામ. ૨૮૯
અમારે ચીર પટોળાં પહેરવાં સાર,
માણેક મોતી ને સજવો શણગાર. ૨૯૦
મન માનીતાં ભોજન કરો,
વૈત્રુ નહિં ને સહેજે સંચરો. ૨૯૧
પાન સોપારી લવિંગ સાર,
કરવા નીત નવા ભરથાર. ૨૯૨
સતી વિચારે મહા વરત્યું પાપ,
સુરજ દાદા તુજને દઇશ શ્રાપ. ૨૯૩
સકળ દેહિ તણો દાતાર,
તું સેને ન કરે મારી વાર. ૨૯૪
સુરજે વાંદરાને કીધી સાન,
ગુણકાના તોડયા નાક ને કાન. ૨૯૫
ગુણકાને સાહેલીઓ જોવા જાય,
બાઈને પગલે આ ભુંડુ થાય. ૨૯૬
બાઈતું એ દાસી પાછી દેહ,
અર્ધભાર સુવર્ણ પાછું લે. ૨૯૭
વમળી ચાલી બ્રાહ્મણ ભણી,
આ દાસી લ્યો તમ તણી. ૨૯૮

પાછું આપો સુવર્ણ સાર,
દાસી લ્યોને હે ઋષિરાય. ૨૯૯
આ ન ઠારીનું ક્યાંય ઠામ ન થાય,
ગુણકા સોનું લઇ પાછી જાય. ૩૦૦
ગુણકા લઈ સોનું પાછી વળે,
ત્યાં હરિ ભક્ત સામા મળે. ૩૦૧
એ દાસીને તો લઇશું અમો,
અર્ધભાર સુવણ દઇશું તમો. ૩૦૨
અર્ધભાર ત્યાં સુવર્ણ દઈ,
ચાલ્યા બ્રાહ્મણ સતીને લઈ. ૩૦૩
રોહીદાસ કુવર રૂદન કરે,
કુંવરને કોઇ ન સંધરે. ૩૦૪
કુંવર ત્યાં તો હેઠા પડે,
માતા લઈ ને બેઠા કરે. ૩૦૫
કુંવરને બોલાવે તારાદે માય,
તમારી પાસે રહેશે રાય. ૩૦૬
કુંવરને પાપ પેર પેરનાં નડે,
નિસાસો નાખી અવનીએ પડે. ૩૦૭
તારાદે કહે ઉઠોને બાપ,
ઉછંગ ધરે મનની સાથ. ૩૦૮
તમારી પાસે રહેશે રાય,
કુંવર જાઓ તેડે તમારી માય. ૩૦૯
માતા લઈ ને બેઠા કરે,
ત્યાં શામળ ભટ આવી સંચરે. ૩૧૦

એ બાળકને લઇશું અમો,
પા ભાર સુવર્ણ દઇશું તમો. ૩૧૧
પોણો ભાર ત્યાં સુવર્ણ દઇ,
ભટ ચાલ્યા બેઉને લઇ. ૩૧૨
જાતાં સતીએ પૂછયું એમ,
તમારે ઘેરે શું છે કામ. ૩૧૩
અબોટ પાટલા કરવા સાર,
નીત બેસી રહેવું ઘરમાંય. ૩૧૪
કુંવર લાવશે કુલ પાત્રી,
અમે બેઠા જમશું ચોકધરી. ૩૧૫
સતી માર્ગે જતાં કરે વિચાર,
ઉત્તમ કુળ તો પામ્યા ઠાર. ૩૧૬
તારા દે કહે સુણો વિપ્ર સાર,
રૂણ તમારૂં છૂટયાં નિરધાર. ૩૧૭
ઋષિ પ્રત્યે બોલ્યા રાય,
મારૂં ઘરાંગ લેવા જો જાવ. ૩૧૮
રાય વચને ઋષિ ત્યાંથી ગયા,
દૂધા ઝાંપડાને ઘેર ગયા. ૩૧૯
દૂધા સાંભળ મારી વાત,
તારે ઘેરે છે કાંઈ ગરથ. ૩૨૦
દૂધો કહે મારે દ્રવ્ય છે ઘણું,
વેચાય છે રાજા અયોધ્યા તણો. ૩૨૧
તમને દેવડાવું એક દાસ,
રાખે મસાણને ઉઘરાવે ગ્રાસ. ૩૨૨

ઋષિ વચને દૂધો જોવા જાય,
દેખી રૂપ અચંબે થાય. ૩૨૩
એ તો દિશે છે મોટો રાય,
તે ન હોય હમારા ઘર જોગ. ૩૨૪
રાયજી ત્યાં બોલ્યા વચન એક,
સાંભળો વાત કહું છું એહ. ૩૨૫
હાંરે દૂધા લ્યોને તમો,
જે કેશો તે કરીશું અમો. ૩૨૬
છોડાવોને બ્રાહ્મણની પાસ,
તમારે ઘેર થઈ રહીશું દાસ. ૩૨૭
અધભાર ત્યાં સુવર્ણ દઈ,
ચાલ્યો ઝાંપડો રાજાને લઈ. ૩૨૮
રાજા કહે તું સાંભળ વિપ્ર રાય,
સવા ભાર સુવર્ણ આપો આંય. ૩૨૯
કાસી ચોકમાં સતવાદી રાય,
નીચ ઘર સૂર્યવંશી વેચાય. ૩૩૦
વળતાં :તે રાજા બોલ્યા સાર,
ઋષિ સાંભળો સોહિ નિરધાર. ૩૩૧
સતવાદી મધમ ઘેર વેચાયા,
પછી કર્મ કરાવે તે થાય. ૩૩૨

### સાખીની ચાલ : રાગ ફર્યો

એવાં વચન ઓચરીને,
રાય ઝાંપડા પૂંઠે જાય.

નામ ભીખાદાસ ધરીયા,
રાખ્યા મસાણની માંય. ૩૩૩

તું રીત લેજે રાવળીને,
પછી દેવા દીજે દાગ.
સદાને માટે મસાણે રહેજે,
રહેજે દિવસને રાત. ૩૩૪

વળતાં તે ઝાંપડો બોલીયોને.
ભાઈ તું કરજે એવું કાજ.
પાલી તે લેજે સાથરોને,
પળી તે લેજે અબકાર. ૩૩૫

રાય ત્યાંથી સંચર્યા ને
પૂછે શામળ શેઠનું હાટ.
પાલી તે લીધો સિધુ સાથરો,
પળી લીધો ઘ્રથ અબકાર. ૩૩૬

રાયે ચોળી ધોળીને ખાણું ખાધુ,
સંભાર્યા શ્રી હરી રામ.
રાજા ઘણી સ્તુતિ કરે,
મુખે ભણે શ્રી ભગવાન. ૩૩૭

અતિત વિશ્વામિત્ર થઈને અવિયાને,
આવ્યો તેણે ઠામ.
અડધું આપ્યું અતિતને,
અડધું પોશ્યુ પોતાની દેહ. ૩૩૮

દાન પુન રાજા નિત કરે,
એવા સતવાદી હરિશ્ચંદ્ર રાય.

દહાડે દહાડે દુબળા થાય,
રાજા હરિશ્ચંદ્ર રાય. ૩૩૯

કેટલેક દહાડે દૂધો આવીયો,
નયને નિરખ્યા રાય.
દેહીથી દીઠા દુબળા ને,
ભૂખ્યા કેમ શરીરે સુકાય. ૩૪૦

અલ્યા કાંઇક ટેક આદરી કે,
ભુખ્યા રહે પેટ માંય.
અલ્યા આંગે લેતો એક પાલી,
હવે બે પાલી સીધુ લેજે ત્યાંય. ૩૪૧

અને વળી બે પળી અબકાર લેજે,
રખે ભૂખ્યો રહે પેટ.
એવા તે વચન ઓચરીને,
ઝાંપડો મંદિરે જાય. ૩૪૨

ઋષિયે રાયની પૂઠ પકડી,
ઝાંપડા પૂઠે જાય.
જઇને નહાવા બેઠો ઝાંપડો,
તેલ આલીસ શરીરે કરાય. ૩૪૩

વિશ્વામિત્રે કુંભ કાણો કર્યો,
માંહે છાંટ ન રહ્યું નીર.
ત્યાંથી વિશ્વામિત્ર સંચર્યો,
ગયો હરિશ્ચંદ્રની પાસ. ૩૪૪

નહાવા બેઠો દૂધો ઝાંપડો,
તુને શીદ રાખ્યો છે દાસ.

વળતા વિશ્વામિત્ર બોલીયા,
તારો સ્વામી કરે છે રીસ. ૩૪૫

ઘેર ટાંક પાણી રહ્યું નથી,
સાબુ ઘાલ્યો શરીર.
એવી તે વાણી સાંભળી,
સુણી સૂર્ય વંશી રાય. ૩૪૬

હાથમાં લીધો ઘડુલો ને,
પાણી ભંરવા જાય.
વેગે કરીને વહી ગયા,
જ્યાં ગંગા કેરે તીર. ૩૪૭

ઘડુલો તે કાનો કાન ભર્યો,
અને ઉભા તેણે ઠામ.
વિશ્વામિત્રે મુડાનો ભાર મૂકયો,
તે ઘડો ન ચડે શીષ. ૩૪૮

રાજાએ મન વિમા સીયુને,
આનું કાંઈક કારણ હોય.
રોહીદાસ નગરથી સંચર્યા,
અને વેગે વાડીએ જાય. ૩૪૯

રાજાએ તે ને નેણે નિરખ્યા,
અને સૂર્ય વંશી રાય.
વળતાં તે રાજા બોલીયા,
ભાઇ કુભ ચડાવો શિષ. ૩૫૦

સ્વામી તમે મધ્યમ અમે ઉત્તમ,
તમને કેમ કરી અડકાય.

વળતાં તે રોહીદાસ બોલીયા,
સ્વામી આનો કાંઇ છે ઉપાય. ૩૫૧
ઉંડા જળમાં ડુબકી મારો,
તેથી સરસે તમારાં કામ.
માથે આવ્યો ઘડુલો ને,
તે સાન કરી રોહીદાસે. ૩૫૨
પાણી ભરીને સંચર્યા,
રાયના મનમાં અતી આનંદ.
મારો હતો ને સાન આપી,
એમ વિચારે રાય હરિચંદ્ર. ૩૫૩
રીસ કરી ઋષિ બોલીયા,
એમ કહે છે વિશ્વામિત્ર.
હવે કુવરને એવો ડસું,
કહે ગાંધિરાજાનો પુત્ર. ૩૫૪
ત્યાં થકી રોહીદાસ સંચર્યા,
અને વેગે વાડીએ જાય.
વિશ્વામિત્રે રૂપ પલટયું,
વસીયલે નાગ હુવા તતકાળ. ૩૫૫
જઈ કુંવરને ચટકાવીયોને,
પડયો તે વાડીની માંય.
વનમાં કુંવર આવી પડયો,
ફુલવાડી હતી તેની માંય. ૩૫૬
વાડીનો રખવાળ આવીઓ,
જેવા લાગ્યો કુમાર.

અરૂં પરૂં વમાસી જોયું,
અરે શું થયું કારણુ આયે. ૩૫૭

ફુલ લેવાને આવીયોને,
તેને ડશીઓ છે કાળો નાગ.
એનું કુટુંબ પરિવાર કોઈ નથી,
જઇ જાણુ કરૂં એની માત. ૩૫૮

માળી ત્યાંથી ચાલીયોને,
જ્યાં હતાં એની માય.
બાઇ બાળકને નાગ ડશિયો,
પડયો તે વાડી માંય. ૩૫૯

તારાદે કહે ભાઇ બોલો નહીં,
હમણાં ન લેશો નામ.
ઘેર બ્રાહ્મણ ભોજન કરે,
ભાઇ વણુસે એનું કામ. ૩૬૦

બ્રાહ્મણ સરવે સંતો શીયા,
રાણી વાડીએ જાય.
જઇને ઉભા રહ્યા જ્યાં,
હતો ચંપા કેરો છોડ. ૩૬૧

નયણે તો નીર વહે ને,
રાણી કરે રૂદન અપાર.
મારા કુંવર કોડામણા,
તારો વિયોગ કેમ સહેવાય. ૩૬૨

ત્યાં રાણી આવી ઉભા રહ્યા,
હવે શી થાશે એની પેર.

વારી વારી લાગ્યાં પૂછવા,
તારી માતા કરે વિલાપ. ૩૬૩

હે મારા કુંવર કોડામણા,
તારા દુઃખે કેમ રહેવાય.
તને પુરી પીરસતી પાતળી,
વળી અમૃત આંબાં ગોળી. ૩૬૪

કોળીએ કોળીએ પીરસતી,
એ કુંવર રોહીદાસને જમાંય.
મારા કુંવર કોડામણા,
તુજ વિયોગે કેમ રહેવાય. ૩૬૫

જે સહેજ તળાઇએ પોઢતા,
તેને ખૂચતાં ઝીણાં સુત્ર.
આજ સાથ રે કેમ પોઢયો,
મારા લાડકવાયા પુત્ર. ૩૬૬

મારા કુંવર કોડામણા,
તારે દુઃખે કેમ રહેવાય.
એક દુઃખ મારા સ્વામી તણું,
બીજુ દુઃખ કેમ સહેવાય. ૩૬૭

હૈડું તો ફાટે નહીં ને,
ફટ રે ભૂંડાં નયન.
મારા કુંવર જે કોડામણા,
તારે વિયોગ કેમ રહેવાય. ૩૬૮

સતી કુંવરને લઇ સંચર્યા,
કુંવરને દેવા જળ દાગ.

જળ દાગની વિધિ કરીને,
મૂકયા કુંવર રોહિદાસ. ૩૬૯

તારા સતી ત્યાં એકલાંને,
બીજુ નહીં કોઈ પાસ.
વળી વળી ને રૂદન કરે છે,
સંભારે શ્રી હરિ નાથ. ૩૭૦

ત્યાં થકી વેગે વિશ્વા મિત્ર સંચર્યોને,
મેઘને સંભળાવી વાત.
કહ્યું મારૂં જો નહીં કરો તો,
તૂજને દઇશ હું શ્રાપ. ૩૭૧

બારે મેઘ સબળા ચડયા ને,
વરસે અખંડા ધાર.
પેર પેર ના પવન લાગે,
તોય સત ન છોડે તારાદે નાર. ૩૭૨

બારે મેઘ સબળા ચડયા ને,
ટાઢ તે બહુ વાય.
જળ દાગ કુંવરને દેવા કરે,
એટલે આવ્યા હરિચંદ્ર રાય. ૩૭૩

આવીને ત્યાં ઉભા રહ્યા ને,
કોણ છે મસાંણ માંય.
રીત આપશો જો રાવળી,
ત્યારે દેવા દઇશું જળ દાગ. ૩૭૪

વળતાં તે સતી એમ બોલીયાં,
મારી ગાંઠે નથી એક દામ.

અડધુ પાલવ ફાડી આપીયું,
એટલે સર્યું તેનું કામ. ૩૭૫

રોહીદાસને જળ દાગ દેવા પહોંચાડીયો,
ત્યાં આવ્યો છે વરસાદ.
તારાદે રૂદન અતી કરે,
સતી લઈ દહેરામાં જાય. ૩૭૬

વિશ્વામિત્રે કુવર ઓળવ્યો ધરમ ચંદનો,
લોક નગરનાં જોવા જાય.
જુવે નગરનાં સહુ લોક,
જે કુવરનું રૂપ પલટયુ છે ત્યાંય. ૩૭૭

વારે તે દોડયા લોક સહુ,
ગયા સમસાનની માંય.
દેરાં આગળ જઇને જોયું તો,
ડાકણુ સિકોતરી ખાતી ત્યાંય. ૩૭૮

ડાકણુ અને વળી સિકોતરીએ,
ખાધુ તમારૂં બાળ.
તેડાવો ઓલ્યા ઝાંપડાને,
જે મારે એને ઠાર. ૩૭૯

ત્યારે સતીએ ધ્યાન જ ધરીયું,
સંભાર્યા શ્રી હરિ રામ.
સ્વામી આ વેળામાં આવજો,
તો પહોંચે મનની હામ. ૩૮૦

વિશ્વામિત્રે સ્નાન જ સૂકયા,
અને સતીયે સંભાર્યા શ્રી રામ.

સ્વાન તો સુંધી વળ્યા પણ,
નવ લે સતીનું નામ. ૩૮૧

ત્યાં વિશ્વામિત્ર બોલીયા ને,
રાંડે બાંધી સ્વાનની દાઢ.
તેડાવોને ઓલ્યો ઝાંપડો,
જે મારે એને ઠાર. ૩૮૨

ત્યાં ખડગ લઈ ઉભા રહ્યાને,
મેલે સતી પર ધાય.
પેલો તે મારે ઝાંપડો,
એમ કોપ્યો નગરનો રાય. ૩૮૩

વેગે વિશ્વામિત્ર સંચર્યા ને,
ગયા હરિચંદ્રની પાસ.
ઠાકોર તારો મારે છે,
તું ને સીદ રાખ્યો છે દાસ. ૩૮૪

પછી હરિચંદ્ર આવીયા ને,
તમે ન મારશો મારા શ્યામ.
ખડગ લાવો મારા હાથમાં,
સ્વામી આજ હમારે કામ. ૩૮૫

એ રાજા ખડગ લઈ ઉભા રહ્યાને,
તારાદે સંભારે શ્રીરામ.
આ વેળાએ રાજા વિનવે,
નહીં તો હમણાં મારીશ ઠામ. ૩૮૬

વળતાં સતી એમ બોલીયાંને,
મારે તમ વીના બીજુ ન કોઇ.

જેને પાલવ બાંધીયા ને,
સંભારે રાણી રાય હરિશ્ચંદ્ર ૩૮૭
વળતાં સતી એમ બોલીયાં ત્યાંય,
સંશય ન કરશો સ્વામ.
તમારે હસ્તે જો મરૂં તો,
વૈકુંઠ હોય વિશ્રામ. ૩૮૮
હવે જીત્યુ કામ જો હારશો સ્વામી,
એક ઘડી ને કાજ.
એક જ ઘા એવો નાખજો,
જે પામીએ અવિચળ રાજ. ૩૮૯
વળતાં તે સતી એમ બોલીયાં,
સ્વામી, એવો મારજો ઘાય.
રાજા તમે જીવતા હશો તો,
તમને ઘણીયે મળશે નાર. ૩૯૦
રાજા પછી એમ બોલીયાને,
સાંભળો રાણી વાત.
તમે કહેતા જે રામ આવશે,
તે કયાં ગયા છે નાથ. ૩૯૧
વળતાં તો રાણી એમ બોલીયાં ને,
રામ છે મારે પાસ.
ઘા તો એવો મારજો,
જે પામીએ વૈકુંઠ વાસ. ૩૯૨
પછી ખડગ લીધું હાથમાં,
ને સતીએ નમાવ્યું શીશ.

અંતરિક્ષથી રામ આવીયાને,
હાથ ઝાલ્યો જગદિશ. ૩૯૩

ધન ધન તારા વસિષ્ઠ ગોરને,
અને જેણે સમર્યા શ્રીરામ.
ધન ધન તારાદે હરિચંદ્રને,
જે અમર કીધાં કામ. ૩૯૪

પુરણ પ્રભુજી ત્રુઠીયાને,
માગો હરિચંદ્ર રાય.
સ્વામી મારા એ માગીએ,
વિશ્વામિત્ર વૈકુંઠ જાય. ૩૯૫

બીજી વાર પ્રભુજી ત્રુઠીયાને,
અને માગો હરિચંદ્રરાય.
સ્વામી મારા એ માગીએ,
સજીવન હોય રોહીદાસ. ૩૯૬

કુંવર તારો છે કોડામણોને,
તેડાવું હું આણી વાર.
તેને બોલાવતાં કુંવર આવીયા,
ત્યારે પોતી મનની આશ. ૩૯૭

પુરણ પ્રભુજી ત્રુઠીયા ને,
માગો હરિચંદ્ર રાય.
સ્વામી મારા એ માગીએ,
હરિચંદાપુરી સઘળી વૈકુઠ જાય. ૩૯૮

હરિચંદ્રને તારા લોચનાંને,
ત્રીજા કુંવર રોહીદાસ.

ગોર વસિષ્ઠ ઓળખ્યા ને,
તેને અમરા પરમાં દીધા વાસ. ૩૯૯

હરિચંદ્ર ને તારા લોચનને,
રોહીદાસ પુછે છે વાત.
અંતરિક્ષથી વિમાન આવીયાં,
તેમાં બેઠા કરોડી સાત. ૪૦૦

સાત કરોડી વૈકુંઠ ગયા ને,
જેણે સેવ્યા શ્રી હરિ રામ.
યજુર વેદને વાયકે ચાલ્યા.
તેણે અમર કીધાં નામ. ૪૦૧

પુષ્પની ત્યાં વૃષ્ટિ કરે ને,
સુરીજન ધરે અંતરીક્ષથી ધ્યાન.
હરિચંદ્રાપુરી ભણે સાંભળે,
તેને ફળ મળે ગંગા સ્નાન. ૪૦૨

હરિચંદ્રાપુરી સંપૂર્ણ

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



# ૐ શ્રી રઘુવંશ અને સૂર્યવંશનો સંક્ષેપમાં સાર ૐ

શ્રી જગતપતિ પરમ પુરુષોત્તમ વિષ્ણુ નારાયણના આદિ સનાતન દરેક અવતારની લીલાનું વર્ણન મહિમા અપાર છે. તેમાં આપણા શ્રી સદ્‌ગુરૂ મહારાજે આ સમગ્ર જગતના માનવ જાતને ઉદ્દેશીને પરમ શાન્તિ અને જગત કલ્યાણનો માર્ગ બતાવતાં વર્ણન, પૂર્વેના કલકો અને પછી યુગોનો મહામુલો અવતાર વાદ નિરાકારની, સગુણ સાકાર બ્રહ્મ સ્વરૂપની ઉપાસના, પ્રાર્થના, બંદગી, બતાવતા ક્રમાનુસાર અવતારો, આથી અગાઉના ફરસુરામ અવતાર સુધીનું વર્ણન આગળના ભાગમાં પ્રગટ થઈ ગયેલ છે.

ત્યાર બાદ શ્રી રામચંદ્રના અવતારનું વર્ણન શ્રી ફરસુરામ પછીથી સમજાવ્યું છે. તેમાં શ્રી જમદગ્નિના પુત્ર શ્રી ફરસુરામે પોતાનાં નિશ્ચિત કરેલાં ધર્મ રક્ષણનાં કાર્યોકરી અંતિમ વેળાએ પોતાની બ્રહ્મકળા બ્રાહ્મણ કુળને નહિ આપતાં. શ્રી સૂર્ય નારાયણની પ્રાર્થના શ્રી ફરસુરામે કરીને પુત્ર પ્રાપ્તી થઈ તે રઘુ પોતાના પવિત્ર વંશની કળા શ્રી રઘુવંશમાં અર્પણ કરી. તેવા રઘુવંશને સૂર્યવંશનો ઇલ્કાબ મળેલ. એટલે આત્રેયી રઘુવંશ ઉર્ફે સૂર્યવંશની સ્થાપના કરી. તે વંશ હરિવંશના નામે ઓળખાયો. અને યુગ ધર્મ અનુસાર પૂજાયો.

અને પોતાની સર્વસ્વ ધર્મ રક્ષણની ફરજ અને શક્તિ શ્રી રઘુ રાજાને અર્પણ કરી. તેથી શ્રી સનાતન સતપંથમાં એ રઘુવંશના રાજાઓ વંદનીય પૂજનીય બનવ્યા છે. અને શ્રી રઘુ રાજાથી શરૂ કરીને વંશ પરંપરા શ્રી રામ અવતાર સુધી પ્રભુની કળાને સમજાવેલ છે. તેવા પવિત્ર વંશના શ્રી વિષ્ણુ નારાયણના નુર સ્વરૂપી રાજાઓના વિરૂદ્ધ, તે સમય કાળના વિદ્વાન બ્રાહ્મણો એ જ દુશ્મનાવટ કરીને એવા પવિત્ર રઘુવંશનો વિનાશ કરવા અને રૂઢીગત અધર્મને આગળ લાવવા અથાગ પરિશ્રમ કરેલ તેવા પ્રયત્નો અંતે નિષ્ફળ ગયેલા. તે સમયમાં શ્રી હરિશ્ચંદ્ર રાજા અને તેમના વંદનીય અને પૂજનીય એવા બ્રહ્મ કળાના વેદોના અધિપતિ શ્રી વશિષ્ઠ મુનિ હતા. તેમને પણ મહાન કષ્ટો વેઠવાં પડેલાં હતાં. ઉપરાંત શ્રી નર નારાયણના નુર સ્વરૂપી શ્રી દશરથરાજા અને તેના વારસ પુર્ણ પુરુષોત્તમ શ્રી રામચંદ્રજી એ ધર્મની રક્ષા કરી. તેથી તેમની મહાન દૈવી શક્તિનું વર્ણન, વેદો તથા પુરાણો નેતી નેતી કરીને ગાઈ રહેલ છે તે આપ સૌને વિદિત છે.





वसुदेवसुतः श्रीमान्वासुदेवो जगत्पति ।
जहार वसुधात्मारं तस्मै कृष्णात्मने नमः ॥



જગતપતિ એવા શ્રીમાન વાસુદેવે, વસુદેવના પુત્ર થઈ પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો, તે શ્રી પરમાત્માના કૃષ્ણાવતારને હું નમસ્કાર કરૂં છું.

**શ્રી રામ ભગવાનના લવ, પદ્મ, પરિક્ષિત, વિરપાળ,**
**વાસુદેવ, વંશતો શ્રી કૃષ્ણ**

# શ્રી કૃષ્ણ અવતાર

**શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા,**
**શ્રી ફેર્માનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિર રહિમ.**

**ભાવાર્થ**—ૐ શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.
દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સહાય કૃપાળુ છે.

## ॥ અવતાર આઠમો ॥

પ્રથમ અમાસ વદ ને સોમવંતી જાણુ,
તે દિન યુગ દ્વાપરનાં માંડયાં મંડાણુ. ૧

ત્યાંથી ત્રીજા દ્વાપર યુગની છે શાખ,
તે યુગમાં છે ગોર વેદમ વ્યાસ. ૨

દ્વાપર યુગ ત્યાંથી બેઠો છે સાર,
આઠમે શ્રી કૃષ્ણુ અવતાર. ૩

જે કૃષ્ણુનાથ શ્રી હરિએ લીધો અવતાર,
તે શ્રાવણુ વદ આઠમને બુધવાર. ૪

આઠમો અવતાર શ્રી હરિએ ધર્યો સાર,
તમે સુણો મુનીવરો તેના વિસ્તાર. ૫

ત્યાં ઘેર ઘેર પંડિતો કરે છે વિચાર,
અને યુગ દ્વાપર બેઠો છે સાર. ૬

પિતા વાસુદેવને દેવકી છે માંય,
ત્યાં અવતર્યા છે ત્રિભોવન રાય. ૭

ત્યાં કંસ દહિત પૂછે ગોરને વાત,
સ્વામી મારૂં મોત છે કોને હાથ. ૮

ત્યારે દહિતનો ગોર બોલ્યો સોયે,
દેવકીના પુત્ર જન્મે તેને હાથે મોતજ હોયે. ૯

ત્યારે કંસાસુર દહિત ત્યાં શું કરે,
દેવકી ઘેર એ રખવાળું કરે. ૧૦

જે પુત્ર હોય તે સંભાળો આપ,
તો આપણુને સરવે મટે સંતાપ. ૧૧



દેવકીના ઘરની રાખે છે સાંભળ,
જે પુત્ર જન્મે તેને મારો ને ઠાર. ૧૨

જે શ્રાવણ વદ અષ્ટમી ને બુધવાર,
ત્યારે શ્રી કૃષ્ણ દેવે લીધો અવતાર. ૧૩
દ્વાપર જુગમાં શ્રી હરિએ રૂપજે ધરી,
અને કહાન આવ્યા મથુરા પુરી. ૧૪
કુળ દેવકીનાં છોડાવ્યાં બંધન,
પિતા પ્રત્યે બોલ્યા શ્રી કૃષ્ણ નંદન. ૧૫
તમે જાગો વાસુદેવ બેઠા થાવ,
અમને લઈને ગોકુળમાં જાવ. ૧૬
જાગ્યા વાસુદેવને રમે છે બાળ
ત્યાં દીઠું રૂપ શ્રી મદન ગોપાળ. ૧૭
તેણે કરધરીને લીધુ છે બાળ,
ત્યાં દીઠો તે કંસાસુરનો કાળ. ૧૮
ખોલ્યા દરવાજાને ઉઘાડયા બાર,
ત્યાં ચોકી પોળીયા ન જાગે સાર. ૧૯
ભાંગ્યાં ભુગળને ઉઘડયાં છે દ્વાર,
વાસુદેવ ચાલ્યા છે તેણી વાર. ૨૦
વાસુદેવ વેગે વહેલા વહીને ગયા,
તે જઈ યમુનાના તીરે રહ્યા. ૨૧
ગરજે યમુનાને ઉછળે છે બાળ,
ત્યાં વરસે છે મેઘ અખંડ ધાર. ૨૨
ત્યાં ઈન્દ્ર મહારાજની દીધી છે આણ,
ત્યારે બારે મેઘે કર્યા છે પ્રણામ. ૨૩
બંધ રહ્યાં મેઘને થોભ્યાં છે નીર,
ત્યારે વાસુદેવ ઉતર્યા જમુનાને તીર. ૨૪

વાસુદેવ મથુરા ચાલ્યા તેણી વાર,
ત્યાં જઈ જસોદાના ખોળે મૂકયાં બાળ. ૨૫

ત્યાં જશોદાના ઘેર પુત્રી જાઈ,
તે શ્રી વાસુદેવ લાવ્યા છે સોઈ. ૨૬

વાણું વાયુંને જાગે છે લોક,
ત્યારે કંસ પુત્રીને મારવા ચાલ્યો ફોક. ૨૭

જ્યારે કંસ કન્યાને મારવા જાય,
ત્યારે કંસને તે પુત્રી સમજાવે. ૨૮

હાંરે મુરખ મને શું મારે,
તુજને મારનારો ગયો ગોકુળ મોઝારે. ૨૯

જ્યારે એવું કહીને કન્યા ગઇ ભાગ,
ત્યારે કંસ તણે હૈયે લાગી છે આગ. ૩૦

જ્યારે ગોકુળમાં વરત્યો છે જય જય કાર,
ત્યારે કંસ તણે ઘેર પડી છે પોકાર. ૩૧

જ્યારે ગોકુળમાં આવ્યા દેવ મોરાર,
ત્યારે ઓછવ મંગળ ગાયે સરવે સંસાર. ૩૨

અષ્ટમે શ્રી કૃષ્ણ રૂપે છે અવતાર,
ગોકુળમાં અવતર્યા છે એ દેવ મોરાર. ૩૩

જ્યારે આહીર જ્ઞાતીમાં આવ્યા છે કાન,
ત્યારે નંદ જશોદાએ દીધાં છે માન. ૩૪

જ્યારે ગોકુળમાં આવ્યા છે શ્રી હરિ,
ત્યારે ભક્ત ને આનંદ મંગળ કરી. ૩૫

જે દેવકી ને ઘેર કાન અવતર્યા છે આય,
પણ દેવે દૂધ પીધું છે જશોદા માય. ૩૬

જ્યારે જશોદા ઘેર મંગળ વર્તાય સાર,
ત્યારે વાજાં વાગે અનંત અપાર. ૩૭
જ્યારે બહુ આનંદ ગોકુળ માંહે ભયો,
ત્યારે કંસાસુરને સંશય મનમાં થયો. ૩૮
જેમ જેમ કળા શ્રી કૃષ્ણ દેવની ચડે,
તેમ તેમ કંસાસુરને મન સાંસો પડે. ૩૯
કંસ તણા મનને ઉપજયો છે શોક,
ભાગી નિંદ્રા ને આવ્યું છે દુઃખ. ૪૦
કંસના મનમાં આવે છે કાળ,
પણ એવો નથી કોઈ જે મારે બાળ. ૪૧
ત્યાં એવાં વચન બોલ્યા કંસાસુર,
કોઈ એ બાળકને મારી કરે ચકચુર. ૪૨
ત્યારે પુતનાં કહે છે સત્ય ભાયે,
ભાઈ તમે કહો તો હું બાળકને મારૂં જાય. ૪૩
કહે પુતના જે સુણો કંસાસુર રાજ,
ભાઈ જશોદાનો બાળક હું મારૂં આજ. ૪૪
માસીએ ટોપી કંદોરો ને લીધુ પારણું,
ત્યાં થાનમાં વિષ વળગાડયું છે ઘણું. ૪૫
પુતનાં મન શું કપટ કરીને જાય,
ત્યાં બહેન જશોદા મળ્યાં આય. ૪૬
કુડ કરીને પુતના જશોદાને ઘેર ગઈ,
તે જશોદાને દ્વારે જઈને ઉભી રહી. ૪૭
પુતના જશોદાને મળે છે જયાં,
તે દઈ બેસણું ને હર્ષિત જો થાય. ૪૮

ત્યાં હસી હરખીને પુતના ગાવે ગીત,
તેણે દ્રુત લક્ષણ માંડયાં છે ચરિત્ર. ૪૯
તે મુખે હરખથી બોલે ને દિલમાં છે કાળ,
આપો જશોદા મા હરખે ધવડાવું હું બાળ. ૫૦
બાઈ બહુ હેત છે અમારે મન,
બહેન કહો તો એ બાળકને ધવડાવું થાન. ૫૧
પરાણે બાળકને પુતનાએ લીયો,
લઈ ખોળામાં ને ઘણાં ચુંબન કીયો. ૫૨
માસીએ એ બાળક લીયો છે ઉઠાય,
તે માંડી પલાંઠી ને બેઠી છે ત્યાંય. ૫૩
ત્યાં ટોપી કંદોરો પહેરાવે છે બાય,
તે બહુ હરખે ને હાલરડાં ગાય. ૫૪
બહેન જશોદા તમે કરો ઘરનાં કામ,
એ બાળકને અમે ધવડાવીશું થાન. ૫૫
વિષ થાનમાં લગાડયું છે એ વાર,
અને મનમાં જાણે કે મરડીને મારૂં બાળ. ૫૬
તેણે થાનમાં વિષ લગાડયું છે ઘણું,
પણ તે મનમાં જાણે કે દબાવું ગળું. ૫૭
એવો માસી પુતનાએ કીધો વિચાર,
પણ અંતરયામી જાણે સરવે વિસ્તાર. ૫૮
એ બાળકે પુતનાનો થાન મુખમાં લીયો,
એ થાન ધાવતાં પુતનાનો પ્રાણ જ ગયો. ૫૯
એ દેવે માસીને ચુંસતાં લીધા છે પ્રાણ,
ત્યાં કંસ રાજાને થઈ છે જાણ. ૬૦

દેવે ચુસી પુતનાના કાઢયા છે પ્રાણ,
એ દેવે બહુ દહિત સંહાર્યા જાણ. ૬૧
જે દેવ એકવીસ બ્રહ્માંડની શુદ્ધ જો લહે,
એ ચૌદ લોકનો રાજા છે તેહ. ૬૨
જે દેવે ત્રણ ભુવન પેદા કર્યાં જેહ,
એ દેવ પુતના માસીથી છળાય કેમ. ૬૩
ઢળી છે પુતનાને કરે પોકાર,
ત્યાં માતા જશોદા ધાયાં તે વાર. ૬૪
ત્યારે તે ખબર કંસ તણે ઘેર ગઈ,
હવે દુશ્મન મારો પ્રગટ થયો સહી. ૬૫
જ્યાં કંસે મારવાના ઉપાય બહુ કીયા,
ત્યાં અંતર યામીએ સરવે જાણી લીયા. ૬૬
બાળક રૂપે શ્રી હરિ દેખાય લોકને ત્યાંય,
તે દેવે દહિતનાં ફેડયાં છે કાય. ૬૭
જે વરસ આઠના શ્રી કૃષ્ણજી થયા,
લઈ વાંસળી ને ગૌ ચારવા ગયા. ૬૮
નવ લાખ ગૌ જશોદાને દ્વાર,
અવર ગોવાળીયાનો નહી પાર. ૬૯
એક જ ધેન ને એક જ ઘર બાર,
તેના ઉપરથી કરે છે રોજ ગાર. ૭૦
ત્યારે શ્રી કૃષ્ણજીએ કર્યો છે વિચાર,
છે દુર્બળ ગોવાળીયા ગોકુળ મોઝાર. ૭૧
જે યાદવ કુળમાં મારો છે અવતાર,
તે કુળમાં કેમ રાખું દુર્બળ પરિવાર. ૭૨

સર્વ ગોવાળોને ધનવંતા કરૂં,
લક્ષ્મી આણીને આ ગોકુળમાં ધરૂં. ૭૩
જે પુનના પ્રતાપે લક્ષ્મી જો વરે,
તે પુન દાન અહીયાં કોઈ નવ કરે. ૭૪
જેણે સુપાત્ર મુખે નવ દીધાં દાન,
તે દુર્બળ સદા હોએ અજ્ઞાન. ૭૫
ગોવાળીયા તણા દૂધ દહિ ગોરસ ચોરીને ખાય,
એણી રીતે શ્રી કૃષ્ણજી પ્રસન થાય. ૭૬
જે કામ કાજે ગોવાળણીઓ જાય,
તેનાં સુનાં ઘર ઉઘાડી દૂધ દઈ ખાય. ૭૭
ત્યાં ગોવાળીયા બોલાવી લીધા છે ત્યાંય,
ઉઘાડયાં ઘરને પેઠા છે સૌ માંય. ૭૮
દૂધ દહીં ખાઈને કરે છે વણાશ,
ગોવાળો ઘરમાં ને શ્રી કૃષ્ણ છે બહાર. ૭૯
જ્યારે ઘેર ઘેર કૃષ્ણજી એવું કરે,
ત્યારે તેમ સહુ કોઈને લક્ષ્મીજી વરે. ૮૦
ત્યાં સરવે ગોવાળીયા પોકારે જ્યાંય,
કૃષ્ણજી તમારો તો દૂધ દહીં ખાય. ૮૧
ત્યારે ગોવાળણી ભેગાં મળીને કરે શોર,
આપણે છૂપાં રહીને પકડીએ ચોર. ૮૨
સરવે ગોવાળણી છુપી રહી એક ઠાય,
ત્યારે શ્રી કૃષ્ણજી પેઠા છે ઘર માંય. ૮૩
ત્યાં નાનાં બાળ સાથે શ્રી કૃષ્ણ જાય,
તે ગોવાળણીનાં દહિં દુધ જ ખાય. ૮૪

દોડી ગોવાળણીને દીધાં છે કમાડ,
ઘરમાં છોકરાં પાડે છે સૌ રાડ. ૮૫
બાળક સરવે ત્યાં એકઠાં થાય,
શ્રી કૃષ્ણજી ત્યાં અલોપ થઈ જાય. ૮૬
ત્યાં થપ્પડ મારે બાળક ને ગોવાળણી નાર,
ત્યારે નાનાં બાળક કરે છે પોકાર. ૮૭
જે દહિં દૂધ કૃષ્ણજી ખાઈ ગયા,
કોઈ ન જાણે તેમ કૃષ્ણજી અલોપ થઈ ગયા. ૮૮
અમને કેમ તમે મારો છો માય,
દહીં દુધ તો તમારો કૃષ્ણજી ખાય. ૮૯
ત્યારે ગોવાળણીઓ કરે છે વિચાર,
તે સહુ આવે છે જશોદાને દ્વાર. ૯૦
ત્યાં સરવે છોકરાં લઈ ગોવાળણી જાય,
તમારો કૃષ્ણજી દુધ દહીં ખાય. ૯૧
દ્વાર આંગણે સહુ જશોદાને ત્યાં જાય,
બાઈ તમારો કૃષ્ણજી દહી દુધ ખાય. ૯૨
જશોદાને દ્વારે જઈ ઉભા રહ્યાં,
ત્યારે શ્રી કૃષ્ણજી તો ત્યાંથી નાસી જો ગયા. ૯૩
સુણો જસોદા માઈ અમારી વાત,
તમારો કૃષ્ણજી કરે છે ઉત્પાત. ૯૪
સુનાં ઘરને ઉઘાડે છે દ્વાર,
એની સંગાથે ગોવાળીયા દસબાર. ૯૫
દહિં દૂધનો કરે છે વણસાડ,
તેથી અમે આવ્યા છીએ તમારે દ્વાર. ૯૬

ત્યારે સુણી જસોદા ને એમજો કહે,
મારો કૃષ્ણજી તો કયાંય નથી ગયો. ૯૭

મારે બાળકને કહે જસોદા માય,
ગોવાળણી તણાં તું દહીં દૂધ કાં ખાય. ૯૮

એમ કોપ્યાં છે જસોદા માય,
બાળ કૃષ્ણજીને એ ઝાલવા જાય. ૯૯

ઝાલી કૃષ્ણજીને ઘરમાં લઈ જાય,
છોડી દામણોને બાંધવાને પાય. ૧૦૦

નવસો દામણું છોડયાં જસોદા માય,
તોયે પુરા ન બંધાયા ત્યાંય. ૧૦૧

જ્યારે રોવા સરખાં જ્યાં જસોદા થયાં,
ત્યારે કૃષ્ણજી આપે બંધાઈ ગયા. ૧૦૨

લાકડાં તણો ખાંડણીઓ આણ્યો ત્યાંહી,
ત્યારે શ્રી કૃષ્ણજી બંધાણા સહી. ૧૦૩

રોતા કૃષ્ણજી બાહેર જો આવે,
ત્યાં પગે બાંધ્યો ખાંડણીઓ જ્યાંયે. ૧૦૪

તાડનાં બેઉ ઝાડ હતાં દ્વાર,
તે વચ્ચે કૃષ્ણજી ગયા છે તતકાળ. ૧૦૫

આ ખાંડણીઓ બેઉ ઝાડશું અડયો,
અડયા પગને ત્યા બેઉ ઝાડ ઉખડી પડયાં. ૧૦૬

બે ઝાડ તણાં બે માનવ જો ભયાં,
તેને હતા શ્રાપ તે સફળ જો થયા. ૧૦૭

જ્યારે તમાસો એવો જ્યાં નયણે દેખીયો,
ત્યારે જસોદાને મનમાં અચંબો ભયો. ૧૦૮

એ યમલા, અર્જુનકો નારદનો શ્રાપ જ હુઓ,
તે કર્મથી તાડનાં ઝાડ જ હુઆં. ૧૦૯
તેને નારદ મુનીના હુવા શ્રાપ,
શ્રી કૃષ્ણના ચરણ સ્પર્શથી ગયાં પાપ. ૧૧૦
એવા ભક્ત તો ત્યાં ઓધાર્યા ઘણા,
ધન ધન પુત્ર જશોદા તણા. ૧૧૧
જ્યારે વર્ષ બારના કૃષ્ણજી થયા,
ત્યારે લઈ વાસળીને ગૌ ચારવા ગયા. ૧૧૨
કાન સ્વરૂપે ત્યાં ચારી ગાય,
વાગે વેણું ને બહુ ગુણ ગાય. ૧૧૩
ગોપી ગોવાળીયા ત્યાં ટોળે મળી,
અને રચ્યો રાસ તે રંગ મંડળી. ૧૧૪
પ્રિતે પ્રેમદા લાગે છે પાય,
ત્રિકમજી ત્યાં કરમદાં ખાય. ૧૧૫
નવ નારી જેણે રાખી છે ઘેર,
લોક દુરજન બોલે બહુ પેર. ૧૧૬
ખટ માસની જેણે રજની કરી,
સાહેલીઓ ત્યાં સરખી મળી. ૧૧૭
સોળ સહસ્ર સરખી સરવે નાર,
માંહે વસે કૃષ્ણજી બાળ ગોપાળ. ૧૧૮
આ છળ કરીને સતી વૃંદા છળી,
પડયો જાલંધર જમુનામાંય જઈ. ૧૧૯
પ્રેમે પ્રેમદા ત્યાં કૂદડી ફરે,
ત્યાં મન ભાવે હૃદયમાં ધરે. ૧૨૦

મલ્લ અખાડે જઇને પેઠા માવ,
ત્યાં દીઠા દેવ જેને જેવા ભાવ. ૧૨૧

કાન રૂપે ત્યાં લીલા જો કરી,
અને ગોપીઓ સઘળી પ્રેમે વરી. ૧૨૨

તે દેવ જમનાની તીરે ખેલે બાળ બ્રહ્મચારી,
ત્યાં મળે ગોવાળ તે બહુ અપારી. ૧૨૩

ત્યાં ખેલ ખેલ્યા માવે મન જો ધરી,
ત્યારે કર ગોવર્ધન તોળ્યો શ્રી હરિ. ૧૨૪

ત્યારે દેવે તોળ્યો ગોવર્ધન કારણ જેહ,
મેઘ કોપથી ગાય વાછરૂં રાખ્યાં તેહ. ૧૨૫

જ્યાં એ દેવ સોળ સહસ્ર ગોપી વર્યા જઇ,
ત્યાં દેવને સવા લાખ ગાયો સહી. ૧૨૬

દેવે ગોકુળમાં ગાયો ચારીને ખેલ જો કરી,
એવાં ચરિત્ર કીધાં બહુ કાન શ્રી હરિ. ૧૨૭

જમનાને તીરે બાળક ખેલે છે દડો,
ત્યાં મળ્યા ગોવાળીઆને કરે દોડા દોડ. ૧૨૮

જ્યાં ગેડી દડે શ્રી હરિ ખેલવા જાય,
ત્યાં જઈ જંપલાવ્યો જમનાં જળમાંય. ૧૨૯

દડો દોડાવીને કાંનજી જળમાં ગયા,
જસોદાનો બાળ જમનામાં સંચર્યા. ૧૩૦

ત્યાં કરે વિલાપ જસોદા મા રડે,
કીયે ઠામે મારો કૃષ્ણજી જડે. ૧૩૧

કીયા ઠામે બુડયા કૃષ્ણજી જાય,
ત્યાં એવું બોલ્યાં જસોદા માય. ૧૩૨

જ્યાં ઝંપલાવ્યું શ્રી કૃષ્ણજી રાય,
ત્યાં જઈને ઉભાં જસોદા માય. ૧૩૩
જસોદાએ જમુનાનું વિષ જળ દીઠું જ્યાંય,
ત્યારે પાછાં ફર્યાં જસોદા માય. ૧૩૪
એવું જળ દેખી કંપ્યું છે શરીર,
ત્યારે માતા જસોદા ઉભાં રૂદન કરે. ૧૩૫
જળમાં શ્રી કૃષ્ણજી એ ધર્યું ધ્યાન,
જાણ્યું માતા મારી તજસે પ્રાણ. ૧૩૬
જળમાં શ્રી કૃષ્ણજી ડુબ્યા જેણીવાર,
સરવે નગરમાં પડી છે પોકાર. ૧૩૭
ત્યાં રૂદન કરે જસોદા માય,
ત્યારે કંસના ઘેરે મંગળ વરતાય. ૧૩૮
શ્રી કૃષ્ણજી તો ગયા છે પાતાળ,
જ્યાં સુતા છે વાસંગ નાગ. ૧૩૯
ત્યાં બેઠી પગ ચાંપે નારી નાગ તણી,
દીઠો બાળકને અચંબે થાય ઘણી. ૧૪૦
ત્યાં સુતા વાસંગ નાગને નાગણી ચાંપે પાય,
તે દેખી શ્રી કૃષ્ણજી અચંબે થાય. ૧૪૧
કહે નાગણી તું સુણ રે બાળ,
એ છે વાસંગ વષિયલ કાળ. ૧૪૨
અરે બાળક તું કોઈ ભૂલ્યો છે વાટ,
કેમ આવ્યો છે આ વસમી ઘાટ. ૧૪૩
અહીંથી નાસી જાવ ને તમે બાળ,
જાગશે વાસંગ નાગ તો હોસે કાળ. ૧૪૪

બાળક વચન તું સુણ ને મોયે,
મારો સ્વામી જાગશે તો મારશે તોય. ૧૪૫
સુણ રે નાગણી શ્રી કૃષ્ણજી કહે,
મંથુરા નગરીમાં કંસાસુર રહે. ૧૪૬
સુણ નાગણી કહું તને એક વાત,
હું કાંઈ ભૂલ્યો નથી વસમી વાટ. ૧૪૭
જે કંસ રાજા છે નગરી મથુરાં તણો,
તે સાથે જુવા ખેલ માંડયો ઘણો. ૧૪૮
ત્યાં અમે હાર્યા વાસંગનું શિષ,
સાચું કહુ તેમાં ન ધરજો રિશ. ૧૪૯
અમે તે કારણ આવ્યા છીએ જાણ,
તે વાસંગ નાગનું શિષ લઉ પ્રમાણ. ૧૫૦
એવા બોલ સુણીને કંપી નાગણી,
તેણે અરડી મૂછને જગાડયો ધણી. ૧૫૧
નાગણીએ જગાડી નાગને કર્યું છે જાણ,
ત્યાં કાનજી સાથે રચ્યું યુદ્ધ ઘમ સાણ. ૧૫૨
મચી ઘમ સાણ કૃષ્ણ નાથજી શું જાણ,
તેણે વિષ જાળથી નાહ્યા શ્રી સારંગ પ્રાણ. ૧૫૩
ત્યાં જાગ્યો નાગને હુવો સચેત,
શ્રી કૃષ્ણજી સાથે હુવો રણ ખેત્ર. ૧૫૪
વાસંગ જાળ શ્રી કૃષ્ણ ઉપર ચડી,
ઘોળી અમૃતને પાયાં તે ઘડી. ૧૫૫
હુવા સચેત ને તે ઉડયો બાળ,
ત્યાં નાથ્યો નાગ ને પગ દઇ પાતાળ. ૧૫૬

ત્યાં હુવા અસ્વાર વાસંગ પર ચઢયા,
ત્યાં કમળ ફુલ લઈને આગળ ધર્યાં. ૧૫૭
પાતાળ થકી નાગ નાથી લાવ્યા શ્રીકૃષ્ણરાય,
ત્યારે ગોકુળ નગરીમાં આનંદ વરતાય. ૧૫૮
ગોકુળ નગરીમાં આવ્યા તે વાર,
પડયો અચંબો નગર મોઝાર. ૧૫૯
ગોકુળમાં વરત્યો છે જય જય કાર,
ત્યાં આનંદ મંગળ ઓછવ અપાર. ૧૬૦
ગોકુળમાં વરત્યો છે જય જય કાર,
પણ કંસ સભામાં પડી છે પોકાર. ૧૬૧
હરે કંસ, શ્રી કૃષ્ણ તો ગયા પાતાળ,
ત્યાંથી નાથી લાવ્યા છે નાગ હોરાય. ૧૬૨
તે ઉપર લાવ્યા કમળના ફુલ શ્રી હરિ,
ત્યાં દેવે દાનવ સંહાર્યો કર ધરી. ૧૬૩
ત્યાં નગરનાં લોક અચંબે થયાં ઘણાં,
ધન ધન પુત્ર જસોદા મા તણા. ૧૬૪
જે વાસંગ નાગ વસે છે પાતાળ,
તે શ્રી કૃષ્ણજી લાવ્યા છે તતકાળ. ૧૬૫
દેખ્યા વાસંગ સુરીનર દેવ,
ત્યાં નગરના લોક દેખે તત ખેવ. ૧૬૬
સરવે ગોવાળીયા બોલ્યા સત ભણી,
અમે જાણ્યું નાથ કૃષ્ણજી ધણી. ૧૬૭
જેવાં હોય ભાવ શ્રી કૃષ્ણજી ભણી,
તેવા દિશે છે ત્રણ ત્રિભોવનના ધણી. ૧૬૮

કૃષ્ણ કૃષ્ણ કહે સહુ સાથે મળી,
ત્યારે કૃષ્ણ તણે ઘેર થાય રાસ મંડળી ૧૬૯
રથે ચડી શ્રી કૃષ્ણજી મથુરામાં જાય,
ત્યારે કંસાસુરે દળ જોડયાં છે ત્યાંય. ૧૭૦
તે કંસાસુરે દળ ભેગાં કીધાં જેહ,
દેવે દળ સંહારી નિષેધ કીધાં તેહ. ૧૭૧
તે રથે ચડી કૃષ્ણ દેવ મથુરામાં જાય,
ત્યાં કંસાસુર સાથે યુધ મંડાય. ૧૭૨
ત્યાં માર્યો કંસને પડી પોકાર,
મથુરાં નગરીમાં વરત્યો હાહા કાર. ૧૭૩
ત્યાં પ્રગટ હુઆ ત્રિભોવન દેવ,
દહિત કંસાસુર માર્યો તતખેવ. ૧૭૪
ત્યાં શેષ નાગનાં ફેડયાં છે ઠામ,
અને ત્રિભોવને મહાવતીઁ આણ. ૧૭૫
ત્યાં કંસાસુર દહિત સુવો જે વાર,
ને સોળ સહસ્ત્ર રાણી લાવ્યા તે વાર. ૧૭૬
હર્ષિત થયા છે દેવકી માય,
પિતા વાસુદેવ હર્ષિત જ થાય. ૧૭૭
બાળકનુ બળ દેખ્યુ છે માય,
અને દહિંત તણાં ફેડયાં ઠામ. ૧૭૮
પાંચ પાંડવ મહા ભક્ત કહેવાયે,
તેના સખા શ્રી કૃષ્ણ હતા જ્યાંયે. ૧૭૯
ત્યાં અષ્ટમે રૂપે શ્રી હરિ અવતાર,
દહિત મારવા થયા શ્રી કૃષ્ણ મોરાર. ૧૮૦

કંસાસુર દહિંત દેવે માર્યો જ્યાંય,
ભક્ત સહદેવને ઓધાર્યો ત્યાંય. ૧૮૧
ત્યાર પછી સંસારમાં પ્રગટ થયા મોરાર,
ત્યાં કૃષ્ણ રૂપે શ્રી હરિએ ધર્યો અવતાર. ૧૮૨
ગોકુળ મથુરામાં શ્રી હરિએ રમત કરી,
પછી શ્રી હરિ આવ્યા છે દ્વારકા પુરી. ૧૮૩
દ્વારકા નગરીમાં છે ઉત્તમ વાસ,
ત્યાં જઈ રહ્યા વૈકુંઠ નાથ. ૧૮૪
શંખ, ચક્ર, ગદા, પદ્મ આસન બેસણાં,
ચતુર્ભુજ રાજા ત્યાં રાજ કરે છે ઘણાં. ૧૮૫
ત્યાં ભક્તને કારણ શ્રી હરિએ રૂપ જો ધર્યાં,
ને મહા દહિત દુષ્ટને ત્યાં સંહાર્યાં ઘણા. ૧૮૬
ત્યાં શ્રી કૃષ્ણજી ત્રિભોવનના ધણી,
તે ભગતજન ઉપર કૃપા છે ઘણી. ૧૮૭
ઘટ ઘટ વ્યાપક છે સચરા ચાર,
ભક્ત કારણ રૂપ ધર્યાં શ્રી મોરાર. ૧૮૮
પાંચ પાંડવ ઉપર જો કૃપા કરી,
તેના સખા શ્રી કૃષ્ણ હરિ. ૧૮૯
ત્યાં પાંડુ રાજા રાજ વૈભવ જો કરે,
અને મહા સંતોષ દયા મન ધરે. ૧૯૦
વાંચ્છ કાંચ્છ પુન પવિત્ર છે ઘણાં,
તે દેવ ધર્મશું નિર્મળ ચિત તણા. ૧૯૧
ત્યાં સત્ય તણી કરે છે પ્રતિપાળ,
એવા જ્ઞાન વંતા ભજે એકજ દયાળ. ૧૯૨

જ્યાં દુર્યોધન સો બંધવ જે હોય,
ત્યાં રાજ કરે છે હસ્તીના પુરની માંય. ૧૯૩
કૌરવ પાંડવ બેઉ રાજ કરે છે જાણ,
ત્યાં પાંડવ તણા જશ વર્તાયે પ્રમાણ. ૧૯૪
કૌરવના મનમાં એ નવ સહેવાય,
પાંડવ મારવાને કીધા ઉપાય. ૧૯૫
ત્યાં ભીમસેને તો ઉખેડયાં ઝાડ,
એને સોએ બંધવનાં ભાંગ્યાં હાડ. ૧૯૬
ત્યાં દુષ્ટ દુર્યોધન બોલ્યા છે બોલ,
અને દૂર ઉભા રહ્યા સોહે અતોલ. ૧૯૭
ત્યારે પર નાકે મુખમાં પાણી વહ્યાં,
ત્યારે મરવા સરખા કૌરવ થઇ રહ્યા. ૧૯૮
ત્યાં ક્રોધ વંતા દુર્યોધન ભયા,
ત્યારે વિષના લાડુ ભીમસેન ને દીયા. ૧૯૯
ત્યાં સોમલ ઝેર અમુલખ કર્યાં,
મુરછીત ભીમ તે ગંગામાં ધર્યા. ૨૦૦
વળતા ભીમ પાતાળે ગયા,
ત્યાં નાગ કન્યાએ સજીવન કર્યા. ૨૦૧
ત્યાં વાસંગ બેટી શું વિવાહ થયો,
તાકો પુત્ર બબરિખ ભયો. ૨૦૨
જ્યારે અષ્ટમે અવતાર શ્રી કૃષ્ણ જોય,
ત્યારે દેવ દાનવ એકઠા હોય. ૨૦૩
ભાઈ ત્યારે અર્જુન દીવો પાંડવ માંય,
અને શ્રી કૃષ્ણે તેજ મેલ્યું છે ત્યાંય. ૨૦૪

ત્યાં મુખી ધર્મ પુત્ર થયા સોય,
અને દહિત ગુણી દુર્યોધન હોય. ૨૦૫

ત્યાં ગોર વેદઅભ્યાસથી અમર પદ હોય,
તેના વચને રાજા ધર્મ રળીયાત થાય, ૨૦૬

પણ જ્યારે મહાદન વેળા સાંભળી,
ત્યારે ગોર સનમુખ રાજા થયા વળી, ૨૦૭

સ્વામી દેશને મુલક છે કયાંય,
જે મહાદન વેળા ભોગવે છે ત્યાંય. ૨૦૮

સ્વામીજી તે અમને વાંચી સંભળાવો અહીં,
ત્યાં પછી અમથી વેડાશે નહીં. ૨૦૯

ભાઇ પાંડવો મહાદન તો પાસે છે જેહ,
અને હું હું પણું કહીએ છે તેહ. ૨૧૦

તે આખર વેળા જાણ જો એહ,
અને સહુથી પેલા મહાદન વેડશે તેહ. ૨૧૧

ત્યારે રાજા ધર્મ રોયા આપના જીવશું કાજ,
અમો પાંડવનું પુરણ મન માન્યું આજ. ૨૧૨

ભાઇ તમે હથીયાર હાથથી નાખજો આજ,
જો અમરપદ લેવાને હોય કાજ. ૨૧૩

ભાઈ આપણે રાજ કળીમાં પ્રવેશ્યા મર્મ,
પણ અહિંયાં તો છે સતપંથ ધર્મ. ૨૧૪

તમે લોકને દુભવી જીવ હિંસા કરો અધર્મ,
તેનાં કર્મ તમે ભોગવશો ધર્મ. ૨૧૫

સદ્ગોર વચને હથીઆર નાખ્યાં જેહ,
ત્યારે કૌરવે બળ બાંધ્યા તેહ. ૨૧૬

ત્યાં કૌરવ પાંડવનું વેર વધે જેહ,
પહેલાં રમતાં આમલી પીપળી તેહ. ૨૧૭

ભાઇ દેવને વિનંતી પાંડવે કરી જ્યાંય,
દુર્યોધને પાંડવ ઘેર પરોણા તેડયા ત્યાંય. ૨૧૮

તે જઇને ઉતાર્યા લાખા ભવનની માંય,
પાંડવને વિષ લાડુનાં ભોજન પિરસ્યા ત્યાંય. ૨૧૯

પાંડવને ભોજન પીરસ્યાં જ્યાંય,
સતી ભાનુમતી સત ન ચૂકયાં ત્યાંય. ૨૨૦

ત્યાં દૈહિંતે દીધી આગને ઉઠી જાળ,
ત્યારે સહાય કરવા પાંડવના ઉપર જે કાળ. ૨૨૧

લાખા ભવનમાંથી સુરંગ બાંધી જ્યાંય,
તે થકી વનમાં નાસી આવ્યા ત્યાંય. ૨૨૨

પણ રાખનારા મોટા છે શ્રી હરિ દેવ,
જળ સ્થળ માંહે રક્ષા કરે છે તેહ. ૨૨૩

પાંડવ રક્ષક મોટા છે શ્રી જગદિશ,
પાંડવ ધર્મ પુન પવિત્ર છે શીશ. ૨૨૪

જ્યારે બળે પાંડવ ને કુન્તાજી માય,
ત્યારે સામે જુવે યુધિષ્ઠિર રાય. ૨૨૫

ત્યારે ભીમસેન તો એમ જ કહે,
ભાઈ સહેદેવ કાંઇક મારગ કહો. ૨૨૬

એક લાખ મણની શીલા જે આય,
તેની હેઠળ સુરંગ ખોદાય. ૨૨૭

ત્યાં પહેલાં ઉતર્યા છે કુન્તાજી માય,
પછી ઉતર્યા છે યુધિષ્ઠિર રાય. ૨૨૮

પછી ચાલ્યા સહદેવને નિકુળ સહી,
પછી ઉતર્યા અર્જુનને ભીમસેન ભાઈ. ૨૨૯
તે સુરંગે પાંડવ ઉતર્યા જાયે,
ત્યાં અગ્નિ તે તેની પાછળ થાય. ૨૩૦
એ અગ્નિ ઉપર તમે પ્રતિત આણો ખરી,
તે ભક્તોના તારણ શ્રી હરિ. ૨૩૧

---

રાગ : વૈશમ પાય એણી પેરે બોલ્યા એ રાગ : સાખીની ચાલ

એ અગ્નિમાંથી ઉગારીયાને, વળી ધારણ ધીર,
સુરંગ માહેથી છએ આવ્યા, સમરે શ્યામ શરીર. ૨૩૨
વિદુર કાકાએ પરાક્રમ કીધું, વસ્ત્રોને વીટી મુકયા,
છ એ જણાએ શરીર ઢાંકયાં, કારજ જેથી સર્યા. ૨૩૩
વાટે જાતા શ્રી હરિગુણ ગાતા, પંથ લાંબે પળાય,
શ્રી કૃષ્ણજીની અકળ કળાથી, ભીમ પરણ્યો હેડંબાય. ૨૩૪
ત્યાંથી આગળ ચાલીયા, ને રસ્તે વિઘ્ન અપાર,
હેડંબા સુરને સો કૈયાસુ, પહોંચાડયા જમ દ્વાર. ૨૩૫
સતે ઉગરીયા પાંચ બંધવને, છઠાં કુંતા માત,
પરમારથનું કારજ કીધું, બકરાક્ષસનો કર્યોનાસ. ૨૩૬
દીવસ માસને વરસો વીત્યાં, જેનાં પવિત્ર પુન પાવન,
ગોવિંદ ગુણ ગાતાં ગાતાં, આવ્યા દ્રુમ તણે આશ્રમ. ૨૩૭
ભક્તની ભીડ ભાંગી ભુદરે શ્રી હરિએ કારજ કર્યાં,
કંઈક મહીપતીને હેઠા પાડયા, પાંડવ પંચાળીને વર્યા. ૨૩૮
મચ્છ વેધનનું કારજ કીધું, ત્યાં પાંડવ પ્રગટ થાય,
કુંતા માતા દ્રુપતિ સાથે, પાંડવ હસ્તીનાપુર જાય. ૨૩૯

ભક્ત વત્સલ ભુદરોને, શ્રી કૃષ્ણે મન વિચાર્યુ જ્યાંય,
પોતાની ભગિની સુભદ્રાને, શ્રી અર્જુનને વરાવી ત્યાંય. ૨૪૦
સુખ દેખી સતીયા તણુને, કૌરવને ચિંતા થાય,
વ્યાસજીને વચને ચાલે પાંડવો,
વિદુર કાકા કૃષ્ણુનેસેવે ત્યાંય. ૨૪૧
પાંડવ સાથે વેર વધારે દુનિયા ન જાણે વેદની વાણુ,
ગોર નારાયણુ વ્યાસ કૃષ્ણુને, કૌરવો નીદે ત્યાંય. ૨૪૨

* રાગ ફર્યો સાખીની ચાલ *

પાંડવ કૌરવ સાથે રહેતા જેહ,
હાર જીત પારખવા સોગઠ પાસા તેહ. ૨૪૩
એ રમતાં રમતાં હારશે જેહ,
તે રાજ છોડી વનમાં જાસે તેહ. ૨૪૪
ત્યારે ભીમસેન બોલ્યા છે એહ,
સુણો સહદેવ નીકુળ અર્જુન ભ્રાત. ૨૪૫
ભાઈ સારા પાસા ખેલીસુ પાત્ર,
તેમાં સાથે છે રાજા ધર્મ સુપાત્ર. ૨૪૬
હાર્યા પાંડવ ગરથ દીયાં આજ,
વળી દીયા સરવે મુલકને રાજ. ૨૪૭
એ પાંચે પાંડવ હારીયા છે જ્યાંય,
ભીમનો જયમંગલ હસ્તિ છુટયો ત્યાંય. ૨૪૮
રાજા યુધિષ્ઠિર નીચુ નિહાળી રહ્યા,
ભાઈ અમે તો પુરા વિશ્વાસુ રહ્યા. ૨૪૯
સભામાં કૃષ્ણુ પધાર્યા જેહ,
અમારે સવળા પાસા પડશે તેહ. ૨૫૦

સ્વામી દેવ પધાર્યા ભીડ પડી છે આંહી,
ભકતુ ને આવી ભીડ પડી છે ત્યાંહી. ૨૫૧

પાંડવ કહે સ્વામી, સાય કરી તત્કાળ,
અમ હાથે પાસા અવળા પડયા દયાળ. ૨૫૨

કૃષ્ણ કહે એવી વીમાસણ કરો કેમ,
ત્યારે ત્યાં બોલ્યા છે રાજા ધર્મ. ૨૫૩

રમતાં હાર્યા રાજ પાટ ને ધન,
ભાઈ તેનું તમે દુઃખ ન ધરશો મન. ૨૫૪

પાંડવો તમે દેવની સેવા કરોને આજ,
ત્યાં તમારાં સિધ થશે સરવે કાજ. ૨૫૫

જો દેવની સેવા કરતાં જીતશો તન,
તો દેવ આપશે ગરથ ને સહુ ધન. ૨૫૬

ત્યાં દૂત સભા માંહેથી ઉઠયો મન,
તે ત્યાં દહિત છે દુશાસન. ૨૫૭

આપણે માતાપિતાને પાય લાગીયે દશ,
વળી સદગોરજીને નમાવીએ શીશ. ૨૫૮

આપણા બોલ ઉપર થઈ છે જીત,
તે આપણને જીતાડયાં છે જગદીશ. ૨૫૯

ભિષ્મ દ્રોણ ને કિરપાચાર દેવ,
અને વળી અસ્વસ્થામા કહીએ જેહ. ૨૬૦

ત્યાં સરવેમાં વિદુર અળગા રહ્યા,
તે સભામાં સૌએ હા એ હા કહ્યા. ૨૬૧

જે પાંડવ ભક્ત છે તમારા જાણ,
સ્વામી આજે તમે હરાવ્યા નિર્વાણ. ૨૬૨

પણ તમે આખર વેળાએ ઉગારશો જાણ,
તમે છો સમર્થ સારંગ પ્રાણ. ૨૬૩
ત્યાં દહિંત દુર્યોધન એમ બોલ્યો વીર,
અરે ભાઇ તું શાને રાખે છે ધિર. ૨૬૪
પાંડવો તમે વન જાવ પાંચે વીર,
નહીં તો નાર પંચાળીનાં કાઢીશું ચીર. ૨૬૫
દુશાસનને પાંડવ ઘેર મોકલ્યો જ્યાંય,
તે જઈને પહોંચ્યો નાર પંચાળીને ત્યાંય. ૨૬૬
ત્યાં સતીએ પર પુરુષને આવતો દીઠો જાણ,
ત્યારે તે સતી ઘરમાંહે પેઠાં નિર્વાણ. ૨૬૭
ત્યાં દાસીએ દુતને પાછો વાળ્યો બાર,
ભાઇ આજ રાણીને છે સ્ત્રી ધર્મ સાર. ૨૬૮
આજ કોને અડવાનો અધિકાર નહીં મર્મ,
ભાઈ આપણે બ્રાહ્મણ વૈસ્ય ક્ષત્રીનો ધર્મ. ૨૬૯
દાસીનાં વચન સુણી દુત પાછો જાય,
ત્યાં આવતો દીઠો દુર્યોધન રાય. ૨૭૦
તુજ કાયરથી શું કામ થાય,
અરે ભાઈ દુસાશન તુ કાં ભાગી જાય. ૨૭૧
તે દુસાશન કોપીઓ અંત,
તે કરે છે ક્રોધ મનમાં અત્યંત. ૨૭૨
હું એને મારતો લાવું નહિ અંત,
જેમ પાંચે દેખે એના કંથ. ૨૭૩
ત્યાંથી દુષ્ટ સંચર્યો એણી પેર,
તે આવી પહોંચ્યો નાર પંચાળીને ઘેર. ૨૭૪

સતીએ જમ સરખો દીઠો આવતો જેહ,
ભાઇ હવે મારી શું થશે પેર. ૨૭૫
ત્યાં દાસીએ દુષાસનને વાર્યો જાણ,
અમ અબળા ઉપર શુ કરો છો દબાણ. ૨૭૬
તે આજ રાણી છે રજ સ્વલા માંહે જાણ,
તે સતી મુખમાંથી નહીં બોલે વાણ. ૨૭૭
જ્યારે ઘરમાં દુષ્ટનાં ચરણ જો ભયા,
ત્યારે અમે આચાર હીણાં થયાં. ૨૭૮
ત્યારે સતીનારી નાસતાં હિંડે જ્યાંય,
અને દુષાસન તેની પુઠે ધાય. ૨૭૯
ઘરમાંહે આવતાં અબળાને લાગી ઠેસ,
અને દુષાસન દુષ્ટે ગ્રહ્યા છે કેસ. ૨૮૦
જ્યારે કેસ ગ્રહ્યા તે દુષ્ટ કાંમીએ આજ,
અમે છીએ અબળા નારી સાર. ૨૮૧
વીરા આજ મારી નથી કાયા સુદ્ધ સાર,
અમને સીદ લઈ જાવ છો સભા મોઝાર. ૨૮૨
અમને સભામાં સૌ લોક દેખે અપાર,
અહીંયાં ભલે મને મારી નાખો ઠાર. ૨૮૩
ત્યાં દહિંતે કેસ ગ્રહ્યા કામનીના જેમ,
ભાઈ અમને મોલ મંદિર છોડાવે કેમ. ૨૮૪
ત્યાં લોક સૌ જોવા મળ્યાં અપાર,
ભાઈ એનો સ્વામી છે રાજા ધર્મ સાર. ૨૮૫
ત્યાં ગોર નર દેવની સ્તુતિ કરે છે જાણ,
એ સતીએ સભામાં સંભાર્યા શ્રી સારંગપ્રાણ. ૨૮૬

સ્વામી મારા આ વેળા તમે સખા જાણુ,
તમ ભક્ત વશ છો શ્રી ભગવાન. ૨૮૭
તમે છો માતને તમે છો તાત,
તમે આજ સગાં સાળવી અને મોસાળ. ૨૮૮
આજે મારા બંધવ સ્વામી તમે સાર,
તમે સાસરૂં ને તમે છો સંસાર. ૨૮૯
સ્વામી આગળ સતી વિલાપ કરે છે અપાર,
વિનંતી કરતાં સતી ચાલ્યાં સભા મોઝાર. ૨૯૦
એ સભામાં સતીએ અણમના દીઠા પાંચે શ્યામ,
તે બેઠા છે વળી અળગે ઠામ. ૨૯૧
જે સુભટ સરવે ટોળે મળી ભૂપ,
ત્યાં જુવે છે સતીનાં સ્વરૂપ, ૨૯૨
ત્યાં સતીના અંગ ઉઘાડાં કર્યા જેહ,
તેથી બળ કરે છે મહા ભૂપ તેહ. ૨૯૩
સતીને આણી સભામાં ઉભાં કર્યા જ્યાંય,
ભરી સભામાં નીરખે મોટા ભૂપ ત્યાંય. ૨૯૪
ભાઈ કોઈએ મારો નખ નથી નિરખ્યો દેહ,
તો આજ પારકા પુરુષ નીરખે જેહ. ૨૯૫
સતી સભા મધે ઉભાં રહ્યાં જેહ,
ત્યાં દુષ્ટ દુશાસન પાટુ મારે છે તેહ. ૨૯૬
સતી સંભારે શ્રી ગોર નરને સાર,
સ્વામી તમે કયારે ચડશો મારી વાર. ૨૯૭
સ્વામી જે પાંડવ સુને વનમાંથી લાવ્યા આપ,
સ્વામી તે સહુ તમ ચરણ પ્રતાપ. ૨૯૮

જ્યાં અર્જુને મચ્છ વેધ કીધો આપ,
ત્યાં સ્વામી એ સહુ તમ પ્રતાપ. ૨૯૯
આગે તમે કહેતા હે બાઈ દ્રૌપદી સાર,
બાઈ તું છે ભક્ત પંચાળી સાર. ૩૦૦
તુજ સરખું વહાલુ નહિ ભગિની સાર,
બાઈ તે આ મારે યુગ ને સંસાર. ૩૦૧
સતી કહે એ વહાલુ વહાલુ તે કયાં ગયુ હેત,
સ્વામી તમે છો શ્રી લક્ષ્મી કેરા કંથ. ૩૦૨
આજ કૌરવ કેસ ગ્રહી રહ્યા અંત,
તો વહાલા તમો કેમ થઈ બેઠા નિશ્ચિત. ૩૦૩
હવે સ્વામી અહીંથી છોડાવો તો છુટીએ જાણ,
વહાલા તમે પધારોને ઘનશ્યામ. ૩૦૪
એવું તમે સાંભળો મારા નાથજી જાણ,
તો તમે સહાય કરો શ્રી ભગવાન. ૩૦૫
સ્વામી વિનંતી સુણજો હમ રાંક તણી અપાર,
સ્વામી તમે પરખો સઘળા મર્મ સાર. ૩૦૬
હવે ધર્મ ક્રિયા આચાર હીણા થાઉં અમે,
સ્વામી વેગે પ્રગટો પરિબ્રહ્મ તમે. ૩૦૭
સ્વામી યુગમાં ભક્તો કારણ આવ્યા દોડી,
આગે ભક્તો તાર્યા છે અનંત કરોડી. ૩૦૮
હવે તમે રૂપ પ્રગટ કરો હો દયાળ,
તમે હેડંબાથી ભક્ત ઉગાર્યા તત્કાળ. ૩૦૯
તમે ભક્તોની આજ કરો સંભાળ,
ત્યાં કોપ કરીને કૌરવ ઉઠયા વિકરાળ. ૩૧૦

તેનાં મુખ દીપે છે મહા વિકરાળ,
તે અબળાની ભીમ કહે કેમ રહેજે લાજ. ૩૧૧
સ્વામી તમે કેમ લાજતા નથી આપ,
સ્વામી તમે આવડો વિલંબ કેમ કરો નાથ. ૩૧૨
સ્વામી તમે દ્વારકા નગરી સુવર્ણની કરી,
સોળ સહસ્ત્ર ગોપીમાં ગોવિંદ શ્રી હરિ. ૩૧૩
સ્વામી તમે સવા લાખ સજનસું રમતા ત્યાંહ,
સોળ સહસ્ત્ર ગોપીસુ રાસ રમતા તા જ્યાંએ. ૩૧૪
આજ શું કારણ તમે વિસારો કિર્તાર,
હમારા તમે જુગ જીવનના છો આધાર. ૩૧૫
સ્વામી ભક્તોને નવ વિસારીએ હરિ,
અમારા અવગુણ તમે જાવ વિસરી. ૩૧૬
અમે મુખ થકી કેમ દીજે ગાળ,
એમ જાણો મારા નાથજી દિન દયાળ. ૩૧૭
એવું જાણો સ્વામીજી અમારા દિન દયાળ,
તમો થાઓને વચન પ્રતિપાળ. ૩૧૮
સ્વામી દુઃશાસન પટકુળ ખેંચે ધરી રીસ,
ત્યાં વળી ઉઘાડે અંગને શિષ. ૩૧૯
એવું જાણીને વહેલા પધારો મારા ઇસિ,
હવે તમે કૃપા કરી પૂરણ જગદીશ. ૩૨૦
હવે સ્વામી અનાથ અબળાનું રાખીએ માન,
અમે છીએ અબુજ અજ્ઞાન. ૩૨૧
સતિ દ્રુપતી એક મને ધરે ગોર નરનું ધ્યાન,
હવે તમે વહેલા વળો શ્રી ભગવાન. ૩૨૨

ત્યાં શ્રી કૃષ્ણજી દ્વારકા હતા જેહ,
અને દેવ નિંદ્રામાં પોઢયા છે તેહ. ૩૨૩
ત્યાં શ્રી દેવ તો પોઢયા છે જ્યાંય,
તે ઉપર રાણી રૂક્ષ્મણી ઢોળે છે વાય. ૩૨૪
દેવ નિંદ્રામાંથી ઝબૂકી ઉઠયા જ્યાંય,
અને તે દેવ દ્વારકા કેરા રાય. ૩૨૫
ત્યાં ગોર વેદમ વ્યાસને બોલાવ્યા દયાળ,
ગોર તમે ગરૂડને તેડાવો તતકાળ. ૩૨૬
દાસ આપણાની દુષ્ટને વશ પડી નાર,
તેની રક્ષા કરતાં વિલંબ ન કરો લગાર. ૩૨૭
દેવને રૂક્ષ્મણી લાગ્યાં પૂછવા ભાસ,
સ્વામીજી એવી કોણ છે તમારી દાસ. ૩૨૮
તે કારણ હરજી હંફાળા ઉઠયા આજ,
વળી તેનાં સમરથ કરવાને કાજ. ૩૨૯
તે દાસને તમે શેને ઓળખ્યા સાર,
તે ભક્ત પંચાળી કહીએ નાર. ૩૩૦
ત્રેતા યુગમાં તારા લોચની સતી સાર,
દ્વાપરમાં દ્રૌપદી પંચાળી નાર. ૩૩૧
પાંડવ હાર્યા રાજને પંચાળી નાર,
તે સાથે હાર્યા ગરથ ભંડાર. ૩૩૨
જે પાપી પટ કુળ ગ્રહી રહ્યો તે વાર,
તે તો દ્રૌપદી અબળા સુંદરી નાર. ૩૩૩
સ્વામી તે ભક્ત મોટા છે તમારા સાહી,
તેની સહાય કરજો તતકાળ જઈ. ૩૩૪

જે ભક્ત શ્રદ્ધાથી આરાધે જેહ,
તો તેને પ્રથમ સાથે લેજો દેવ. ૩૩૫
જો ભક્તને દુઃખ પડે દાઝીયે સાર,
તો સ્વામી તેની પ્રથમ કીજીએ વાર. ૩૩૬
અંતે તેને ઉપજે તન માંહે તાપ,
વળી સાચા સજ્જનને દુઃખ લાગે આપ. ૩૩૭
જો સેવક સ્વામીને પઠંતરે દયાળ,
તો સ્વામી તમે સહાય કરો તત કાળ. ૩૩૮
સ્વામી ખરા ભક્તોને દુઃખ ઉપજે નાથ,
તે દુઃખ ઉપજે ગોર નરને આપ. ૩૩૯
જે ભક્ત સૌ કોઈ ટોળે મળ્યા દેવ સાર,
તે વેળા સ્વામી ગરૂડે થયા અસ્વાર. ૩૪૦
જે પાંડવની પટરાણી છેરે દયાળ,
તેને મહાદુઃખ દે છે દુષ્ટ ભુપાળ. ૩૪૧
તું પટકુળ મેલને કામીની નાર,
હવે તારી કોઈ નહી લે સાર સંભાળ. ૩૪૨
નિશ્ચે પાંડવ હાર્યા વન જાશે નિરધાર,
રાણી તે તો તારા છે ભરથાર. ૩૪૩
તું એમ કહેતી અંધ કેરા પુત્ર દુર્યોધન,
તું હાંસી કરતી પણ હવે કરશું હમારે મન ગમ. ૩૪૪
સતી કહે વીરા આવું નવ બોલીયે જાણ,
તમે દુષ્ટ વચન ન બોલો અજ્ઞાન. ૩૪૫
વડી ભોજાઈ તે માતા સમાન જાણે જેહ,
એમ સહી લખ્યું છે વેદ પુરાણે તેહ. ૩૪૬

ત્યાં કૌરવ કહે ભાઈ વિષિયલને છંછેડયા જાણ,
ત્યારે મુખમાંથી નાંખે ફુફાડા ફેણ. ૩૪૭
અરે દુશાસન તું શું રે કરે છે વિચાર,
હવે એનાં વેગે તું વસ્ત્રો કાઢ. ૩૪૮
તે સભામાં સતિ વસ્ત્ર વલે શરીર,
ભાઇ હમણાં એવા ન થઇએ હો વીર. ૩૪૯
દુશાસન સતીને વરૂની પેરે વળગ્યો સીર,
અને તે તાણે છે ત્યાં સતીનાં ચીર. ૩૫૦
ધર્મપુત્ર કહે લાજ નારો લાજશે સોય,
એ તો સ્વામીજી પ્રગટ થાશે જોય. ૩૫૧
નિશાસો નાખી ભીમ થયા રાતા જોય,
પણ ધર્મે ભીમને વાર્યા સોય. ૩૫૨
ત્યાં દેવ મન વેગે આવ્યા સધીર,
અને તે સમરથ સતીનાં પુરવા ચીર. ૩૫૩
ત્યાં ભક્ત સરવે વિનંતી કરી એમ વીર,
આંખે આંસુ જેમ નદીએ વહે છે નીર. ૩૫૪
ત્યાં પાડવો દેશ મુલક હાર્યા જે વાર,
અને હાર્યા હસ્તિ ઘોડા અરથ ભંડાર. ૩૫૫
તે કૌરવે તાળાં કુચી કબજે કરી જયારે,
ત્યાં ચીર કાઢે છે પંચાળીનાં ત્યાંય. ૩૫૬
ત્યાં દેવ પુરણ હારે ચીર પુર્યાં આજ,
તે તો ભક્ત પાંડવ કેરે કાજ. ૩૫૭
તે સંસાર સરવે દેખતા મહારાજ,
અને ત્યાં દેવે રાખી ભક્તોની લાજ. ૩૫૮

દહિત દુષાસન છેડો તાણી ઉઘાડે શરીર,
ત્યારે ત્યાં સતી કેરાં ગ્રહી જો ચીર. ૩૫૯
ત્યાં દેવે બીજું ત્રીજું ચોથું પુર્યાં ચીર,
ત્યાં પુર્યાં જગદીશે સાવ સોનેરી હીર. ૩૬૦
ત્યાં કૌરવ કપટી કુબુદ્ધિ દીષે જાત,
ચીર કાઢી જુવે તો નીકળે નવરંગી ભાત. ૩૬૧
ચોથા ચતુર ભુજે પુર્યાં પ્રમાણ,
પાંચમે પુરુષોતમ પરિબ્રહ્મ જાણ. ૩૬૨
શ્વેત લાલ લીલા પીળા તાર,
ત્યાં શ્રી કૃષ્ણે સઘળાં પુર્યાં સાર. ૩૬૩
ત્યાં દેવે પૂર્યાં નવ રંગી ચીર,
તેનું વર્ણન વિવેકે કર્યો નવ જાય. ૩૬૪
જેણે પૂજ્યા તે સ્વામી પૃથ્વીમાં પ્રગટ થાય,
ત્યાં સર્વે લોકમાં દેવ દાનવ જોવાય. ૩૬૫
ત્યાં નવ ખંડના ભુપ આવી મળ્યા ધાય,
અને તે દેવ છે ચતુર ભૂવનનો રાય. ૩૬૬
ત્યાં હરજી હીરાલાલ થયા છે જાણ,
અને વેદમ વ્યાસ વણકર હુવા પ્રમાણ. ૩૬૭
ત્યાં વસ્ત્રનાં તાંતણા નવશે નવાણું જાણ,
તે વાત જાણી નવખંડ પ્રમાણ. ૩૬૮
દેવને શેરડી ખાતાં પાશી વાગી છે હાથ,
દ્રૌપદીએ ચીર ફાડયાં તેના ત્રાગડા નવસે નવાણુ સાર. ૩૬૯
તેનાં શ્રી હરિએ ચીર પૂર્યાં નવસે નવાણુ આજ.
શ્રી હરિએ સતીની રાખી સભામાં લાજ, ૩૭૦

જે અચરજ જોવા લોક મળ્યા અપાર,
અને ત્યાં તે જોવા મળ્યો સઘળો સંસાર. ૩૭૧
સદગોર વેદમ વ્યાસ એમ બોલ્યા વાણ,
ભાઈ તારૂ સુકરીત સાચુ જાણ. ૩૭૨
જે સતીને દેવે તારે તાતણે પટકુળ પુર્યા જાણ,
તે તો નવસે નવાણું સહી પ્રમાણ. ૩૭૩
જે પટકુળ પુર્યા ભક્તોની રાખી લાજ,
તે ત્યાં પુર્યા ગોર નરની જાત. ૩૭૪
સદગોર કહે અમે વણકર થયા જાત,
પટકુળ પૂર્યાં છે ત્યાં અવનવી ભાત. ૩૭૫
દાદા ભિષ્મને દ્રોણ કૃપા ચાર,
અસ્વસ્થામા એમ જોધા અપાર. ૩૭૬
ભાઇએ કૌરવની સભાનું સાથ,
પતન થાશે પાંડવથી કીધો વિખવાદ. ૩૭૭
એ ભક્ત પાંડવને સાથે સમરથ દેવ આપ,
ભાઈતે કોઇથી ગાંજયા નવ જાય. ૩૭૮
જેણે નવશે નવાણું ચીર પૂર્યા છે ત્યાંય,
તે પૂર્યા એકવીસ બ્રહ્માંડ કેરા રાય. ૩૭૯
એકવીસ બ્રહ્માંડને નાથે ચીર પૂર્યા આજ,
ત્યાં રાણી પંચાળીની રાખી લાજ. ૩૮૦
જે દેવ અંતરીક્ષથી આવ્યા આજ,
ત્યાં ભાઈ તે ભકતુનાં કરવા કાજ. ૩૮૧
ત્યાં રાજા કૌરવ બોલ્યા શિશનામ,
ભાઈઅમે છું અંધ અબુજ અજ્ઞાન. ૩૮૨

સતી તમે શિતળ વચન સિંચજો જ્ઞાન,
બાઇ અમે એવું માગીએ વરદાન. ૩૮૩

હેજી તમે સસરાને અમે વહુ વર જાણુ,
બાઇજી તમે કેવી કહો છો વાત અજાણુ. ૩૮૪

એ લખ્યું હમારા કરમનું જેહ,
ભાઈ હવે કોને દીજીયે અપવાદ તેહ. ૩૮૫

રમત રમતાં હારજીત ક્ષત્રીવટ પાળવાં સાર,
ભાઈ અમે રાજા પાંડુ કુળની નાર. ૩૮૬

પાંડવ સાથે ભક્તિ કરવા વન આવશું આજ,
ત્યાં દીન દયાળ માગું વૈકુંઠનું રાજ. ૩૮૭

જે દેવે નવસે નવાણું ચીર પુર્યાં છે સાર.
તે તો જાણે સરવે જુગ સંસાર, ૩૮૮

જે પાંડવ વનવાસ ચાલ્યા આજ,
ત્યાં તો દહિંત દુર્યોધને લીધું રાજ. ૩૮૯

તે પાંડવો સદગોર વચને ચાલ્યા સધિર,
સાચા સતપંથી પ્રમાણીક થયા ધીર. વીર. ૩૯૦

તો એ પગ પાછો ન પાડ્યો ને રાખી ધીર.
તો દુષ્યાસને કાઢયાં પંચાળીનાં ચીર. ૩૯૧

હાર્યા પાંડવને વન ગયા છે આજ,
અને કૌરવ કહે અમે કરીશું રાજ. ૩૯૨

જે દુર્યોદન શું પાંડવ શોગઠ રમવા ગયા,
તેને હરાવી રાજને વન મોકલ્યા. ૩૯૩

બાર વરસ લગી વન ભોગવે આજ,
ત્યારપછી અમે આપીશું રાજ. ૩૯૪

તે પાંડવ બાર વરસ રહ્યા વનવાસ,
ત્યાં સેવા કીધી શ્રી અવીનાસ. ૩૯૫
તેણે એક મન કરી આરાધ્યા સાર,
ત્યાં વનમાં પાન ફળનાં લીધા આહાર. ૩૯૬
ત્યાં દુર્યોધને મોકલ્યા દુર્વાસા સાર,
અને વિદ્યાર્થી સહસ્ત્ર અઠાસી સાથ. ૩૯૭
ત્યાં પાંડવે કાષ્ટ કીધાં એકઠાં સાર,
પણ નાર પંચાળીએ રાખી લાજ. ૩૯૮
ત્યાં અબળા વિનંતી કરે છે આપ,
સ્વામી તમે આપે પધારો નાથ. ૩૯૯
ત્યાં દુર્વાષા ઋષિ સ્નાન કરવા ગયા સૌ સાથ,
તે સહસ્ર અઠાસી આવી દેશે શ્રાપ. ૪૦૦
સ્વામી તમે ગોર બ્રહ્માના વેદ વાળ્યા જ્યાંય,
અને દેવ તમે સાયર મથીઓ ત્યાંયે. ૪૦૧
ચૌદ રતન શ્રી હરિએ કાઢયાં જ્યાંય,
સ્વામી ભક્તોને અમૃત પાયાં ત્યાંય. ૪૦૨
ત્યાં તમે ધરણી દાઢે ધરી મહારાજ,
સ્વામી તમે સ્થંભમાં પ્રગટી કીધાં ભકતનાં કાજ. ૪૦૩
પાંચ કરોડી શું તાર્યાં ભક્ત પ્રહલાદ,
તે દેવે આલ્યાં અવિચળ રાજ. ૪૦૪
સ્વામી તમે બળી યુક્તિથી છળ્યો જેહ,
અને ઈન્દ્રનું ઈન્દ્રાસન રાખ્યું તેહ. ૪૦૫
સ્વામી તમે વ્રત પાળી બેઠા ખરા,
તમે સહસ્રર્જુનને લોહ પિંજરમાં ધર્યા. ૪૦૬

સ્વામી સાયર પાળ બાંધી પાષાણ તાર્યા જેહ,
અને દશ મસ્તકને રાવણ છેદ્યો તેહ. ૪૦૭

સ્વામી દ્રોણાચળ પર્વતે પ્રગટ થયા જેહ,
ત્યાં સતી સીતાને વાળ્યાં છે તેહ. ૪૦૮

સ્વામી હરિચંદ્રના ખડગથી ઉગારી તારા દેહ,
અને ત્યાં ગોર નરના બહુ જપ કીધા જેહ. ૪૦૯

સ્વામી સાત કરોડી શું હરિચંદ્રનાં કીધાં કાજ,
અને તેને અવિચળ આલ્યાં રાજ. ૪૧૦

સ્વામી તમે વરસાદથી જે ગોકુળ રાખ્યું રેલ,
અને હાથે ગોરધન તોળ્યા છે દેવ. ૪૧૧

સ્વામી તમે પાતાળે જઇ કમળ લાવ્યા જેહ,
અને અબળાના પટ કુળ પુર્યાં તેહ. ૪૧૨

તમે ભક્ત સરવેની વિનંતી સાંભળી તાત,
ત્યાં અનંત ભક્તો મળ્યા બહુ જાત. ૪૧૩

ત્યાં પાંડવે કાષ્ટ ભેળાં કીધાં નિર્વાણ,
તો દુર્વાસા ભોજન તે કોણ માત્ર જાણ. ૪૧૪

તે સમયે દેવને વિનંતી કરી છે જાણ,
તે રાણી રૂક્ષ્મણી થાળ પુરે નિરવાણ. ૪૧૫

તે પવન વેગે પોતે પધાર્યા મહારાજ,
સ્વામી તે દુર્વાશા ભોજન કાજ. ૪૧૬

અમે આજ ભૂખ્યા છીએ બેની આલ,
કાંઈ ભોજન હોય તો લાવો તતકાળ. ૪૧૭

જે તાંદળજાનું પાન ગ્રહે સો દિન દયાળ,
ત્યાં ત્રણ ભુવનની પુરી છે થાળ. ૪૧૮

ત્યાં પાંડવને બાર વરસ પુરાં થાય,
તે ગયા કદળી વન છે જ્યાંય. ૪૧૯
પાંડવને ત્યાં સ્વામી પધાર્યા જ્યાંય,
ભાઈ સત્ય ધર્મે પૂછયું ત્યાંય. ૪૨૦
તે ભક્ત પાંડવે કાયા કસી છે અતિ જોગ,
તેને ત્યાં વન પાનનાં લીધા ભોગ. ૪૨૧
ગોર નર એની પેરે સાત દિવસ રાખ્યા ભોગ,
તો થયા છે સ્વામી દર્શનના જોગ. ૪૨૨
ત્યાં પાંડવ કાજે કલ્પવૃક્ષ લાવ્યા ફળવન,
ત્યારે તેની પાસે કાંઈ ન હોતા અન. ૪૨૩
જો વનફળ છોડી આરોગીએ અન,
તો બાર વરસનાં ચોવીસ રહીએ વન. ૪૨૪
ત્યાં દેવ કહે પાંડવ જો ભાઈ,
હવે તમે ધિરજ રાખજો આહી. ૪૨૫
હવે રોપી આંબાને ફળ પાકયા પુરાં પ્રિત,
ભક્તોની ભીડ વેળા રાખોને પ્રતિત. ૪૨૬
ભાઈ ત્યાં સાતે સેવકે ધિરજ ધરી,
તે લેવા અમર પદ કાજ શ્રી હરિ. ૪૨૭
તેણે એણી પેરે ગોરનરને પૂછયું આજ,
પણ તેની ક્ષણ નવ રાખી લાજ. ૪૨૮
પાંડવે ત્યાં શ્રી હરિની ભક્તિ કરી,
શ્રી ગોરનરનાં વચન શીર પર ધરી. ૪૨૯
તમે બાર વરસ ભોગવો વનવાસ,
અને ત્યાં છતાં થશો તો રાખીશું દાસ. ૪૩૦

તે વચનનાં બાંધ્યા તે સતીયા વનમાં ગયા,
જ્યારે બાર વરસ તે સંપૂર્ણ થયાં. ૪૩૧
જે પાંડવ સંગે ચાલ્યા સાતે સત સાર,
તે જઇને પહોંચ્યા પંચ નદી મોઝાર. ૪૩૨
આ તિર્થ સ્નાન કીધાં સતસુ જોયે,
અને જઈ પહોંચ્યા વૈરાટ નગરમાં સોય. ૪૩૩
ત્યાં એણી પેરે પાંડવ આપ ગયા જ્યાંહ,
તેણે સેવક થઈને કારજ કીધાં ત્યાંય. ૪૩૪
તે ભક્ત પાંડવ રાજદ્વારે ઉભા સહુ,
સુણો રાજા વૈરાટ તમસુ કહું. ૪૩૫
ભાઇ આજ અમને વેળા વસમી છે જેહ,
અમો પાંડવ તણા દાસ છીએ, તેહ. ૪૩૬
ભાઈ કૌરવે કુળનિકંદન કર્યું ઠામ,
અને કૌરવે યુગમાં હે ખોયું છે નામ. ૪૩૭
બાર વરસ વન મૂકયાં પાંડવોને તે ઠામ,
રાજા કહે ભાઈ તમે શું કરતા કામ. ૪૩૮
તે રાજા વૈરાટની જોડે બેઠા ધર્મ ધ્યાન,
અને તે સૌ ભાઇને પ્રણામ કરીને રહેતા માન. ૪૩૯
ત્યાં જોષિ સહદેવે શાસ્ત્ર વાંચતા સોય,
અને ભીમસેન વાલવા રૂપે રસોઇ કરતા જોએ. ૪૪૦
ત્યાં પાંચે પાંડવે એવા કર્મ કર્યા સોય,
અને નિકુળ ભાઇ ઘોડા દોડાવે જોય. ૪૪૧
અર્જુને અભિમાન ત્યાં ગાળ્યાં સોય,
અને તેણે મહેતા બની વિધ્યા ભણાવી જોય. ૪૪૨

તે રાજા વૈરાટ પાંડવને પૂછે વિચાર,
તમે એ સ્ત્રીને મૂકો મહેલ મોઝાર. ૪૪૩
ત્યારે ગયાં દ્રૌપદી મહેલ આવાસ,
તે જઇને ઉભા રહ્યા પટરાણીને પાસ. ૪૪૪
રાણી દ્રૌપદીનાં રૂપ દેખી કરે વિચાર,
જે એવી સુંદરી નહી જોઇ નાર. ૪૪૫
બાઇ આવો એમ કહી દેવે આવકાર,
અને બાઇ તમને પહેરાવું શોભે શણગાર. ૪૪૬
જે કૈયો કીચક રાણીનો બંધવ થાય,
ને દ્રૌપદીનું સ્વરૂપ જોઈને કૈયો સોય. ૪૪૭
એ દ્રૌપદીના મુખડા સામુ જોય,
અને કહે દાસી તું મુંજ પાશે આવે સોય. ૪૪૮
નહી તો હું તમને જોરે તેડાવું દાસી નાર,
એવું કૈયોકીચક બોલ્યો તેણે ઠાર. ૪૪૯
કઠણ વચન સાંભળી સતી આવ્યાં પોતાને દ્વાર,
તે આવી ઊભાં રહ્યાં પંચાળી નાર. ૪૫૦
તે દૈતનો ભાવ કહેવા સતીએ સમજાય,
ભાઈ પાંડવો કૈયો બોલાવે મને દહેરા માંય. ૪૫૧
પાંડવો તમે તમારી સૂજ પડે તે કરો કાજ,
નહીં તો પાંડવ કુળની જાશે લાજ. ૪૫૨
ત્યાં પાંડવ મળી ભીમ શું વિચાર કરે,
ત્યારે ભીમસેન નારીનું રૂપ જ ધરે. ૪૫૩
ત્યાં ભીમે કૈયો દહિત સાથે લીધો બોલાય,
તે બેઉ જણ ચાલ્યાં દહેરાની માંય. ૪૫૪

તે ત્યાં દહેરામાં જઈ બેઠા બેઉ જણા,
ત્યારે દહિંતે ખેલ ઈશારત માંડયા ઘણા. ૪૫૫
ત્યાં તો ભીમસેનના મનમાં ઉઠી ઝાળ,
ત્યાતે કૈચો માર્યો મહા વિકરાળ. ૪૫૬
તે દહિંતને ભીમસેન કુંભી તળે ચાંપી ધરે,
ત્યાં લપી અક્ષર ભીમ બાહેર નીસરે. ૪૫૭
જ્યારે વહાણુ વાયુને લોક જાગ્યા સરવે કોય,
ત્યારે રાજા વૈરાટની સભામાં માલુમ હોય. ૪૫૮
તે સરવેને સભામાં ઉપન્યો ક્રોધ,
ભાઇએ નીયા કારણુ મુઓ છે કોક. ૪૫૯
જે કોઈ રાજા વૈરાટ પાસે જઈ એમ કહે,
ને સરવે મેં માર્યો મેં માર્યો એમ જ કહે. ૪૬૦
જે અગ્નિ દાગ દેવા કાઢયા મસાણ મોઝાર,
ત્યારે સૌ કૈયા ને ભીમસેન તેડે તેણીવાર. ૪૬૧
દહિંત કૈયા ભીમ સાથે તેડે તે વાર,
ત્યાં સરવે કાષ્ટ લાવ્યા ક્ષણ મોઝાર. ૪૬૨
જ્યાં ભાઈ કાષ્ટ લગાડી કીધી મોટી ઝાળ,
ત્યાં ભીમે એકસો ભાઇને અગ્નિમાં દીયા ડાલ. ૪૬૩
ત્યાં એક રહ્યો સો બંધવનો પરવાર,
તે સરવેનો ભીમે કર્યો સંહાર. ૪૬૪
ભીમસેને કૈચો કચક માર્યો જ્યાં સમેત,
ત્યાં એકની જીભ કાઢી અનામત રાખ્યો અચેત. ૪૬૫
ત્યાં પાંડવ બાર વરસ ગુપ્ત રહ્યા જાણુ,
તેણે દાસ પણું કીધું છે પ્રમાણુ. ૪૬૬

ત્યાં દુર્યોધને જે એક મલ મોકલ્યો જ્યાંહ,
ત્યારે ભીમસેન છતા થયા છે સોય. ૪૬૭
ભીમે માગી ભોજન યુધ્ધ કરવા જાય,
સતીએ સંભાળ્યા શ્રી કૃષ્ણજી ત્યાંય. ૪૬૮
તે રાજાએ ભીમને ભોજન પુર્યાં જ્યાંય,
જેવત મલ દેશ મુલક જીત્યોતો ત્યાંય. ૪૬૯
અને આ રાજા વૈરાટ ઘેર મલ આવ્યો જેહ,
ત્યાં ભીમસેન તે સાથે લડયો મહાબળીયો તેહ. ૪૭૦
અને જેવત મલને આકાશે ઉડાડયો જેહ,
એ પડયો જઇને હસ્તીનાપુર તેહ. ૪૭૧
તે જેવત મલ ત્રણ દહાડે આવ્યો જ્યાંય,
તેની ખબર પહોંચી દુર્યોધનને ત્યાંય. ૪૭૨
આપણે લાખા ભવનમાં બાળ્યા હતા સાર,
પણ એ છે વૈરાટ નગર મોઝાર. ૪૭૩
તે રાજા દુર્યોધન દિશા આથમણી આપ,
એ રાજ વૈરાટમાં બુમ પડી જાય. ૪૭૪
ઓતરા કુવર ઘેરે એકલા જ રહ્યા,
બાકી સરવે દળ સાથે ચડી ગયાં. ૪૭૫
તે સરવે ઘેર વાળી ઉગમણા ગયા,
ત્યાં અર્જુને ઓતરા કુંવરને સાથે જ લીયા. ૪૭૬
ત્યાં અર્જુન બોલ્યા છે સત્ય ભાઈ,
આપણો ધર્મ ક્ષત્રીવટ ન જાય. ૪૭૭
ઓતરા કુંવર બોલ્યા સત સુંદર રાય,
ભાઇ મુજથી તો કાંઇ નવ થાય. ૪૭૮

ત્યાં અર્જુને ઓતરા કુવરને બાંધી લીધો છે સાથ,
જ્યાં સમળીએ હથિયાર સોપ્યાં છે ભ્રાંત. ૪૭૯
ત્યાં અશ્વમંત્ર ભણી રથ ચલાવ્યો નાથ,
અને શ્રી કૃષ્ણે રથ સંભાળી લીધા સાથ. ૪૮૦
જેમ દન ઉગે અક્ષપશું જોય,
ત્યારે બાંણ એકનાં દશ સહસ્ર હોય. ૪૮૧
એણી રીતે કામધેનુ વાળી જોય,
તે પણ વૈરાટ નગરમાં આવ્યા હોય. ૪૮૨
જયારે ઓતરા કુંવર વાળી લાવ્યા ત્યાંય,
ત્યારે દન બે પહોરનો જો થાય. ૪૮૩
પાંડવે વૈરાટ ઘેર સેવા કીરી જ્યાંય,
ત્યારે માસ બારની સંધ પુરી થાય. ૪૮૪
ત્યારે પાંડવ પ્રગટ થયા છે એહ,
રાજા વૈરાટ કહે અમ અપરાધી છું તેહ, ૪૮૫
રાજા વૈરાટ પગે લાગી ઉભા રહ્યા આપ,
સ્વામી તમે હવે અમને કરજો માફ. ૪૮૬
ભાઇએ ક્ષત્રીવટ ધર્મ પાળતા જેહ,
ત્યાં અમને દૈવે લખ્યું હતું તેહ. ૪૮૭
અમે અન્ન પાણી તમારાં આરોગ્યાં આપ,
સ્વામી તે સરવે તમે કરજો ને માફ. ૪૮૮
જ્યારે બાર વરસ ત્યાં સંપૂર્ણ થયાં,
ત્યારે પાંડવો હસ્તીનાપુર નગરીમાં ગયા. ૪૮૯
એક રાતમાં સૈન્ય આવી મળ્યું જ્યાંય,
અને સાત ક્ષોણી દળ આવે છે ત્યાંય. ૪૯૦

ત્યારે શ્રી કૃષ્ણ કૌરવ સભામાં જાય,
અને કૌરવોથી ગોષ્ટિ કીધી છે ત્યાંય. ૪૯૧

તમે એવા ભોજન આરોગો આંય,
તમારા ભાઈ પાંડવ ભૂખ્યા આવ્યા ત્યાંય. ૪૯૨

ત્યાં શ્રી કૃષ્ણ દેવ બોલ્યા સોય,
હવે તો પાંડવો ભાઈ તમારા હોય. ૪૯૩

જો એ પાંડવ માગે ને તમે આપો જેહ,
તે પાંચ ગામ આલી દીજે તેહ. ૪૯૪

અમો જીવતાં સુધી ભુમી ન આપીએ એમ,
તમે છો ડાહ્યા પણ ભરવાડની જાત તેમ. ૪૯૫

યુદ્ધ કરતાં જીતસે તે કરશે રાજ,
પાંડવે વન ભોગવી ને મોહ શું રાખે આજ. ૪૯૬

અમે સો ભાઈ અને એ તો પાંચ જ વીર,
એનાં બળ પારખ્યાં પંચાળીનાં કાઢયાં ચીર. ૪૯૭

ભાઈ પાંડવો તમે બળ હોયતો આવજો આજ,
તે ભાઈ સામા યુદ્ધ કરવાને કાજ. ૪૯૮

અમે સો ભાઈ અગીયાર ક્ષોણી દળ સાથ,
તે પાંડવ જીતશે તો કરશે રાજ. ૪૯૯

ત્યાં જોષિ સહદેવ શાસ્ત્ર બોલ્યા જેહ,
ભાઈ હવે સામવેદમાં ભાંખ્યા તેહ. ૫૦૦

ભાઈ એ વારાનાં વખાણ પુરા થયાં પ્રમાણ,
આજ તે સુધ રાખો સહી કરી જાણ. ૫૦૧

અમે પાંચે પ્રાણી આવશું નાથ,
અને શ્રી કૃષ્ણજીને લઈશું સાથ. ૫૦૨

જે દેવે ગોવર્ધન તોળ્યા જયાંય,
તે દેવને અઢાર ક્ષોણી કોણ માત્ર હોય. ૫૦૩
ત્યાં ગોર વેદમ વ્યાસે સુરત આપ્યાં જેહ,
અને ભાઇ કુરૂ ક્ષેત્રે જોવા ગયા તેહ. ૫૦૪
ત્યાં ટીંટોડીનાં ઈંડાં દ્રષ્ટે પડયાં તતખેવ,
તેને તમે અનામત રાખજો હો દેવ. ૫૦૫
સૈન્યમાં તેજી તોખાર અનેક રાજા ક્ષતિજાત,
તેવાં ટોળામાં ટીંટોળીનાં ઈંડાં કોણ માત્ર. ૫૦૬
જે દેવે લખ્યું હશે તે થશે પેર,
ટીંટોડીનાં ઈંડાં ઉપર કરવી મહેર. ૫૦૭
ભાઈ પાંડવો તમે ટીંટોડીના જેવા રાખજો સ્નેહ,
વેદમ વ્યાસ કહે પાંડવો જીતશે નિશ્ચે તેહ. ૫૦૮
કુરૂ ક્ષેત્ર ભૂમિ જોઈને આવ્યા જેહ,
એવું ગોર વેદમ વ્યાસે કહ્યા તેહ. ૫૦૯
જે રણ સ્થંભી આગળથી રોપશે જેહ,
એ ભાઈ યુધ જીતશે નિશ્ચે જ તેહ. ૫૧૦
તે કૌરવે આગળથી રણ સ્થંભ રોપ્યો જાણ,
અને ત્યાં તેણે એક ચોકીદાર મૂકયો પ્રમાણ. ૫૧૧
તે રણ સ્થંભ ભીમે વાંકો કર્યો જાઈ,
ને ભાઇ કુરૂક્ષેત્રની ભૂમિ માંહી. ૫૧૨
ત્યાંહ કુંવર બબરીખ આવ્યો છે ત્યાંય,
અને કુરૂક્ષેત્ર ભૂમિ જોવાને જાય. ૫૧૩
ત્યાં યુધ કરતાં જે હારશે જેહ,
ભાઈ હું તેની પક્ષે થાઇશ તેહ. ૫૧૪

ભાઈ કુંવરને હાથ ત્રણ તીરને કમાંન જેહ,
બીજું પાસે નવ દીષે કોઈ તેહ. ૫૧૫
એક આળે બીજે મારે ત્રીજે સંહારે જોય,
એ કુંવર બત્રીસ લક્ષણો પહેલો જોય. ૫૧૬
સ્વામી મુજને છે યુધ જોવાનો કોડ,
તું દેવ ભેગો રહી મસ્તક ચડાવે સોય. ૫૧૭
ભાઈ બબરીખ બેઠો બેઠો જોય,
જે હારે તેનો પક્ષ કરજે તૂય. ૫૧૮
ધર્મ કહે સ્વામી રથે બેશો યુદ્ધ કરવા કાજ,
તો આ યુદ્ધમાંયે હમારી રહેસે લાજ. ૫૧૯
ગોર વેદમ વ્યાસે શાસ્ત્ર વાંચ્યા જેહ,
ત્યાં તો શામત્રેદ બોલ્યા તત ખેવ, ૫૨૦
સ્વામી તમે આઠ દહિંત મારી દેવોનાં સાર્યાં કાજ,
આજ ઝાલી પરોણો રથે બેસો મહારાજ. ૫૨૧
ભાઈ હું હવે લરડો થયો ન લગાડશો મોહ,
આઠ દહિત મર્યા ત્યારે હતો જુવાન દેહ. ૫૨૨
જ્યારે પોતી અવધને વળીયા છે ભૂપ,
ત્યારે વિકરાળ થયું છે ભીમનું સ્વરૂપ. ૫૨૩
તમે ભાઈ ધર્મને પૂછોને વાત,
રાખો સદબુદ્ધિ ક્ષમા કરોને શાંત. ૫૨૪
આજ અવસર નથી સુરા ભીમ પ્રમાણ,
ત્યાં ઓચરે ભીમ અવસર કેમ ચુકીએ જાણ. ૫૨૫
તમે દુર્યોધનને સંભળાવો આજ,
અમે મુરત કીધું છે બેસવાને રાજ. ૫૨૬

ત્યાં દુર્યોધનને થયું છે જાણુ,
ત્યારે મનમાં ઉઠી જાળને ભાંગ્યાં ધરણુ. ૫૨૭

ત્યાં પરાક્રમ કરી બોલ્યા દુર્યોધન રાય,
અમે ઉભાને તમથી રાજ કેમ થાય. ૫૨૮

એતો બોલે ભીમ ભલે એકલો આજ,
અમે સો બંધવ જીવતાં કેમ આપીએ રાજ. ૫૨૯

ત્યાં પાંચ પાંડવને ક્ષોણી અઢાર,
ત્યાં શુરા હસ્તીને તેજી ઘોડા તોખાર. ૫૩૦

મરડી મૂછને ત્યાં દીધી ફાળ,
ભાઈ રચીયે યુદ્ધને તેડીએ ભૂપાળ. ૫૩૧

ત્યાં ભીમ ફેરવે ગદાને ધગ ધમ કાર,
ત્યારે નવ તેરો યુદ્ધ થાયે અપાર. ૫૩૨

રાવ રાણા ત્યાં ઉભા છે સોય,
પણ ભીમ સામુ કોઇથી નવ જોવાએ. ૫૩૩

ભીમ ફેરવે ગદાને ઉડે રૂધીરની ઝેણુ,
સતી દ્રોપદી મેલે મોકલી વેણુ. ૫૩૪

ત્યારે સામ સામે દળ અથડાયાં જોયે,
ત્યાં ભીમસેન દુષાસન આવ્યા હોય. ૫૩૫

તે ભીમે દસ સહસ્ર હસ્તી ઉછાળ્યા જોય,
ભાઈ તે તો હજી ગગનમાં હોય. ૫૩૬

દેવ આજ્ઞાથી બાણુ અર્જુન છોડયાં જ્યાંય,
ત્યાં એક બાણુનાં દસ લક્ષ જ હોય. ૫૩૭

ત્યાં અઢાર ક્ષોણી દળ ઉડયાં જેહ,
ત્યારે દુર્યોધન ત્યાંથી નાઠો તેહ. ૫૩૮

ત્યાં ભીમે દુશાસન માર્યો જેહ,
અને પાંડવ યુધમાં જીત્યા છે તેહ. ૫૩૯
એ દુશાસને પોતે ચીર કાઢયાં હાથ,
ભાઈ તેવા ઝઘડા જીતાડયા શ્રી હરિ નાથ. ૫૪૦
તે દુર્યોધન સરોવરમાં જઈ પેઠો આજ,
ત્યાં ભીમ કહે ભાઈ તે શું કીધું કાજ. ૫૪૧
સો ભાઈ ને અઢાર ક્ષોણી દળ મટાવ્યાં આજ,
ભાઈ તોય તુને નવ આવી લાજ. ૫૪૨
હવે બાહેર નીકળું ભીમ દીશે છે એક,
મારૂં વેર વળે જો ભીમને મારૂં છેક. ૫૪૩
ભીમે ભુદર તોડયાં ને પાટુ દીધી જ્યાંય,
દેવે બુધ રૂપે બળ મૂકયાં ને મોત ઓળખ્યું ત્યાંય. ૫૪૪
ત્યાં ગંધારીએ સોક પાળ્યો મારો દેહ કરું ત્યાગ,
મારા સો પુત્ર ગયા તો અનપાણી કરૂં ત્યાગ. ૫૪૫
દેવે ક્ષુધા મૂકીને આંબો ઉપજાવ્યો ત્યાંય,
સો ભાઇનાં મડદાં ખડકી ફળ ખાવાને ધાય. ૫૪૬
યુગ દ્વાપર પુરો થયો છે નિરવાણ,
ત્યાં પાંડવની શાખ પુરી થઈ જાણ. ૫૪૭
કુરૂક્ષેત્રમાં પુરો થયો છે સંગ્રામ,
અને હુવો યુધ તે તો તેણે ઠામ. ૫૪૮
અનેક રાક્ષસને દહિત મુવા તત ખેવ,
દ્વાપર યુગ પુરો થયો હો દેવ. ૫૪૯
ભાઈ સેના સઘળી કીધી છે પરાજય,
હરાવી કૌરવોને પાંડવે લીધાં રાજ. ૫૫૦

કૃષ્ણ અવતારમાં બુદ્ધ ક્યાંયથી આવ્યા?







જ્યારે કૌરવને જીતી આવ્યા પાંડવ રાય,
ત્યારે સનમુખ થયાં છે કુંન્તા માય. ૫૫૧
કહે કુંતાજી તમ કાવો છો ધર્મ,
અને કૌરવો મારીને શું કીધાં કર્મ. ૫૫૨
ત્યારે પાંડવો તમે શું કીધો અપરાધ,
કુળ લાંછન લાગ્યું આપને શીર આજ. ૫૫૩
તેડાવી પંડિતને પુછી જુઓ આજ,
અને ઉતરાવો હત્યા ને મેલો રાજ. ૫૫૪
રાજાને મન વિમાસણ થયું જ્યાંય,
પાસે બેઠા પાંચે ભાઈ ત્યાંય. ૫૫૫
તેડાવી પંડિત ને પૂછે છે પ્રશ્ન,
અને કૌરવો માર્યા છે રાજા દુર્યોધન. ૫૫૬
ઓચરે ભીમ સુણો ને ધર્મ રાય,
વાદે વઢયાનું પાપ નવ લેખાય. ૫૫૭
ત્યાં પછી પંડિતોએ કહ્યો છે ભેદ,
અને યજ્ઞ કરો તમે રાજા અશ્વમેધ. ૫૫૮
મુરત લઈને રાજા મંદિરમાં ગયા,
ત્યારે રથે બેસીને કૃષ્ણજી આવ્યા. ૫૫૯
ઓચરે કૃષ્ણજી સાંભળો ધર્મ રાજ,
અમૃત મેલીને વિષ કોણ ખાય. ૫૬૦
લાવો ઉદક ને મેલો અમારે હાથ,
કૌરવ હત્યા તે અમારે સાથ. ૫૬૧
વળતાં રાજા બોલ્યા છે ધરમ,
સ્વામી પુજીએ પાત્ર કેમ આપીએ કર્મ. ૫૬૨



**બનાવટી વાત:** કુંતીમાતા કહે છે કે કૌરવોને મારીને પાંડવોએ કુળને લાંછન લગાડ્યું?
**નોંધ:** અહીં એક બનાવટી સમસ્યા ઊભી કરી અને તેના ઉકેલ રૂપે આગળના અવતારોમાં સતપંથ ધર્મ પ્રસ્તુત કરવામાં આવ્યો. જેથી લોકો સહેલાઈથી સતપંથ તરફ આકર્ષાઈ જાય.

કૌરવ હત્યાનું પાપ ઉતારવા.. બ્રાહ્મણોએ અશ્વમેધ યજ્ઞ કરવાનું કહ્યું? !!

કહે કૃષ્ણજી યજ્ઞ કરો શુદ્ધ ભાવ,
પણ રખે આવે વખત તો ચુકો દાવ. ૫૬૩

ત્યાં ભાવ જોઇને વળ્યા ભગવાન,
કહે આવે અભ્યાગત તેને દેજો માન. ૫૬૪

ત્યાં રાજા યુધિષ્ઠિરે પૂછયું આપ,
સ્વામી તમે અઢાર ક્ષોણીનાં ઉતારો પાપ. ૫૬૫

ત્યારે શ્રી કૃષ્ણજીએ મૂકી છે દેહ,
અને દેવ સ્વધામે ગયા છે તેહ. ૫૬૬

કૃષ્ણ ભગવાને દેહ ત્યાગ કર્યો ???
અસલમાં તો કૃષ્ણ ભગવાનનું મૃત્યુની વાત અલગ છે.

તે યજ્ઞ માંહેથી ઉઠી ગયા કિરતાર,
ત્યાં દેવે લીધો છે બુદ્ધા અવતાર. ૫૬૭

પાંડવ પ્રગટ થયા ત્યાં રાજ્ય કળીનું ગાત્ર,
આપણા સારથી હતા તે ગુપ્ત થયા છે પાત્ર. ૫૬૮

રાજા યુધિષ્ઠિરે માથે લીધું છે કર્મ,
બાર વરસ વન ભોગવેલ તે સંભાળો ધર્મ. ૫૬૯

ત્યાં ગોર વેદમ વ્યાસને ઓળખ્યા જેહ,
અને કુદરતી બે જીવ મોકલ્યા તેહ. ૫૭૦

રાજા યુધિષ્ઠિર મહાદનથી ડરતા હતા જેહ,
ભાઈ હવે આગળ આવે છે મહાદન તેહ. ૫૭૧

ભાઈ એ તો કુદરતી જીવ છે જેહ,
રાજા તમ પાસે અનામત રાખો તેહ. ૫૭૨

જે વેળાએ પોતે શ્રી કૃષ્ણ માગશે જેહ,
ભાઈ ત્યારે હાજર કરશો ને તેહ. ૫૭૩

રાજા ધર્મે છ માસ લગી બેજીવ રાખ્યા જેહ,
ત્યાં શ્રી દેવે ધિરજ ધરી તેહ. ૫૭૪

જો રાજાએ મહા વિકટ કષ્ટ ભોગવ્યાં જેહ,
પણ ત્યારે ત્યાં સોપરત કીધો તેહ. ૫૭૫
ત્યાં રાજાએ બ્રાહ્મણ તેડાવ્યાં આપ,
અમારૂ અઢાર ક્ષોણીનું કેમ ઉતરે પાપ. ૫૭૬
તમે યજ્ઞ રચોને બ્રાહ્મણ તેડાવો રાજ,
રાયે દોષ નીવારવા માંડો યજ્ઞ આજ. ૫૭૭
ત્યાં એવા યજ્ઞથી પાપ છેદાશે તેહ,
બ્રાહ્મણની સેવા ઘણી કરજો જેહ. ૫૭૮
ભાઈ એવા સુવર્ણ પાત્રમાં સામગ્રી પુરીને જેહ,
ભાઈ એવા બ્રાહ્મણોને સંતોષ પમાડો તેહ. ૫૭૯
ત્યાં રાજા યુધિષ્ઠિરે યજ્ઞ મંડાવ્યા જેહ,
અને સર્વ દેવોને સંતોષ્યા તેહ. ૫૮૦
ત્યારે રાજાએ ભીમને પોળે મોકલ્યો જાય,
અને આ યજ્ઞમાં કોઈ ચંડાળ આવશે આંય. ૫૮૧
તેની આભડછેટ યજ્ઞમાં લાગે ધર્મ,
ત્યાં તો યજ્ઞ વણશેને રદ થાય કર્મ ૫૮૨
આ યુગમાં આઠમું રૂપ સંપૂર્ણ સાર,
ત્યાં શ્રી કૃષ્ણ દેવે ધર્યો બુધ અવતાર. ૫૮૩
ત્યાં પહેલાં શ્રી કૃષ્ણે કંસાસુર માર્યો,
પછી ગુપ્ત બુધ રૂપે દુર્યોધન સંહાર્યો. ૫૮૪
ત્યાં કૌરવો મારીને પાંડવે લીધું રાજ,
ત્યારે ચોથો કળયુગ બેઠો છે આજ. ૫૮૫
સુણો ઋષિવરો સહદેવ બોલ્યા સાર,
પણ થોડા પ્રશ્ન માંહે ઘણો વિસ્તાર. ૫૮૬

ઘણું કહ્યું કદી ન આવે છેહ,
ત્યાં પાંડવ રાજ કરે છે દેવ. ૫૮૭
હવે બેઠો કળયુગને દ્વાપરનો આવે અંત,
સાંભળો ઋષિવરો તમે એકે ચિંત. ૫૮૮
એ ચાર લાખને વરસ બત્રીસ હજાર,
ત્યાં લગી શ્રી હરિ ભોગવે કૃષ્ણ અવતાર. ૫૮૯
ત્યાં શ્રી કૃષ્ણ અવતાર સંપૂર્ણ જાણ,
એમ વદિયા ગોર વેદમ વ્યાસ વાણ. ૫૯૦

શ્રી કૃષ્ણ અવતાર સંપૂર્ણ

શ્રી કૃષ્ણની માતા તો દેવકી,
પિતાતો વાસુદેવ શક્તિ તો દેવી રૂક્ષ્મણી.
ગોર તો વેદમ વ્યાસ સ્થાન તો ગોકુળ,
ક્ષેત્ર તો મથુરા નરદલો દાણવતો કંસાસુર.
વિચાર તો સામવેદ ઓચરંતે ગાયત્રી,
સાતવાર સતાવીસ નક્ષેત્ર.
પંદર તીથી બારકરણ નવગ્રહ,
સૂર્ય મંત્રનો જાપ જપતા આવ્યા સ્વામી.
ઋષિઓને સ્થાપી કંસાસુર દાનવને સંહારી,
સહેદેવ વિદુર ભક્તને ઓધારી.
તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી,
જે કોઈ ચિત્ત હરિશું લાયે.
તેનાં ધર્મ વધે ને પાપનો ક્ષય થાય,

નમો નમો ભાઈ પરિબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણા સદ્દગોર બ્રહ્માનર નારાયણ હોય આ જ તે રૂપને ધાઈએ.

અવતાર આઠમો શ્રી કૃષ્ણ, ચાર લાખ બત્રીસ હજાર (૪૩૨૦૦૦) વરસ વર્તે.

નોંધ :-શ્રી કૃષ્ણ અવતાર (આઠમો અવતાર) સંપૂર્ણ થતાં ઈશ્વિરી કળા તથા હરિવંશ હિન્દ દેશ છોડી મીસર દેશમાં જાય છે. એટલે કે દેશ પલટો અને સાથે સાથે વર્ણ પલ્ટો કરે છે. તેની 'ઓખા હરણ'નું પુસ્તક વાંચવાથી વધુ માહિતી મળશે.

અત્રેથી આઠમાં અવતારની રમત, શ્રી હરિવંશ, ચંદ્રવંશ, યદુકુળમાં પુરી કરવા બાદ નવમા અવતારથી આ રમત યવનકુળમાં પ્રવેશ કરે છે.



## નાગ દમન : પ્રસ્તાવના

# શ્રી કૃષ્ણ લીલા અનંત અપાર

'નાગ દમન' નો ભાવાર્થ એ, છે, કે, સહસ્ત્ર ફેણ વાળો જે કાળી નાગ હતો, તેને વશ કરી શકે તેવો કોઈ સમર્થ શક્તિશાળી માનવી તે સમયમાં ન હોવાથી શ્રી કૃષ્ણ ભગવાને તેવા નાગને વશ કર્યો. એટલે તેવા કાળી નાગને દમન કરીને, વશ કરીને જે કાર્ય, કારણ, હેતુનિર્માણ હતું, તે સમજાવતું વર્ણન, આની પાછળના પ્રકરણમાં આવેલ છે.

તેવી વિગતનો સાર એ, છે, કે, દ્વાપર યુગમાં શ્રી કૃષ્ણે પાતાળમાંથી નાગ નાથેલ, તેનું નામ નાગ દમન છે. તે પછીથી ઘણો જ કાળ ગયેલ. પછી પાંડવ કુળમાં વ્યાસમુની શુકદેવજીએ પરિક્ષત રાજાને આ જ્ઞાન સંભળાવેલ અને પરિક્ષતે સુખદેવજીને પ્રશ્ન કરેલ કે, શ્રી કૃષ્ણને આ કાર્ય શા માટે કરવું પડેલ ?

તેના જવાબમાં સુખ દેવજીએ કહ્યું કે, શ્રી કૃષ્ણ પ્રભુના પિતા નંદરાજા હતા. તે બહુ જ સતવાદી હતા. તેનું રાજ્ય નાનું હતું. તે સમય કાળમાં મથુરા નગરીનો રાજા કંસ હતો. તેનું રાજ્ય બહું મોટું હતું. અને મહા બળવંતો તથા ક્રોધી હતો. અને આહાર વહેવાર પણ માદક હતો. અમલ આહારનો ભોગી હતો. તેવા કંસ રાજાનું મૃત્યુનું ભવિષ્ય, તે કંસના ગુરૂએ બતાવેલ હતું. કે નંદરાજાના દિકરા શ્રી કૃષ્ણ પ્રભુના હાથે તારૂં મૃત્યુ થશે. તેવી ભવિષ્ય વાણીથી બહુ જ ઉદાસ અને ફીકરમાં રહેતો હતો.

આખરે તેણે નક્કી કરેલું કે, કપટ કરીને નંદરાજાનું રાજ્ય લઇ શ્રી કૃષ્ણનો નાશ કરવો. આવા કારણથી કેટલાક પ્રકારથી છળ ભેદ

કર્યો. અને નંદરાજા સાથે મિત્રતા અને આદર ભાવ, બહુ જ પ્રેમ દર્શાવેલ જેથી કરીને નંદરાજા ભોળવાઈ ગયા. અને કંસ રાજાની રાજ્ય સભામાં આવવા લાગ્યા. એટલે કંસ રાજાએ વિચાર કર્યો કે નંદરાજા વિશ્વાસમાં આવી ગયા છે. તેથી છળ કપટ કરવા સોગઠાં રમત રમવા આગ્રહ કરેલ તેમાં નંદરાજા હારી ગયા. જેમ કૌરવોએ પાંડવોને દગો કરેલ તેમ અત્રે કંસ રાજાએ નંદરાજાને દગો કર્યો. અને કંસરાજાએ રમતમાં જે સરત નક્કી કરેલ તે મુજબ જણાવેલ કે, જે પાતાળમાં સહસ્ત્ર ફેણીધર નાગ રહે છે. તેવા સ્થળે કમળનાં ફુલ છે. તમો છ માસની અંદર લઈ આપો. તો તમારૂ રાજ્ય ખુશીથી ભોગવો. જો છ માસમાં ન લાવી આપો તો તમારૂં રાજ્ય અમે લઈશું.

આ પ્રમાણે છ માસની મુદ્દત કંસરાજાએ આપી હતી, ઉપર મુજબનું આખ્યાન સુખદેવજીએ પરિક્ષત રાજાને સંભળાવેલ તેનું વર્ણન 'નાગ દમન' નામથી શાસ્ત્ર જ્ઞાનમાં સદ્દગુરૂ શ્રી ઇમામશાહ બાવાની વાણીથી પ્રગટ થયેલું છે તે મુજબ જ અત્રે પ્રગટ કરવામાં આવેલ છે.

નાગ દમન પ્રસ્તાવ સંપૂર્ણ





# શ્રી નાગદમન

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા,

સુખદેવ કહે સાંભળ પરિક્ષત રાય,
કહું નાગદમનનો મહિમાય. ૧
શ્યામ સુંદર ને સારંગ પ્રાણી,
કાળી નાગ નાથ્યો એ કૃષ્ણ જાણી. ૨
કૌતક કીધુ છે ગોકુળના નાથે,
રમવા માંડયા ગોવાળાની સાથે. ૩
તે દાડો છે રૂડો રામ,
કરવાં સર્પ કાળીદરીમાં કામ. ૪
પૂઠળ ગોપીને આગળ ગાય,
વાગે ડમરૂં ને વેણ બજાય. ૫
ગોપ પ્રત્યે પ્રભુજી કહેવા લાગ્યા,
આપણે વનમાં જઈશું આઘા. ૬
એમ કહી દૂર ગયા ભગવાન,
ત્યારે બપોરે થયા મધ્યાન. ૭

થયા તરસ્યા ગોપ ને ગાય,
વિષ જળ સુરભિ પીવાને જાય. ૮
ગોપી જાતી ગૌને વારે,
રજા દયોને શ્રી દેવ મોરાર. ૯
સુખે પીવા દયો ગૌને પાણી,
ત્યારે ગોવાળ બોલ્યા વાણી. ૧૦
કે છે ગોવિંદ ને ગોવાળ,
એ જળમાં હે વિષની જવાળા. ૧૧
તમે નથી જાણુતા વન માળી,
અહિંયાં વાસો વસે સર્પ કાળી. ૧૨
કાળાં ધરી તો વિષે ભરીયો,
પીતાં પાણી કોઈ નવ ઉગરીએ. ૧૩
પડે પંખી એ ગગને જાતાં,
મન કેમ માને સુરભીને પાતાં. ૧૪
સુણી ગોપ મુખની વાણી,
ક્રોધે ભરાયા સારંગ પ્રાણી. ૧૫
કાળી નાગ કાઢવાની ઇચ્છા કીધી,
પીઓ જળ સૌને આજ્ઞા દીધી. ૧૬
સૌ ગોવાળે કહ્યું શ્રી હરિનું કીધું,
પ્રાણી માત્રે જળ ત્યાં પીધું. ૧૭
ગાય ગોપને ચડીયુ છે ઝેર,
ઢળે ધરણીને આવી છે લહેર. ૧૮
નાથે અમર દષ્ટિએ જોયું,
જોતાં મહાવિષ હળાહળ ખોયું. ૧૯

ઉઠી ગાય ગોપ થયા બેઠા,
સહુ કોઇ નહાવા જળમાં બેઠા. ૨૦

છાંટે છોળને સામે જળ ઝીલે,
સર્પ ઝાળ લાગે સર્વને ડીલે. ૨૧

સર્વને મૃત્યુનો ભય ભાંગ્યો,
સર્વે જમના તીરે રમવા લાગ્યા. ૨૨

જેને શામળીયો છે સહાય,
તેને સર્પ ડશે શું થાય. ૨૩

કાળી નાગની ફુંકે ફાટે પ્રાણ,
એક કોસ લગી નહી ઝાડ. ૨૪

કાળું જળને કાળો સેવાળ,
કાળો નાગ મુખે વિષજાળ. ૨૫

કાળીનાગ કાઢવા ઇચ્છા કીધી,
ગેડી ગોવિંદે કરમાં લીધી. ૨૬

કસી કેડ પિતાંબરની વાળી,
ગેડી દડે રમે વનમાળી. ૨૭

કહે ગોપને ગોકુળ રાય,
રખે દડો જમનામાં જાય. ૨૮

એવો દાવ સાધ્યો હુજ નાથે,
રમવા માંડયું ગોવાળની સાથે. ૨૯

મારે હાક સખા સહુને તેડી,
ત્યારે પડે દડા પર ગેડી. ૩૦

હવે દાવ શામળીયાનો આવ્યો,
દડો ગેડી માંહે ભરાવ્યો. ૩૧

મારી દોડ ને કાંડાં ચડાવી,
દડો જળમાં પડયો છે આજ. ૩૨

મારી દોટ દડો રવે ચડીયો,
દડો જઈ જળ જમનામાં પડીયો. ૩૩

હસે છે ગોપ સરવે લઈ તાળી,
ઓશીયાળા થયા છે વનમાળી. ૩૪

વચન પોતાનું પ્રતિ પાળે,
નાથ ચડયા કદમ વૃક્ષની ડાળે. ૩૫

બાંધી કેડ કછોટો વાળી,
અને ધ્રુજે કદમ વૃક્ષની ડાળી. ૩૬

વાળ્યો અંબોડો શ્રી દિનાનાથે,
માગી વિદાય ગોવાળાની સાથે. ૩૭

ભાઈ હું જળ જમનામાં જંપલાવું,
દડો જળમાંથી શોધીને લાવું. ૩૮

રખે ગોકુળ કોઈ રોતા જતા,
સાંભળશે જો મારી માતા. ૩૯

ધિરજ ધરજો ને ઘડી ચાર,
હમણાં આવું છું નિરધાર. ૪૦

ફરી મળીયે તો જય વિશ્વધાર,
ન મળીયે તો છેલ્લા નમસ્કાર. ૪૧

ગોવાળા શ્રી કૃષ્ણને પાયે લાગે,
પ્રાણ પાથરીને માન માગે. ૪૨

દડા કારણે કોણ ઝંપલાવે,
ગોપનું કહ્યું ન માન્યુ માવે. ૪૩

ગોવાળનું કહ્યું ન માન્યુ શ્રીનાથે
પડવા શ્રી કૃષ્ણ તત્પર થયા. ૪૪
કદમ વૃક્ષની ડાળ ઉપરે,
પ્રેમ આત્મા ઉભા રહ્યા. ૪૫

-: રાગ બદલ્યો :- ચાલુ કંથાનો

શ્રી સદ ગુરૂદેવનું ધ્યાન રાખું,
કાળીનાગ સહસ્ત્ર ફેણીનું યુદ્ધ ભાખું. ૪૬
ગણપતી સરસ્વતીને શિષ નમું,
સદ્બુદ્ધિ વાણીનો પ્રશ્ન પામું ૪૭
હૃદયમાં ઉપજ્યો છે અભિલાષા,
નાગ દમન ગુજરાતીમાં ભાખું. ૪૮
કાળી નાગનું નાગદમન કહેવાય,
દડા કારણ દેવ જમનામાં જાય. ૪૯
શું છે દડાનું કામ હો મહારાજ,
છોકરા વધ્યા ગોવાળ વારે છે આજ. ૫૦
તુજ વિના નિંદ્રા દેહી કેમ કરશે,
સુણી વાતને જશોદા માત મરશે. ૫૧
કહ્યું ગોપનું શામળો નવ માને,
ગૃહી ગેડી હાથમાં લીધી કાને. ૫૨
કસી અંબોડો શ્રી વનમાળી,
નાથ બેઉ હાથે મારે છે તાળી. ૫૩
જે પગ રાખ્યો છે વૈકુંઠ નાથે,
બાંધી વાંસળી કેડ સંગાથે. ૫૪
ક્રીધો શ્રીનાથે ક્રોધ ઉન્મત આણી,
કુદયો કાન જંપલાવ્યું જાણી. ૫૫

બાળકના ચરણેથી શેષ છુપે,
ચળે નખેત્ર ભાણુજ કંપે. ૫૬
મેરુ પર્વત સરવે ડોલ્યા,
દેવતા મર્યાદા મેલીને બોલ્યા. ૫૭
તળા તળ રસાતળનું જળ બાર આવ્યું,
નવ કુળ નાગને બીવરાવ્યું. ૫૮
જે વહાલે ત્રિલોકનો ભાર ઉપાડયો,
તે વહાલે જમનામાં ઝંપલાવ્યુ. ૫૯
રૂએ બાળક લોચને નીર પડે,
અને કાંઠે બેસી ગોપ સરવે રડે. ૬૦
સુખ સાંભરે ને શામળે દુઃખ દીધું,
જશોદાને બેટે જળ વિષ જ પીધું. ૬૧
સર્પના બારણે બેઠા વનમાળી,
મુખે બોલે કયાં ગયો નાગ કાળી. ૬૨
મુખ મરડી ને હાથ તરછોડે,
દેખી નાગણીઓ મળી ટોળે. ૬૩
કોઈને પાયે ઘુઘરી કાંબી,
કોઇ છુટા કેશે કોઇની વેણુ લાંબી. ૬૪
કોઈને હૈયે હીમ હાર પહેર્યા,
કોઈ ચાલ ગજેન્દ્રની ચાલે, ૬૫
કોઈને ઝળકે ચુડો દિપક જ્યોતિ,
કોઈને નાકે નિર્મળ મોતી. ૬૬
કોઈ ચરણે ચીર પેરી નિરખે,
મણીધર દેખી બાળક હરખે, ૬૭

દેખી બાળકને આવે સામી,
પૂછે નાગણી નાથને શિશનામી. ૬૮

તારૂ રૂપ જોતાં જ મોહ પામી,
કોઇ દિશે ચૌદ લોકનો સ્વામી. ૬૯

ધન માત પિતા જેણે પુત્ર જાયો,
સુખીઆનો છો લાડક વાયો. ૭૦

કરમાં ગેડીને શિર મોર પીછ ધારી,
આંખડી રાતી નિરખે સરવે નારી. ૭૧

બોલે બાળક દિશે લક્ષણપુરે,
જેમ નાનકડું મોતી અધુરે. ૭૨

તારૂ મુખ જોતાં ક્ષુધા ભાગે,
બાળક તુજને આપું બેસવા આસણ અંગે. ૭૩

જાગે કાળીનાગ બોલો છાના શું છે કામ,
એમ કહે નાગણી સાંભળો શ્યામ. ૭૪

નાથ આવતાં કેમ ન બીના,
મોટું પાત્ર દિશો રંગ ભીના. ૭૫

કાંઇ કહે રાખીએ પાસે,
કોઇ કહે એના માત પિતા મરી જાશે. ૭૬

બાઇ, એ બાળક બ્રહ્માએ નથી ઘડીયો,
ધન્ય માત પિતા જેને પેટે પડીયો. ૭૭

ત્રિગુણ લક્ષણુ શીવ રૂડો દેખાય,
નિરખે નારી પરમ સુખ પાયે. ૭૮

કરમાં સાંકળાં પાય ઘુઘરી વાગે,
તારી છબી જોઈ આનંદ લાગે. ૭૯

ઝીણી ધાબળી બાંધી કેડ તણી,
ગૃહે ગેડી હાથમાં ક્રોધ આણી. ૮૦

ભાઇ તું ભૂલો પડયો કે આવ્યો,
કાળી ધરોમાં કેમ ઝંપલાવ્યો. ૮૧

સુણી નાગણી વાણી એમ ભાખે,
પડયો જમના વિષે કોણ શા કારણે. ૮૨

સેને ઓળખે સુંદરી નંદને નામે,
જમના તીરે વસું ગોકુળ ગામે. ૮૩

જશોદા માતને નંદ તાત,
મારી બેલ છે બળ ભદ્ર ભાત. ૮૪

હાંરે શ્રી કૃષ્ણ નામ છે મારૂં,
અને આહેર જાતીએ ધેનુ ચારૂં. ૮૫

પીઉં ભાવતાં દુધ વળી છાસ,
કરૂં છણકલાને રમું રાસ. ૮૬

અમુલખ દડો છે નીર માંહે,
તે કયાં છે નાગ શ્રી કૃષ્ણ ખોળે ત્યાંય. ૮૭

કોણ ઠામે વસે સાપ કાળી,
વનરાવનની વેલ પરજાળી, ૮૮

મારૂં નિર્મળ જળ વિષ કીધું,
આગળ માણસને બહુ દુઃખ દીધું. ૮૯

જસોદા માના પય પાનનું બળ દેખાડું,
કાળી નાગને ધરો થકી કાઢું. ૯૦

નાગણીઓ સુણી ને હસી લે છે તાળી,
તારો લટકો જોને કેમ જીતીશ નાગ કાળો, ૯૧

કોઇ દાડે કાળી નાગ સાંભળ્યો છે કાને,
ભોળા પાતાળે અહીં આવ્યો શાને. ૯૨
નથી યોધા બળીયા તારી સાથે,
અમે માન રાખુ તારા કુશળ માટે. ૯૩
કાળી નાગની હુંકેથી ગગન ફાટે,
તે માટે વળી જાવ ભોળા નાથ. ૯૪
વલણ :–ખોળા પાથરીને માન માગે,
નાગણીયો લાગે પાય, ૯૫
શામળીયો મૂછ મરડીને,
નાગના ભવન ભણી જાય. ૯૬

* રાગ : બદલવો *

મોટા બોલ ન બોલીયે સર્પ સાંભળશે,
બાઈ અટકાવોને જઈ કમાડ બાળક છળશેરે ટેક : વેલ. ૯૭
લાડકવાયો છે લાડકો ને દિમાગ છે ગોવાળનોરે,
દૂધલમલ કોનું કહ્યું ન માને,
નાગને જગાડેરે. ॥ મોટા ॥ ૯૮
કાળી નાગથી કાળજ કંપે અને કંપે છે જેમ ભુવને રે,
સહસ્ર ફેણુ જીતી કેમ શકશે ઘેલા નંદકુમારરે. ॥ મોટા ॥ ૯૯
મુળતારૂં વિચારી જોને તુનો ઉદય થયો આજકાલરે,
મારા કંસને ઘેર ગોરસલઇ જતાં,
તારાનંદને માથે પડી છે તાલ. ॥ મોટા॥ ૧૦૦
એતે કહ્યું કોનું ન માને એતો સસ્ર ફેણુનો સાંસરે,
સહસ્ર ફેણુમાં લેસે ગટપટી ને,
તું જીવતો કયાંથી જાશે. ॥ મોટા ॥ ૧૦૧

આઈ વારોં શેનેરે, બાળક ગેલડો દિશે ટેક વેલ,
એણે સંગ કીધો જડગોવાળાનો,
ને ટાઢી રાબ શીરાવીરે,
પીનારો તો પશુવાં ચારે ને,
એતો બુદ્ધિ કોની લાવે. ॥ આઈ ॥ ૧૦૨
એ કહ્યું કોનું ન માને ને, વઢવાનો મહા રસીયોરે,
એમ કહે પ્રભુ પરમાનંદને,
બાળ જઈ મંદિરમાં ઘસીયોરે. ॥ આઈ ॥ ૧૦૩

* રાગ બદલ્યો ચાલુ કથાનો *

નાગ નાખવા શામળો સન્મુખ થાય,
ત્યારે ગોપાળા સરવે ગોકુળમાં ગયા. ૧૦૪
ત્રાય ત્રાય કરીને કરગરે,
શું બેઠા છો નંદજી બાળક કહેરે. ૧૦૫
મહા વસમી વાત થઈ કાળંધરે,
નંદજી ત્યાં ધરણી ઢળી પડે. ૧૦૬
શ્રી કૃષ્ણે જમુનામાં ઝંપલાવ્યું તતકાળ,
વહારતાં ચઢયા કદમની ડાળ. ૧૦૭
પુત્ર તમારો ગયો પાતાળ,
અને દડાનું કારણ લઈ નાથવા નાગ. ૧૦૮
એવી વાત સુણતાં નંદજી પડયા ઢળી,
આવી મૂર્છા ને પાછી વળી. ૧૦૯
જેમ કુવાડે કાપે કદળી,
તેમ જસોદામા ધરણી પર ઢળી. ૧૧૦

મળી ગોપી સોળહજાર વનરાવન,
પછાડે અંગને કરે કલ્પાંત. ૧૧૧
રૂએ જશોદામા કલ્પાંત કરે ઘણી,
ત્યારે નંદજી ધાયા જમુનાજી ભણી. ૧૧૨
વાછરૂ વીના જેવી ગાવડી,
ને શ્રી કૃષ્ણ વીના તેવી માવડી. ૧૧૩
જેમ રંકને વાટેથી લુટયા નાથે,
એવી રીતે ધાયાં જસોદા માતા. ૧૧૪
ત્રાય ત્રાય કરેને દોડી જાય,
પડે ધરણીને બેઠાં ધાય. ૧૧૫
ધરો ઉપર ચડી જુવે સહુ કોઈ,
જે ઠામે ઝંપલાવ્યું ત્યાં ફરી ફરી જાઈ. ૧૧૬
દેખાડે ગોવાળીયાઓ કરગરી,
આ ઠામે ઝંપલાવ્યું શ્રી હરિ. ૧૧૭
એટલે ચડયાં જસોદા માયે,
ઝંપલાવવા દોડી ધાય. ૧૧૮

રાગ બદલો

મારૂં માણેકડું રીસાઈ ગયું શામળીયા,
મારો કયારે દેખુ વનમાળી રે શામળીયા. ટેક વલણ.
તારા મનમાં એ શું આવ્યું રે, શામળીયા,
સાખી–કાળા ધરાનું કાળું પાણી,
માંહે વસીયો નાગ એ કાળી.
હવે આશા શી મળવા તણી,
મારો કયારે દેખું વનમાળી રે શામળીયા. ।। મારૂં ।। ૧૧૯

સાખી–સુલતાની રૂપી ધન છે મોટું,
કરમેં લીધું છે લુંટી.
જતન કરીને મેં જાળવ્યું નહિ,
મારૂં રતન પડયુ છે છૂટી રે શામળીયા ॥મારૂં,॥ ૧૨૦

સાખી–હું પુત્ર પામી છું છેલ્લે અવસરે,અને ઉછેર્યો પ્રતિપાળ,
નિપજેલો રસ તે ઢળી ગયો,
મને વિયોગ અતિ બાળેરે શામળીયારે. ॥મારૂં॥ ૧૨૧

સાખી–તારે નાકે મોતીને પાયે ઘુઘરી,
ને માથે મુગટ ગીરધારી,
ફરી ફરી હું કયાંથી તને દેખું,
શ્રી હરિ આવે ગૌચારી રે શામળીયા. ॥મારૂં॥ ૧૨૨

સાખી–કાને કુંડલને મુખમાં મોરલી,
અને સાંજે એકલો જ આવે,
ભૂખ્યો છું કહીને પેટ દેખાડે,
મને માડી કહીને બોલાવે રે શામળીયા. ॥મારૂં॥ ૧૨૩

સાખી–કસી કેડ પિતાંબરની બાંધે,
મુજ કને નેતરાં માગે,
હું ઘરડી માતા જાણીને,
મને મહેડાં વલોવા લાગે રે શામળીયા. ॥મારૂં॥ ૧૨૪

સાખી–તુજ પરમેશ્વર તુજ વીના,
ગોપીઓ દહી કેમ ધરશે,
બાળક સખાની કોણ ગતી,
ગાયો હીંસી હીંસી જે મરશે રે શામળીયા. ॥મારૂં॥ ૧૨૫

સાખી–ઉંડા જળમાં વાસો સસીયો,
તુને પાણીમાં કેમ ગમશે,
તારા મોર પોપટ ને પુતળી,
એણે રમકડે કોણ રમશે રે શામળીયા. ।।મારૂં।। ૧૨૬

સાખી–કઠણ કાષ્ટ અને કઠણ પાશાણ,
અને તેથી કઠણ છે લોહું,
વજર તોલે કાળજું. મારૂં,
તેથી લોકને શું દેખાડું મોઢું રે શામળીયા. ।।મારૂં।। ૧૨૭

સાખી :–કંઇ તું ગયો છોને હું જીવું છું,
તે ઓછા સગપણ માટે,
સાચું વહાલપણું તેનું કહીએ,
વિયોગ સાંભળતાં હૈડું ફાટે રે. શામળીયા. ।।મારૂં।। ૧૨૮

સાખી :–તે હોસ કીધી છે દડો લાવવાની,
તારા મનમાં દુઃખના આવ્યું,
એકવાર અનુલેખ બાંધ્યો તે સાંભળીને,
જમનામાં ઝંપલાવ્યો રે. શામળીયા. ।।મારૂં।। ૧૨૯

સાખી :–ગાય ગોવાળને નંદ જશોદા,
વ્યાકુળ થાય વ્રજની નારી,
ચાર ઘડી પછી સર્વે પડશું,
એમ હ્રદયે રાખે વારી રે. શામળીયા. ।।મારૂં।। ૧૩૦

* રાગ બદલ્યો *

સુખ દેવ સાંભળ પરિક્ષત ભૂપ,
જાણ્યું વ્રજ વાસીનું દુઃખ. ૧૩૧

ગૌ ગોપીને ધિરજ દીધી,
શ્રી હરિએ મોરલી હાથમાં લીધી. ૧૩૨
નિજ ભક્ત આનંદ પમાડવા,
સુતા કાળીનાગ જગાડવા. ૧૩૩
ગૃહી ને ત્યાં વેણુ વાયે,
ચૌદ લોકમાં શબ્દ પહોંચ્યો જાય. ૧૩૪
બાઇ વધામણી કહે સરવે નારી,
ક્ષેમ કુશળ છે દેવ મુરારી. ૧૩૫
પાતાળ માંહે વેણું વાય,
અકને જીવોનાં કલ્યાણ થાયે. ૧૩૬
તારે નંદ જશોદા બેઠા થયા જાણુ,
ત્યારે હૈયે આવ્યાં છે પ્રાણ. ૧૩૭
ત્યારે ગાય ગીત વ્રજની સુંદરી,
સુણી નાદને સુરભી હસેગણી. ૧૩૮
ગોવાળા જળમાંય જુએ નીચે,
જાણે આ ઠામે શામળીઓ હશે. ૧૩૯
જે વાંસળીએ વૃજ લોકને અમૃત પાઇ,
આવે વનમાળી તો મળીયે ધાઈ. ૧૪૦
મોરલી શબ્દને કીધો વનમાળી,
ત્યારે ભડકી ઉઠયો નાગ કાળી. ૧૪૧
ત્યારે નાગણીઓ મળી સરવે સાથે,
હવે આ બાળકની શી ગતિ થાશે. ૧૪૨
કેમ જીવશે એની માત ને તાત,

કરડી જીભ ને જીવ કરશે કલ્પાત. ૧૪૩

કહે ભોજંગ ને ભામીની,
દયા કરો તમે દીન જાણી. ૧૪૪
એ છે રંક નંદ કુમાર પ્રાણી,
એમ નાગણીયું બોલે વાણી. ૧૪૫
ત્યાં શ્રીહરિ કૃષ્ણ જ લઈ,
હવે નાગનું કુળ નાખું ખોઈ. ૧૪૬
કાળી નામ સહેસ્ર ફુંફવાળો,
ગોવિંદજી બીતા નથી ને વાંસળી વગાડે. ૧૪૭
ગૃહી ગેડી હાથમાં બાળે વેશ,
આઘો પાછો ખસે ને કરે હસા હસ. ૧૪૮
નાગ ઉપર શામળીઓ ધશે,
કરી ક્રોધ ને ફેણ ઉપર વશે. ૧૪૯
ત્યાં (બંશી) વાગે છે ઘણી,
ત્યારે ખંડિત પામે છે મણી. ૧૫૦
ઉઠયો કાળી, કાળ સરખો એંજાણી,
આવ્યો ક્રોધે બાળક ભણી. ૧૫૧

* રાગ બદલારો—સાખીની ચાલ *

ચંદ્રને જેમ રાહુ ઢાંકે,
સૂર્ય ને ઢાંકે જેમ મેઘ. ૧૫૨
તેમ કાળી નાગની ફેણ મધે,
શામળીયાની છે દેહ. ૧૫૩
જેમ માણેક જળમાં રહ્યું ને,
મહા વનમાં ચંદન ઘોડ. ૧૫૪

કાળી નાગના ગુછાળા માથે,
બિરાજે શ્રી રણછોડ. ૧૫૫
લક્ષ્મી વરને લીધો લપેટી,
કર્યો છે ફેણનો ફુંકાર. ૧૫૬
વિશ જવાળા થકી વિશ ઉછળે,
વરસે હલ હલ અંગાર. ૧૫૭
એ છટકી છેક છળીલો નીસરેને,
અને ધર્યું ચતુર ભુજનું રૂપ. ૧૫૮
હાથે ફેરવે ગેડીને મોરલી,
વગાડી દેખાડે કરડું રૂપ. ૧૫૯
શ્રી કૃષ્ણની પૂઠળ ફેરવેને,
ફેણુ મણી ધર રાય. ૧૬૦
ફુંફવાડા ફુકેને ઝડપો નાખે,
શ્રી હરિ નાના મોટા થાય. ૧૬૧
ઉભા ઉભા શ્રી કરે,
હોહા કાર જગદિશ. ૧૬૨
જીભ્યા કાઢેને ચીસો પાડે,
દેખાડે દાંતને ધ્રુજે શિશ. ૧૬૩
મુખ મરડેને આંખો તોડે,
મરડે અંગ અપાર. ૧૬૪
હાક છંછેડીને નીકળે,
કરે છે ગેડીનો પ્રહાર. ૧૬૫
પછી રીશ કરીને દોટજ દીધી,
લીધા બાથમાં નંદ કુમારે. ૧૬૬

વનમાળી સામે નાગ છે કાળીની,
દેહ સંભાળીને ધાયા તે પાર. ૧૬૭
પાતાળ ગાજેને ઢીકજ વાજે,
અને બીરાજે વૈકુઠ નાથ. ૧૬૮
લડ વડેને હેઠા પડે,
પછી ધડધડ જમના સંગાથ. ૧૬૯
પાછી પાની કોઇ નવ કરેને,
અને યુદ્ધ જ મોટું થાય. ૧૭૦
ચાર ઘડી યુદ્ધ થયા પછી,
કોપ્યો વ્રજ ગોકુળનો રાય. ૧૭૧
પછી અંગ ઉપર પ્રહાર કીધો,
નાગ પડયો છે મુર્છા ખાઇ. ૧૭૨
ગેડીથી સહસ્ત્ર નાગ નાથ્યા,
કીધાં પરાક્રમ ત્યાંય. ૧૭૩
નાગ નાથ્યો દોરડે ને,
ઉપર પ્રભુજી થયા અસવાર. ૧૭૪
કંસનો કાળ કમળ પાતાળમાં,
તેને લાવ્યા નંદકુમાર. ૧૭૫
લઇ દોરડે નાગ હુંકાર્યો,
પુઠે નાગણીયોનો સાથ. ૧૭૬
નાગણીયું સરવે ટળવળે,
સ્વામી મૂકો હમારા નાથ. ૧૭૭
અમે કયાં ભીખ માગશું સ્વામી,
પ્રભુ આપો અમારા નાથ. ૧૭૮

કૃષ્ણ કહ્યું કેનું સાંભળે નહિ,
હવે કહે નાગણીયું સંગાથ. ૧૭૯
કહ્યું ન માને કૃષ્ણજી ને,
પુઠે સર્વ નાગણીયું નાર. ૧૮૦
જય જયકાર ગોપીઓ કરે,
પ્રભુ નિસર્યા જળથી બહાર. ૧૮૧
પોતાનાં કંઠેથી હાર તોડીને,
મુક્તા ફળેથી વધાવે. ૧૮૨
વેગળા રહીને સહું વિનવે ને,
પાસે કોઈથી ન જવાય. ૧૮૩
મુકો અમારા નાથજીને,
નાગણીયું સૌ કોઈ ચાચે. ૧૮૪
કાળી નાગની ફેણ ઉપર,
કૃષ્ણ થઈ થઈ નાચે. ૧૮૫
ગોવાળા સૌ કોઈ વેણુ વગાડે,
ગીતો ગાય સૌ બાળા. ૧૮૬
દેવના જય જયકાર કરે,
નાચે વગાડે સહું તાળી. ૧૮૭
અંતરિક્ષમાં તો નાચે અપસરા,
ગાય ગોપીઓ ગીત. ૧૮૮
સપ્તઋષિ સ્તુતિ કરે ને,
નાથ્યો નાગને કર્યો નિશ્ચિત. ૧૮૯
ફેણુ ધરને ત્યાંય ક્રોધ ચડયોને,
વીંટી શ્રી કૃષ્ણની દેહ. ૧૯૦

સર્પમાં જેમ શામળોએ,
જેમ ચંદ્રમાં ઢાંકે મેહ. ૧૯૧

ફાડે ફેણુ વિખ મુખજ લગી,
કરે ગોપીએ હાહાકાર. ૧૯૨

શ્રી કૃષ્ણે ગૃહી કરમાં ગેડી,
ચાંપ્યો ફણીધરને ભાર. ૧૯૩

શરીર પૃષ્ઠ કીધું ઘણુંને,
તડ તડે નાગનું અંગ. ૧૯૪

જીભ્યા કાઢી પડયો ત્યાં કાળી,
સરપણીયું કરે છે રૂદન. ૧૯૫

નાગણીએ નીજ બાળક મૂકયાં,
શ્રી હરિ કૃષ્ણના ખોળે. ૧૯૬

અમ રંક પર કરો દયા,
એમ નાગણીયું સૌ બોલે. ૧૯૭

ઘણું જ ઉત્તમ કારજ કીધું,
ઉતાર્યો એનો ગર્વ. ૧૯૮

એ પૂર્વ જન્મમાં સ્વામી મારાને,
હતો જે એક શ્રાપ. ૧૯૯

અહંકાર એનો ઉતારીયોને,
એને ખાધો છે બહુ માર. ૨૦૦

અમ રંક ઉપર દયા કરો,
તમે કીરપા કરો કુમાર. ૨૦૧

ગોપીયું સરવે સ્તુતિ કરેને,
જશોદા ધરણી પર ઢળે. ૨૦૨



સરવેની સ્તૂતિ સાંભળીને,
નાગ ઉપરથી ઉતર્યા જગદિશ. ૨૦૩

શ્રી કૃષ્ણ પુંઠે નાગણીઓએ,
પહેરાવ્યો કમળનો હાર. ૨૦૪
શ્રી કૃષ્ણ કૃપાએ કાળી ઓધાર્યો,
ને કરે સરવેને પ્રણામ. ૨૦૫
નાગને શ્રી કૃષ્ણ કહે છે,
આ સ્થાન મૂકી જા તું બીજે ઠાય. ૨૦૬
સર્પ કહે હવે કયાં વસુ,
મુજને ગરૂડજી ખાઈ જાય' ૨૦૭
શ્રી કૃષ્ણ કહે તું અમર થયો,
જ્યાં ફેણુ ઉપર ફર્યાં હમારા પાય. ૨૦૮
આ ધરોનું જળ નિર્મળ કરીને,
જા તું રમળ દ્વિપ મોઝાર. ૨૦૯
ત્યાં તુને ગરૂડજી નહી દમે,
કૃપા કીધી શ્રી કૃષ્ણ રાય. ૨૧૦
પરિવાર સાથે પરવર્યો,
ગયો રમણ દ્વિપ મોઝાર. ૨૧૧
નિર્મળ જળ થયું જમુના તણું,
મલ્યો બાળ નંદકુમાર. ૨૧૨
રાય પૂછે સુખ દેવને,
એક સંદેહ મન મોઝાર. ૨૧૩
કાળી નાગની જવાળા થકી,
બહુ વૃક્ષ થયાં છેદન વાર. ૨૧૪
કદમનું વૃક્ષ કેમ રહ્યું,
તે વદોને વ્યાસ કુમાર. ૨૧૫

ત્યારે વ્યાસ કુમાર વાણી વેદને,
સાંભળો પરિક્ષિત રાય. ૨૧૬
જે તમે પ્રશ્ન પૂછયો મુજને,
તેનો કહુ મહીમાય. ૨૧૭
એકવાર ગરૂડ અમરાપુરીથી,
અમૃતપાંન કરી આવ્યો તો ભક્ષ. ૨૧૮
તે અમૃતભરી ચાંચ કદમે ઘસી,
તેથી અમર થયું એ વૃક્ષ. ૨૧૯
રાય પરિક્ષિત પ્રસન્ન થયાને,
મારો સંદેહ મારો સત્ય. ૨૨૦
હજી એક સંદેહ મનમાં રહ્યો,
તે પરખો વ્યાસજી અંતે. ૨૨૧
નાગ દમન જે સાંભળેને,
વૃદ્ધા જોબનને બાળ. ૨૨૨
તેને સર્પનો ભય વ્યાપે નહી,
અને કૃપા કરે શ્રી ગોપાળ. ૨૨૩
આઠમું ચરિત્ર સંપૂર્ણ થયું,
ઉત્તમ નાગ દમન. ૨૨૪
સાખી–મોહ પામ્યો મહીપતી,
અને સુણી જુગપતીનો મહીમાય. ૨૨૫
ભટ બ્રહ્માનંદે કહી કથા,
સંપૂર્ણ થયો આઠમો અધ્યાય. ૨૨૬

સંવત ૧૯૧૬ વરસે માગસર વદ બીજને રવીવાર ઉપરના અસલ ગ્રંથને છપાવી પ્રસિદ્ધ કરનાર સતપંથી સૈયદ શ્રી ખાકી.



સંવત ૨૦૧૨ ઈ. સ. ૧૯૫૬





# * શ્રી કૃષ્ણ લીલાનો ટુંક સંક્ષેપમાં સાર *

અત્રે સૌ ઋષિવર અને મુનિ જેવા ભક્તજનોને, સંબોધતા શ્રી સદ્‌ગુરુ મહારાજે, શ્રી વિષ્ણુ નારાયણ હરીના દશ અવતારની કથામાં આઠમા શ્રી કૃષ્ણ અવતારનો સંક્ષેપ સાર સમજાવ્યો.

અને સાથે શ્રી બાલ કૃષ્ણની નાગ દમનની લીલાનું વર્ણન પણ ટુંકસાર સમજાવ્યો. તેમાં ગીતા સાર રહસ્ય એ સમજાવ્યું કે શ્રી સતપંથી અથર્વવેદી યજ્ઞ વિધિના મંત્રમાં શ્રી હરીને સંબોધતાં કહ્યું છે કે, વેદ વંશે જે અમરભેદ, પ્રગટ્યા બ્રહ્મા ચારે વેદ.

શ્રી હરી વંશ જેવો કે ચંદ્રમા સુર, ધરી અવતારને સર્જ્યાં નૂર.

**નૂર નારાયણનું ત્યાં વરસે, જે ગટ હોય સાચું ઇમાન;**
**દેવલોકે તેને પ્રણામ કરે, અને પામે તે વૈકુંઠ ઠામ.**

તે મુજબ શ્રી રામચંદ્રજી પછી લવ રાજાએ રઘુવંશમાં શ્રી ચંદ્રદેવની ઉપાસના પ્રાર્થના કરી. ચંદ્રવૌંશ એજ યદુ રાજાની સ્થાપના કરી. એજ યદુ રાજાથી યદુ વૌંશ ચંદ્ર વૌંશ તરીકે ઓળખાયો અને પૂજાયો.

તેમાં યદુ વૌંશના વંદનિય અને પૂજ્ય મહાપુરુષોએ ધર્મ રક્ષણ કાર્ય, દૈવિ શક્તિએ મહામહેનતે કર્યે ગયા, છેવટના સમય કાળના શ્રી વિષ્ણુ ધર્મના પ્રણેતા, શ્રી વાસુદેવ, અને તેમના અર્ધાંગના, મહામાયા સ્વરૂપે, દેવકીજીને મહાન યાતના ભોગવવી પરેલ. અને તેથીએ વધારે શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્માનો સમય કાળ ધર્મ રક્ષણ કરનાર, અને ધર્મીને દુઃખદાયી વર્ણવ્યો છે.

એજ શ્રી નારાયણની લીલા, તેમાં સદ્‌ગુરુ મહારાજે બતાવી છે સત્વગુણની પૂજા, તેમાં નાત જાત કે નામરાશીને કાંઈ લેવા દેવા નથી.

જેવા કે શ્રી રામ અને રાવણ બ્રાહ્મણ અને શ્રી કૃષ્ણ અને ક્ષત્રી દુરાચારી કંસ. તેમાં શ્રી પ્રભુની પ્રભુતાને શ્રી હરીવૌંશી મહા પુરુષોના ગુણગાન ગાવા એ આપણી ઉપાસના, અને સમગ્ર માનવ જાતને માટે પરમ શાન્તિનો મહા મંત્ર. તે દુરાચાર રહિત સત્ય પુરુષ શાણા સંતના ચરણ સેવવા એજ શ્રી સતપંથ ધર્મની મુખ્ય વેદ આજ્ઞા છે.



* ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ *





बुद्धरुपं समास्याय सर्वं रुपं परायणः ।
मोहयन्सर्व भूतानि तस्मै मोहात्मने नमः ।।



સર્વરૂપ પરાયણ એવા જે પરમાત્માએ બુદ્ધનું રૂપ ધારણ કરીને સર્વ સર્વ પ્રાણીઓને મોહિત કર્યા હતા તે મહાત્મા ભગવાન બુદ્ધ અવતારને હું નમસ્કાર કરૂં છું.

**શ્રી કૃષ્ણ ભગવાનના પ્રદ્યુમન, શેષસ્થાન, બુદ્ધસ્થાન, વેણિ વચ્છરાજ, સિંહરાજ વંસતો શ્રી બુદ્ધા ભગવાન**

# શ્રી બુદ્ધા અવતાર

**શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા,**

**શ્રી ફર્માનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિર રહિમ.**

**ભાવાર્થ**—ૐ શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.
દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સદાય કૃપાળુ છે.

## ॥ અવતાર નવમો ॥

૧: અવતારનું સ્વરૂપ

જ્યારે નવમો અવતાર શ્રી હરિયે લીધો સહી,
ત્યારે બુદ્ધા રૂપે ફારસી કહી. ૧

તહાં બુદ્ધા રૂપે ફારસી બોલ્યા છે મીર,
તેને હાથે શીંગી બરછી તરવાર ને તીર. ૨

મરોડ કેશ પાગ બાંધી શિસે સધિર,
પગે સેત સુરવાલ પહેરી છે મીર. ૩

નવમે રૂપે હરિ બુદ્ધા અવતાર,
મુગ્લાઈ રૂપ લીધું શ્રી મોરાર. ૪

મુખ ચંચા પગ વંકા જાણુ,
પગે ખાસ ખુસ પેહેરી દીવાન. ૫

છરી કટારી બાંધી તરવાર ને તીર,
કમાન ખાંધે ચડાવી છે મીર. ૬

ગલત્ર કોડ શરીરે વહે,
તેની પાસે કોઇ ઉભું નવ રહે. ૭

દ્રઢ ગંધ ગંધાએ શરીર,
એસો રૂપ લીઓ શ્રીજીએ સધિર. ૮

શ્રી મુખે પારસી હરિ ત્યાં કહે,
તે પાસે કોઈ ઉભું નવ રહે. ૯

વિકટ રૂપ લીધું જદુ રાએ,
શ્રીજી તે પાંડવ દ્વારે જાએ. ૧૦

જ્યારે વિકટ રૂપ હરિનું દેખાએ,
ત્યારે પાંડવ દ્વારે ઉભા છે રાએ. ૧૧

ત્યાં પાંડવ યજ્ઞ હોમજ કરે,
અને બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. ૧૨

લાગ્યો કલિયુગ ને દ્વાપર ગયો,
સર્વ દેવ ઋષિ ગુપ્ત હોઈ રહ્યો. ૧૩

૨: હિન્દુ ધર્મને ઊતરતો બતાવ્યો

કલિયુગ માંહે બહુ પાપ કહેવાએ,
દેવ ઋષિવરે એથી છોડયા ઠાએ. ૧૪

ત્યારે યુધિષ્ટિરે કર્યો વિચાર,
પૂંછો બ્રાહ્મણને વેદને સાર. ૧૫

સુણો બ્રાહ્મણો યુધિષ્ટિર જો કહે,
કૌરવનું પાપ અમ શિર કેમ રહે? ૧૬

ક્ષોણી અઢારની હોઈ છે ઘાત,
તેનું તમ શિર ચડિયું છે પાપ. ૧૭

સુણો રે બ્રાહ્મણ પુંછું છું ભેદ,
એ પાપ તણો કેશો હોએ નિષેધ. ૧૮

કહે બ્રાહ્મણ સુણો હો રાએ,
માંડો હોમ યજ્ઞ આણે ઠાએ. ૧૯

સવા સહસ્ત્ર બ્રાહ્મણ વોહોરજો હો રાએ!
મન ઇચ્છિત ભોજન દેજો સત્યભાએ. ૨૦

સુવર્ણ પાત્ર સવાસેહસ્ત્ર દેજો નિત્ય,
એશો યજ્ઞ કરજો એકે ચિત્ત. ૨૧

એસો બ્રાહ્મણોએ કહ્યારે ભેદ,
તો હોએ પાપ તણો નિષેધ. ૨૨

ત્યાં બ્રાહ્મણ વચને પાણ્ડવ ભૂલ્યા જાએ,
ત્યાં માંડયો હોમ યજ્ઞ તેણે ઠાએ. ૨૩

યુધિષ્ઠિર ઘણુ રળિયાત થાએ,
ઘેર ઘેર ઓચ્છવ મંગળ ગવાય એ. ૨૪

ત્યારે તેડી સેદેવને પૂંછી પેર,
ભીમને મોકલો બ્રાહ્મણને ઘેર. ૨૫

ઓચરે ભીમ પાંડવ યજ્ઞ કરે શુદ્ધિ ભેદ,
ત્યાં બ્રાહ્મણ નોતર્યાં ચારે વેદ. ૨૬

આવ્યા બ્રાહ્મણ અસત્ બહુ દ્રોડ,
આવી ઉભા પાંડવ દ્વારે પ્રહોડ. ૨૭

ત્યાં રચી ભદ્રાશણ ને બેઠા ધર્મ રાએ,
તહાં બ્રાહ્મણને હેમના દાન દેવાએ. ૨૮

ત્યાં અન્ન, પાણી, વસ્ત્રનો નહિ લેખ,
જયાં ભાવતા ભોજન સોવણ મુંદ્રા એક. ૨૯

અન્ન પાણીના જ્યાં પ્રવાહ વહે,
ત્યાં રાએ મોકલ્યા ભીમ પોલે રહે. ૩૦

તેડી ભીમને રાએ શિખામણ દેએ,
માંગે પાણી તેને પાજોરે પેએ. ૩૧

આવે અભ્યાગત તેને દેજો માન,
તેની કરી પુજાને દેજો એ દાન. ૩૨

ત્યાં બ્રાહ્મણ વચન બોલ્યા સાર,
તમે સુણો યુધિષ્ઠિર કહું વિચાર. ૩૩

એક ચંડાલ આવશે આણે ઠામ,
તે તો યજ્ઞનું તોડાવશે સર્વ કામ. ૩૪

તે ચંડાલ આવી અહીં કરશે નાદ,
તે યજ્ઞ માંહે આવી કરશે ઉત્તપાદ. ૩૪

એ યજ્ઞ તણો ધ્વંશ જો કરે,
એશો જોતિષ હમારો ઓચરે. ૩૫
રાએ પોલે પોલિયા મેલો સાર,
ભલા બુરા કોઈ નાવે આણે ઠાર. ૩૬
ત્યારે ભીમસેનને બોલાવ્યા તેણી વાર,
પોલે રખવાલા મેલો દ્વાર. ૩૭
તેને દ્વારે ભીમ ઉભા આગેવાન,
દ્વારમાં ભલો બુરા કોઈ આવે ન જાણ. ૩૮
જહાં પાણ્ડવ હોમ યજ્ઞ જો કરે,
તહાં બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. ૩૯
તે બ્રાહ્મણ વચન બોલ્યા સાર,
ત્યાં લગી શ્રી બુદ્ધા આવ્યા દ્વાર. ૪૦
તહાં નવમે રૂપે હરિ પાણ્ડવ દ્વારે જાએ,
બ્રાહ્મણ વચને ભુલ્યા પાણ્ડવ યજ્ઞ કરાએ. ૪૧
જ્યાં ગદા ગ્રહીને ભીમ પોલે રહ્યા,
ત્યાં યજ્ઞ જાણી અભ્યાગત આવીયા. ૪૨
દ્વારે જઇ ભીમ બેઠા છે તત્ક્ષણ,
દેખી શ્રી હરી રુપને અચંબે ઘણું. ૪૩
વિકટ રૂપ લેઈ હરિ આવ્યા છે જાણ,
પણ શ્રીજી મુખથી બોલે અમૃત વાણ. ૪૪
કલિયુગ સંધે બ્રાહ્મણ ભુલ્યા જાણ,
ખબર અવતાર પાત્રની ના જાણે નિર્વાણ. ૪૫
તહાં વિકટ હરિ રૂપને દેહી ગંધાએ,
પણ સ્વામીની દ્રષ્ટી સામું નવ જોવાએ. ૪૬

દુષ્ટ ગંધ ગંધાએ હરિનું શરીર,
એશો રૂપ લિઓ યદુનાથ શ્રી હરિએ, ૪૭
ત્યાં મહા વિકટ રૂપ ભીમ જૂએ જ્યાં નેણુ,
ત્યારે ભીમસેન બોલે છે અચંબે ત્યાં વેણુ. ૪૮
ત્યાં ભીમે સત્ય વચને વાણી કહી,
અને ક્રિયા પાલે તે સત્ય ધર્મિ છે સહી. ૪૯
તુજ કાયા મધે જીવ જીવે છે કોણ મર્મ,
તને કોણ પાપ લાગ્યું છે આ દુષ્ટ કર્મ. ૫૦
ત્યારે બોલ્યા છે શ્રી બુદ્ધા રૂપે હરિ વાણુ,
રજા હમકું આગે દીયોને તમ જાણુ. ૫૧
ભાઈ તમ યજ્ઞ જાણી આવ્યો છું એ,
પણ ક્ષુધાર્થિ ભૂખ્યો છું અપરંપાર. ૫૨
હું છું સત્ય ક્ષુધાર્થિ ભૂખ્યો અપાર,
હું યજ્ઞ જાણી આવ્યો યુધિષ્ઠિરને દ્વાર. ૫૩
હું માગું અન્ન દેખું રાજાના દિદાર,
ત્યાં જઈ યજ્ઞ હોમનો શુણું વિચાર. ૫૪
ભાઇ તમે હાજર હોએ તો આપો જેહ,
હરિ કહે જેમ દુર્બલને આપો તેહ. ૫૫
ભીમ કહે પોલે રખવાલો રહ્યો છું હુંએ,
તેતો સહી કરીને ચંડાલ માનજે તુંએ. ૫૬
ભાઈ આ ભોજન વેલા થઇ છે આએ,
ત્યાં પ્રાતુશકાલે પછીશું મળીએ જાએ. ૫૭
ઓચર્યા ભીમ તમે અહીં નક્કી ઉભા રહો,
જે કોઇ વસ્તુ જોઈએ તે મુજને કહો. ૫૮

માગો તે આટલું અન્નને ખપેતે આલું રે દાન,
આલું હસ્તી ઘોડા વાહન નિશ્ચાન. ૫૯
ઓચરે અભ્યાગત ભીમ તુટે છે એહ,
ભાઇ આ હમારી દુર્બલ છે દેહ. ૬૦
હમારે ના જોઈએ અન્ન ને ના જોઈએ દાન,
ના જોઈએ ઘોડા હસ્તી તોખાર વાહન. ૬૧
હરી કહે હમારે તમ ભોજન શું નહિ કામ,
પણ મને દિયોને રજા યુધિષ્ટિર પાસે જાણ. ૬૨
જે આ રૂપની શંકા આણો છો તમો,
પણ એ શંકા છેદવા આવ્યો છું હમો. ૬૩
હમે રાજા સત્યવાદી સાંભળ્યો છે ઘણું,
તે કરે છે દર્શન અભ્યાગત તણું. ૬૪
ભીમ કહે ચંડાળ ! વચન સુણજે તુંમોએ,
આગે જાણેકી રજા નહિ દેવાએ તો એ. ૬૫
તહાં રાજા યુધિષ્ટિર યજ્ઞ જો કરે,
અને બેઠા બ્રાહ્મણ વેદ ઓચરે. ૬૬
જ્યાં હોમ યજ્ઞ તણું આરંભજ હોએ,
ત્યાં તુજ ચંડાળ મુખનાં દેખે કોએ. ૬૭
બોલ્યાં શ્રી બુદ્ધા ભીમ વચન સુણ મોએ,
સર્વ ચંડાળની વાત કહું છું હું તોએ. ૬૮
આજ સર્વ બ્રાહ્મણ દિશે છે અશુદ્ધ,
તે અવતાર પાત્રકી નાં જાણે શુદ્ધ. ૬૯
તે પેટને કાજે વાંચે જૂના ઠાલા વેદ,
અને રૂપ હમારાને કરે નિષેધ. ૭૦

ત્યારે શ્રી બુદ્ધ બોલ્યા વિખ્યાત,
ચંડાળ તણી કહું ભીમ તુને વાત. ૭૧
એ બ્રાહ્મણ માંહેથી બ્રહ્મા ગયા,
તે અવતાર પાત્ર શ્રી મહાંમત થયા. ૭૨
આ સર્વ બ્રાહ્મણ વાંચે હમારા વેદ,
અને તે તો રૂપ અમારાને કરે નિષેધ. ૭૩
જે આજ ડાહ્યા વેદની વાણ જો કહે,
અને તે હરિ અવતાર ફી શુદ્ધ નાં લહે. ૭૪
જે આજે અથર્વ વેદફીનાં જાણે વાણ,
તેને ચંડાળ ભીમ પ્રતક્ષ લેજો તમે જાણ. ૭૫
જે અવતાર કો જે યુગમાં વારો વહે,
તે અવતાર પાત્રફી બ્રાહ્મણ શુદ્ધ નાં લહે. ૭૬
આપ સ્વાર્થમાં જે દુષ્ટ મનજો ધરે,
તે પાપી હરિ અવતારની ખંતના કરે. ૭૭
આપ સ્વાર્થે એ તો જુઠું ભેળી ભણે,
તે તો મોક્ષ મુગતફી મને શુદ્ધ નાં ગણે. ૭૮
બાઈ એથી આગલ બ્રાહ્મણ અશા હોએ,
તે મહા લંપટ કપટી ને નિર્લજ સોએ. ૭૯
નહિ હરિ શું નેહને વાંચે નિત્ય વેદની વાણ,
અથર્વવેદ માને નહિ તે ચંડાળ લેજો જાણ. ૮૦
જે વાંચે ડાહ્યા વેદને ખાલી તિર્થે જાએ,
પાણી પથ્થર પુજે તે પાવન નહિ થાએ. ૮૧
આ તેણે જુદો યજ્ઞ મંડાવ્યો છે સોએ,
લોભ સ્વાર્થે સત્ય ધર્મ નાં બૂઝે કોએ. ૮૨

કહે ભીમ ત્યાં હે ચંડાળ! સુણ આએ,
યજ્ઞ સ્થાને ભલા બ્રાહ્મણ ક્ષત્રી બેઠા જાએ. ૮૩
તે તો સર્વ આચારવંત દીશે છે ઘણા,
એ પણ સાંભળે વેદ એ બ્રાહ્મણ તણા. ૮૪
ત્યાં ત્રણે વેદની રચનાં એકમેક હોએ,
ત્યાં તમ ચંડાળ મુખ તો નાં દેખે કોએ. ૮૫
ત્યારે હરિ કહે ભીમ વચન સુણ તુ મોએ,
સર્વ ચંડાળ તણી વાત કહું છું હું તોએ. ૮૬
આ ક્ષત્રી બ્રાહ્મણ હોઈ મન દયાનાં ધરે,
અને બ્રહ્મ જ્ઞાન, સત્ય ધર્મની નિંદા કરે. ૮૭
હે ભીમસેન! સત્ય વિના કોઈ શુદ્ધનાં હોએ,
એવા કારણે બ્રાહ્મણ ચંડાલતે લેજો જોએ. ૮૮
એ ત્રીકાળ સંધ્યાતો બ્રાહ્મણ કોઈક કરે,
અને વળી તે ચોથી સંધ્યાકી ખબરનાં લહે. ૮૯
ભીમસેન! જે ચોથા વેદકી ના જાણે વાણ,
તેને રાજા! ચંડાળ સહી લેજો જાણ. ૯૦
ભીમ! દ્વાપર અંતે ત્રણ વેદ જો પૂરા થયા,
અને આઠ અવતાર તો શ્રી હરીનાં ગયા. ૯૧
આજ નવમે રૂપે આવ્યો છું જોએ,
'તે' મને બ્રાહ્મણ વળી નહિ માને કોએ. ૯૨
હેભીમ! એ ચંડાળ બ્રાહ્મણ મહાં અજ્ઞાન,
તે મારા બુદ્ધા અવતારનો ખંડે છે નામ. ૯૩
સુણો આ સત્ય વાત ભીમ અમો તણી,
હું માંગું છું અન્ન જે ક્ષુધા વ્યાપી છે ઘણી. ૯૪

જો મુજ દુર્બળને વિધિએ દેશોરે દાન,
તોજ આ યજ્ઞ સફળ હોશે સત્ય જાણ. ૯૫
ત્યાં ભીમસેન મન ચિંતા કરે છે જોએ,
એતો દીશે છે અવતાર પાત્ર સહી કોએ. ૯૬
એમની કાયા કરૂપ બાહેર દીશે છે ઘણી,
પણ વચન તો બોલે જેમ વૈકુંઠનો ધણી. ૯૭
સુણોરે યોગિશ્વર ભીમ કર જોડીને કહે,
સંક્ષે એશો એક મારા મનમાંહે રહે. ૯૮
ક્ષત્રી મહાજનમાં કહો કોણ ચંડાળ?
મારો સંક્ષે છેદજો હો! દીનદયાળ. ૯૯
બોલ્યા શ્રી બુદ્ધા ભીમ સુણો વિખ્યાત,
ક્ષત્રી ચંડાળ તણી કહું હું તોએ વાત. ૧૦૦
જે ક્ષત્રી હોઇ મનમાં દયા નહિ ધરે,
તે બાંધી હથિયાર ને જીવ હિંસા કરે. ૧૦૧
જે વાછરૂ વિનાયાની વાળે રે ગાએ,
તે તો વસ્ત્ર પરાયાના લે છીનાએ. ૧૦૨
વળી અતી અભિમાન કરે મન માંહે,
ભાઇ બંધ ભલો દેખ્યાં નાં સેહવાએ. ૧૦૩
તે કઠોર વદશે અતિત બાંધવને વેણ,
માણસ મારતાં તો જરાએ નાં કરશે કેણ. ૧૦૪
હે ભીમ! તે ક્ષત્રી ચંડાળ ભૂલ્યા વેદ જાણ,
તેને ચંડાળ ભીમસેન! સહી પ્રમાણ. ૧૦૫
જે ક્રોધી બાળે વનને દુષ્ટ વાળે ગાએ,
તેને પર જીવ મારતાં દયા નહિ થાએ. ૧૦૬

આ જીવની કાજે પર જીવની હિંસા કરે,
બ્રહ્મ જ્ઞાન મન માંહે તે નવહી ધરે. ૧૦૭

મગ્ન અતી કુડ, કપટી વિરોધી હોએ,
ચંડાળ ભીમ! તેને લેજો સહી કરી જોએ. ૧૦૮

બાંહ્ય આચાર કરેને અડસઠ તિર્થ જાએ,
અવતારને ના ઓળખે તે કદી પવિત્ર ન થાએ. ૧૦૯

આવી સત્પંથમાં ને તેનાં ન પાલે વેદ ધર્મ,
ઉલટાં ચોર, ધૂતારા, દહિતનાં કરે કર્મ. ૧૧૦

પૂરી દશાંશ ન આપે ને બ્રહ્મ કણ ખાએ,
પોતે હાલનાં ગુજારે ને ગતમાં ના જાએ. ૧૧૧

ન પીએ અમીને ન શિખે જ્ઞાનની વાણ,
તેને તું ચંડાળ ભીમ! સહી લેજો જાણ. ૧૧૨

સત્પંથ લેઈને જે પરહરે હરી નાં પાએ,
મુખી ગત્ની નિંદા કરી દશાંશ ગેર ખાએ. ૧૧૩

વલી તે નીસાની વેલાએ હાજર થાએ,
હે ભીમ! તે ચંડાલ જીવ કેમે પાવન નાં થાએ. ૧૧૪

એવા સુણી વચન ભીમ અચંબે હોએ,
આતો અવતાર પાત્ર દીસે છે કોએ. ૧૧૫

અગમ નિગમની સર્વ કરે છે વાત,
કાયા છે એવી પણ પ્રાણ મહા વિખ્યાત. ૧૧૬

કહે ભીમ સુણોરે હો દેવ દીન દયાળ!
મહાજન જાતમાં કહેજો કોણ ચંડાળ? ૧૧૭

કહે શ્રી બુદ્ધા સુણો ભીમ વિખ્યાત!
મહાજન ચંડાળ તણી કહું તો એ વાત. ૧૧૮

3: હિન્દુ સમાજ અને પરંપરા વિષે;
– સાચીખોટી વાત મિશ્ર કરી લોકોના મનમાં હિન્દુ ધર્મ પ્રત્યે શંકાઓ નિર્મિત થાય

મહાજન હોઈ મનમાં કરે એભિમાન
જે માલ તોલતાં દિલનાં રાખે ઠામ. ૧૧૯
લેતી વેળા તે છાનું ઘણેરૂં લીએ,
અને દેતી વેળા કપટે થોડેરૂં દીએ. ૧૨૦
તે કરે અભિમાન ને વખાણે આપ,
તે એવી ડાંડી તોલ્યાનું મહાછે પાપ. ૧૨૧
જે દયા ધર્મ ક્ષમાશી નાં કરે વાણુ,
તે મહાજન ચંડાળ છે ભૂલ્યા જાણુ. ૧૨૨
કહે ભીમ તમે સુણો યોગિશ્વર દયાળ !
એ મનુષ્ય જાતમાં કોણ ચંડાળ ? ૧૨૩
તે એરા સંક્ષે મોએ કહેજો દયાળ !
જે એવા કોણ કરમથી હોય ચંડાળ ? ૧૨૪
કહે શ્રી બુદ્ધા સુણો ભીમ ! વિખ્યાત,
તે મનુષ્ય ચંડાળ તણી કહું તોએ વાત. ૧૨૫
જે દયા, ધર્મ, ને નાં આણે ક્ષમા મન્ન,
તે તો સુવે નિચિંત્તા ને પોતાનું પોષે પિંડ. ૧૨૬
જે કોઇ પાપી માત પિતા સામો હોઈને લડે,
તે તો પાપી દુષ્ટ ચંડાળ દોજક માંહે પડે. ૧૨૭
જે પર જીવ મારી સ્વાદે પેટ પોતાનું જો ભરે,
અને પરનારી શું દુષ્ટ સંગમ કરે. ૧૨૮
જે નર પારકું ધુતીને આપરે ખાએ,
તે પણ પાપી નર ચંડાળ દોજક જાએ. ૧૨૯
પુરૂષ એક ને વળી તે સ્ત્રી કરે રે દોએ,
એક શું અતી પ્રિત રાખે તે સોએ. ૧૩૦

પહેલી કલ્કલે ને દિલ માંહે લાવે દુઃખ,
તે એવા પાપી ચંડાળ નર મુવેનાં પામે મોક્ષ. ૧૩૧

તે ચંડાળ તો નિશ્ચે દોજક માંહે જાએ,
તે નાં પૂર્વજો કહીએ પાક નાં થાએ. ૧૩૨

જે નર કન્યા તણો દ્રવ્ય પોતે લહે,
અને વિશ્વાસ ઘાત કરી વિષ જો દહે. ૧૩૩

વણ વાયકે કોઈ પર ઘેર જમવા જાએ,
જે ત્યાં જઇ જુઠું બોલીને મીઠું ખાએ. ૧૩૪

જીભ સ્વાદે છે કોઈ પર જીવને હણે,
ખાએ માંસ અને તે દુષ્ટ દોષનાં ગણે. ૧૩૫

જુઠી ગવાહી પૂરે ને ચઢાવે આળ,
હે ભીમસેન! મનુષ્ય જાતમાં તે ચંડાળ. ૧૩૬

જે સદ્ગોર બ્રહ્માની હોએ આલ,
તેનો જે કોઇ ચોરી ખાસે બ્રહ્મ કણ માલ. ૧૩૭

જેણે દિના વચનને દેખાડયા શ્રી હરિ,
તે શું મુનિવર બોલે પ્રપંચ કરી. ૧૩૮

જેણે લીધા ધર્મ ને પરહરે શ્રી હરિના પાએ,
તે પાપી ચંડાળ જીવ નિશ્ચે નર્કમાં જાએ. ૧૩૯

આપણને અક્ષર એક શીખાડે નર જેહ,
તેને તો ગુરુ કરીને સત્ય માનવો તેહ. ૧૪૦

જે કોયે જુઠા સમ લાલચે હરીનાં ખાએ,
તે ચંડાળ જીવ તો કહીએ પાવન નાં થાએ. ૧૪૧

મનુષ્ય એક બીજાની નિંદા કરે જે સાર,
જે પર નિંદા કરે તે તો છે મહા ચંડાળ. ૧૪૨

ત્યારે ભીમ કહે સુણો દેવ દયાળ!
ચોપગા અને પક્ષીમાં કોણ ચંડાળ ? ૧૪૩

કહે શ્રી બુદ્ધા સુણો ભીમ વિખ્યાત!
ચોપગા અને પક્ષી તણી કહું તોએ વાત. ૧૪૪

ચોપગા માંહે શ્વાન, ગંર્ધવ ને શીયાળ,
પક્ષી જાત માંહે એક કાગ ચંડાળ. ૧૪૫

કહે ભીમ સુણો હે યોગિશ્વર દીન દયાળ,
સ્ત્રી જાતમાં કહેજો કોણ ચંડાળ ? ૧૪૬

કહે શ્રી બુદ્ધા સુણો ભીમ વિખ્યાત,
સ્ત્રી ચંડાળ તણી કહું તેઓ વાત. ૧૪૭

જે સ્ત્રી હોઈ ને પર પુરૂષ શું રમે,
અને ઘરકો પુરૂષ દેખ્યો નવ ગમે. ૧૪૮

એક ને છોડી દુજા પર પુરૂષને જાઓ,
તેથી :ચંડાળ સ્ત્રી દુજી કોઇ નહિ આએ. ૧૪૯

જે સ્ત્રી હોઇને નવરી પર ઘેર ભમે,
અને ઘરકો કામકાજ દેખ્યો નવ ગમે. ૧૫૦

જે નાર પુરૂષ તણો નાં કરે રે કહ્યો,
તેથી નિત્ય ઉઠીને નર સંતાપે રહ્યો. ૧૫૧

જે સાસુ સસરાકી નાં રાખે લાજ,
તે નણંદ જેઠાણી શું કરે વીષવાદ. ૧૫૨

જે સાસુ સસરાકો નાં કરે નાર કેણુ,
તે નણદ જેઠાણી કો ના રાખે વેણુ. ૧૫૩

જે જુઠું બોલીને ચઢાવે પર આળ,
સ્ત્રી જાતમાં તે, હે ભીમ! ચંડાળ. ૧૫૪

જે વિધવા નાર હોઇને વકરમ કરે,
અને તે માઈ બાપકી લાજ નવ ધરે. ૧૫૫
જે નારી પાડે પેટને ને બાળક હણે,
તે મન માંહે શંકા કાશી નવ ગણે. ૧૫૬
જે સ્રી કુળ લજાવે ને વેધે બાળ,
આજ એછે સ્રી જાતમાં મહા ચંડાળ. ૧૫૭
જે સ્રી હોઇને પુરૂષકી સેવાનાં કરે,
અને કુડું બોલતાં શંકા નવ ધરે. ૧૫૮
વ્રત ધર્મ ના કરે, ને બોલે આળ,
સાંભળો ભીમ! સ્રી જાતમાં તે ચંડાળ. ૧૫૯
સુણો યોગિશ્વર ભીમ કર જોડી કહે,
સ્વામી સંક્ષે એક મારા મનમાં રહે. ૧૬૦
હવે તે સંક્ષે ઓએ છેદજો દીન દયાળ,
મનુષ્ણુ જ્ઞાતિ મા કોણ મધ્યમ ચંડાળ. ૧૬૧
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા વિખ્યાત,
મધ્યમ ચંડાળ તણી કહું તોએ વાત. ૧૬૨
જે સાચ વિના હરિની પૂજા કરે,
દ્વારેથી અભ્યાગત નિરાશ પાછા ફરે. ૧૬૩
દયા, ધર્મ, વેદ, ક્રિયા નાં પાળે જેહ,
મહા મધ્યમ ચંડા કહીયે નર તેહ. ૧૬૪
જે વેચે દહીં, દૂધ, મદ્ધને માંશ,
અને બોલે બહુ ને કરે વણાશ. ૧૬૫
જે વ્યાજ સવાયા લેવે નર જેહ,
મહા મદ્ધમ ચંડાળ કહિયે તેહ. ૧૬૬

એક હરિની ભક્તિ મન માંહે ધરે,
અને બીજો આવી મન ભંગ જો કરે. ૧૬૭
દાન, પુન, ધર્મ કરતાં વારે નર જેહ,
મહા અદ્ધમ ચંડાળ કહીયે તેહ. ૧૬૮
જે કોઈ પશુ, ઢોર, નર પાલે જેહે,
ચાર પાણીની તેની ખબર નાં લેહે. ૧૬૯
તે તો ભુખ્યા તષ્યાં બહુ દુઃખ સહે,
આખની વેદના તે તો કોને કહે ? ૧૭૦
એ નર તો રાચે મહા અધ્યમ તેહ,
હૃદયે પરવેદના નાં જાણે જેહ. ૧૭૧
ઋષિવર હોઇને દુનિયામાં ખાએ,
પછે તે શેરૂ પોતાના પરહરી જાએ. ૧૭૨
અને જ્ઞાન, ધર્મની નીંદા કરે નર જેહ,
મહા અધ્યમ ચંડાળ કહિએ તેહ, ૧૭૩
જે રાખી થાપણ ને મકરે નર જેહ,
મહા અધ્યમ ચંડાળ કહિએ તેહ, ૧૭૪
નર જે જુઠું બોલી ચડાવે આળ,
મહા અધ્યમ પાપી તે નર છે ચંડાળ. ૧૭૫
જે રાજા, બ્રહ્મણનું અન્ન જો ખાએ,
અને જે ક્રિયા બારમુ જમવા જાએ. ૧૭૬
જીવને ફાંસી દઇને મારે નર જેહ,
તે મહા અધ્યમ ચંડાળ કહીને તેહ. ૧૭૭
જે કામણ દુમણ ૠષિવરને કરે,
તે પરને વેદના દઈ પેટ પોતાનું જો ભરે. ૧૭૮

પાડે સ્ત્રી ગર્ભને જે વેચે બાળ,
મહા મધ્યમ કહિયે તે નર ચંડાળ. ૧૭૯

જે ધર્મિ હોઇને નાં પાલે ધર્મ,
સુવે નિચિંતા ને કરે કુડા કર્મ. ૧૮૦

હાલ નાં નિમડે ને ગતૃમાં ના જાએ,
દશાંશ ન દેવે ને દુનિયામા ખાએ. ૧૮૧

એ મુખે નામ હરિનું નાં લેવે જેહ,
મહા મધ્યમ ચંડાળ કહીયે તેહ. ૧૮૨

જે પાંચ માસ સ્ત્રી ગર્ભ જો ધરે,
અને તે નારીશું જે પુરૂષ સંગમ કરે. ૧૮૩

પશુ ખાશી કરાવે નર જેહ,
મહા મધ્ગમ ચંડાળ કહિયે તેક. ૧૮૪

વણ આદરે જે નર જમવારે જાએ,
કરજ લેઈને વલી જે મુક્કર થાએ. ૧૮૫

વણ વાંકે સ્ત્રીને પરહરે નર જેહ,
મહા મધ્મ ચંડાળ કહિયે તેહ. ૧૮૬

માત પિતા થઈ બાળકને વેચે જેહ,
મહા મધ્યમ ચંડાળ કહિયે તેહ. ૧૮૭

ત્યારે ભીમ કહે સ્વામી પુછુ એક જોણુ,
સ્વામી ! મનુષ્ય જાતમાં ઉત્તમ કોણુ ? ૧૮૮

ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા વિખ્યાત,
ઉત્તમ તણી કહું હું તોએ વાત. ૧૮૯

જે પ્રાણીને સદ્ગોર બ્રહ્માજી મળ્યા,
તેને આવા ગવનના ફેરા ટળ્યા. ૧૯૦

હાલ વાચક ખરા દશોંદી નર જેહ,
મનુષ્ય જાતમાં ઉત્તમ કહીએ તેહ. ૧૯૧

જે સદાએ ભજન ધ્યાન હરિકા કરે,
અને બ્રહ્મ જ્ઞાન તે મન માંહે ધરે. ૧૯૨

નિત્ નિત્ ગત્માં મલે નર જેહ,
મનુષ્ય જાતમાં ઓતમ કહિયે તેહ. ૧૯૩

દયાવંતા ક્ષમાવંતા જે નર હોઈ,
એ ક્રિયા ચાલીસ પાલે નર સોઈ. ૧૯૪

હવા હિરસ વિશારે નર જેહ,
મનુષ્ય જાતમાં ઉત્તમ કહિયે તેહ. ૧૯૫

ઈંદ્રિ સ્વાદ પર હરે નર જેહ,
કાળ ક્રોધ મન વશ કરે નર તેહ. ૧૯૬

પાંચ તત્વકો ભેદ જાણે નર જેહ,
મનુષ્ય જાતમાં ઉત્તમ નર તેહ. ૧૯૭

ગોર નરનાં વચન શિર ઉપર ધરે,
અને ગુરૂ કહે તે :નિશ્ચે કરે. ૧૯૮

સત સંતોષી ક્ષમાવંતા નર જેહ,
મનુષ્ય જાતમાં ઉત્તમ કહિયે તેહ. ૧૯૯

જે નર જીવત મૃતક હોઇને રહે.
સુખ દુઃખ દિલનાં હરિ શું કહે. ૨૦૦

અહોનિષ હરિ નામ નાં વિશારે જેહ,
મનુષ્ય જાતમાં ઉત્તમ કહિયે તેહ. ૨૦૧

જે માત પિતાની ભાવે ભક્તિ કરે,
ને કુડ કપટ સર્વે મનથી પર હરે. ૨૦૨

સર્વ ગત્ કુટુંબનો સેહેવે શીર ભાર,
વિષ્ણુ ભક્તિ ઉપર સદા રાખે પ્યાર. ૨૦૩
અને પર વેદનાં આપે સહે નર જેહ,
મનુષ્ય જાતમાં ઉત્તમ કહિયે તેહ. ૨૦૪
મત્ લોકમાં જેનો જશ ઘણેરો હોય,
રતી અવગુણનાં બોલે મન્ન કોએ. ૨૦૫
વાચ, કાચ્છ, દ્રષ્ટે નિર્મલ નર હોએ,
નાત પરનાતે ગુણ બોલે સર્વ કોએ. ૨૦૬
દયા, ધરમ, ક્ષમાવંતા હોય નર જેહ,
મનુષ્ય જાતમાં ઉત્તમ કહિયે તેહ. ૨૦૭
ભીમ કહે સુણો યોગિશ્વર દયાળુ દેવ!
સ્વામી એક વાતનો પૂંછું હું ભેવ. ૨૦૮
સ્ત્રી જાતમાં કહેજો તે ઉત્તમ કોણ?
સ્વામી સંક્ષે અમને કહેજો ક્ષોણ. ૨૦૯
ત્યારે કહે શ્રી બુધ્ધા સુણો ભીમ વિખ્યાત!
ઉત્તમ સ્ત્રી તણી કહું તોએ વાત. ૨૧૦
જે સ્ત્રી હોઈ સ્વ પુરૂષની સેવામાં રહે,
જે વચન કહે તે શિર ઉપર ધરે. ૨૧૧
જે સતી હરિ સેવા નાં વિશારે નિત્ય,
ક્રિયા ચાલીસ પાલે તે એકે ચિત્ત. ૨૧૨
દાનવંતી દયાવંતી ક્ષમાવંતી રહે જેહ,
સ્ત્રી જાતમાં ઉત્તમ કહિયે તેહ. ૨૧૩
જે સ્ત્રીના હૃદય નિર્મળ જ્ઞાન,
ને સાસુ સસરા કો રાખે માન. ૨૧૪

કોઈ કુડું બોલે તો નાં આણે કાલ,
જુવો સદ લક્ષણી જેવું નાનેરૂં બાલ. ૨૧૫
નીચી કષ્ટિને હસમુખી હોય નાર જેહ,
સ્ત્રી જાતમાં જે ઉત્તમ કહિયે તેહ. ૨૧૬
જે સ્ત્રી હરિની સેવા વિના અન્નનાં ખાએ,
દ્વારેથી અભ્યાગત જેને પાછોનાં જાએ. ૨૧૭
થોડા માંહેથી થોડેરૂં દેવે જેહ,
અને સદા કાલ સત્યવંતી કહિંયે તેહ. ૨૧૮
જે ધરમ કરતાં ના કરે કેણ,
શોભે સ્ત્રી જાતમાં મહા ઉત્તમ તેણ. ૨૧૯
જે સ્ત્રી, પોતાના પુરૂષની સેવામાં રહે,
અને સુખ દુઃખ દિલનાં હરિને કહે. ૨૨૦
જે સ્ત્રી હરિની સેવા કરે નિત્ય,
તે મહા સત્યવંતી નિર્મલ ચિત્ય. ૨૨૧
ગત્ જગમાં નમી નમી ચાલે જેહ,
અને કહિયે સ્ત્રી જાતમાં ઉત્તમ તેહ. ૨૨૨
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા છે એહ,
સુણો ભીમ સત્ય કહું હું તેહ. ૨૨૩
કહે શ્રી બુદ્ધા સાંભલો વિખ્યાત,
અઢારે વ્રણની કહું હું તોએ વાત. ૨૨૪
કલિયુગનાં બ્રાહ્મણ હોશે જેટલા,
એ તો ધર્મ હીણા થાશે સર્વ તેટલા. ૨૨૫
એ વેદ તણો તો તજશે અભ્યાષ,
તે તો કરશે નિત્ય ઉઠી પરાઈ આશા. ૨૨૬

૪: કલિયુગમાં હિન્દુ ધર્મની માન્યતા બરાબર નથી એવું કહેવાનો પ્રયત્ન

શાદ્રાદિકની એનો કરશે નિત્ય સેવ,
વળી સંધ્યા, ત્રપણ, તજશે વાસુદેવ. ૨૨૭

એનો કરશે છલ, કપટ, ચેટક બહુ નિષેદ,
તે તો મહા શત્રુ સમ વહેરી ગણુસે વેદ. ૨૨૮

તે તો રાજાનું પ્રતિગ્રહ લેશે ઘણું,
એથી તે લેશે સ્વ શિશ પાતક પણું. ૨૨૯

તજસે સ્વધરમ ને સંધ્યા સાર,
તે જઈ સેવકને ઘેર કરશે આહાર. ૨૩૦

પર આગણે વિપ્ર જમવા બેઠા જાએ,
લેશે રશાણુ, લોહ, પાષાણુ તે સાર. ૨૩૧

અને જે ભણુશે વેદ જઈ શુદ્રને ઘેર,
સ્વધર્મ આચાર મૂકશે ને નહિ તેની પેર. ૨૩૨

પોતે ચોરી ચાડીનો કરશે વિચાર,
તે પોતે તજશે સ્વધરમ તણો વ્યવહાર. ૨૩૩

ભૂલી ભાન શુદ્ર તણા પશુ તો તે ચારશે,
અને પોતાનાં લાલચે ભૂખે મારશે. ૨૩૪

વળી શુદ્ર તણા બાલક તે તો રાખશે,
અને પોતાનાં બાલક અધર્મે હાંકશે. ૨૩૫

અન્ય ઘેર એકીવેળા જમવા જશે.
અને તે બીજા પ્રતે વડવાડ માંડશે, ૨૩૬

શુદ્ર તણી ક્રિયા શ્રાદ્ધ અવેદે સારસે,
લોભે પોતે બ્રાહ્મણને જઈ મારશે. ૨૩૭

શુદ્ર તણું ત્યાં હેતે દયણું દળે,
ત્યાં રાંધે રાંધણું તે જમવા મલે. ૨૩૮

પોતે ગર્ધવની પેરે વેહેશે ભાર,
મન માંહે ધરશે અતી અહંકાર. ૨૩૯

શુદ્ર તણા રસોડે કરશે સર્વે પાક,
એમે નાના વિધના કરશે તે તો શાક. ૨૪૦

પ્રથમ પોતે તો શુદ્રને ધીરજે પીરશે,
અને પોતે કેડેથી જમતા દીશસે. ૨૪૧

દાસી દાસ બીજા જાણે હોયે છે જેમ,
કલજુગનાં બ્રાહ્મણ જાણજો એમ. ૨૪૨

રાજા થાશે પાછલ તેવી પરજા જેહ,
દુષ્ટ કર્મે અંતે નર્ક પામશે તેહ. ૨૪૩

ન દીએ દાન, નેમ, ને કરશે સાર સ્વાદ,
તે શુદ્ર ઘેર જઇ કરશે આશિર્વાદ. ૨૪૪

તે પર હેરૂ કરીને દેસે અન્યને આલ,
ત્યાં સોબતે વીશરશે શ્રી ગોપાલ. ૨૪૫

કન્યા તણું તો લેશે અતીઘણુ ધન્ન,
કરશે ધીરજે છલ ગમતાં બહુ મન. ૨૪૬

ગજ, રથ, ભોમી છોડસે ભાર,
વાદે વળદયા વિરોધ કરશે વિશ્વાએ. ૨૪૭

એવા વિપ્ર કલજુગમાનાં હોય જેહ,
તે દુષ્ટ ક્રિયા એ નર્ક પામશે સર્વ તેહ. ૨૪૮

કહે શ્રી બુદ્ધ સુણો ભીમસેન રાએ,
જે પુછો તો તે સર્વ કહું સત્ય ભાએ. ૨૪૯

ભીમ કહે સ્વામી સાંભળીએ સોએ,
કળયુગ તણા ક્ષત્રી હશે કેવા હોએ ? ૨૫૦

ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા વિખ્યાત,
અને ક્ષત્રી તણી કહું હું તોએ વાત. ૨૫૧
કલયુગના ક્ષત્રી ચોરીએ વાલસે ગાએ,
પૂંઠે મલેચ્છ તેને સૂકાવા જાએ. ૨૫૨
બ્રાહ્મણની સ્ત્રી કરશે અધર્મે કુડા વેપાર,
અને ઉતારી તે લેશે પરના શણગાર. ૨૫૩
અને તે મદ્ય માંશનો કરશે અહાર,
ઘરમાંથી ધર્મ તણો જાશે આચાર. ૨૫૪
લોભે સેવા શુદ્રની કરશે અપાર,
અને સ્વામીને મારશે હથિયાર. ૨૫૫
બહુ આળશુ થઈ બેઠા હશે,
તે રાજા શઘલા દુઃખિયા થશે. ૨૫૬
ગૌ બ્રાહ્મણ સ્ત્રી શુદ્ર જેહ,
અને બેઠા નિંદા કરશે તેહ. ૨૫૭
કુપાત્રને દાન આપે હાથે આડે,
અને શુપાત્રને મારી કાઢે. ૨૫૮
અહંકારથી સૌ કદળી વન છેદશે.
તિર્થ તણો તો માર્ગ ભાગશે ૨૫૯
નિશાએ બાળશે પુરને ગામ,
અંતે તે તો પામશે નર્કમાં ઠામ. ૨૬૦
એવા સર્વ કરમ કરશે સહી,
કળયુગનાં ક્ષત્રીઓની વિગત કહી. ૨૬૧
શ્રી બુદ્ધા કહે સુણો ભીમસેન રાએ!
કલયુગના ક્ષત્રીનો કહ્યો મહિનાએ. ૨૬૨

કહે ભીમ સાંભળીએ મહારાજ !
કલિયુગે કેવા મહાજનના કાજ ? ૨૬૩
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા વિખ્યાત,
કલી મહાજન તણી કહું તો એ વાત. ૨૬૪
મહાજન તે તો કપટે વેચશે ગાએ,
અને કુડા વણજ કરશે સત્ય ભાએ. ૨૬૫
કુડા વણઝ અને કુડા વેપાર,
કુડા વૈસ્ય સર્વ તણા આચાર. ૨૬૬
કલિયુગ તણા શૂદ્ર ધર્મિ જેટલા,
અજ્ઞાને દંભિક થાશે તેટલા. ૨૬૭
સેવા હરિની ને મૂકે ધર્મ આચાર,
અને દાન તણો નાં લંભે પાર. ૨૬૮
ઉત્તમ તિર્થે જાશે થઈ ભેળા,
પણ ત્યાં રસોઈ જમશે એકલા. ૨૬૯
જપસે હરિ હરિને તોલસે ઓછો માલ,
એકની નિંદા ને દુજાને કરશે વ્હાલ. ૨૭૦
એવા આચાર કરશે તે બહુ,
ત્યાં કુળ લજાવી જાશે વહુ. ૨૭૧
પરણી અબલાને છાંડશે,
અને પડસ્ત્રી શું ઘર માંડશે. ૨૭૨
ગલી વાવશે ખેડજ કરી,
પછી વલોવશે કોઠાઓ ભરી. ૨૭૩
ગલી તણા અખાડા જેહ,
અનેક જીવની હિંસા તેહ. ૨૭૪

તે તણું ધન્ન એકઠું થશે,
ત્યારે પાપ ઉપર મન વશે. ૨૭૫

આદર વાડી કરશે અતી ઘણા,
ધરશે અહંકાર અતી તેની નહિ મણા. ૨૭૬

ઘર પાછલ બ્રહ્મપુરી જેટલી,
સરવે કુટી પાડશે તેટલી. ૨૭૭

ત્યાં કરશે ઘર પોતા તણું,
કરશે થાનક રમવા જમવા ને ઘણું. ૨૭૮

ઉત્તમ ઉપજનું ક્ષેત્ર જેહ,
પડી ભોમી લેઈને આપશે તેહ. ૨૭૯

માટે તેને ભોમી આપશે સહી,
જેમાં જરા દાણો પાકે નહિ. ૨૮૦

તેના ઉપર લેશે દોકડા,
તે દેશે ગાલ ને કહેશે બોકડા. ૨૮૧

જે બ્રાહ્મણની વૃતિ ટળશે,
તે વેશ્યાને ભોમી આપશે. ૨૮૨

જે લીલા વૃક્ષ તે વાઢશે ઘણા,
ત્યાં મંદિર કરશે સોહામણા. ૨૮૩

જે ભાઠી કરશે ચુના તણી,
જે મંદિર શોભા દિશે ઘણી. ૨૮૪

તેમાં પરવતની ઈંટો જેટલી,
સર્વ કુટીને પાડશે તેટલી. ૨૮૫

તે ઘરને બહુ સમરાવે છજા,
અત્રીક્ષે લાવે બહુ ગોખને ગજા. ૨૮૬

જે જન્ન વેદ ધર્મથી અળગા તો રહે,
તેના પૂર્વજ દાનપુન વિનાનો પિંડના લહે. ૨૮૭
પુત્રી પિતા સાથે ન રાખે વિવેક વિચાર,
કલૂયુગ તણો એસો એસો આચાર. ૨૮૮
અથર્વવેદની નિંદા તે મૂર્ખ બ્રાહ્મણો કરે,
એવા દુષ્ટ નર્કે તો વહેલા વહેલા સંચરે. ૨૮૯
તે માટે તો ભ્રષ્ટ બ્રાહ્મણને કીધા નિષેધ,
જે વેદ અવતારનો નાં જાણે ભેદ. ૨૯૦
જે માત પિતાને નહિ આપેરે અન્ન,
એવા કલયુગ કેરા છે બ્રાહ્મણનાં ફન્દ. ૨૯૧
વિપ્ર તણી લાંચ ઘરમાં વાવરે,
ઘરમાં જઈ સેવા વેશ્યાનિ હેતે કરે. ૨૯૨
પુત્રી ભગની કુળમાં હોશેરે જેહ,
આજ તે ઉપર હેત નહિ રાખે તેહ. ૨૯૩
ચારે વર્ણ કલયુગમાની રે જેહ,
રખે સાંભળી દુઃખ મનમાં ધરતા તેહ, ૨૯૪
તે માટે નાં દુભાશોરે વીરા કોએ,
એ મહિમાં કલયુગ કેરા રે જો હોએ. ૨૯૫
કહે શ્રી બુદ્ધા સુણો ભીમસેન રાએ,
એવો મહિમાં કલ્યુગનો રે કહેવાએ. ૨૯૬
કહે ભીમસેન સાંભળીયે મહારાજ,
કુડા કલયુગનો મહિમાં કહેજો આજ. ૨૯૭
તે સાંભળીને સર્વે સુખિયા જો થેએ,
હૃદયે શરણ સ્વામી તમારૂં તો લૈએ. ૨૯૮

કહે શ્રી બુદ્ધા સુણો ભીમ સત્યસાર,
કલિયુગ તણો સત્ય કહું તોએ વિસ્તાર. ૨૯૯
કલયુગે સર્વ કલ્પવૃક્ષોતો નહિરે ફળે,
ક્રોધ, વિરોધ, શોક જો નહિ તો ટળે. ૩૦૦
અલ્પ દૂધ આપતી હોશે સરવે ગાએ,
કુપ સરોવર તે કુંડાં સમ કહેવાએ. ૩૦૧
અલ્પ ધાન્ય નિપજશે પૃથ્વી એ સહી,
અલ્પ આયુષ્યતો કલયુગમાં થઈ. ૩૦૨
પુત્ર પિતાને નહિ દે અન્ન,
માત પિતાથી કરશે તે વ્હાલું ધન્ન. ૩૦૩
માત પિતાને પરહરશે જે પુત્ર,
સાસુ સસરાને સોંપશે ઘરસુત્ર. ૩૦૪
બંધવ પરવાર તે માને શત્રુ સમાન,
પણ ઘરમાં સસરા શાળાનો બહુ માન. ૩૦૫
સ્વપુત્રી વસ્ત્રાભૂષણુ પાખી રહે,
પણ સાલીને સાસરવાશો તે કરે. ૩૦૬
ભગ્નિને નહિ આપે એકો ઠામ,
કલયુગે બેન તણું ન કરશે એકે કામ. ૩૦૭
કલયુગમાં વહુ તણી છે એ રીત,
સાસુ સસરા શું નહિ રાખે પ્રીત. ૩૦૮
દેરાણી જેઠાણી શું નહિ નેહ,
શત્રુ સમાન વહુ વરને રાખે તેહ. ૩૦૯
સ્રી ભરથારનું કહ્યું કાને નવ ધરે,
પહેલાં તે માત પિતાને નજરે કરે. ૩૧૦

તે ધન્નને લોભે સ્ત્રી કરાવશે કર્મ,
તે વડા વડેરાનું ઘરમાં નહિ રાખે મર્મ. ૩૧૧
રાજા પ્રજાનો દંડ અતી જો કરશે,
તે મહા દુઃખો કલ્યુગમાં ધરશે. ૩૧૨
વળી તિર્થ તણા મહિમાં ભાંગશે,
જ્યાં ત્યાં દુઃખ દાવાનળ લાગશે. ૩૧૩
ઉલ્કાપાત થાશે અતી ઘણા,
અને ભૂંડા કર્મ માંહે નહિ રહે મણા. ૩૧૪
સત્ય સ્નેહે નહિ હોય નરને નાર,
તે ધન્ન લાંચને રાખશે કુડા વ્યવહાર. ૩૧૫
કપટે ત્રાજુવા તોલા તે કૂડા રાખે,
ખોટા નાણા વધશે ખોટી સાખે. ૩૧૬
એવા અન્યાય થાશે રે જાણુ,
કોઈ વેદ શાસ્ત્ર નહિ જાણે પુરાણુ. ૩૧૭
જ્યારે બાર વરસનો ફળશે પુરષ,
તેને પચીસે પલી આવશે મુખ. ૩૧૮
નવ વરસની જોબનવંતી હોશે રે નાર,
તે ધરશે ગર્ભને દુઃખ ભોગવશે અપાર. ૩૧૯
વરણા વર્ણનો જાશે ધર્મ આચાર,
સત્ય ધર્મના ભાંગશે સર્વ વ્યવહાર. ૩૨૦
ત્યારે વરકન્યાનું મન નહિ હેતે મલે,
ધન્ન હોય ત્યાં મન તો માયાએ ભળે. ૩૨૧
સીત કાળે હોશે અગ્નિતો સાર,
ઉશ કાળે થાશે સીત તણો વ્યવહાર. ૩૨૨

ત્યારે પૃથ્વી ખંડ ભંગ થાસે દેશાદેશ,
પુન્ય તણો નહિ જાણે રહે લવલેશ. 323
કહે શ્રી બુદ્ધા સુણો ભીમસેન રાએ,
એવો છે કળયુગ તણો મહિમાએ. 324
વસ્તા ગામ દુઃખે ઉજડ થાશે અનેક,
તેમાં વશ્વાને નહિ રહે કોઈ જણ છેક. 325
ધાન તણા બીજ તો સર્વે પરલે જાશે,
દયા હિણા તો સર્વ નરનારી થાશે. 326
ત્યાં રાંધ્યા ધાન વેચાશે રે બહુ,
ઉત્તમ લોક તે હર્ષે લેઇ ખાશે રે સહુ. 327
વીવાહ ધર્મ તણો તે મારગ ભાંગસે,
વડીલ આજ્ઞા વિના તો નારી નરને જશે. 328
થાશે દારિદ્રિ સઘળા સંસાર લોક,
ઘરો ઘર થાશે સઘળાને કલેહને શોક. 329
પાપી બ્રાહ્મણ હોશે તે કલયુગ તણા,
તે તો ફાંસી માર્ગમાં દેશે લોકોને ઘણા. 330
તે રમશે દુત્તને અવળો કરશે વેહેપાર,
તે વારે તો તેઓ થાશે મહા પાપી અવતાર. 331
તે તો કન્યાવિક્ર દુષ્ટપણે કરશે રે બહુ,
તે વારે સસરાને કુડી આલ દેશે વહુ 332
ત્યારે વનસ્પતી તે સર્વે નિર્ફળ થાશે,
એવી વેલા કલયુગમાં વખડી વર્તાશે. 333
પૃથ્વીમાં જે થકી જે બલિયા નર હોય,
તે ધન પિઆરૂ બળે હરી લેશે સોએ. 334

જે પુરુષ પોતાની પરહરશે નાર,
તે તો બીજા શું કરશે કુડા વ્યવહાર. ૩૩૫

ત્યારે આજ્ઞા લોપશે શિષ્ય ગુરૂ તણી,
જે કલયુગે થાશે બ્રાહ્મણ એવા ગણી. ૩૩૬

ત્યારે સાધુ તણી સંગત તો નહિ ગમે,
કુડા કપટી કેડે ભૂલી પૃથ્વી ગાંડી ભમે. ૩૩૭

ત્યારે ચારે વેદ તણો તો સર્વ જાશે દર્શન,
પૂછે નહિ કોઈ બ્રાહ્મણને પ્રસન્ન. ૩૩૮

ત્યારે થાશે ભૂવા ભાટ કલયુગનાં ડંડ,
તે તો કપેથી હરી લેશે દામ શિર મુંડ. ૩૩૯

વીર સાવનાને મેલા કરશે મંતર,
અને કરશે ઔષધ ચીઠીને જંતર. ૩૪૦

જે કાજલ ભૂકીને કરે વશીકરણ,
ત્યાં તો ગરોડાને નિત્ય જાશે શરણ. ૩૪૧

ત્યારે ભાંડ ભવૈયા ઉપર બહુ પ્રીત,
ત્યાં ગમશે નહિ વેદ શાસ્ત્રની રીત. ૩૪૨

ત્યારે ચેટક નાટકને જોવા જન જશે,
જ્ઞાન ધ્યાન સાંભળવાને આળસ થશે. ૩૪૩

ભુવા ક્ષેત્રપાલ, શકત, માતંગી ને ભુત,
કુડ કપટી પેશાવળને બાને ખાશે ધૂત. ૩૪૪

કહે શ્રી બુદ્ધા સાંભળો ભીમ ભૂપાલ,
એવો કલીનો મહિમા છે અતી વિકાલ. ૩૪૫

એવા કલયુગ તણા મહિમા એ છે જન્ન,
તેમાં સ્થિર નહિ રેહવે કોઈ માણસનું મન્ન. ૩૪૬

કહે ભીમ સ્વામી વિનંતી કરીયે હમો,
અને એક મારા મનનો સંશે છેદજો તમો. ૩૪૭
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા વિખ્યાત,
અને સાંભળો ભીમ અમારી વાત. ૩૪૮
જે કલયુગે વડ પીપલો વાઢશે,
તે તો લેઈ ધન્ન ને વલી દેવાનું કાઢશે. ૩૪૯
તુલસી ગઉ બ્રાહ્મણને જે જુગના દેવ,
તેની સર્વ કોઈ કરશે કપટ કુડથી સેવ. ૩૫૦
વેશ્યા તો લજ્યા ધરશે અપાર,
અને મહા નિર્લજ થાશે કુલવંતી નાર. ૩૫૧
જુગમાં સીસાના નાણા તો ચાલશે,
વલી સાચાને તો સૂલીએ ઘાલશે. ૩૫૨
સર્વે તલાવ માંહે કરશણ તો વાવશે,
સત્ય સાધ હશે તો તે દુ:ખિયા સર્વ થશે. ૩૫૩
સુખિયા થાશે કપટી કુડીયા પાપી જેહ,
આગળ નર્કે જાશે સર્વથી પેહલા તેહ. ૩૫૪
અન્યાયી મુક્કરને ઘેર હોશે આચાર,
ઉત્તમ વરણ ખોસે ધર્મ વ્યાવહાર. ૩૫૫
વેશ્યા ઉપર તો ઘણા ભાવજે થાશે,
અને સર્વ ધુર્ત ગરોડાને માનશે. ૩૫૬
માંહો માંહે તો દુ:ચ દેશે રે ઘણા,
ભીમ ! એવા લક્ષણ તો કહું કલયુગ તણા. ૩૫૭
વેસ્યો થઈને સર્વ આગલ નાચશે,
અંત્યજ પાસે ઉત્તમ અન્ન માંગશે. ૩૫૮

સર્વ થાશે જન્ન વિદ્યા વંતારે બહુ,
પણ એતો ખોટા ઔષધ દેવે તે સહુ. ૩૫૯
જે રોગ જાણ્યા વિનાં ઔષધ કરે,
એવા વૈદ્ય તો નિશ્ચે નર્કે સંચરે: ૩૬૦
જોશી તે જોતિષ ભેદ કોઈ ના ગણે,
ત્યારે જ્ઞાની થઈ જ્ઞાન કોઈ તો નાં ભણે. ૩૬૧
લેઇ કરજ ને નહિ આપે વલી,
તેના મન ફેરવશે આ પાપી કલી. ૩૬૨
ભૂંડા પુરૂષ ને ભૂંડી હોશેરે નાર,
જોવા મળશે તેનો ભવેડો સકલ સંસાર. ૩૬૩
જે નર સુખે મેળવશે ધર્મે રે અન્ન,
તેનું રાજા અન્યાયે ડંડી લેશે રે ધન્ન. ૩૬૪
જ્યારે ખેડુતનાં ચારે ભાગ જો જાશે,
તે ઉપર કરજમાં બાલક પોતાના વેચાશે. ૩૬૫
જે જુઠ બોલીને લેશે ચોરી ને વલી લાંચ,
તે તો કુડા કરમે દેશે અન્યાય સાથે આંચ. ૩૬૬
સુપાત્રને કોડી દાન તો કોઇ નાં દીએ,
પણ કુપાત્રનાં ચરણ તો ધોઈ ધોઇ પીએ. ૩૬૭
જ્યારે માત પિતા બાલકને વેચશે,
ત્યારે એવા છંદ તો કલિયુગમાં થશે. ૩૬૮
જ્યારે પુત્ર પિતાનું છેદશેરે શિશ,
ત્યારે સાચું કહેતાં સર્વ લાગશે રીશ. ૩૬૯
પુત્ર થઇને માબાપને પડશે નેટ,
ત્યારે દિકરી જમાઈનું રહશે સાસુને પેટ. ૩૭૦

વલી જે નર અતી જુઠા બોલારે હશે,
તે કલિયુગ સમે આગલ વડેરા થશે. ૩૭૧
આપો આપ, મુકશે પોતાના ક્યાનને ધર્મ,
અને તે નિત્ય ઉઠીને કરશે અતી કુડા કર્મ. ૩૭૨
નિશાએ ભૂલી ભાનને ભોજન કરશે બહુ,
અણગળ્યા નીર તો વાવરશે સહુ. ૩૭૩
અતિત્ અભ્યાગતને મારી કાઢશે,
એવા દુષ્ટો બેઠા સર્વે પાક ઝાડશે. ૩૭૪
જે પરણી સ્ત્રી સાથે રાખે નહિ નેહ,
અને પરસ્ત્રી શું અતી રાખે કુડા સ્નેહ. ૩૭૫
કહે શ્રી બુદ્ધા સુણો ભીમસેન રાજ,
હવે તો અવગુણ કહેતાં આવે છે લાજ. ૩૭૬
કહે હરિ સાંભળો ભીમસેન હો રાએ,
એવા છે દુષ્ટ કલિયુગ તણો મહિમાએ. ૩૭૭
જે થાશે કુડા રાજા ને થાશે કુડા પ્રધાન,
અને તેની રૈયત તો ચોર ધુતારીરે જાણ. ૩૭૮
જે રાખશે કુડા તિર્થને કુડા દેવલે વિશ્વાસ,
વળી જે કુડ કપટે ધરશે પિઆરી આશ. ૩૭૯
જેની કુડી આશ અને જેનો કુડો સંસાર,
તેના સર્વ કુડા વચન, વિવેક અને વિચાર. ૩૮૦
જેની કુડી છે સર્વ કરમ ને ધરમનીરે રીત,
અને કુડી છે કલિયુગ તણી પરતીત. ૩૮૧
જે કલિયુગનિ કુડી છે ધી ને કુડા છે પૂત્ર.
વળી તે કુડા બંધવા ને કુડા છે ઘર સૂત્ર. ૩૮૨

જે કૂડી લક્ષ્મીને કૂડા દેવ મંદિર ધામ,
તેના કૂડા સર્વ મનોરથ ને કૂડા કામ. ૩૮૩

જે સર્વ કૂડા દેશ ને કૂડા સર્વ સંસાર,
તે કૂડે કૂડાના હર્ષનો શોભે વ્યવહાર. ૩૮૪

કૂડા કલયુગે અને સાચું જે દેસેરે દાન,
જે સેવે સાચે શ્રી સદ્‌ગોર ભગવાન. ૩૮૫

જે કોઈ ઇન્દ્રિ પાંચે વશ પોતાની રાખશે,
તે તો સર્વ જીવતા વૈકુંઠનાં ફલ ચાખશે. ૩૮૬

ત્યારે કહે શ્રી બુદ્ધા સાંભલો હે રાજન્!
તમે પાંચે બંધવ રાખો નિર્મલ મન. ૩૮૭

મહા પાપી છે આ કલિયુગ તો નિર્ધાર,
તે તમે મન વિષે જાણો સત્ય અપાર. ૩૮૮

ત્યારે ધર્મનાં ધોરિ ધરા છાંડશે જેહ,
તે કલિયુગમાં રાજ્યનું કરો કેમ નેહ? ૩૮૯

જ્યાં સુધી કલિયુગ અહીં આવે નહિ,
ત્યાં લગી તમે રાજ કરજોને સહિ. ૩૯૦

એ માટે સતીયા તમે સર્વ હિમાલેરે જાઓ,
તો તમે દર્શન શ્રી હરિનાં રે પાઓ. ૩૯૧

ત્યારે શ્રી બુદ્ધા બોલ્યારે વિખ્યાત,
સુણો ભીમ કહું તોએ સત્ય વાત. ૩૯૨

તમે રાજા યુધિષ્ટિરને કેજોરે જાએ,
કાંઈ પૂછવું હોય તો પૂછજો ને આએ. ૩૯૨

સત્ય વચન કહું છું હો ભીમ રાએ,
યજ્ઞ કરશો તો પણ પાપ નહિ જાએ. ૩૯૪

પ: બુધ અવતાર,
એટલે સતપંથના શાસ્ત્ર પ્રમાણે - ભગવાન કૃષ્ણના મોઢે;
– હિન્દુ મૂલ્યો અને માન્યતાથી લોકોને અલગ થવા.. સ્વયં ભગવાન કહે છે.

જો આવીને દિદાર અમારા રે જોએ,
તો અનંત યજ્ઞ તણુ તમને ફલ હોએ. ૩૯૫
એવું યુધિષ્ઠિરને કહેજો ત્રત ક્ષણુ,
નહિ તો પછી પસ્તાવો રેહેશે ઘણું. ૩૯૬
ત્યારે ભીમે ચિંત્તા મનમાં કરી છે ઘણી,
એતો દિશે છે ત્રીભોવનનો ધણી. ૩૯૭
જે પાણ્ડવ વંશપર સદા કૃપાલ,
તે જાણી અમદ્વારે આવ્યા દલાલ. ૩૯૮
સુણોરે યોગેશ્વર કહું શિર નામ,
દયા કરી તમે ઉભા રેહજો આણે ઠામ. ૩૯૯
અમે જઈને પુંછું રાજા યુધિષ્ઠિરને જોય,
પાછો સંદેસો આવી તમને કહું હું સોય. ૪૦૦
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા છે વાણ,
તમે સુણો ભીમસેન સહી નિર્વાણ. ૪૦૧
તમારો યજ્ઞ જાણી આવ્યો છું આંહી,
અહીં રાજા આવે કે મને તેડાવે ત્યાંહી. ૪૦૨
ભીમ કહે સ્વામી અહીં ઉભા રેહજો સહી,
અમે રાજા યુધિષ્ઠિરને જાઈ પુંછું સહી. ૪૦૩
બોલ્યરે ભીમસેન સ્વામી વારૂ કહો,
પણ બે ચાર ઘડી અહીં ઉભા રહો. ૪૦૪
અમે યજ્ઞમાં જઇને કરૂં રે જાણ,
આઘા આવો તો રાજા ધર્મની આણ. ૪૦૫
એવી આણ દઈ ભીમ યજ્ઞ માંહી ગયા,
યજ્ઞ કરતાં રાજા ઉઠી ઉભા તો થયા. ૪૦૬

ત્યાં જઇને ભીમસેન તે ઉભા રે રહ્યા,
કહે રાજા કેમ ભીમસેન તમે આવિયા? ૪૦૭

વલતાં વિચારી ભીમસેન તો કહે,
ભાઈ આવ્યા અભ્યાગત તે પોલે રહે. ૪૦૮

ત્યારે ગયા ભીમસેનને લાગી વાર,
ત્યાં રાજા શું જઇને કહ્યો વિચાર. ૪૦૯

જ્યાં ચારે બાંધવ બેઠા છે એકાંત,
ત્યાં ભીમે જઈને કહી સર્વે વાત. ૪૧૦

કહે ભીમસેન, ભાઈ! સર્વે સાંભળો સાર,
એક દેવ બુઢ્ઢા રૂપે ઉભા છે બાર. ૪૧૧

સુણો રે રાજા યુધિષ્ટિર કહું વિચાર,
અલૌકિક પુરૂષ આવ્યા આપણે દ્વાર. ૪૧૨

ભીમ કહે સાંભલો યુધિષ્ટિર વાત,
એ મહા બ્રહ્મ સ્વરૂપી આવ્યા વિખ્યાત. ૪૧૩

અગમ નિગમની વાત જે સર્વે કહે,
તે પાત્ર આવી આપણે દ્વારે ઉભા છે હે. ૪૧૪

પાંચે બાંધવ મલીને વિચારે રે જહાં,
એ કોણ સ્વરૂપે હોશે? ઓ ભીમ! તહાં. ૪૧૫

એ સ્વામીને મુખ ચંચાને પગ વંકા જેહ,
અને શરીરે ગલત્ર કોડ વહે છે તેહ. ૪૧૬

તે વાણી મુખે અમૃત સમ ઓચરે,
જેના વેણે વેણ હિયા રત્ન તો ખરે. ૪૧૭

દીસે કાયા કરૂપ ને વાસ દુષ્ટ ગંધાત,
પણ વાત તો કરે છે જેમ વૈકુંઠના નાથ. ૪૧૮

ચૌદે ભૂવનની સર્વે તે કરે છે રે વાત,
ઉભા છે દેવ ત્યાં એક મના થઇને નાથ. ૪૧૯
હમશું એવી વાતો બહુ હોઇ સત્ય ભાએ,
પણ હમૃથી ઉત્તર દીઓ નાં જાએ. ૪૨૦
ભાઇ તે ના લેગે અન્નને ના લેવે દાન,
તે ના લેવે હસ્તી ઘોડા ને વાહન. ૪૨૧
કહે રાજા સત્યવાદી સાંભળ્યો છે ઘણુ,
તે દર્શન કરે છે અભ્યાગત તણું. ૪૨૨
તે તમને સંદેશો કહ્યો છે હો રાએ!
યજ્ઞ કરશો તો પણ પાપ નહિ જાએ. ૪૨૩
તે કહે છે અથર્વ વેદ કો હુનો વ્યવહાર,
જે ભૂલ્યા બ્રાહ્મણ ને વર્ણ અઢાર. ૪૨૪
જે શ્રી બુદ્ધા રૂપે અવતારે હુવા દીન દયાળ,
ભાઈ તેનેજ બ્રાહ્મણો કહે છે ચંડાળ. ૪૨૫
કહે છે હરિ અવતાર ને ના જાણે હો રાએ!
ભાઇ! તેથી ચંડાલ હુજો નહિ કોઇ આએ. ૪૨૬
ભાઈ! તમને એસો સંદેશો કહ્યો છે મુરાર,
ત્યારે યુધિષ્ટિરે કીધો બંધુ મલીને વિચાર. ૪૨૭
એવી વાત જ્યારે ભીમસેને કહી,
ત્યારે યુધિષ્ટિર કાંઇક સમજ્યા તે સહી. ૪૨૮
ત્યારે યુધિષ્ટિર ભાઇને પૂછે છે ભેવ,
એ કોણ પુરૂષ છે કહોને સત્ય સેહદેવ? ૪૨૯
દેખી જોતિષને સેહદેવે સત્ય કહ્યો,
શ્રી બુદ્ધા અવતાર શ્રી કૃષ્ણજીએ લીઓ. ૪૩૦

તે વાંચીને ભેદ સર્વ વેદના સેહદેવે રે કહ્યા,
બુદ્ધા અવતારે તો શ્રી કૃષ્ણજી થયા. ૪૩૧

કહે સેહદેવ હો ધર્મ તમે તો સૂણો,
સેવસો નહિ તો પસ્તાવો પડશે ઘણો ! ૪૩૨

મૂકી યજ્ઞ ને હરિને મલવા જાઓ રાએ,
એવો પ્રસંગ બોહોડ નહિ તો થાએ ૪૩૩

એ ભૂલ્યા બ્રાહ્મણ સહદેવ કહે,
તે હરિ અવતાર ફી શુદ્ધ નાં લહે. ૪૩૪

જે પેટ સ્વાર્થે વાંચે ઠાલા વેદ,
તે બુદ્ધા અવતારને કરે નિષેધ. ૪૩૫

પાંચે બાંધવ ચાલ્યા તેણી વાર,
ત્યારે બ્રાહ્મણોએ કર્યો વિચાર. ૪૩૬

સુણો રાજા યુધિષ્ટિર કહું સત્ય ભાએ,
એ ચંડાળ મુખ દેખ્યો કેમ જાએ ? ૪૩૭

હમે બ્રાહ્મણ મહા ઋષિ રાએ,
હે રાજ ! તેના તમે કેમ પરહરો પાએ ? ૪૩૮

ત્યારે સેહદેવ બોલ્યા તેણી વાર,
સુણો ભાઈ યુધિષ્ટિર કહું વિચાર. ૪૩૯

ભાઈ ! જો તમે કહ્યું બ્રાહ્મણનું કરો,
તો તમે નારાયણ દેવને નહિ મલો. ૪૪૦

ભાઈ ? જેણે શરજી ધર્તિ ને આકાશ,
અને પવન પાણી કીધા પ્રકાશ. ૪૪૧

જેણે ચંદ્રમા સૂરજ સર્જ્યાં જાણ,
જેણે નિપાઇ છે આ ચારે ખાણ. ૪૪૨

જેણે અષ્ટ કુલ પર્વત સર્જ્યાં રે જાણ,
અને તારા મંડલ રચ્યા નિર્વાણ. ૪૪૩
જેણે સર્જ્યાં વનસ્પતિ ભાર અઢાર,
નવ કુળ નાગ સર્જ્યાં તેણી વાર. ૪૪૪
જેણે સાતે સમુદ્ર સર્જ્યાં જાણ,
અને નવસો નવ્વાણુ નદિ પ્રમાણ. ૪૪૫
એ સર્વ રચના કરતાં નાં લાગી વાર,
તે સ્વામી ઉભા છે આપણે દ્વાર. ૪૪૬
જ્યારે એવી વાત સેહદેવે કહી,
ત્યારે યુધિષ્ઠિર સમજ્યા સહી. ૪૪૭
જો રાજા તમે સુણો બ્રાહ્મણકી વાત,
તો પ્રસ્તાવો રહેશે દિવસ ને રાત. ૪૪૮
આજ નવમે શ્રી બુદ્ધા રૂપ ધરી,
તે તો આવ્યા છે પાણ્ડવ દ્વારે હરિ. ૪૪૯
જે આ પ્રેમે યજ્ઞ કરો છો હે ધર્મ રાએ!
હવે આ વિધિનો નથી રહ્યો મહિમાએ. ૪૫૦
ત્યાં બ્રાહ્મણનાં મનમાં પડિયો છે રે ત્રાશ,
કોણ આવ્યો છે એવો વેદિયો વ્યાશ? ૪૫૧
તમે જાઓને ધર્મ રાજા યુક્તિએ કરી,
અને કોણ આવ્યો છે પોળે હસ્તિનાપુરી? ૪૫૨
જે જુગતે કરીને હે રાજન! જુવો જોગ,
ત્યાં ભિક્ષા માંગે છે ભાવ ભક્તિનો ભોગ. ૪૫૩
અમે આવ્યા છું યજ્ઞ જાણીને યહાં,
એ કહે છે આવે રાજા કે હમને તેડે તહાં. ૪૫૪

વહ્લતા રાજાને વિચાર જો થાએ,
એ ના હોય અભ્યાગત, કૃષ્ણજી આએ? ૪૫૫
વહ્લતાં રાજા ઓચરે ભીમ વેગે જાઓ વલી,
રખે એ અભ્યાગત જાએ પાછા વલી. ૪૫૬
જઇને અભ્યાગતને અતી આદર કરો,
જે માંગે તે સર્વ તેઓની આગલ ધરો. ૪૫૭
એ આવે છે રાજા ક્ષેણુ નહિ લાગેરે વાર,
આદર કરે છે તમને મળવા તણો અપાર. ૪૫૮
'ભીમ' મોકલાવી રાજા યજ્ઞ માંહે જો ગયા,
ત્યાં વેદ વદંતા બ્રાહ્મણને એ પુંછીયા. ૪૫૯
સત્ય વચન વિચાર રાજાએ બ્રાહ્મણને કહ્યા,
આવ્યા અભ્યાગત જે પોલે રહ્યા. ૪૬૦
તે માંગે છે રાજા દર્શનનું રે દાન,
દુર્બલ છે દેહી પણ કથે છે બ્રહ્મ જ્ઞાન. ૪૬૧
ઓચરે બ્રાહ્મણ સાંભલો ને રાજા ધર્મ,
સત્યવાદી રાજાનું એ નાં હોએ કર્મ. ૪૬૨
બોલ્યા પંડિત રાજા શું ઘેલા થાએ!
મૂકી અધુરો યજ્ઞ ને બાહેર કેમ જાએ? ૪૬૩
વિચારી મનમાં રાજાએ રાખી વાત,
આજ્ઞા આપી સર્વ બ્રાહ્મણનાં સાથ. ૪૬૪
ત્યારે બ્રાહ્મણે આપ્યો ભડકણો તે ભૂર,
અને એથી થતો યજ્ઞ કરાવ્યો દૂર. ૪૬૫
ત્યાં બ્રાહ્મણને અતી ઘણી ચડી છે રે રીશ,
જેથી બ્રાહ્મણ સર્વ ઉઠી ગયા છે દો દિશ. ૪૬૬

વળતાં બ્રાહ્મણ તો ચિંતા ગ્રસ્ત થાએ,
તે તો ફરીને રાજા પ્રતે બોલ્યા છે આએ. ૪૬૭
તમે તો રાજા! ભલે અભ્યાગતનાં દર્શન કરો,
પણ એક વાત હમારી ચિત્તમાંહે ધરો. ૪૬૮
વલાવો છાર ને આ ધરતીએ છંટાવો ને નીર,
તેની ઉપર પથરાવો પવિત્ર પટ્ કુલ ચીર. ૪૬૯
તે ઉપર તો રાજા તમે ચાલીને રે જાઓ,
અને તમ પૂંઠે બ્રાહ્મણ પાસે વેદ ભણાવો. ૪૭૦
ત્યારે ચાલ્યા પાંચે બાંધવ રે જહાં,
અને જ્યાં શ્રી બુદ્ધા અવતાર ઉભા છે તહાં. ૪૭૧
જ્યારે ચાલ્યા યુધિષ્ઠિર બુદ્ધા કેરે પાસ,
ત્યારે બ્રાહ્મણોએ વચન કર્યો છે પ્રકાશ. ૪૭૨
તે રાજાને સઘલા બ્રાહ્મણ કહે છે આએ,
હે રાજા! તે ચંડાલ મુખ જોયું કેમ જાએ? ૪૭૩
તમે સુણો રાજા સત્યવાદી અમારી રે વાત,
તમો આગળ ગલીનાં પરદા બંધાવો સાત. ૪૭૪
તમે તો પાણી ગંગોદક મંગાવો સધીર,
એ ગંગોદક્ તમે કરધરી છાંટોને શરીર. ૪૭૫
એસો આચાર કરજોને હો ધર્મ રાએ!
તો યજ્ઞમાંથી જઇને દેખો એ ચંડાલ કાપાએ. ૪૭૬
એણી રીતે અભ્યાગતને મલવા જાઓ,
આગલ ગલીના પર્દા સાત બંધાઓ. ૪૭૭
સત્ય શ્રી વિષ્ણુની પરિક્ષા છેરે એહ,
શ્રીજીની દ્રષ્ટિએ સફેદ થાશે તેહ. ૪૭૮

રાજા! અભ્યાગત સાંભળ્યો દુર્મુખ ઘણો,
તે દુષ્ટ શરીરનાં દેખે હે રાજા! આપણો. ૪૭૯
ધરમે અભ્યાગતને મલવા આદર કર્યો,
સઘલી વસ્તુઓને પોતે આગલ ધર્યો. ૪૮૦
રાજાએ સુણી તે બ્રાહ્મણ કપટની વાત,
તે સરમે ગલીનાં પર્દા બંધાવ્યા છે સાત. ૪૮૧
ત્યાં જઇને જેવા પર્દા બંધાવ્યા છેરે રાએ,
તે શ્રી હરિની દૃષ્ટિએથી ઉજલા થાએ. ૪૮૨
જે ગલીનાં પર્દા બંધાવ્યા રે સાત,
તે કપટી બ્રાહ્મણોએ ખાધી છે ઘાત! ૪૮૩
જ્યારે બ્રાહ્મણ વચન બોલ્યા છે રે એહ,
ત્યારે દેવે શ્રાપ દઈને ઉથાપ્યા છે તેહ, ૪૮૪
જ્યાં પાણ્ડવ દેવનું દર્શન કરવા રે જાએ,
પૂળાસમ દૃષ્ટિ બ્રાહ્મણોને ભીમ ફગાએ. ૪૮૫
ગલીના પર્દા બંધાવીએ બ્રાહ્મણ જો ગયા,
તો શ્રી હરિની દૃષ્ટિએથી ઉજલા તો થયા. ૪૮૬
પાણી છાંટતાં આવ્યા યુધિષ્ટિર રાએ,
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા છે સત્ય ભાએ. ૪૮૭
તમે સુણોરે યુધિષ્ટિર જો હમારી રે વાત,
તમે કેવા કારણે પર્દા બંધાવ્યા છે સાત. ૪૮૮
તમે શા કારણે કહ્યું, બ્રાહ્મણોનુંરે કરો?
અને કેવા કારણે મન માંહે સંક્ષે ધરો. ૪૮૯
રાજા કેવા કારણે ધર્તિએ છંટાવો છો નીર?
તમે શા કારણે ખોટો સંક્ષેપ ધરો શરીર? ૪૯૦

જો નિર્મલ મન કરી દેખો અમારા પાએ,
તો રાજા ! પાપ તમારા તે દો દિશ જાએ. ૪૯૧
મન નિર્મલે કરીને દિદાર હમારા જોએ,
તો અનંત યજ્ઞ તણું અનંત ફલ હોએ. ૪૯૨
અમ સામા ચાલીને આવો જો એક મન,
તો પગલે પગલે અનંત યજ્ઞ તણારે પુન. ૪૯૩
ત્યાં હરિને નમન કરી યુધિષ્ટિર એમ કહે,
સ્વામી ! કુરૂક્ષેત્રકો પાપતો હમ શિર રહે. ૪૯૪
સ્વામી ! હમે, પાપી ને મહા ગુનેહગાર,
સ્વામી ! અમે એકાએક કેમ દેખીએ દિદાર. ૪૯૫
સ્વામી ! મને મનમાંહે તે વિચારી વાત,
તે કારણે પર્દા બંધાવ્યા છે આ સાત. ૪૯૬
સ્વામી ! હવે મહા ગુનેહગાર પાંચે વીર,
તે કારણે ધર્તિએ છંટાવ્યા ગંગાના નીર. ૪૯૭
જ્યાં ફાટયા પર્દા ને દો દિશ ગયા,
ત્યારે તો વેદ ભણતા બ્રાહ્મણો રહ્યા. ૪૯૮
ત્યાં ટાળી પરદા ને બેઠા સર્વ ભક્ત એકાન્ત,
અને મલેચ રૂપે દીઠા શ્રી હરિ અનન્ત. ૪૯૯
પાંડવ દેવનાં દર્શન કરી રળિયાત થાએ,
એતો જઈ હરિને લાગ્યા છે રે પાએ. ૫૦૦
જ્યારે કળા જોઇ બ્રાહ્મણ નાશી ગયા અસુખ.
કહે ચંડાલ હરિને તે શું દેખડાવે મુખ ? ૫૦૧
જ્યારે બ્રાહ્મણ નાશી દો દિશ ગયા,
ત્યારે રાજા ને અભ્યાગત એકાન્તે થયા. ૫૦૨

ભૂલ્યા બ્રાહ્મણ દેવ દર્શન ઓળખ્યા નાએ,
તે માટે કલિયુગમાં કણ માંગી ખાએ. ૫૦૩
જે ભૂલ્યા બ્રાહ્મણ સેહદેવ જોશી કહે,
તે તો અવતાર પાત્રકી શુદ્ધ જો નાં લહે. ૫૦૪
પગ વંકા મુખ ચંચા દુર્બલ દેહી ગલે શરીર,
તેવા ધ્યાન ધરીને ઉભા નરહરિ અ. ૫૦૫
ત્યારે દંડવત કરીને રાજા પાએ લાગીયા,
ત્યારે યુધિષ્ટિર ઘણુ રલિયાત જો થયા. ૫૦૬
ધન્ન ધન્ન કુલ તે પાંડવ તણું,
આજ ઘેર અભ્યાગત્ આવ્યા ગણું. ૫૦૭
ત્યારે શ્રી બુદ્ધાને પગે જઈને પડયા,
ત્યારે એ પાંચે પાંડવ કર જોડીને રહ્યા, ૫૦૮
યુધિષ્ટિર પાએ લાગીને પ્રણામ જો કરે,
સ્વામી તમે પધાર્યા પાંડવને ઘરે. ૫૦૯
ઓચરે રાજા હવે તો શી કરશુંરે પેર,
પાવન કરવા સ્વામી પધાર્યા ઘેર. ૫૧૦
અભ્યાગત ઓચરે સાંભલો રાજા ધર્મ,
જેના માતપિતા પવિત્ર તેને નાં લાગે કર્મ. ૫૧૧
તમે જાણતા હતા સકલ શાસ્ત્રનો ભેદ,
વચન ઉથાપી કેમ મંડાવ્યો આ યજ્ઞનિષેધ. ૫૧૨
તે માટે તમને ગુરુ હત્યા લાગી હો રાએ,
હેમ હસ્તી આપે તોએ પાપ નહિ જાએ. ૫૧૩
ગુરૂના જે વચન ઉથાપે તે સદા રહે દુઃખી,
આવા કરોડો યજ્ઞો કરે કેમે ના થાશે સુખી! ૫૧૪

તમે સાંભળોને સતિયા રાજા ધર્મ,
કોડાકોડ યજ્ઞ કરે તોએ ના છૂટે કર્મ. ૫૧૫

રાજા ખુશી થઇને શ્રી હરિશું ઓચરે વાત,
પુત્ર વિસર્યા તમ્ તણા ક્ષમા કરો હો તાત. ૫૧૬

અભ્યાગત ઓચર્યા સાંભલોને રાજન,
રીશ હમારી ઉતરી તમે બોલ્યા સત્ય વચન. ૫૧૭

ત્યાં શ્રી બુદ્ધાને પગે જઇને પડે,
અને રાજા યુધિષ્ટિર વિનંતી જો કરે. ૫૧૮

રાજા યુધિષ્ટિરે વિનવ્યા હર્ષ જો ધરી,
અમ ઉપર કૃપા કીધી હો શ્રી નરહરિ! ૫૧૮

સર્વે જુગના પાતક અમારા રે ગયા,
આજે જગદીશના દર્શન જો થયા. ૫૨૦

સ્વામી યજ્ઞ હમારો પૂરો થયો આજ,
જ્યારે ઘેર પધાર્યા શ્રી મહારાજ. ૫૨૧

ત્યાં પાંચે પાણ્ડવ કરજોડીને રહ્યા,
સ્વામી! ચરણ આણી ભોમે ભલે થયા. ૫૨૨

હાંરે પાણ્ડવો! તમે યજ્ઞ મંડાવ્યો કહાં,
જે વારી ગયો તો હું તમને તહાં. ૫૨૩

સ્વામી! અમે બ્રાહ્મણ વચને ભૂલ્યા એહ,
તેથી હમે વચન લોપ્યું છે તેહ. ૫૨૪

ત્યારે શ્રી બુદ્ધા તણે પાએ જો પડે,
પાંચે પાણ્ડવ ઘણી વિનંતી કરે. ૫૨૫

માતા કુંતા સ્વામીનાં ઓવારણા લેહે,
રાજા યુધિષ્ટિર પગે ચુંબન દેહે. ૫૨૬

જ્યાં પાંચે પાણ્ડવ કરજોડી રહ્યા,
સ્વામી! આણી ભોમે ભલે સંચર્યા. ૫૨૭

ધન્ય ધન્ય વંશ પાણ્ડવ જીવ્યા જેહ,
આજ જગદીશ નયણે નિરખ્યાં તેહ. ૫૨૮

આજ સર્વયુગના પાપ હમારા રે ગયા,
શ્રી બુદ્ધા અવતારના દર્શન જો થયા. ૫૨૯

ધન્ય ધન્ય છો તમે દીન દયાળ,
જે બંદા તમારા લીઆ સંભાળ. ૫૩૦

અમે જૂઠા બ્રાહ્મણની કરી રે કેણ,
તે તો સર્વે લોક લજ્જાને વેણ. ૫૩૧

થયા જુઠા બ્રાહ્મણ ઋષિ રાએ,
જુઠો યજ્ઞ મંડાવવાનો કર્યો ઉપાએ. ૫૩૨

પાંડવ ઉપર સ્વામી સદા તમે કૃપાલ,
તમો ધરણી ધર છો દીન દયાળ. ૫૩૩

અમે ભોલા તમારા ગુનેહગાર,
તમે છો સ્વામી સદા બક્ષણહાર. ૫૩૪

ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા છે રે સાર,
સુણોરે યુધિષ્ટિર! કહું સત્ય વિચાર. ૫૩૫

લાગ્યો છે કલિયુગને હુવો અથર્વ વેદ,
થાશે એથી સર્વ ષટદર્શન તણો નિષેધ. ૫૩૬

શ્રી હરિને કરજોડી યુધિષ્ટિર પૂંછે ક્ષોણ,
સ્વામી! કલયુગમાં યોગી બ્રાહ્મણ કોણ? ૫૩૭

ત્યારે શ્રી હરિ બુદ્ધા બોલ્યા વિખ્યાત,
યોગી બ્રાહ્મણ તણી કહુ તોએ વાત. ૫૩૮

'બ્રાહ્મણ' તે જે જાણેરે બ્રહ્મ,
બ્રહ્મજ્ઞાનના તત્વે કરીને બાળે કર્મ. ૫૩૯
આજ પ્રત્યક્ષ હરિ અવતારકો જાણે ઠામ,
આજ બ્રાહ્મણ કલીનાં કહ્યા સત્યનામ. ૫૪૦
જેને પ્રત્યક્ષ બ્રહ્મા ભેટયારે જાણ,
આજે તે બ્રાહ્મણ કલીમાં પરમાણ. ૫૪૧
જે વેદ ગાયત્રીના ભેદે જાણેરે જાપ,
તે બ્રહ્મ વંશી બ્રાહ્મણ આપો આપ. ૫૪૨
જેણે પ્રત્યક્ષ બ્રહ્મગોર સેવ્યા રે જાણ,
કલીમાં સાચા બ્રાહ્મણ તે સત્ય નિર્વાણ. ૫૪૩
'યોગી' તે યુગે વેદ ધર્મકી જાણે જુગત,
વેદ તત્વ જ્ઞાને કરી ખોળે મુગત. ૫૪૪
જેની સુર્તા યોગધર્મમાં હરિશું રહે,
અને ખરી દશાંશ શુક્તિ ગુરૂ મુખે ધરે. ૫૪૫
જેને પ્રત્યક્ષ ગોરનર ભેટયા જાણ,
તે યોગી કલયુગનાં સહી પરમાણ. ૫૪૬
ત્યાં શ્રી બુદ્ધા બોલ્યા છે સત્ય ધ્યાન,
સત્યમાનો અમે રામને અમે રહેમાન. ૫૪૭
અમે આપે યોગીને અમે આપે બ્રહ્મ,
અમેજ ગુરુ મુખી અમેજ સત્ય ધર્મ. ૫૪૮
ગુરુ મુખે નરપીછાણે તે યોગીને બ્રહ્મ,
અથર્વ વેદની કાંડીએ ઉતારે સર્વ કર્મ. ૫૪૯
ત્યાં રાજા યુધિષ્ટિરે બહુ વિનંતી કરી,
અમ મુક્તિ કેમ થાશે હો હરિ? ૫૫૦

દ: પાંડવોના (કહેવાતા) પાપના નિવારણ માટે ગૌ હત્યા કરાવી

ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા છે વિખ્યાત,
તમે સુણો યુધિષ્ટિર! કહું હું તે વાત. ૫૫૧
હવે બેઠો કલિયુગને આ દ્વાપર ગયો,
સર્વ દેવ રૂષિવર અલોપ હોઈ રહ્યો. ૫૫૨
તમે તો ધર્મનાં પુત્ર છો હો રાએ!
હવે તમથી કલિયુગમાં રહ્યો નહિં જાએ. ૫૫૩
તમે તો રાય! કુરૂક્ષેત્રમાંહે છોરે વઢયા,
ક્ષોણી અઢાર બાંધવો રણમાં પડયા. ૫૫૪
ત્યારે દેવે દૈત્યને સંહાર્યા છેરે આપ,
તેનાં તમો શિર લેઈ બેઠા છોરે પાપ. ૫૫૫
તેનો હિસાબ ચુકાવો ને જાએ,
નહિ તો માધને દુઃખ ભોગવશો રાએ! ૫૫૬
ત્યારે પાંડવે વિન્નતી કરી છે ઘણી,
આપ જે કેહશો તે કરશું હો ધણી! ૫૫૭
ત્યારે રાજા યુધિષ્ટિર બોલ્યા છે સાર,
જે તમો કહેશો તે કરશું હો કિર્તાર! ૫૫૮
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા રે એહ,
તમે જઇને હિમાલે ગળાવો સર્વ દેહ. ૫૫૯
જો તમે હિમાલે દેહી ગળાવોરે જાએ,
તો તમે વૈકુંઠનું રાજ લેશો રાએ! ૫૬૦
ત્યારે ભીમસેન બોલ્યા ત્રત કાલ,
તમે આગમ કેમ ના કહ્યું હો દયાલ? ૫૬૧
અમે સો બંધવ મારીને લીધું રે રાજ,
સ્વામી! તમે કલિયુગ કેમ આણ્યો આજ? ૫૬૨

જો એવી અગમ્ કેહતારે ગુંજ,
તો હમો કુરૂ ક્ષેત્રમાં ન કરતા યુદ્ધ. ૫૬૩
કહે યુધિષ્ટર સાંભળો ભીમસેન રાએ!
કર્મે લખ્યું તે ટાળ્યું કેમે ના જાએ. ૫૬૪
તમે સર્વ જે હરી કહે તે નિશ્ચે કરો,
સ્વામીનાં વચન તો શિર ઉપર ધરો. ૫૬૫
ત્યારે રાજા યુધિષ્ટિર પૂંછે છે ભેવ,
તમે કલિયુગનાં ચરિત્ર કહો હો દેવ! ૫૬૬
કલિયુગમાં કેશો અહાર ને કેશો વ્યવહાર?
એ સંક્ષેપમાએ કહેજો હો મુરાર! ૫૬૭
ત્યારે શ્રી બુદ્ધ બોલ્યા વિખ્યાત,
આ કલિયુગ તણી કહું છુ એ વાત. ૫૬૮
યુધિષ્ટિર કરજોડી વિનવી કરે છે સેવ,
એ અગમનાં ચરિત્ર કહેજો હો દેવ! ૫૬૯
શ્રી બુદ્ધા બોલ્યા છે ત્યાંતોરે વેણ,
અમો ભાઇ આવ્યો છું તમને રજા દેણ. ૫૭૦
વિત્યો દ્વાપર ને કલિયુગ બેઠો છે આએ,
હવે તમે હિમાલે જજો હો રાએ! ૫૭૧
એવા વચન સુણી ભીમસેન કોપે થઆ,
સ્વામી તમે અગમ ભેદ કેમ નાં કહ્યા? ૫૭૨
અમે માર્યો દુર્યોધન ને ગોર ગંગેવ,
જેની મહા ત્રિધા તણો નહોતો છેહ એવ. ૫૭૩
તમે વચને માર્યો દુશાશનને ભગદંત,
જેનાં બળનો નાં પામીએ અંત. ૫૭૪

અઢાર ક્ષોણી ને બંધવ મારી લીધું રાજ,
સ્વામી કલિયુગ કેમ લાવ્યા છો આજ? ૫૭૫

કહે યુધિષ્ટિર સુણો ભીમસેન રાએ!
હરિ સામે તમે ઉત્તર દિઓ છો કાંએ. ૫૭૬

આજ દેવ કહે તે વિશ્વાસ કરો,
એ હરિનાં વચન તો શિર ઉપર ધરો. ૫૭૭

કહે નારાયણ સુણો યુધિષ્ટિર રાએ!
અમે કલિયુગ તણો તો કહ્યો મહિમાએ. ૫૭૮

ત્યારે શ્રી બ્રુહ્મા બોલ્યા છે રે સાર,
યુધિષ્ટિર! કહુ કલિયુગના વિચાર. ૫૭૯

સત્ય વાએક જેના તો બ્રાહ્મણ જાણ,
જે મહા બ્રહ્મ કુળ વિષ્ણુ હોશે પરમાણ. ૫૮૦

જેને પ્રતક્ષ ગોર નર ભેટયા રે જાણ,
તે યોગી બ્રાહ્મણ આ કલિયુગના પરમાણ, ૫૮૧

ત્યારે શ્રી બ્રુહ્મા બોલ્યા છે અપરમં,
અમે આપે યોગી ને આપે છું બ્રહ્મ. ૫૮૨

જનોઇ ધરે તે બ્રાહ્મણ તો નાંહી,
બ્રહ્મ અક્ષર જાણે તે બ્રાહ્મણ સહી. ૫૮૩



બ્રાહ્મણ બોધી કહાવે નર સબ કોએ,
બ્રહ્મ જડે, પુરણ ભાગ્યવંતા હોએ. ૫૮૪

જેને સદ્ગોર બ્રહ્મા મલિયા છે સહી,
તે તો ગર્ભવાસમાં ફરી આવશે નહિ. ૫૮૫

તે માટે તમો સાંભળજો હો રાએ!
એ બ્રહ્મ પુજા તો આધક કહેવાએ. ૫૮૬

હે ધરમ! એ વિગતે બ્રાહ્મણ જે જાણ,
તેનાં કહું હું એવા લક્ષણ નિધાન. ૫૮૭
પ્રથમ બ્રહ્મ તો આ 'પવન' ને લહે,
બીજો બ્રહ્મ, શાસ્ત્ર આ 'જલ' ને કહે. ૫૮૮
વેદે ત્રીજો બ્રહ્મ તે 'અગ્નિ' કહ્યો જાણ,
ચોથો બ્રહ્મ 'તેજ' સચરાચારી માન. ૫૮૯
હવે પાંચમો બ્રહ્મ તો 'પૃથ્વી' હોય,
જે આ ધરા ઉપર વસે છે સબકોએ. ૫૯૦
કહે હરિ બ્રહ્મ કહાવે નર જેહ,
અદકું ઓછું કોઈને ગણે નહિ તેહ. ૫૯૧
સાતમાં બ્રહ્મની ભક્તિ જે કરે,
બ્રહ્મ ભક્તિ એ તે બ્રહ્મ માંહે સંચરે. ૫૯૨
બ્રહ્મ દ્વારે જઈ જે કોઈ કરમ તો કરે,
તે કર્મનાં ફળ સર્વ ભોગવવા પડે. ૫૯૩
પછી તે ભલા કે ભુંડા કર્મ જેહ,
થાએ તેને વજ્ર લેપ કહિયે તેહ. ૫૯૪
ગુરૂ ભાઇ થઈને રાખે માંહે દુર્મતિ,
તેની કેમ થાએ સ્વર્ગનીરે ગતિ? ૫૯૫
વળી જે નાં માને શાસ્ત્રની વિધી,
તેવા દુષ્ટોનાં મૂખ તો જોવાના નથી. ૫૯૬
કહે શ્રી બુદ્ધા સાંભળો યુધિષ્ટિર સાર!
જે કહું છું તે સત્ય માનજો નિરધાર, ૫૯૭
'યોગી' તે જે જાણે વેદ, વેળા તણી જુગત,
જે સત્ય જ્ઞાને કરી ખોળે મુગત. ૫૯૮

'યતી' તેજે 'યોગ' ધર્મમાં રહીને કરે,
ખરી દશાંશ શુકિત ગોર મુખે ધરે. ૫૯૯

ગુરુ મુખે હાલ ગુજારી પાળે ધર્મ,
એ ઓળખવા ખરા 'યોગી' ને 'બ્રહ્મ'. ૬૦૦

ત્યારે શ્રી હરિને વિનવે યુધિષ્ટિર રાએ,
સ્વામી! હમારી મુક્તિ કેઈ પેરે થાએ? ૬૦૧

ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા વિખ્યાત,
તમે યુધિષ્ટિર! સુણો કહુ સત્ય વાત. ૬૦૨

હવે લાગ્યો કલિયુગને રાજા! દ્વાપુર ગયો,
સ્વર્ગ દેવ ઋષિવર અલોપ હોઇને રહ્યો. ૬૦૩

કલિયુગમાં કેનું મન થર નહિ તો રહે,
સાડી ઓગણીસ વસા તો પાપનાં વહે. ૬૦૪

જ્યાં અર્ધો વસો સત્ય ધર્મનો રે જાણ,
ત્યાં એવી કઠણ વેલા વીતશે પરમાણ. ૬૦૫

શ્રી બુદ્ધાને યુધિષ્ટિર પૂછે છે વિચાર,
સ્વામી કેશો કલિયુગનો ચાલે સંસાર? ૬૦૬

ત્યાં કેવા રાજા? ને કેવા પરધાન?
અને કેવા લોક રૈયત હોશે નીર્વાણ? ૬૦૭

કેવા પંડીત પઢે વેદ પુરાણની રે વાણ?
અને કેવા શ્રોતા ત્યાં બેઠા સાંભળે જાણ? ૬૦૮

ત્યાં કેવા યોદ્ધા રણે સનમુખ લડે?
વળી અને કેવા યોદ્ધા ત્યાં રણમાં પડે? ૬૦૯

કેવા હોશે યોગી યતી તે યુગમાં જાણ?
કેવા દાતા હોશે જે દેશે પુનને દાન? ૬૧૦

ત્યાં કેવા વર્ષા કલિયુગમાં રે હોએ?
હે પ્રભુ! કેશી ધર્તિ પાકશે સોએ? ૬૧૧

ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા વિખ્યાત,
સુણો યુધિષ્ટિર! કહું હું તોએ વાત. ૬૧૨

અલ્પ વર્ષા કલિયુગમાં સર્વે રે હોએ,
અને અલ્પ ધર્તિ પાકશે સબકોએ. ૬૧૩

કલિયુગમાં વર્ષા ઘટ્તી નહિ નાખશે મેહ,
ગોરનાં પ્રતાપે પૃથ્વી પાક આપશે તેહ. ૬૧૪

જે કલિનાં રાજા મહા કપટી હોએ,
સેના નાએક ને રૈયત ધુતારી સોએ. ૬૧૫

લોભી રાજાને લંપટી થાશે પરધાન,
તેની રૈયત ચોર ધુતારી હોશે જાણ. ૬૧૬

ત્યાં લોભી પંડિત વાંચે સ્વાર્થે પુરાણ,
ત્યાં તો લંપટ શ્રોતા બેઠા જાણ. ૬૧૭

યુદ્ધ સમે સેહસ્ત્ર યોદ્ધા રણ માંહે લડે,
સેહસ્ત્ર માંહે કોઈ એક સન્મુખે પડે. ૬૧૮

લાખ મધે એક દાનવંતા નર રે જોએ,
ક્રોડ મધ્યે એક યોગી, યતી હોએ. ૬૧૯

ત્યારે રાજા યુધિષ્ટિર બોલ્યા છે વિખ્યાત,
તમને શ્રી બુદ્ધા! પૂછું એક વાત. ૬૨૦

કલિયુગ માંહે કોણ તિર્થ તે કહિયે જાણ?
ત્યાં કોણ સુપાત્ર મુખે દિજીએ દાન? ૬૨૧

ભાગવન્તા કોણ વર્ત કલિયુગ માંહે કરે?
કોણ દિશાએ બેસીને જાપ આચરે? ૬૨૨

કલિયુગ માંહે કયાં વાશો રહેશે ધર્મ ?
કયાં જઈને પાપનાં છુટિએ કર્મ ? ૬૨૩
કયાં થાસે તે ધર્મ, કહો હે મહાદેવ ?
કયાં જઈ વાણી સુણીએ વ્રત ખેવ ? ૬૨૪
કવણુ દાન કલિયુગ માંહે દહે ?
કોણુ વિધિએ કેવા સપાત્ર તો તે લહે ? ૬૨૫
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા રે ત્યાં વાત,
સુણો યુધિષ્ટિર ! હું તમને સાક્ષાત. ૬૨૬
આજ 'ગત' તિર્થ કલિયુગમાં રે જાણ,
અને સદ્‌ગોર બ્રહ્મા સુખે દીજીએ દાન. ૬૨૭
બીજ શુકર વારી કલિયુગ માંહે વ્રત કરો,
અને પશ્ચિમ દિશા બેસી જાપ ઓચરો. ૬૨૮
ત્યાં તો દયા આલંભે ઉપજશે ધર્મ,
ગત [ ગંગા માંહે જઈ છૂટીએ કર્મ. ૬૨૯
સંપતે જે સેજ દાન કલિયુગમાં રે દહે,
તેને સંતોષથી વિધિએ સપાત્ર જો લહે. ૬૩૦
કલિયુગમાં જો ક્ષમા રૂપી થાપંતે ધર્મ,
ક્રોધી વાણીનાં નાં સુણિએ મર્મ. ૬૩૧
ત્યારે યુધિષ્ટિર બોલ્યા ત્યાંતો વિખ્યાત,
કહો શ્રી ભગવાન ! કલિયુગની વાત. ૬૩૨
ચારે યુગમાં કલિયુગ છેલ્લો આવે સાર,
તેતો પાપ પુનઃકો કેવો કરે વ્યવહાર ? ૬૩૩
કહોરે સ્વામી ! કલિયુગ કેરી સર્વ વાત,
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા મહા વિખ્યાત. ૬૩૪

શ્રી બુદ્ધા કહે સુણો યુધિષ્ટિર કહુ સાક્ષાત,
સર્વ કલિયુગતણી કહું સત્ય વાત. 635

જે ચારે યુગમાં આ કલિયુગ છે સાર,
તેતો સર્વ પાપ પુન કો કરે નિસ્તાર. 636

કલિયુગમાં પાપી ધર્મિ એકજ તડે ફરે,
ત્યાં તો પાપી બુડે ને ધર્મિ તો તરે. 637

જે પહેલા સત્ય યુગમાં કરતા પુન,
તેની કથા સુણો રાજા! એક મન્ન. 638

શેહસ્ત્ર વાર જ્યારે દેતા રે દાન,
ત્યારે તેનુ ફલ એકવાર લેતા પ્રમાણ. 639

એકવાર દાન જો કલિયુગમાં રે દહે,
તે સવાલાખ ઘણેરૂ મુનિવર લેહે. 640

એશા પુનઃ તો કલિયુગ માંહે? વિસ્તરે,
એ યુગમાં અન્નત કરોડી જીવ ઓધારે. 641

મુખ્ય અથર્વ વેદ કલિયુગ માંહે વહે,
તે ત્રણ વેદોનું દિલ તો ઠામ નહિ રહે. 642

બહુ પાપ આ કલિયુગમાં વિસ્તરે,
તોપણ આ કલિ ધર્મને સાચો તો કરે. 643

કઠણ દાનને છે આ કઠણ સંસાર,
વલી કઠણ રાજા, પરજાના વ્યવહાર. 644

જે ચોર ધુતારાના તો કર્મ જો કરે,
આવા બ્રહ્મજ્ઞાન તે મન માંહે નવ ધરે. 645

શ્રીહરિને મૂકીને માને પથ્થર ને ભૂત,
જેમ માઇ બાપને નાં માને દુષ્ટ કપુત. 646

જે કલિયુગનાં બ્રાહ્મણ વાંચે ઠાલા રે વેદ,
કલિયુગનાં અથર્વ વેદને કરે નિષેધ. ૬૪૭

કલિયુગનાં બ્રાહ્મણ લાલચુ ને અશુદ્ધ,
ભાઈ! તેથી તો તેઓની ગઈ છે બુદ્ધ. ૬૪૮

યુગ પરમાણે નાં ઓલખે સદ્ગોરની સુદ્ધ,
તે દશમા અવતાર ફી નાં જાણે બુદ્ધ. ૬૪૯

કલિયુગ માંહે ગાએ તો વિષ્ટા રે ખાએ,
ધર્મથી પૂજાએ પણ તેજ ગલું કપાએ. ૬૫૦

કલિયુગનાં લોક મન દયા નવ રે તે ધરે,
અને જીવની હિંશાઓ તો બહુજ કરે. ૬૫૧

એવા કલિયુગમાં ચંડાલ જાણો નર તેહ,
સમયનાં વિષ્ણુ રુપને નાં ઓળખે જેહ. ૬૫૨

વિષ્ણુ કુળ વિના તો બ્રાહ્મણ નહિ,
ચંડાળ! નિંદા બ્રહ્મા વિષ્ણુની કરશે સહી. ૬૫૩

આજ મલેચ્છ રૂપે વિષ્ણુ માનિએ,
ભેદ તેનો અથર્વ વેદ ભણે જાણિએ. ૬૫૪

શ્રી વિષ્ણુ કહે દ્વાપર તો ગયો વહી,
એથી કુળ મર્યાદા સર્વ ઝાંખી થઈ. ૬૫૫

આદ્ય નારાયણે કલિયુગને તો આપ્યું રાજ,
તે માટે વિષ્ણુ મલેચ્છરૂપે થયા મહારાજ. ૬૫૬

“અલ્લી” હોશે ચંદ્રવંશી વંશે રાજન,
અથર્વ વેદી આવશે એ અશરણાશરણ. ૬૫૭

શ્રીબુદ્ધા કહે બ્રાહ્મણ કલિયુગમાં જાણુ,
તેતો એજ હરિવંશ માંહે સહી પ્રમાણ. ૬૫૮

કલિયુગ માંહે વિષ્ણુ બ્રાહ્મણ ઘર જાણુ,
બીજા બ્રાહ્મણ તે ભક્તો નિર્વાણ, ૬૫૯

ત્યારે જે ભક્ત બ્રાહ્મણની નિંદા તો કરે,
તેના પાપ તો કેમે કરીને નહિ ઉતરે. ૬૬૦

જે ભક્તને વ્હાલા હોશે શ્રી હરિ સહી,
તેતો નિંદા અરીપરી કોઈની કરશે નહિ. ૬૬૧

મનુષ્યરૂપ માંહે સાચા દેવ કહિએ તેહ,
સત્પંથ પાળી દેવના ગુણ રાખે જેહ. ૬૬૨

મનુષ્ય માત્ર માંહે કોઈ મધ્ધમ તો નથી,
મધ્ધમ કર્મે તો મધ્ધમ કાવે છે મતી. ૬૬૩

શેહસ્ત્ર નામ પોતે ભણાવ્યા છે હરિ,
સત્ય સેવાને પાંચ જ્ઞાન રાખે પાઠે કરી. ૬૬૪

પોતે ગત્ ગંગા આગળ હાલ નિવેદન કરે,
તેતો જીવ મુવે યમ યાતના નવ સહે. ૬૬૫

વલી જે નર શેહસ્ત્ર નામ શિખેરે નહી,
આપ ડહાપણે મિથ્યા લવરી કરશે સહી. ૬૬૬

હરિ કહે તેવાનું મુખ જોતાં લાગે બહુ પાપ,
સર્વે સાધુજન તેને તો દેવે અતિ શ્રાપ. ૬૬૭

મનુષ્યા માંહે નાં શિખે જ્ઞાન જેહ,
હરિ કહે ધિક્ અવતાર જાણો તેહ. ૬૬૮

જે શિખવતાં મન સંકોચ કરે,
તેનાં શિર પાપીનાં પાપ જો ચડે. ૬૬૯

જે હરિદ્વારે જઈ પ્રસાદ માંગી લેહે,
હીણે કાજે કુલ મર્જાદા મૂકે તેહે. ૬૭૦

આંબલા પ્રમાણે કહ્યો પ્રસાદ જાણ,
ભેટ મોકલેલ ભગવાનની તે માન. ૬૭૧

જે ભેટ આપ્યા વિના પ્રસાદ લેહે,
તેતો દેવનો કૃતઘ્રી પાપી છેહે. ૬૭૨

હરિદ્વારે ચોરી કરે નર જેહ,
રોગે રોગે દુઃખિયો થાશે તેહ. ૬૭૩

પ્રસાદમાં જે કરે ભાગ વિભાગ,
તેને તો માથે પડે છે મોટું પાપ. ૬૭૪

ઋષિ શ્રાપ તો ભલેરારે સહી,
પણ ચોરી સખું કોઈ પાપ તો નહિ. ૬૭૫

જે જન ધર્મ ઉપર શું પ્રીત ઓછી કરે,
તેનું પાપ તો તેને મસ્તકે ચડે. ૬૭૬

તે માટે તમે ધર્મ! સાંભળો સાર,
એ સમો બીજો પાપ નહિ નિર્ધાર. ૬૭૭

એમાં પ્રસાદની ચોરી જે કરે,
તે પાપી તો કદી કહીં નહિ ઠરે. ૬૭૮

અન્યાયે લેઇને ડગ જો ભરે,
એને બ્રહ્મહત્યા તો માથે ચડે. ૬૭૯

ઋષિશ્વરનું લક્ષણ પ્રસાદ માંગે નહિ,
હરિદ્વારે ગએલા પ્રસાદ પામે સહી. ૬૮૦

પ્રસાદ માંગ્યાનું છે મોટું પાપ,
હરિદ્વારેથી ફરે તેને લાગે છે શ્રાપ. ૬૮૧

તે માટે જ્ઞાન શિખીએ સહી,
જેમ અજાણ્યો દોષ લાગે નહિ. ૬૮૨

જે નર જાણે ને શિખે રે જ્ઞાન,
તે નરને પ્રિતી હોએ શ્રી ભગવાન. ૬૮૩
જ્ઞાની તો કરે વિચારની રે વાત,
જેથી વધે તેનાં દિલની ખ્યાત. ૬૮૪
અજ્ઞાની નર જુગમાં હોએ જેટલા,
અને એતો સ્વર્ગ નહિ પામે તેટલા. ૬૮૫
વેદ વિના તો હરિ ઓળખાએ નહિ,
જેમ કોઈ મૂર્ખને અન્ન આપે સહી. ૬૮૬
અજ્ઞાની હોય તેનાં જાણે ભગવાન,
જ્ઞાની તે જાણે પુરુષ પુરાણ. ૬૮૭
તે માટે તમે યુધિષ્ટિર જોએ,
ધર્મ વિનાં સત્યની છાપ નાં હોએ. ૬૮૮
અથર્વ વેદી સર્વ કરમ એહ,
અને ચાલતું દાન અજિયાનું જેહ. ૬૮૯

* વૈશમપાયે એણીપેરે બોલ્યા એ—રાગ *

હરિ એમ ઓચરે સાંભળો સતી જન આજ,
અમે સધામે સીધાવશું, તમે સબળા કરજો રાજ. ૬૯૦
ત્યારે પાંડવ બોલીયા, અમને અહીંનાં સોહાએ મહારાજ,
ચરણધારણ કીધા આજ લગી,તે કેમ છોડાએ અવિનાશ. ૬૯૧
આ ચાલે કલિયુગમાં, સર્વ કપટનું રાજ,
ત્યાં તમો ભગત પાંડવો ! કેમ કરી કરશો રાજ. ૬૯૨

* રાગ ફર્યો *

સુણો રાજા યુધિષ્ટિર તમ શું કહું,
હમે તો કલિયુગમાં પ્રગટ નહિ રહું. ૬૯૩

ત્યારે પૂછે યુધિષ્ટિર સુણો મુરાર !
સ્વામી ! તમ વિનાં કેમ ચાલે સંસાર ? ૬૯૪

સુણો રે યુધિષ્ટિર ! હું તમ શું કહું,
અમે તો ત્રણ ઠામે ગુપ્ત હોઇને રહું. ૬૯૫

જો તમો ધરણી પગનાં ધરો યદુરાએ !
તો સંસાર સઘલો પ્રલે જાએ. ૬૯૬

તમે સુણો વિનંતી દેવ મુરાર,
અમને કહો તમ્ રહેવાનો ઠાર. ૬૯૭

જો તમે રાજા યુધિષ્ટિર પૂંછો એહ,
તો ઠામ અમારૂં બતાવું છું હું તેહ. ૬૯૮

જેસી ફુલમાં વાસનાં હોએ,
તેસો ઘટ્ ઘટ્ વ્યાપિક જોએ. ૬૯૯

જેસા તન્ માંહે કહિયે પ્રાણ,
તેસા ચૌદ ભોવનમાં વ્યાપિક જાણ. ૭૦૦

સુણોરે યુધિષ્ટિર ! તમને રે કહું,
એણી પેરે હું કલિયુગમાં રહું. ૭૦૧

ત્યારે યુધિષ્ટિર બોલ્યા સાર,
તમે પ્રગટ રૂપ કયાં ધરશો મુરાર ? ૭૦૨

ત્યારે શ્રી બ્રુહ્મા બોલ્યા વિખ્યાત,
સુણો યુધિષ્ટર ! તમને કહું વાત. ૭૦૩

પશ્ચિમદિશા માંહે અરબ દેશ,
ત્યાં દશમો અવતાર મનુષ્ય વેષ, ૭૦૪

એ સહસ્ત્રાદ્વિપને એરાખંડ જાણ,
ત્યાં દશમો અવતાર અલી બળવાન. ૭૦૫

સેહસ્રદ્વિપમાં ઠામ અમારો છેએ,
કલા અમારી ગોર બ્રહ્મામાં રહે. ૭૦૬

ત્યાં યુધિષ્ટિર પૂંછે શિર નામ,
હમને ગોર બ્રહ્માનું બતાવો ઠામ ? ૭૦૭

શ્રી બુદ્ધા કહે ગોર બ્રહ્માજીનું ઠાએ,
તમે વચન હમારા સુણજો હો રાએ ! ૭૦૮

જે જંબુદ્વિપ ભરતખંડ રે જાણુ,
ત્યાં કુંવારિકા ક્ષેત્ર મહા ઉત્તમ ઠામ. ૭૦૯

ઇમામપુરી નગરીમાં ગોરઇમામશાહ રહે,
કલિયુગમાં ગોરબ્રહ્માનું થાનક યેહ છેએ. ૭૧૦

ત્યાં ગોર બ્રહ્મા કુળે નરમહમ્મદશા હોએ,
તેને ગાફલ દુનિયા નહિ જાણે કોએ. ૭૧૧

ત્રણ દેવની કળા લઇ ફરશે સહી,
તે ગોરમસ્ત દિવાના દેખાશે સહી. ૭૧૨

જ્યાં ગોરનર ઇશ્વિરના કહ્યા ઠામ,
ત્યારે પાંડવે કર્યાં હરિને પ્રણામ. ૭૧૩

હે યુધિષ્ટિર ! સત્યવચન સુણજો મોએ,
વલી હમારો ત્રીજો ઠામ કહું છું તોએ. ૭૧૪

જ્યાં મલે ગતને એકાન્તે હોએ,
ત્યાં નિત્ નિત્ અમી પીએ સબ કોએ. ૭૧૫

જ્યાં એકમનાં કરગરે ને પાલે વેદની વાણુ,
રાએ ! તે ઘર વાસો હમારો જાણુ. ૭૧૬

જે પાલે બ્રહ્મક્રિયા ગ્રહસ્થા ધર્મમાં રહી,
તે ઘર વાશો હમારો સહી. ૭૧૭

જ્યાં મલી ગતૂને હરિનું સ્મરણ કરે,
એ એકમનાં થઈ જ્ઞાન ઓચરે. ૭૧૮
જે ધરે હરિનું ધ્યાન એકમના થઇ,
રાએ ! તે ઘર વાશો અમારો સહી. ૭૧૯
જે વિષ્ણુ ભક્ત દયાવંતા રે હોએ,
અને ક્રિયા ચાલીસ પાલે સોએ. ૭૨૦
આજ ધરમ કરતાં નાં કરે વાણ,
રાએ ! તે ઘેર વાશો અમારો જાણ. ૭૨૧
જ્ઞાની ધ્યાની ગુરૂ આજ્ઞાએ રહે,
અને સુખ દુઃખ દિલનાં હરિને કહે. ૭૨૨
જે સત સંતોષિ ક્ષમાવંતા હોએ,
રાએ ! તે ઘરવાશો હમારો જોએ. ૭૨૩
જે ઉદ્યમ કાજે જગમાંહે ફરે,
હરિનું સમ્રણ હ્રદયમાં ધરે. ૭૨૪
જે નિચી દ્રષ્ટે હસમુખા હોએ,
તે ઘરવાશો હમારો જોએ. ૭૨૫
જે ધનવંતા જોબન વંતા જાણ,
તે ન ગરભા થઈ ફરે નિર્વાણ. ૭૨૬
જેના હ્રદયમાં જ્ઞાન ધ્યાન હરિ તણો.
રાએ ! તે ઘરવાશો અમારો ઘણો. ૭૨૭
સુણોરે યુધિષ્ટિર ! તમશું કહું,
એણીપેરે કલિયુગમાં ગુપ્ત હોઈ રહું. ૭૨૮
જ્યારે હરિએ કહ્યો ગોર નરનો ઠામ,
ત્યારે યુધિષ્ઠિરે તે દિશાને કર્યો પ્રણામ. ૭૨૯

ત્યાં પાંડવ વિનવે તતખેવ,
હવે હમને રજા કેશી દો છો હો દેવ? ૭૩૦

ત્યાં હરિએ કહ્યો મોક્ષનો ઠામ,
પણ હિમાળે ગયા વિના નહિ થાએ કામ. ૭૩૧

જ્યારે એસા વચન શ્રી બુદ્ધા બોલિયા,
ત્યારે પાંડવે એ વચન શિર ઉપર લીયા. ૭૩૨

સ્વામી! જે કહો તે નિશ્ચે કરૂં,
પણ તમ સ્મરણ કદીનાં વિસરૂં. ૭૩૩

સુણોરે રાજા યુધિષ્ટર તમને તો કહુ઼ં,
નિશ્ચે અમો તો તમ સાથે રહું ૭૩૪

ભક્તો! તમો મનમાં રાખો વિશ્વાસ,
સ્મરણ કરશો ત્યાં હું છું પાસ. ૭૩૫

ત્યાં શ્રી બુદ્ધા બોલ્યા સત્ય સાર,
તમે સુણો યુધિષ્ટિર! કહું વિચાર. ૭૩૬

ભાઇ! તમે હવે વરોધો ગાયને રાખો ઇમાન,
તો અમ્મર ઠામ તમે પામો નિર્વાણ. ૭૩૭

અમો આવી યજ્ઞનો જાણ્યો ભેદ,
હત્યા તમારી ઉતરે કરો ગૌ વધ. ૭૩૮

તમે યજ્ઞ કરો ગૌવધ આજ,
તો સરે પાંડવો તમારા કાજ. ૭૩૯

અમો તમારૂં કહ્યું કરશું કિરતાર!
પણ ગૌ વધનો કોણ વિચાર? ૭૪૦

પાંડવ ઉપર હરિએ ધરિયું હેત,
અઢાર ક્ષોણી દલ જે માર્યું રણક્ષેત્ર. ૭૪૧

દુ.ર: ગાયને વરોધો (વધ કરો) – હિન્દુ માટે પૂજનીય ગાયનો વધ કરવાનું કહ્યું..

## ગૌમેધ યજ્ઞ

### * यजुर्वेद. अध्याय. १८ मंत्र २६

त्र्यविश्चमे त्र्यवीचमेदित्यवाट्चमे दित्यौहीचमे पचाविश्चमे पंचा विचमे त्रिवत्साचमे तुर्यवाटचमे तुर्यौहीचमे यज्ञनकल्पन्ताम ॥ २६ ॥

**અર્થ** :—અને મારા નિમિત દોઢ વર્ષ વાળું વાછડુ તથા દોઢ વર્ષ વાલી ગાયની વાછડી, મારા નિમિત બે વર્ષ વાળો બળધીયો; બે વર્ષ વાલી ગાય, અને મારા નિમિત્તે અઢાઇ વર્ષ વાળો બળધીયો તથા અઢાઇ વર્ષ વાલી ગાય, મારા નિમિત્તે ત્રણ વર્ષ વાલો બળધીયો તથા ત્રણ વર્ષ વાલી ગાય, અને મારા નિમિત્તે સાડા ત્રણ વર્ષ વાળો બળધીયો તથા સાડા ત્રણ વર્ષ વાલી ગાય યજ્ઞે કરીને દેવતા કલ્પનાં કરે છે. ॥ ૨૬ ॥

षष्ट वाटचमे षष्टौहीचम् ऽउक्षाचमे वशाचमऽऋषभश्चमे वेहश्चमेनड्वांश्चमे धनुश्चमे यज्ञेन कल्पन्ताताम् ॥ २७ ॥

**અર્થ** :—અને મારા નિમિત્તે ચાર વર્ષ વાળો બળધીયો તથા ચાર વર્ષ વાળી ગાય, અને મારા નિમિત્તે સેચન સમર્થ બળધીયો તથા અનવીયા ગાય, અને મારા નિમિત્તે અતિજવાન બળધીયો તથા ગર્ભધારંભ ગાય, મારા શકટ વહનમાં સમર્થ બળધીયો તથા નવીન જણેલી (વિયાએલી) ગાય યજ્ઞે કરી દેવતાઓ કલ્પી રહ્યા છે. ॥ ૨૭ ॥

निर्णयसिन्धौ परिच्छेद ३. पाने ६११-१२

पृथ्वी चन्द्रोदयस्तु अक्षता, गोपशुश्चैव श्राद्धे मासं तथा मधु ॥

**અર્થ** :—પૃથ્વી ચંદ્રોદય તો અક્ષતા લીને ગોપશુ એટલે ગાયનાં માંસ વડે મધુ પર્ક કરવો. શ્રાદ્ધમાં માંસ આપવું તથા મધ આપવું.

यजुर्वेद अध्याय २४ मंत्र २७ मां

बृहस्पतिना निमित्ते गायनु बलि प्रदान कह्युं छे.

'Indoaryaus' (ઇન્દ્ર ઇરિયન્સ) નામનાં ગ્રંથનાં, 'Beef in Ancieut India' (પ્રાચિન હિન્દુસ્તાનમાંનું ગૌમાંસ)નાં પ્રકરણમાં ડાક્ટર રાજેન્દ્રલાલ કૃતમાં ગૌમાંસ હિન્દુસ્તાનમાં જૂના વખતે છૂટથી ખવાતો હતો. તેવો લેખ પુષ્કળ પ્રમાણોથી છે.

કોલબ્રુક નામના સંસ્કૃત વિદ્વાનનાં ગ્રંથમાં ગાય કાપવાનો ચાલ જૂના વખતમાં હિન્દમાં ઘણો હતો, તેવો લેખ ઘણા પ્રમાણોથી લખેલ છે. ऋग्वेदं. १ अष्टक ४ अध्याय. २९ वक्रर्मा. ગાય કાપવાની વાત છે.

'ગૌમેધ યજ્ઞ'ની વિધિ તૈત્તિરીય બ્રાહ્મણમાં છે.

× હરિ એટલે શ્રી કૃષ્ણ.

* લોકની વાણી બંધ કરાવવા અજાણપણે કરેલ (થઈ ગએલ) પાપ ઉતારવાનો આ પ્રયોગ શ્રી ભગવાને યોજ્યો.



તેનું પાપ તમોએ શિર લીધું સહી,
તે નિંદા કરાવ્યા વિનાં ઉતરશે નહિ. ૭૪૨

ઘણા જણ મલી જો અતી નિંદા કરે,
મહા વક્રમ તો એણીપેરે ઉતરે. ૭૪૩

શ્રી બ્રુહ્મા કહે એ પાપને જાણ્યો હોય સહી ?
તો શુરભી યજ્ઞ નિશ્ચય કરોને અહીં. ૭૪૪

કહે ધરમ જેને અમે પુજીયેરે સહી,
હમે તેનો વધ કેમ કરિયેરે અહીં ? ૭૪૫

હરિ કહે સામ વેદકો ઉથાપન હુવો જેહ,
જ્યારથી સામ શ્રી કૃષ્ણ પધાર્યા તેહ. ૭૪૬

શ્રી કૃષ્ણને વ્હાલી હતી શુરભી તો સહી,
તે શુરભી વિના યજ્ઞ વિધિ થાએ નહિ. ૭૪૭

હે રાજા ! જો તમો ખોવા ઇચ્છો છોરે પાપ ?
તો તમે શુરભી યજ્ઞ કરી જપો જાપ. ૭૪૮

ભાઇ "હું" એમ કહેતાં ફલ જાએ સહી,
તે માટે એમાં "મેં" કહેવાએરે નહિ. ૭૪૯

ત્યાં તે ઉપજી ચિંત્તાને કરે વિચાર,
ક્ષત્રી ધર્મ જશે ને લોક લજવાશે ગાલ. ૭૫૦

ત્યાં અભ્યાગત્ કહે સાંભલોને રાજા ધરમ !
અમને રજા આપો કાએ કરો છો વિલંબ ? ૭૫૧

રાજા વિચારી મનમાંહે કરે છે ઉપાએ,
હું પુંછું દ્રુપતિને વલી કુંતા માએ. ૭૫૨

### ❀ વૈશમપાયે એણી પેરે બોલ્યા એ—રાગ ❀

હું પુંછુ પ્રેમશું, તમે સાંભલો સર્વ સાથ,
અભ્યાગતની આજ્ઞા, નહિ દિવસ નહિ રાત. ૭૫૩
રાએ પુંછે સહદેવને, કરો પંડિત વિચાર,
મધનિરે નાવ ભાંગી, કેમ ઉતરિએ પાર? ૭૫૪
ત્યારે સેહદેવને સર્વ, રાજા પૂછે વિચાર,
સાચું કહો સત્ય શું, એ સત્ય કિરતાર? ૭૫૫
સેહદેવ કહે તમે, દ્રુપતીને પૂછો મુઢ,
વાઘેશ્વરી વાણી ઓચરે, જેને વદને વરસે નુર. ૭૫૬
રાજા રાતા માતા થઈ, ગયા દ્રૌપદીને દ્વાર,
પ્રણામ કરી પુંછે, તમ સાચું બોલો સાર? ૭૫૭
કહે દ્રૌપદી સાંભળો, રાજા! સત્ય વાત,
આપી અભ્યાગતે આજ્ઞા, જેવો આપણો અપરાધ. ૭૫૮
તમે યજ્ઞ આદર્યો, પાપ ઉતારવા કાજ,
વિપ્રિત વેળાએ ઉગારવા, પધાર્યા મહારાજ. ૭૫૯
કહે સમો નાં વર્ત્યો, તમે હે રાયે ધર્મ!
શ્રી કૃષ્ણ વચન ઉવેખીયા, તેનું લાગ્યું કર્મ. ૭૬૦
કર્યું હતું હરિએ, તે પાંડવ ના જાણી પેર,
પાવન કરવા પાંડવને, સ્વામી પધાર્યા ઘેર. ૭૬૧
સર્વ થાઓ સાબદા, તમો મલી પાંચે વીર,
એ છે સમ્રથ સારથી, જેણે પૂર્યા પટકુલ ચીર. ૭૬૨
એણે લજ્જા રાખી ત્રણ લોકમાં,
અને દ્રૌપદીની પૂરી આશ;

નવ ખંડમાં રવી ઉગીયો,
તેમ જાણો હરિ આવ્યા પાસ. ૭૬૩

થાલ ભરાવો સગ મોતીએ,
અને હરિ વધાવા જાએ;
કાષ્ટ ખાતાં સંભારિયા,
જે હરિ આવ્યા વન્ન માંહે. ૭૬૪

આશા તે પૂરી આપણી,
અને તૃપ્ત કીધા મુનિ જન્ન;
શ્રી કૃષ્ણે પાત્ર પખાલિયા,
ત્યારે ઉદકે દીધા છે અન્ન. ૭૬૫

ભોજન આલ્યા ભાવતા,
જેના મન્ માંહે હતું જેહ,
એવા સ્વામી મહા સમર્થ છે,
સમર્યા સાએ કરે છે તેહ. ૭૬૬

પૂર્વ પુને રાએ પણ્ડવા !
અને હરિ પધાર્યા આપ,
કરમ ઉતરાવવાને કારણે,
ભણાવવા અજંપા જાપ. ૭૬૭

શંકા તે મનમાં નાં લાવશો,
એ સતી કહે છે વાત,
જે શ્રી ગુરૂ વાણી ઓચરે,
તે હા કહેજો તમ સર્વે સાથ. ૭૬૮

હવે પકવાન કરો ને પ્રેમશુ,
અને જમાડોને શ્રી મહારાજ,

સત્ય તમારો તો વાધશે,
ક્રોડ યજ્ઞનું સરશે કાજ. ૭૬૯
રાજા ! સમજી વિચારી પધારજો,
અને લાગો અભ્યાગતને પાએ,
ભોજન પીરસશે ભગવાનને,
પોતે કોડે કુંતા માએ. ૭૭૦

* રાગ ફર્યો *

એટલી વાત તો શ્રી બુદ્ધાજી શું થઈ,
ત્યારે કુંતા માતા આવ્યા છે સહી. ૭૭૧
ત્યાં લઈ આવ્યા ભોજનના થાળ,
પાંડવ બોલ્યા તમો જમો દયાલ ! ૭૭૨

* વૈશમપાય એની પેરે બોલ્યા *

* રાગ ફર્યો *

ત્યાં કરજોડી કુંતાજી વિનવે,
સ્વામી ! તમો છો પ્રતિપાલ,
ભોજન જમોને ભાવશું,
તો અમો છુટિએ કરમ જાલ. ૭૭૩
વલતાં તો શ્રી હરિ ઓચરે,
અને સાંભળો સતી ! એક મન,
જો કામધેનું પૂજો અમ દેખતાં,
તો અમે જમીએ ભોજન. ૭૭૪

ત્યારે પાંચે બાંધવ પાંડવા,
દ્રુપતી અને કુંતાજી માત,
ત્યાં યોગિશ્વર વાણી ઓચરે,
જ્યાં છે પાંડવ સર્વે સાથ. ૭૭૫

❀ વાણ ફરી ❀

ત્યાં તો શ્રી બુદ્ધા બોલ્યા વિખ્યાત,
તમે સુણો પાંડવો ! અમારી વાત, ૭૭૬
પાંડવ ! જો અમ્ ભેગા જમશો રાએ,
તો પાપ તમારા દો દિશા રે જાએ. ૭૭૭
જ્યારે પાંડવો હરિ ભેગા જમ્યા પ્રકાશ,
અદ્રશ્ય ઘંટાવળ વાગી આકાશ. ૭૭૮
શ્રી બુદ્ધા કહે સાંભળો ધર્મરાએ !
હવે યજ્ઞ તમારો તો સંપુરણ થાએ. ૭૭૯
રાજા કહે હમારો યજ્ઞ થયો ધન્ન ધન્ન,
તમ્ દર્શને સ્વામી ! અનંત યજ્ઞ કો પુનઃ ૭૮૦
ધન્ન ધન્ને જીવ્યું હમારૂં હો મહારાએ !
અન્નંત યજ્ઞનું ફલ ત્રશે તમ પાએ. ૭૮૧
પાંડવો હરિ ભેળા જમ્યા જે વાર,
ત્યાં લોકે નિંદા કીધી છે અપાર. ૭૮૨
કહે શ્રી બુદ્ધા તમે સાંભળો ધર્મરાએ !
હવે ગૌમેધ યજ્ઞ કરવાનો કરો ઉપાએ. ૭૮૩
તે કર્યા વિના તો પાપ નહિ જાએ,
એશો ભેદ હરિએ કહ્યો સમજાએ. ૭૮૪

પાંચે પાંડવ વિનવી કરે ત્યાં સેવ,
જે તમો કહેશો તે કરશું હો દેવ ! ૭૮૫
કહે શ્રી બુદ્ધા સાંભળો પાંચે ભાઇ !
હવે યુગમાં અથર્વ વેદ વર્ત્યો છે સહી. ૭૮૬
એસો ભેદ હરિએ કહ્યો સમજાએ,
તમે મનમાં શંકા નાં ધરશો હો રાએ ! ૭૮૭
ત્યારે પાંણ્ડવ બોલ્યા છે સતી સાથ,
જે તમે કહેશો તે કરશું હો દીનાનાથ ! ૭૮૮
અપાર ચરિત્ર ત્યાં શ્રી બુદ્ધા તો કરે,
તે પાંડવો હરિના વચન મનમાંહે ધરે. ૭૮૯
ઉપાસિક નાના વિઘ્નાં હતારે જેહ,
તેવા હરિ વંશી બ્રાહ્મણ તેડાવ્યા તેહ. ૭૯૦
સામ વેદની કાંડી જ્યારે ત્યાં રે કહી,
ત્યારે કામ દુર્ગા ગાય આવી સહી. ૭૯૧
ત્યાં આભ્રણ સજ્યા દ્રુપતીએ અંગ,
મણી તણા મોડ ધરીયા અતી ઉમંગ. ૭૯૨
સોભે ત્યાં અતી ઝાલરને મુક્તારે મણી,
તેને રત્ન જડિત્ર છે શોભા ઘણી. ૭૯૩
હરિવંશી મંત્ર જ્યાં ભણવા કરે,
ત્યારે અતી શોક શુરભી મનમાંહે ધરે. ૭૯૪
મંત્ર સહિત અર્પે જ્યાં આહુતી એહ,
સત્ય સંતોષી અખંડ સેહદેવ જેહ. ૭૯૫
ત્યારે યજ્ઞ જ્વાળા ગગનેરે ગઇ,
ત્યાં તો પુષ્પ વૃષ્ટી શુરભીનેરે થઇ. ૭૯૬

જ્યારે સર્વ યજ્ઞ વિધિ કરી છે જેટલે,
હવે શુરભી ભાગ જ્યાં વહેંચાએ તેટલે, ૭૯૭
અહીં સામવેદનો ઉથાપન જો કરે,
અથર્વ વેદની કાંડી હવે ત્યાંથી કહે. ૭૯૮
અથર્વ વેદી કર્મ કરે નર જેહ,
કલિયુગમાં મુક્તિ પામશે તેહ. ૭૯૯
ત્યારે શ્રી બુદ્ધા બોલ્યા છે સાર,
ભાઈ! તમે હવે કેવો કરો છો વિચાર? ૮૦૦
યજ્ઞ માંહેથી કામધેનુ લાવોનેરે સાર,
હવે એ ગાયને તે લાવો આણે ઠાર. ૮૦૧
શ્રી બુદ્ધા સામું જોઈ કામધેનું ઓચરે,
આ ચંડાલનું કહ્યું ભક્ત પાંડવો કરે. ૮૦૨
ગૌ બ્રાહ્મણને તો પૂજે છે સર્વ કોએ,
પણ ચંડાલ વચને પાપી મારે છે મોએ. ૮૦૩
શ્રી બુદ્ધાનું રૂપ દેખી ધેનું કરેરે ગુમાન,
શ્રી હરિ પારસી ત્યાં બોલ્યા નિર્વાણ. ૮૦૪
ધેનું! કલિયુગમાં તું જા વિષ્ટારે ખાએ,
અને તું! એમ ગલુ કપાતી જાએ. ૮૦૫

* રાગ ફેર્યો *

કામધેનું તે આણી પૂજવા,
અને જોવા તે મલિયા લોક;
શાએ! મનમાં જો શંકા આણશો?
તો બેશશે તમ શિર ગૌ દોષ. ૮૦૬

## ❀ રાગ ફેર્યો ❀

ત્યાં પાંડવોએ હરિ વચન શિર ચડાએ,
ત્યારે ગૌમેધ યજ્ઞ માંડયો છે તે ઠાએ. ૯૦૭

જ્યારે પાંડવે તો માંડયો છે યજ્ઞ ગૌમેધ,
ત્યાં આપો આપ શ્રી હરિ ભણિયા વેદ. ૯૦૮

સ્વર્ગ ભોવનથી આણી હરિએ ગાએ,
ત્યાં તેને તો પ્રેમે પૂજી યુધિષ્ઠિર રાએ. ૯૦૯

રાજાએ મસ્તક કાપીને અળગોરે ધર્યો,
તેના કાપી ચાર પગને જુજવે કર્યો. ૯૧૦

જ્યારે ખાલડી ઉતારીને અલગી ધરે,
ત્યારે શ્રી બુદ્ધારૂપે વાણી ઓચરે. ૯૧૧

ખાલડીને તો ઓડાડો કુંતારે માએ,
અને મુસ્તક માથે ધરે યુધિષ્ઠિર રાએ. ૯૧૨

ચારે ચરણ બાંધવ જે ચારે તો ધરો,
અને હસ્તીનાપુર વચે સૌ સાથે નીશરો. ૯૧૩

શ્રી હરિ કહે પાંડવો! કહ્યું હમારૂં કરો,
હસ્તિનાપુરના ચોરાસી ચૌટા લેઇ ફરો. ૯૧૪

જ્યારે પાંડવોને ચોપાસે રક્ત ઉતરે,
ઝરી ઝરી પાંડવ અંગથી હેઠો પડે. ૯૧૫

હરિ ઇચ્છાએ તેના હિરા માણેક થઇ સરે,
'શ્રી બુદ્ધા' પાંડવ જાપ મુખથી ઓચરે. ૯૧૬

લોહીની બુંદો જે પૃથ્વીએ પડતી જાએ,
ત્યાં તેનાં માણેક મોતી પરવાળા થાએ. ૯૧૭

પાંડવો નિંદા કરાવવા ભાગોળે રે ગયા,
તે જોઇ પ્રજા કહે પાંડવ ભૂંડા થયા. ૮૧૮

એમ પાપ રાજા! તમારા મૂકાશે સહી,
શ્રી બુદ્ધાએ રાજા પ્રતે એ વાણી કહી. ૮૧૯

ત્યાં પાંડવ અંગે રક્તનાં ટીપા પડે જેહ,
ભાઇ! તેના માણેક મોતી થાએ છે તેહ. ૮૨૦

દ્રુપતિએ કરે પૂંછ ગ્રહી લીધી સાર,
હસ્તીનાપુરને ગોંદરે સર્વે આવ્યા બાર. ૮૨૧

ત્યારે શ્રી બુદ્ધા ભીમને કહે છેરે સહી,
તમે માતા કુંતા લાવી પધરાવો અહીં. ૮૨૨

ભીમસેનને ક્રોધ ત્યાં માએ નહિ,
અને રક્ત નેત્ર અર્જુનના પણ સહી. ૮૨૩

શેહેરમાં ભીમ, અર્જુન આવ્યા જેટલે,
ત્યાં કૌતક્ પ્રતક્ષ દીઠું છે તેટલે. ૮૨૪

ત્યાં ગરીબ અમીર સર્વે દોડયારે જાએ,
જે સર્વ નગરીમાં પડિયો છેરે ત્રાહે. ૮૨૫

પાપી પાંડવોએ તો કર્યું મહા પાપ,
વેધી ગાએને ટાલ્યું પોતાનું આપ. ૮૨૬

જ્યારે ચૌટે ચૌટે પાંડવ ચાલ્યા જેવાર,
ત્યારે તો સર્વ નગ્રહમાં પડયો પોકાર. ૮૨૭

સર્વ લોક નિંદા કરે ને જોવા જાએ,
ભાઈ! ચંડાલ વચને એણે મારી ગાએ. ૮૨૮

❀ રાગ ફર્યો ❀

પ્રથમ સો ભાઈ કૈયા એણે માર્યા,
અને ગૌહત્યા કીધી આજ,
અઢાર ક્ષોણીને સો ભાઈ માર્યા,
હવે પાંડવ કુળનું ખુટ્યું રાજ. ૮૨૯
સર્વ 'ભક્ત' પાંડવની નિંદા કરે,
અને તેઓએ મૂકયા તે ઘરનાં કાજ,
હવે એ પાપી પાંડવનું મુખડું,
કોઇએ પણ નાં જોવું આજ. ૮૩૦

❀ રાગ ફર્યો ❀

જગત જેમ પાંડવની નિંદારે કરે,
તેમ તેઓ પાંડવનાં પાપ ઉતરે. ૮૩૧
જ્યારે એ પાપ ઉતરી દો દિશારે જાએ,
ત્યારે 'ભક્ત' વર પામે છે તેણે ઠાએ. ૮૩૨
ત્યાં સર્વે પ્રજા હરિને પાએ જો પડે,
તમે તો ક્ષમા કરજો હે હરે ! ૮૩૩
ત્યાં તો મોટા મુનિવર આવે છેરે સહી,
તમે આવ્યા પણ અમે જાણ્યા નહિ, ૮૩૪
કહે અર્જુન ભીમસેન ! વાત સાંભળો,
એ મહા મોટી માયા અશંભવે કર્યો. ૮૩૫
જો વણ પ્રિછે કરતા કંઇ ઉત્તપાત,
તો કયાં છુટતા એ મહા મોટું પાપ ? ૮૩૬

ત્યારે માતા કુંતાજીને લઇ આવ્યા જેટલે,
શ્રી બુદ્ધાજીને પાએ પડયા તેટલે. ૮૩૭

ઓ પ્રભુજી ! હમે તો જાણ્યોરે નહિ,
તમારા કર્તવ્ય અપરંપારરે સહી. ૮૩૮

અમે અજ્ઞાની છું, હો અંત્તરજામી !
તમે ઉતારોને પાર શેસ્ટનાં સ્વામી ! ૮૩૯

જે હમે ખેદ કર્યો હોય મનમાં આજ !
તે તમે ક્ષમાં કરજો હો મહારાજ ! ૮૪૦

અમ અજ્ઞાનીથી કલ્પના જે થાએ,
તે હરિ ! મનમાં નાં આણુશોરે કાંએ. ૮૪૧

ધર્મ કહે હરિ શા માટે ક્રોધ રાખે હે વીર ?
વિસ્તારી કહોને વાત હો સધીર ! ૮૪૨

વૈશમપાય એની પેર બોલ્યા

* રાગ ફર્યો *

વલતાં હરિ એમ બોલિયા,
અને સાંભલો રાએ ! શુજાણ;
શુરભી યજ્ઞ કરાવ્યો પાંડવને,
નિંદા કરાવવા સહી નિર્વાણ. ૮૪૩

ભાગ લઈ મંશ નાં ફેરવ્યા,
તે હસ્તિના પુરનાં ચંદ,
તે દુઃખ લાગ્યું આકરું,
રાજા ! ભીમ અર્જુનના મન્ન. ૮૪૪

મારવા હરિને મંત્રણા કરી,
તેવો હરિએ જાણ્યો મરોડ;
માતા કુંતાને તેડવા મોકલ્યા,
તે ક્રોધ સમાવવા પ્રોઢ. ૮૪૫

પ્રજા તે પાએ લાગતાં,
અને ભાગ્યો તે સર્વ ભ્રમ;
માયા રચી આ વિષ્ણુએ,
તે નાં જાણ્યું અર્જુને મન. ૮૪૬

પારથ કહે તમે દેવ છો,
અને અનંત ગતી વિષ્ણુ તેહ;
પાર તમારો કોઈ પાવે નહિ,
તમો અખંડ અમ્મર છો જેહ. ૮૪૭

❀ રાગ ફર્યો ❀

નિંદા તો જ્યાં લોકે કરી છે રે અપાર,
તત્ક્ષણ પાપ પાંડવોનું ઉતર્યું નિર્ધાર. ૮૪૮

જ્યારે નગર છોડીને રાજા બાહેર રે ગઆ,
અખંડ વર ત્યારે પાંડવો પામીઆ. ૮૪૯

❀ રાગ ફર્યો—વૈશમપાયે એણીપેરે બોલ્યા ❀

પાંડવે ગૌ મેઘ માંડીઓ,
વસ્ત્ર પેહર્યાં ગલી ત્રણ;
માથે મુગટ ચડાવ્યો મોતી તણો,
ત્યાં લોકને દેખાડયા કર્મ. ૮૫૦

હસ્તિના પુરમાં સર્વે ફેરવ્યા,
અને આગલ હરિ થયા આપ,
નિંદા કરાવિ સર્વે લોકમાં,
ત્યારે ઉતર્યા પાંડવના પાપ. ૮૫૧

ત્યારે ભીમ થયા રીશે રાતડા,
અને સામું તો જોયું રાજા ધર્મ;
અક્ષે પાત્ર ઘેર વિશારીયા,
તે તમે લેઈ આવો ભીમ! ૮૫૨

ત્યાં થકી ભીમ પાછા વળ્યા,
અને આવ્યા નગરને છેહ;
ત્યાં લોક પૂંછે નગર તણા,
આતે માણેક સે ઉઠયા મેહ? ૮૫૩

આંગણા તે વાલે આપ આપણા,
અને મુખે જપે શ્રી રામ;
આવડું આપણે જો જાણતા,
તો નક્કી પૂજતા ગૌ દાન. ૮૫૪

ત્યારે નગર મધ્યે નરનારી મલી,
અને કરે તે એક વિચાર;
ચારે દિશે મોકલો સોધવા.
પાંડવ મળેતો ઉતરીએ પાર. ૮૫૫

ભીમ સાંભળી ત્યાંથી વળ્યા,
અને ઉલટ અંગના માએ;
રાજા ધર્મ! આલું વધામણી,
પાંડવની સુવાસ વંચાએ. ૮૫૬

કાલા તે વસ્ત્ર થયા ઉજળા,
અને પરચો દેખાડ્યો ધર્મ;
હવે ગોર હત્યા તમ ઉતરી,
અને ઉતર્યાં કૌરવના કર્મ. ૮૫૭

* રાગ ફર્યો *

ત્યાં લોક દુરિજન બોલ્યા આળ,
પણ સતીએ બાંધી ક્ષમાની પાળ. ૮૫૮
વિર પાંચે રહ્યા મનમાં હશી,
ત્યાં સર્વ લોકની કર્મ કથા શી વશી ? ૮૫૯
પાંચે પાંડવને તો કીધા ન પાપ,
ત્યાં હરિએ ભણાવ્યો અજંપા જાપ. ૮૬૦
પાંડવ વર પામ્યા આનંદ ઘણો,
માથે મુગટ ઝલકે હીરા તણો. ૮૬૧
રત્ન જડિત્ર મુગટ સોવણ શીર,
શોભે છે ચંદ્ર સમ તેજે સધીર. ૮૬૨
માતા કુંતાને સોવણનાં ચીર,
વસ્ત્ર નુરાણી ગુણ ગંભિર. ૮૬૩
ગલે હિરા રતનકો હાર,
પગે રત્ન મોજડી ઝલકે અપાર. ૮૬૪
હાથે મુંદ્રિકા હિરા રત્ન તણી,
તેની રચના દિશે અતી ઘણી. ૮૬૫
પાંડવતો વર લેઈને પાછા ફર્યા,
તેતો હસ્તિનાપૂર વચ્ચે નિશર્યા. ૮૬૬

ત્યારે નગરના લોક અચંબે થાએ,
ધન્ય ધન્ય પાંડવો પુજી ગાએ. ૮૬૭

ત્યારે નગરનું લોક બોલે ઘણું,
ધન્ય ધન્ય વૌંશ એ પાંડવ તણું. ૮૬૮

ભક્ત જે ફરી આવ્યા હસ્તિનાપુર મહાં,
ભક્તને શ્રી બ્રુહ્માએ વર આપ્યો તહાં. ૮૬૯

જ્યારે પાંડવોના રૂપ ફેરવ્યા યદુરાએ,
ત્યારે લોકોના મનમાં અચંબો થાએ. ૮૭૦

પાંડવતો જાતા ગૌ મસ્તક લેઇને ગયા,
વલ્તા સોવ્રણ મુગટ કઇ પેરે થયા ? ૮૭૧

દર્શન પાંડવોને શ્રી બ્રુહ્માના થાયે,
ગાય પૂજી ત્યાં બ્રાહ્મણ પેહલા જાયે. ૮૭૨

પડયા છે ત્યાં ગૌનાં આંતરડા જેહ,
બ્રાહ્મણે લેઈ ગલે ઘાલ્યા તેહ. ૮૭૩

કલી માં ગૌ આંતની જનોઈ રહી,
આજતે બ્રાહ્મણ દર્શનની વેલા ગઈ. ૮૭૪

જ્યાં પુરના લોક દોહોડયા ધરી ભાવ,
કોઈને શિંગડી હાથ લાગી તેને ઠાર. ૮૭૫

જે કલિયુગમાં જોગી દર્શનની વેલા ગઈ,
આજ ફોગટ શીંગડી ગલે બાંધી સહી. ૮૭૬

ત્યાં દોડયા અબ્દાલ ના લાગી વાર,
તેને ગૌ ચામ હાથ લાગ્યું તે ઠાર. ૮૭૭

તે અબ્દાલની તો આજ વેલા ગઇ,
તેતો ફોગટ કેડે બાંધી ફરે છે સહી, ૮૭૮

૭: જનોઈનું અપમાન કરવામાં આવ્યું - જેથી હિન્દુઓ જનોઈ ઉતરે

ત્યાં દોડયા વર્તિયા કરી મન ભાવ,
આંચળ પુંછ લઈ ફોગટ ફરે છે સહી. ૮૭૯
તે વર્તિયાનાં વર્તની વેળા ગઈ,
આંચલ પુંછ લઇ ફોગટ ફરે છે સહી. ૮૮૦
બ્રાહ્મણ ક્ષત્રીની બેટી ત્યાં દોડી જાએ,
તેને ગૌ ગોબર હાથ લાગ્યું તે ઠાએ. ૮૮૧
જે ગૌત્રાટ વ્રતની વેલા ગઈ,
તે આજ ફોગટ ભૂખે મરે છે સહી. ૮૮૨
ત્યાં દોડયા શુદ્ર વૈશ્ય ક્ષત્રી સબ્ કોએ,
તે આજ ફોગટ ગૌ પુજા કરે છે સોએ. ૮૮૩
જે આજ પૂજે તે ભૂલ્યો સકલ સંસાર,
અથર્વવેદે બોલે જે દશમો અવતાર. ૮૮૪
ત્યાર પછી ભક્ત ને વૈરાગી જેહ,
અને સર્વથી પાછલ દોડયા તેહ. ૮૮૫
ગૌનાં મુખમાંહેથી ચંદન પડ્યું જે જહાં,
ત્યાં તેમણે હાથે લાધ્યું છે તહાં. ૮૮૬
ગૌચંદનનાં ટીલા ટપકા કાઢેછે અહીં,
ધુતી લોકને ફોગટ પેટ ભરે છે સહી. ૮૮૭
એ ખોટા બાના એ લોક વળગશે જઈ,
તેતો નાશીને બોલવા ફરતા ફરશે તહીં. ૮૮૮
જે તમે અમને ધુતી ખાધું છે સહી,
હવે એનો હિસાબ આલોને અહીં. ૮૮૯
સર્વ જન મલીને એકઠા થાએ,
જ્યાં ગાએ વેધી ત્યાં દોડયા જાએ. ૮૯૦

કોઇને ચામડી પુંછડી લાગી હાથ,
કોઇને તો ત્યાં સીગડી લાગી સાથ. ૮૯૧

વાણીયા બ્રાહ્મણની બેટી ચાલી સાથ,
તેને ગૌનું ગોબર લાગ્યું હાથ. ૮૯૨

ગૌત્રાટ વ્રતતો ત્યાંથી કરે,
તે વેલા વહી ગઈ ઠાલા વ્રત ધરે. ૮૯૩

જે પાંડવ આવ્યા આપણે વાશ,
તે જઈ મલ્યા દ્રૌપદિને પાસ. ૮૯૪

શ્રી બુદ્ધા પાએ પડાવે જે વૈકુંઠના નાથ,
કુંતામાતા પાંડવ ને દ્રૌપદિજી સાથ. ૮૯૫

* રાગ–બદલ્યો વૈશંમપાયે એણી પેરે બોલ્યા *

દ્વાપર ઉતરતાં પાંડવને,
કોડી નવશું વરજો થયા,
ભક્ત વિનવે સર્વ દેવને,
દો–કર જોડીને ઉભા રહ્યા. ૮૯૬

હરિ જ્યાં ભક્તને એવું કહી,
અને રૂપ પલટે જે વાર,
ત્યાં તો પાંચે પાંડવ જઈ,
હરિને પાએ લાગે છે સાર. ૮૯૭

હરિ આગળ બહુ વિનંતિ કરી,
અને રોયા તે પાંચે વીર,
હવે સ્વામીજી! તમે રાખજો,
હરિ! પત હમારી સધીર. ૮૯૮

સ્વામીજી ! હવે આ વિન્નતિ,
અને શું કહીયે બોહોડ ધણી;
હમને મહાદન માંહે નાથજી !
ન વિસારજો હે અન્નતનાં ધણી ! ૮૯૯

ધણી તે કરે છે વિનંતી,
પાંડવ દ્રૌપદીને કુંતા માત,
હમને ઘટે છે સ્વામી ! આપવી,
આજ્ઞા તમે છો અનાથુના નાથ. ૯૦૦

કહે શ્રી બુદ્ધા કલી પ્રગટયો,
તેમાં તમથી નહિ રહેવાએ;
હવે રાજ આપો પરિક્ષતને,
કરો હિમાળે પગરણ રાએ ! ૯૦૧

એવા શ્રી બુદ્ધાનાં વાયક સાંભળી,
લાવ્યા તે હરિને હસ્તિનાપુર;
પરોણા રાખ્યા નરહરિને,
માસ એક ઘેર પોતાને મધુર. ૯૦૨

હરિવૌંશી વિપ્ર સંગ છે,
વોળાવે તે વૈકુંઠના નાથ;
દક્ષિણા આપી મન ગમતી,
ત્યાં ભોજન કર્યા શ્રી હરિસાથ. ૯૦૩

વિપ્ર સર્વે ગયા પછી,
હરિએ માંગી આજ્ઞાએ;
હમે પશ્ચિમ દિશામાંહે પરવરૂં,
તમે સાંભળો ધર્મ રાએ ! ૯૦૪

કલયુગ માંહે નામ અમારૂં,
અને તેનો કહું મહિમાએ;
અથર્વ વેદી નામ અમતણું,
તે શ્રી 'અલી' સોહાએ. ૯૦૫

'અલી' વંશે સાંખ માહેરી,
અને ચંદ્ર વંશીનું એંધાણ,
રમુ યુગમાં સર્વ સાથ પણ,
ઓળખ 'અલી' વંશે પ્રમાણ. ૯૦૬

ત્યાં તો અજંપાના જાપથી,
અને થાએ અમારૂં દર્શન;
એમ કલિયુગમાં હમને ભજે,
તે તો આવે હમારે ભૂવન. ૯૦૭

વચન અસત્ય મુખ માંહેથી,
અને નાં વદે નર જેહ;
સત્ય વાણીએ વિચરતાં,
અમ્મર પદ પામે તેહ. ૯૦૮

હમે તો વશું પશ્ચિમ દિશે,
અને સહસ્ત્ર દ્વિપ સાર;
અવતાર તો વળતાં જે લેશું,
તેતો જાંબુદ્વિપ મોઝાર. ૯૦૯

એ એંધાણીએ ઓળખજો,
અને શ્રેષ્ટ ગુરૂ અવતાર;
ત્યાં ભેટ આપી પાંડવે,
શ્રી હરિને અનંત અપાર. ૯૧૦

પછે પાએ લાગીને કહે,
અમે જાશું સર્વ હિમાલય સાથ;
તમે દયા એ ચરણમાં રાખશો,
હો સ્વામી ! વૈકુંઠના નાથ. ૯૧૧

છે પોતે વૈકુંઠ નાથજી,
તે માટે નાથ ધરાવ્યું નામ;
છે પુરૂષ પુરાણ એતો,
તે અલી વંશે પુરૂષોત્તમ જાણ. ૯૧૨

તાર્યા તુજને તેજ કહેશે,
અને મકારે લેજો નામ;
મકાર એતો 'મુરતુજા' અલી,
મકારે 'મહમ્મદશાહ' નામ. ૯૧૩

'મકાર' મૂકીને 'લકાર' જપે,
તે યોગી રૂપે સાર;
ગ્રહસ્થીને 'મકાર' કહ્યો,
અને યોગીને કહ્યો 'લકાર' ૯૧૪

લકાર અને એ મકારમાં,
ભેદ તે મોહોટો જોએ;
તે એક એકનાં પ્રાકમ જુદા,
વલી પ્રકાર પણ જુદા હોએ. ૯૧૫

લકાર તે આદ નિરંજન,
તેતો તેજ સ્વરૂપી સોએ,
મકાર તેતો આદ વિષ્ણું,
શ્રી 'અલી' રૂપે હોએ. ૯૧૬

ગ્રહસ્થ અને જોગીનો એકતે,
મંત્ર મકાર સાથે લકાર,
ઇમામ ઇલ્લિ લ્લાહ સાથે,
ષટ અક્ષરની મંત્ર વિધિસાર. ૯૧૭

ત્યાં ઘણી વિનંતિ કરી,
અને હરિને પોહોંચાવા જાએ,
ત્યાં પાંડવ થાનકે આવીને,
અને લાગે હરિને પાએ. ૯૧૮

આવ્યા જ્યારે શ્રી બુદ્ધજી,
ચાલી પાંડવ દ્વારે ગયા,
પાંડવો ત્યાં વર પામીને,
હસ્તિનાપુરમાં તે આવિયા. ૯૧૯

ત્યારે પાંડવ વિચારીને કહે,
અને સી ગત્ કીજે આજ ?
હવે આપણે શ્રી હરિ વચને,
મૂકી દેવું જોઇએ આ રાજ. ૯૨૦

શ્રી હરિને પાએ પાંડવ લાગ્યા,
અને વિનંતી કરે છે અપાર,
સ્વામી ! તમોછો સદાય હમારા,
અમ શરણાગતના આધાર. ૯૨૧

સ્વામીજી અભયવચન બોલિયા,
અને સુણો તે પાંચે ભાઇ !
અઢાર ક્ષોણી સો બંધવ માર્યા,
તેની તમો શિર રહી છે લાઈ. ૯૨૨

હિમાળે જઈ હિસાબ ચુકાવો,
તો તમે બેસશો શાહોની પાસ,
સાથે નવ કરોડી જીવોની,
તે ત્યાં પૂરે તમારી આશ. ૯૨૩
પાંડવ વચન આ અમતણો,
અને સત્ય કરી માનશો તમો,
જો રાજપાટ સર્વ ત્યાગોતો,
હિમાળે આવી મળશું અમો. ૯૨૪

૮: હિન્દુ ધર્મના પવિત્ર 68 તીર્થ સ્થાનો અને ગંગા નદીનો પીરાણામાં વાસ – હિન્દુ શ્રદ્ધા અને આસ્થા ઉપર પ્રહાર

## અડસઠ તિર્થના પરચા

* રાગ ફર્યો *

પાંડવને છોડી હરિજબ જાએ,
ત્યારે અડસઠ તિર્થ આવી લાગ્યા પાએ. ૯૨૫
જ્યારે સામે આવતાં હરિદીઠા સહી,
ત્યારે ગંગાજીએ સર્વ તિર્થ શું કહી. ૯૨૬
સર્વ ભેદ ગંગાજીએ તિર્થને કહ્યો.
શ્રી બુદ્ધા અવતાર કૃષ્ણજીએ લીઓ. ૯૨૭
શ્રી બુદ્ધા પારસી બોલ્યા છે આએ,
ત્યાં સર્વ તિર્થ હરિને લાગ્યા પાએ. ૯૨૮
ગંગાજીએ વિનંતિ કરી બહુ વિવેક,
ત્યાં વચન હરિ બોલ્યા છે એક. ૯૨૯
અડસઠ તિર્થ હરિશું કહ્યો છે આએ,
સ્વામી અમથી કલિયુગમાં રહ્યો નવ જાએ. ૯૩૦

ગયો દ્વાપર ને કલિયુગ બેઠો સાર,
સર્વ દેવ ઋષિવરે છોડયા છે ઠાર. ૯૩૧

ત્યારે ગંગાજીએ વચન હરિશું કહ્યો,
જો ! તમે કલિયુગમાં પ્રગટ નહિ રહો. ૯૩૨

તમે કલિયુગમાં પ્રગટ ફરો નિર્વાણ,
તો હરિ ! હમને મૂકો પાછા હમારે ઠામ. ૯૩૩

જ્યારે વિનંતિ એવી તિર્થે સર્વેરે કહી,
ત્યારે શ્રીહરિ બુદ્ધારૂપે બોલ્યા સહી. ૯૩૪

સુણોરે ગંગાજી ! વાત તમને તો કહું,
અમે તો કલિયુગમાં પ્રગટ નહિ રહું. ૯૩૫

પશ્ચિમ દીશામાં શહસ્ત્ર દ્વિપ કહું,
ત્યાં દશમો અવતાર ગુપ્ત હોઈ રહું. ૯૩૬

ત્યારે તિર્થ હરિશું કહે સત્યભાએ
સ્વામી ! ગોર નરવિના રહ્યું કેમ જાએ ? ૯૩૭

કરે જીવહિંસા ને કૂડ કપટ શું કામ,
જ્યાં લોભ લાલચે કરી કમાયે દામ. ૯૩૮

તે દામ લાવીને પૂજા હમારી રે કરે,
સ્વામી! તેનું પાપ હમ શિર ઉપર ચડે. ૯૩૯

એવા મહા પાપ તો કલિયુગ માંહે થાએ,
સ્વામી ! કલિયુગમાં રહ્યો નહિ જાએ. ૯૪૦

શ્રી હરિ ! જે વકર્મ કરીને હમ્મમાં નાહે,
તે પાપીનાં મુખ તો દેખ્યા કેમ જાએ ? ૯૪૧

ત્યારે શ્રી બુદ્ધે વચન એ તિર્થને કહ્યા,
તમો બ્રહ્માની કલા માંહેથી પેદા થયા. ૯૪૨

જે બ્રહ્માનાં થાપ્યા તિર્થયુગમાં આએ,
તે ગોર બ્રહ્માની કલામાંહે રહેશો જાએ. ૯૪૩

એવા વચન હરિએ ગંગાજીનેરે કહ્યા,
ત્યારે સર્વ તિર્થ મન હર્ષિત તો થયા. ૯૪૪

ત્યારે નારાયણને ગંગાજી પૂંછે શિશનામ,
સ્વામી ! હમને કહો ગોર બ્રહ્માનાં ઠામ. ૯૪૫

ત્યારે ગોર બ્રહ્માનો ઠામ નારાયણ કહે,
ત્યાં સકલ તિર્થ ચિત્ત દઈને રહે. ૯૪૬

જાંબુદ્વિપે કુંવારકા ક્ષેત્ર ઇમામપુરી ગામ,
પ્રગટરૂપે બ્રહ્માજી બેસશે તેણે ઠામ. ૯૪૭

ઇમામપુરી નગરીમાં ગોર બ્રહ્માજીનો ઠામ,
તે કલિયુગ અંતે ઈન્દ્ર ઈમામશાહ નામ. ૯૪૮

ગોરે જે ઘેર તપ કર્યાં તે લેજો જોએ,
તેને ગાફલ દુનિયા નાં જાણે કોએ. ૯૪૯

જ્યારે નારાયણે કહ્યા ગોર બ્રહ્માના ઠામ,
ત્યારે સર્વ તિર્થે તે દિશાને કર્યાં પ્રણામ. ૯૫૦

ત્યારે સકલ તિર્થ પૂછેરે શિશનામ,
સ્વામી ! હમને કહો હવે તમારા ઠામ. ૯૫૧

શ્રી નારાયણ દેવ ગંગાજીને ઠામતો કહે,
અને કલા હમારી ગોર બ્રહ્માજીમાં રહે. ૯૫૨

જ્યારે વચન શ્રી બુદ્ધાએ ગંગાજીને કહ્યા,
ત્યારે સર્વ તિર્થ મન હર્ષિત્ તો થયા. ૯૫૩

એવો ભેદ શ્રી બુદ્ધાએ કહ્યો રે પઠાએ,
અડ્સઠ્ તિર્થ બ્રહ્મકળામાં બેઠા જાએ. ૯૫૪

૯: હિન્દુ ધર્મના મંદિરો અને સ્થાનકોમાં ભૈરવ અને ભૂત વસે છે – મૂર્તિ પૂજાથી પુણ્ય ના મળે
– હિન્દુ મંદિરો અને તીર્થ પ્રત્યે લોકોનું મન ઉઠી જાય એવા પ્રયત્નો

કલિયુગમાં સર્વ તિર્થ બ્રહ્મકળામાં ગયા,
ત્યારે સર્વ તિર્થનાં ઘર તો ઠાલા થયા. ૯૫૫
ત્રણ વેદને અડસઠ તિર્થનો મહિમા ગયો,
ઠાલા વેદ વાંચે તે સુન્ પુજાએ ભયો. ૯૫૬
જ્યારે અડસઠ તિર્થ ચાલીને રે ગયા,
તે તો સર્વ જામ્બુદ્વિપ માંહે આવિયા. ૯૫૭
તે સર્વ તિર્થ તો રજા વંતા રે આપે થયા,
તે ગોર બ્રહ્માની કળા માંહે આવિયા. ૯૫૮
અહિ તિર્થને વોલાવી હરિ જબ આએ,
ત્યારે ભેરવો ભૂત આવીને લાગ્યો પાએ. ૯૫૯

---

## ભેરવાભૂતનાં પરચા

ત્યાં પાએ લાગીને વિનંતી કરે છે ઘણી,
હવે હમને રજા કેવી દો છો શ્રી ધણી ? ૯૬૦
હરિ ઈશ બ્રહ્મા પ્રગટ નહિ હોય દયાળ !
ત્યાં હરિ ! કોણ કરશે હમારી પ્રતિપાળ ? ૯૬૧
જ્યારે એવા વચન ભેરવ ભૂત કહે,
ત્યારે નારાયણ દેવ વચન ઓચરે. ૯૬૨
ત્યારે નારાયણે ભેરવને કહ્યો વિચાર,
તમે કેમ છોડો છો આવો રૂડો સંસાર. ૯૬૩
જે મધ માંસનો છે અહાર રે તમતણો,
તે કલિયુગનાં ભુલ્યા લોક પૂજશે ઘણો. ૯૬૪

જ્યારે એવા વચન નારાયણે કહ્યા,
ત્યાં શકલ ભેરવ ભૂત હર્ષિત થયા. ૯૬૫

ભેરવ ભૂત કરજોડીને કહે શિશ નામ,
સ્વામી ! કલિયુગમાં કહો હમારો ઠામ. ૯૬૬

તમે જ્યાં કહેશો ત્યાં રેહશું જાએ,
એશો ભેરવ ભુતે કહ્યો સમજાએ. ૯૬૭

ત્યારે નારાયણ ઠામ ભેરવ ભૂતને કહે,
આજ અડસઠ તિર્થના ઘર ઠાલા રહે. ૯૬૮

સર્વ તિર્થ ઉઠીને ગયા ગોર બ્રહ્મા પાસ,
તેના ઘરમાં જઈ તમે પૂરજો વાસ. ૯૬૯

ત્યાં કરી રૂડા ચરિત્રને કરજો પ્રસ્તુત,
સર્વ ભોળા લોકોને તમે ખાજો રે ધૂત. ૯૭૦

જેમ જેમ ચરિત્ર કરશો તમે તત્ક્ષણુ,
તેમ લોક તમારા તિર્થે આવશે ઘણું. ૯૭૧

અથર્વ વેદની કાંડી વિના જે કોઈ પૂજા કરે,
તેતો ભેરવા ભૂતને સર્વે તો ચડે. ૯૭૨

તમારે ત્યાં ગાફલ દુનિયા આવશે સહી,
તેને તમે તો ધુતી ખાજોરે લેઈ. ૯૭૩

જે પુજે તે તમે લેજો ચરિત્રરે કરી,
ત્યાં માથા મૂંડાવી પાછા આવશે ફરી. ૯૭૪

કળિયુગમાં પથ્થર દેવની પૂજારે થાએ,
તે સર્વ પૂજા ભેરવ ભૂત લેઈ જાએ. ૯૭૫

ભેરવા ! તમે કરજો ચરિત્ર તો તહીં,
કલિયુગમાં લોક પ્રતિત લાવશે સહી. ૯૭૬

હરિએ ભેરવાને દીધા છે એવારે ઠામ,
ત્યાં સકલ ભેરવે દેવને કર્યાં પ્રણામ. ૯૭૭
ત્યારે શ્રીહરિએ કહ્યો સર્વ ભેરવને ઠામ,
જઈને રહેજો તમે અડસઠ તિર્થ સૂકામ. ૯૭૮
નવખંડ ચોવીસ મુલકે વ્યાપિક ભેરવ ભૂત,
તે સર્વ ગાફિલ દુનિયાને ખાએ છે ધુત. ૯૭૯
કલયુગમાં જે વેદ વિધિવિના પૂજા થાએ,
તે સર્વ પૂજા ભેરવ ભૂત લેઈ જાએ. ૯૮૦
કળયુગમાં નિષ્કલંકી બ્રહ્મા ઘેર હોએ,
તેને ગાફલ દુનિયા નાં જાણે રે કોએ. ૯૮૧
કળિમાં દશમા અવતારની પૂજા હોએ,
સેહદેવ વચને સદ્ગોરઘેર લેજો જો એ. ૯૮૨
એસો કહી ભેરવ ભૂત દીઓરે પઠાએ,
સર્વ તિર્થીનાં દેલળડેરે બેઠા જાએ. ૯૮૩
કળિયુગમાં સર્વે વ્યાપિક ભેરવ ભૂત,
તેતો ગાફિલ દુનિયાને ખાએ છેરે ધુત. ૯૮૪
જે પથ્થર સૂર્તે તિર્થે ચરિત્રે થાએ,
સર્વ ખેલ એ ભેરવ ભૂતનાં કેહવાએ. ૯૮૫
ગાફિલ દુનિયા નાં જાણે સદ્ગોરનાં ઠાએ,
સર્વે પાખંડે રાચી પથ્થરને લાગે પાએ. ૯૮૬
ચરપટે રાચ્યો છે આ સકલ સંસાર !
તે નાં જાણે કોઈ સદ્ગોર સૂરતનો ઠાર. ૯૮૭
જ્યારે ભેરવને નારાયણ દેવ એસો કહે,
ત્યારે પથ્થર પાત્રી આવીને ઉભા રહે. ૯૮૮

## પથ્થર પાત્રીના પરચા

તે પાએ લાગી વિનંતી કરે છે ઘણી,
હવે હમ્ને સી રજા દો છો ! ધણી ? ૯૮૯

પથ્થર પાત્રીને નારાયણે પૂછ્યું આએ,
તમે અહીં આવ્યા કોણ સત્યભાએ ? ૯૯૦

ઘડી ફૂટી ચૂટી પૂજા કરશે અમતણી,
હરિ ! અમારો એમનો ન્યાય કરશો ધણી ! ૯૯૧

સ્વામી ! તમ નામ લેઈ પૂજા અમારી કરે,
તે પાપ તો સ્વામી ! અમો શિર ઉપર ચડે. ૯૯૨

તે પૂજા ભેરવ ભૂત છલ કરીને રે ખાએ,
ભૂલ્યા ચડાવે પાત્રી ને પૂજે હમારા પાએ. ૯૯૩

સુણો પથ્થર ! પાત્રી ! વચન તો અમતણો,
તમને ફૂટી ચૂંટી દુઃખ દઈ પૂજે રે ઘણો. ૯૯૪

ઘડે ચૂટે ફૂટે તેનો રોશનાં ધરશો કોએ !
સર્વ પૂંછશું જ્યારે મહાદન હોએ* ૯૯૫

ત્યાં આદ્ય અંતનાં જીવ એકઠા થાએ,
જ્યાં ગોરનર તખતે બેસશે આએ. ૯૯૬

હમે અદલ ન્યાય કરી પૂછશું રે ત્યાંએ,
જે ઘડી ચૂંટી કૂટીને લાગે તમારે પાએ, ૯૯૭

---

* પત્થર મૂર્તિ પૂજનારાની ગતિ.

ब्रह्म वैवर्तपुराण.

मृच्छिलाधातु दार्व्वादि मूर्त्तावीश्वरबुद्धयः ।
क्लिश्यन्तिपसामूढाः परांशान्तिनयान्तिते ॥ १ ॥

અર્થ—જે મૂર્ખ મૃતિકા, પાષાણુ, તે પાષાણુ, કાષ્ટ, આદિની મૂર્તિને ઇશ્વર કરીને માને છે, તે નર્કને પામે છે. તેની મૂક્તિ થતી નથી.

વચન સાંભળો પથ્થર પાત્રી ! અમતણો,
લોઢી અમરાપુરીમાં કરશું ન્યાય ઘણો. ૯૯૮
નારાયણે વચન પથ્થર પાત્રીને કહ્યાં,
શ્રી બુદ્ધ વચને દુઃખ કલિયુગમાં સહ્યાં. ૯૯૯
ભાઈ દેવની ખેલ રમત સવા પોહોરની જેહ,
શ્રી બુદ્ધાજીએ અગમ્ કથા સંભળાવી તેહ. ૧૦૦૦
આ વેદ વચન સહી પ્રમાણે નર જેહ,
શો બુદ્ધા અવતારે અગમ્ ભાંખ્યા તેહ. ૧૦૦૧
જે નવમો રૂપ દ્વાપર અંતે હુવો છે સાર,
ત્યાં તો દેવે ધર્યો છે શ્રી બુદ્ધા અવતાર. ૧૦૦૨

## રાગ વૈસમપાયે એની પેરે બોલ્યા

### રાગ ફેરી

તે શ્રી બુદ્ધાની માતા રેણુકા,
અને પિતા તે શ્રી સિંહરાજ,
શક્તિ દેવી હરશદ જાણો,
ને ગોર તો શ્રી હંસરાજ. ૧૦૦૩
સેહસ્ત્ર દ્વિપે ઉપન્યા,
જાંબુદ્વિપ હીમસ્થાને જઈ;
ભરથ ખંડમાં રમીયા,
પાંડવ મુકિત પામ્યા તહીં. ૧૦૦૪
કૌરવને જ્યારે કરણાશુર,
દહિંત દુર્યોધન મારીયા;
નવ કોડી શું ભક્ત પાંડવો,
યુધિષ્ટિર શું ઓધારિયા. ૧૦૦૫

ફરીથી જણાવેલ છે કે બુદ્ધ અવતારે દુર્યોધનને માર્યો !! ?

ત્યાર પછી સંસાર માંહે,
ફર્યાં તે શ્રી મોરાર.
ત્યાંથી લાઈ લીધી પાંડવે,
અને ગયા તે વેલુવન્ન મોઝાર. ૧૦૦૬
ત્યારે નારાયણ પ્રગટ પધારિયા,
અને ભક્ત પાંડવ છે જહી;
પાંડવોને તો પૂછવા લાગ્યા,
ભાઈ ! કુશળ છો કે નહિ ? ૧૦૦૭
ત્યાં પાંડવે કાયા કેશે ઢાંકી છે,
વાએ ભખીં લે છે ભોગ,
સદ્દગોરે એણીપેરે રાખીઆ,
ત્યારે થયા હિમાળે સિજ્યા જોગ. ૧૦૦૮
હરિએ પાંડવને આપી આજ્ઞા,
તમે ચાલો હિમાળે જેહ;
તમે ખોળિઆ કશી થાવ ખાકના,
તો થાશે નુરાણી દેહ. ૧૦૦૯
યુધિષ્ટિર વાણી ઓચરે,
સ્વામી ! સદેહી સ્વર્ગ દેખાડ !
જે પેહેલાં કોલ કરાર કીધા તમો,
શ્રી હરિ ! હમ સાથે સીધાર ! ૧૦૧૦
પાંડવને હિમાળે ચલાવિયા,
અને રાજા ધર્મે માંગ્યો કોલ;
સ્વામી ! હવે અળગા નાં કીજીયે,
આપણે જઇએ અમરાપુર મોહોલ. ૧૦૧૧
શ્રી હરિ એમ બોલિયા,
અને પાંડવ ! સાંભળો આજ,

રાજ આલો પરિક્ષિતને,
તમે કરજો ધરમનાં કાજ. ૧૦૧૨
પરજાને પાળજો પ્રેમથી,
અને કરજો ઉત્તમ કર્મ,
હમે જઈ શું હિમજલે,
ત્યાં એસો કહ્યો હરિએ મર્મ. ૧૦૧૩
સત્ય વાદીએ રેહવાય નહિ,
અને એવો તો છે કળી કાળ,
મર્યાદા તે માને નહિ,
પિતા તણી ત્યાં બાળ. ૧૦૧૪
નારી નરને સૂતો વેચે,
એવું કળીનું છે કર્મ;
તે વરણે વરણ માને નહિ,
સહુ મૂકે તે કુળનાં ધર્મ. ૧૦૧૫
વળી બ્રહ્મ તો થયા વિના,
તે બ્રહ્મ ક્રિયાનાં ન પાલે મર્મ;
શુભ થઈને અશુભ આચરે,
અને તે મુખે કહે એ ધર્મ. ૧૦૧૬
એતો ધર્મ ને જાણે નહિ,
અને કરે તે ખંડત પૂન:;
સ્વાદ અર્થે તે સત્ય મૂકે,
તેને દયા ધરમ નહિ મન. ૧૦૧૭
લોભી રાજા પ્રજાને લૂટે,
અને પિતા તે લૂટે પૂત્ર;
માતા તો વેચે તનયા,
અને લેવે તે કન્યાનો શુત્ર. ૧૦૧૮

અનેક તો બીજા છે કરમ,
અને કહેતાં તો નિંદા થાએ,
ભાવે ભોજન કરાવે નહિ,
પછે લોક જમવાને જાએ. ૧૦૧૯

સત્ય કહે તે તો માને નહિ,
અને પૂછવા પંડિતને ધાએ,
તેનો મર્મ તે જાણે નહિ,
મિથ્યા દેવલ ડેરે જાએ. ૧૦૨૦

સાચું કહું છું પડંતરે,
તમે સુણજોને ધર્મ રાએ!
નીચ ઉંચ તો ત્યાં એકઠા,
તે સર્વ એકાકારજો થાએ. ૧૦૨૧

સુપાત્રને તો આપે નહિ,
ને ધુતારાને આપવા જાએ,
કુપાત્ર ને પૂજે ઘણો,
એવો છે કલીનો મહિમાએ. ૧૦૨૨

કલી મધ્યે હરિને માને નહિ,
અને શુન્ પૂજવા ધાએ,
ગોલા તો થાએ રાજીઆ,
અને અસાધુ પૂજાએ. ૧૦૨૩

જુંઠું બોલીને માન આપે,
અને કરે તે નિત્ય વખાણુ,
તે પંચ મતને માને નહિ,
એ છે કલિયુગનાં એંધાણ. ૧૦૨૪

ગાએ તો વકરે હવી,
કન્યા વકરે ઉત્તમ નામ,
કુળની મર્યાદા તે છોડીને,
તે નીચા કરશે કામ. ૧૦૨૫
રાણી તો સેવે દાસને,
અને દાસી તે સેવે રાએ,
અનેક કરમ બીજા છે ઘણા,
એવા છે કલીનો મહિમાએ, ૧૦૨૬
ભ્રાત સાથે વ્હેર લેખવે,
ત્યાં એમ કેમ રહેવાએ ?
તે માટે તો જાશું અમો,
પુત્ર ! તમે ફરજો નિર્મલ કાએ. ૧૦૨૭
પરિક્ષિત કહે અમે કેમ રહું ?
પાપી મહા કલિયુગ કહેવાએ;
તે માટે સંગે હમે આવશું,
અમને એમ ઘટે છે રાએ ! ૧૦૨૮
ધરમ કહે તમે હમણા ઉપન્યા,
તે માટે કરવું ઘટે છે રાજ;
જ્યાં લગી પુત્ર થાએ નહિ,
ત્યાં લગી પિત્રુ રણ રહે છે રાજ ! ૧૦૨૯
પરિક્ષિતને તો રાજ આપી,
પછી જાએ છે સહુ હીમ;
હવે હમે સર્વ હિમાળે જાશું,
એમ ઘટે છે કલયુગનું નીમ. ૧૦૩૦



ભાગ ૧ સંપૂર્ણ.

પ્રસ્તાવના

# સરગા રોહીણીનું જ્ઞાન

સરગા રોહીણીનું જ્ઞાન કેમ ઉત્પન્ન થયું. અને પાંડવોને હિમાલય શા કારણથી જવું પડયું ? તેનું વર્ણન અને પ્રસ્તાવના નીચે મુજબ છે.

દ્વાપર યુગના જમાનાના મધ્ય ભાગમાં શ્રી કૃષ્ણ પ્રભુ અને તેમના ભક્ત પાંચ પાંડવો હતા. તે એટલા બધા પ્રેમથી બંધાયલા હતા તે ભક્ત પાંડવોના પગમાં કાંટો લાગે, કે તરત જ શ્રી કૃષ્ણ પ્રભુ પગ ખોતરવા જાય એટલે પાંડવોનો પગ મટી જાય. કોયબી કારણ વસાત કૌરવોનો અને પાંડવોનો ઝગડો ઉભો થયો. (મહાભારતનો)

તેમાં પાંડવોની તરફ શ્રી કૃષ્ણ હોવાથી, પાંડવો ઝગડો જીતી ગયા. અને કૌરવોની સર્વ સેનાનાં માણસો મરણ પામ્યાં. આ જગ જાહેર વાત છે, અને પાંડવોને દિલ્હી હસ્તીનાપુરનું રાજ્ય મલ્યુ, અને તેમણે ઘણો વખત રાજ્ય કર્યું. પણ તેમાં લોક અપવાદ ઉભો થયો અને તેથી એમ કહેવાયું કે પાંડવોએ મહાપાપ કર્યું, પોતાના ભાઇઓ અને પોતાના કુળને સગા સહોદર અને ગુરૂ બ્રાહ્મણોને મારી નાખ્યા.

આવો લોક અપવાદ થવાથી પાંડવોને ડર લાગ્યો તે આ વાત ખરી છે. અને હમોએ અધર્મ કાર્ય કર્યું છે. આવું થવાથી પાંડવોએ બ્રાહ્મણોને પ્રશ્ન પુછયો કે, કૌરવોની હત્યાનો અમારા સીર દોસ છે, તે કેમ ઉતરસે ? ત્યારે બ્રાહ્મણોએ જવાબમાં કહ્યું છે. પાંડવો તમે યજ્ઞ કરાવો તો કૌરવોની હત્યાથી તમો મુક્ત થાઓ. આવા કારણને લીધે પાંડવોએ તે સમય કાળના બ્રાહ્મણોનું કહ્યું કરીને કૌરવોનું

પાપ ઉતારવાના કારણને લઈને યજ્ઞ આરંભ્યો, આ વાત દ્વારીકામાં શ્રી કૃષ્ણ પ્રભુએ જાણી, તરત હસ્તીનાપુર આવીને પાંડવોએ કહ્યું કે, હે મહારાજ, હમારા માથે કૌરવોની હત્યાનું પાપ છે. તે માટે આ યજ્ઞ કરીએ છીએ. ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે કૌરવોનું પાપ તમારા માથે નથી. કારણ કે વાદે વઢે તેનું પાપ કોને હોતું નથી. માટે આ યજ્ઞ કરાવવાનો કસો જ અર્થ નથી.

તે પાપ તમારે સીર નહી, પણ મારે માથે છે. તેવું મેં પ્રથમથી જ તમોને કહેલું છે. તેના જવાબમાં પાંડવોએ કહ્યું કે હે મહારાજ, જેના પાય પુજીએ તેને પાપ કેમ દેવાય ? ત્યારે શ્રી કૃષ્ણ પ્રભુ જરા ખીજવાયા અને કહ્યું કે, હે પાંડવો આટલું કહેતા ન માનો તો ભલે ભોગવો પણ ત્યાર બાદ ભગવાન થોડા સમય કાળમાં શ્રી કૃષ્ણ પ્રભુ સુધામ ગયા. તે પ્રભુની રમત કોણ સમજી શકે ? પાંડવો જેવા પરમ ભક્ત પણ સમજી શકયા નહિ.

હવે શ્રી કૃષ્ણ પ્રભુએ પોતામાં જે દૈવી પ્રભુ તત્ત્વ હતો તે પોતાના પૌત્ર અનિરૂધ્ધને સોંપ્યો, ને તેનું ઓખાથકી હરણ થવાથી મીસર દેશ ગયો. (હાલ ઇજીપ્ત) અને યાદવાસ્થળી થઇ, તેમાંથી તેનું કુટુંબ બચી ગયું. ઓખાહરણનું જ્ઞાન વાંચવાથી આવી ગત યાદવાસ્થળી પછીનું ખુલાસા વાર જણાસે. શ્રીકૃષ્ણ પ્રભુ જંગલમાં પ્રાચીન પીપળે, પ્રભાસ પાટણમાં, જરા નામના પારધિના બાણથી મરાયા.

શ્રી કૃષ્ણ પ્રભુએ પાંડવોને યજ્ઞ કરવાની મનાઈ કરી હતી છતાં, છેવટે પાંડવોએ યજ્ઞ કર્યો. એટલે શ્રી પ્રભુની કળા મીસર દેશમાં હોવાથી, ને શ્રી કૃષ્ણ અવતારનો સમય પૂર્ણ થવાથી, અને શ્રી બુદ્ધ અવતારનો સમય શરૂ થવાથી મીસર દેશમાંથી પ્રભુ પોતાનું સ્વરૂપ બદલી મ્લેચ્છરૂપ થઇને, જેમ શેઠ શગાળશાને ઘેર શ્રી હરિ ગયેલા

તેવી જ રીતે આ ભક્ત પાંડવોને દ્વારે શ્રી બુધ્ધા રૂપ લઇ, ભગવાન પધારેલા.

શ્રી બુધ્ધારૂપે પાંડવોને દ્વારે જઈ ભીમને કહ્યું કે, આ યજ્ઞ શા માટે કરો છો? ભીમે કહ્યું કે કૌરવોની હત્યાનું પાપ ઉતારવા.

શ્રી બુધ્ધાએ કહ્યું કે, કૌરવો અને તમારે યુદ્ધ થયું. તે વખતે શ્રી કૃષ્ણ પ્રભુ હાજર હતા, તેમને તમે કેમ પુછયું નહિ? ત્યારે તેના જવાબમાં ભીમસેને કહ્યું કે, શ્રી કૃષ્ણ પ્રભુતો હમારા ગુરુ થતા, અને તેમણે અમોને કહ્યું હતું કે, કૌરવોનું હત્યા પાપ તમારા સીર નથી. ત્યારે શ્રી બુધ્ધાએ કહ્યું કે, શ્રી કૃષ્ણ પ્રભુ તમારા ગુરૂ હતા, અને વળી પ્રભુ પણ હતા, તો તેમનું કહ્યું તમે કેમ માન્યું નહિ? માટે તમે તો હવે ગુરૂ દ્રોહી થયા છો, અને હવે આવા કરોડો યજ્ઞ કરશો તો પણ તમારૂં આ પાપ ઉતરશે નહી. શ્રી બુધ્ધાના આવાં વચન સાંભળીને ભીમ સમજી ગયો કે, આતો શ્રી કૃષ્ણ પ્રભુ પોતે જ છે. અને શ્રી બુધ્ધાને પગે પડીને વચને બાંધીને, ઉભા રાખી યજ્ઞમાં જઇને ધર્મ રાજાને કહ્યું કે, આવા યજ્ઞ કરશું તોય આપણું પાપ નહિ જાય, કારણ કે શ્રી કૃષ્ણ પ્રભુ પોતે જ નવમો અવતાર લઈ અત્રે આવેલા છે. તેમની સાથે મારે જ્ઞાનની વાતો થઇ, અને મારાથી તેનો એક પણ ઉત્તર વાળી શકાયો નહિ.

આ ભીમની વાત સાંભળીને, રાજા ધર્મે તરત સહદેવને પુછયું કે, હે સહદેવ? આ ભીમ કહે છે એ પુરૂષ કોણ છે? ત્યારે સહદેવે કહ્યું કે, હે રાજા ધર્મ સામવેદનો, સમયકાળ પુરો થયો, હવે અથર્વ વેદ આવે છે. અને શ્રી કૃષ્ણ પોતે નવમું રૂપ લઈને આવેલા છે. આ પુરૂષને જો આપણે નહીમળીએ તો આપણે ચાર જુગ અને ચોર્યાસી અવતારના ફેરામાંથી નહીં છુટીએ, આપણે દ્વારે આવેલા પુરુષને તો ચૌદ ભવનનો પેદા કરનાર છે, ધરતી, આકાશ, પવન, પાણીનો પેદા કરનાર છે, આવી સહદેવની વાત સાંભળતાં જ રાજા

ધર્મ તો પૂરેપુરૂં સમજી ગયા, અને યજ્ઞમેલીને પાંચે ભાઇયો શ્રી બુદ્ધાને મળ્યા. પૂરેપૂરી ઓળખાણ થઇ, રાજા ધર્મે શ્રી બુદ્ધાને પગે ચુંબન કરીને કહ્યું કે પ્રભુ ? હવે અમારે ઘેર પધારો, શ્રી બુદ્ધા ભગવાને કહ્યું કે, તમારે ઘેર મારાથી નહિ અવાય, કારણ કે, તમે વચનના જુઠા છો. ત્યારે રાજા ધર્મે કહ્યું કે, હે મહારાજ ? અમને વચનના જુઠા આપે કેમ કહ્યા. ત્યારે શ્રી બુદ્ધાએ કહ્યું કે તે શ્રી કૃષ્ણ પ્રભુ તમારા ગુરૂ થતા, અને વળી પ્રભુ હતા, તે પણ તમને જ્ઞાન હોવા છતાં શ્રી કૃષ્ણ પ્રભુના વચન ઉથાપ્યાં અને આ યજ્ઞ કરો છો ગુરૂ દ્રોહી તે મહા પાપી, હવે સાંભળો હે રાજા ધર્મ, હવે આવા કરોડ યજ્ઞ કરસો તોય નહી ઉતરે કર્મ ? આવા પ્રભુના વચન સાંભળીને રાજા ધર્મ બહુ જ ગભરાયા અને સાચુ બોલ્યા કે હે પ્રભુ ? અમોએ આડોલી બ્રાહ્મણોના કહેવાથી અને અમારા પૂર્વેના પાપ હોવાથી, અમોએ અમારા ગુરૂ શ્રી કૃષ્ણ પ્રભુનું વચન ઉથાપ્યું છે. માટે ક્ષમા કરો. આવાં વચન સાંભળીને શ્રી બુદ્ધા ભગવાન હસી પડયા, અને કહ્યું કે હે રાજા ધર્મ હવે અમારી રીસ ઉતરી, અને તમે જે બોલ્યા તે સત્ય વચન પણ હવે જો મારાં વચન પાળો એવો મને કોલ આપો તો તમારે ઘેર હું આવીશ. એટલે રાજા ધર્મ મસ્તક ચરણે મુકીને કહ્યું, કે હે શ્રી પ્રભુ લ્યો આ મારૂં વચન છે, જે તમે કહેશો તે અમે કરીશું આવું ધર્મરાયનું વચન લઇને શ્રી પાંડવોને ઘેર ગયા, અને ઘેર જઇને, સામવેદની કાંડી બંધ કરાવીને અથર્વ વેદની કાંડી ચાલુ કરાવી. ગૌ મેઘ યજ્ઞ બંધ કરાવી, અજા-મેઘ યજ્ઞ ચાલુ કરાવ્યો. પાંડવો કરેલા ગુરૂદ્રોહનું પ્રાયશ્ચિત કરાવવા શ્રી બુદ્ધા તેમને હિમાલયની યાત્રા જવા ફરમાવ્યું, અને તેથી પાંડવો હિમાલય ગયા, તેનું વર્ણન તે આ સર્ગા રોહિણી જ્ઞાનમાં ખુલાસા વાર વિગત છે.



સ્વર્ગા રોહિણી પ્રસ્તાવ સંપૂર્ણ.

# પાંડવની સ્વર્ગા રોહિણી

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા, સત્ય છે.

પાંડવો આવ્યા છે આપણે ઠામ,
શ્રી હરિ થયા છે અંતર ધ્યાન. ૧

વિચાર કરતાં રજની વહી ગઈ,
યુધિષ્ઠિર ચિંતા કરે છે ત્યાંહી. ૨

પ્રાતસ કાળ હુવો જેટલે,
રાજાએ સભા ભરી તેટલે. ૩

સ્નાન ધ્યાન વેદ ભોજન કરી,
પાંચે બાંધવે ચિંતા મન ધરી. ૪

પાસે બેઠા કુંતાજી માત,
પ્રતિવ્રતા પાસે છે વિખ્યાત. ૫

પ્રજા પ્રધાન તેડાવ્યા સહુ,
ઉત્તમ વર્ણનો પાર ન લઉં. ૬

સભા ભરીને બેઠા રાજન,
સૌને દીધાં આસન માન. ૭

ભૂપ યુધિષ્ઠિર બોલ્યા વાણુ,
મનોમન સાથે લીધાં ધ્યાન. ૮

ભીમ સેન વાણી સાંભળો,
મૂકી ને મનનો આમળો. ૯

તૂજ સમો ભડ બળીઓ નહી કોય,
ત્રિભોવન મહા વખાણું જોય. ૧૦
તું દિસંતો ભડ સબળ શરીર,
મહા પરાક્રમી તું મહાવીર. ૧૧
એમ હીમ પંથની મન ઈચ્છા ધરી,
અને સકળ ધર્મ પાળી જપો શ્રી હરિ. ૧૨
મહારે તો જાવું છે નિરધાર,
જ્યાં છે પોતે નંદ કુમાર. ૧૩
એક તમને કરૂં વિનંતી,
બંધવ અબળા ને દ્રૌપદી. ૧૪
તમે કરો રાજનો અધિકાર,
ચલાવો ધર્મ સકળ સંસાર. ૧૫
પ્રજા પાળજો ભાવે કરી,
બેઠા આસન ભજજો શ્રીહરિ. ૧૬
દીન પ્રત્યે આશિષ દે માત,
સેવા કરશે સરવે ભ્રાત. ૧૭
મુખથી સત્ય વચન ભાંખજો,
અને શ્રી મન શુધ અતી રાખજો. ૧૮
હસ્તીનાપુરમાં કરજો રાજ,
ધર્મ નીમ રખે કરતા ત્યાગ. ૧૯
કરી વાત છાના રહે,
પછી ભીમસેન વાણી કહે. ૨૦
જે કહે સો તે ખોટી કથા,
અમે આવીશું તમારી સાથ. ૨૧

તમને છે કળયુગની બીક,
રાય અમને ય છે એવી બીક. ૨૨

તમ કેડે અમે પરવરૂં,
હસ્તીનાપુરમાં રાજ નહી કરૂં. ૨૩

એક વચન કરૂં પ્રમાણ,
હું રહું તો શ્રી હરિની આણ. ૨૪

વળતા રાય અર્જુનને કહે,
પારથ તું હસ્તિનાપુરમા રહે. ૨૫

રાજ કરો હસ્તિનાપુર માંહે,
અંતઃકરણથી ભજો શ્રી હરિ. ૨૬

રાજ તણું ચલણ આચરો,
કુંતાજીની સેવા તમે કરો. ૨૭

વીરતું મહા ધર્મ પવિત્ર,
ગોવિંદ સરખા તારા મિત્ર. ૨૮

કહ્યું અમારું ધરજો હૃદયે,
વળતાં અર્જુન તેવી વાણી વદે. ૨૯

ભાઈ રાજ તણું ન લેશો નામ,
અમે આવીશું વૈકુંઠ ધામ. ૩૦

કશી પ્રતિજ્ઞા ન કીજે ઘણી,
અને રહું તો આજ્ઞા માતા તણી. ૩૧

વળતાં વચન કહે ધર્મ ભ્રાત,
નીકુળ સાંભળો મારી વાત. ૩૨

કરૂં વિનંતી સાંભળો તમે,
કુંન્તા માતાને વહાલા છો તમો. ૩૩

તમો તે હસ્તીનાપુરમાં રહો,
રાજ તણો શીર ભાર વહો. ૩૪

કુંન્તા માતાજીની સેવા કરો,
શ્રી હરિ મુખથી વાણી ઓચરો. ૩૫

નીકુળ સાંભળો મુજ ભ્રાત,
ન કહેશો મુજને એ વાત. ૩૬

જે કહેશો તે મિથ્યા સહી,
સમ તમારા મારે રહેવું નહી. ૩૭

એ રાજા યુધિષ્ટિર કરે પ્રણામ,
સહદેવ પ્રત્યે બોલ્યા વાણ. ૩૮

રાજ તણો ઉત્તમ છે વહેવાર,
પતિ વૃત્તા છે ઘરમાં નાર. ૩૯

બેઠાં ભજવા શ્રી અવિનાશ,
ગજ રથ એવા તણી શીવાત. ૪૦

દાસી દાસ તણો નહી પાર,
સુવર્ણ ધન ભર્યા ભંડાર. ૪૧

એવાં વચન કહે યુધિષ્ટિર રાય,
એ સાંભળો તમે સેહદેવરાય. ૪૨

વચન કહી ને રાય છાના રહે,
વળતાં સહદેવ વાણી કહે. ૪૩

બોલે બોલ વચન સાંભળો,
કુટુંબી જનમાં હું નિર્મળો. ૪૪

મારે રાજ હલાહલ પાન,
મારે જાવું છે પર્મ ધામ. ૪૫

મારે શ્રી ગોવિંદજીની આણ,
અમે રાજ નહી કરૂં નિરવાણ. ૪૬
પાંચે બંધવે મન ઇચ્છા ધરી,
પ્રેમે બોલાવ્યા સુંદરી. ૪૭
દ્રૌપદી સતી સાંભળો વાત,
તમે સેવા કરજો કુંન્તામાત. ૪૮
સાસુ વૃદ્ધને વહુ વર તમો,
ગંગા જમના રેવા તમો. ૪૯
સાસુની સેવા કરી સુખી રાખજો,
બેઠાં વૈકુંઠનાં ફળ ચાખજો. ૫૦
સાસુને દુઃખ દેવે જેહ,
રોમે રોમે નરકે પડશે તેહ. ૫૧
સાસુની જે ભક્તિ કરે,
વૈકુઠમાં તે સંચરે. ૫૨
તે માટે મન નિશ્ચય કરી,
તમે હસ્તીનાપુરમાં રહો સુંદરી. ૫૩
પરિક્ષત અભિમન્યુનો જેહ,
બાળક પાંચ વરસનો તેહ. ૫૪
તેને રાજ બેસાડી કરી,
અમે હીમ પંથે જાશું સુંદરી. ૫૫
તમે બાળકની રક્ષા કરો,
કૃષ્ણ કૃષ્ણવાણી ઓચરો. ૫૬
વચન સાંભળીને દ્રૌપદી કહે,
અને સાંભળવા રાયછાના રહે. ૫૭

સુંદરી કહે સાંભળો મન થકી,
અને કરજોડી કરી કરૂં વિનંતી. ૫૮
અબળા તણું ધર્મ રહેવે જ્યાંય,
સેવા કંથ તણી કરે ત્યાંય. ૫૯
કંથ વીના ટળવળતી કામની,
મેઘ વીના જેવી દામની. ૬૦
કંથ થકી જે અળગી રહે,
તેને મસ્તકે કુળ પાતક રહે. ૬૧
અબળાનું છે તીર્થ કંથ,
અને તાપી તીર્થ જાણે કંથ. ૬૨
નારી નારાયણ કે દ્વાર,
સેવા કરે સતી હોય નાર. ૬૩
કશો અપરાધ નથી હો રાય,
વણ અપરાધે કેમ તજાય. ૬૪
અપરાધી નારી છે જેટલી,
પુરૂષ વચન ઉથાપે તેટલી. ૬૫
જો અહિયા મુજને મુકી જશો,
તો નારી વિહોણા પાંચે થશો. ૬૬
જો મુકી ગયાની કરસો વાત,
તો હું પ્રાણ તજીસ હો નાથ. ૬૭
સ્ત્રી હત્યાનું પાતક છે જેહ,
તો તમે મન ભાવે કેમ લેસો તેહ. ૬૮
અબળાનું બળ કાંઇ ચાલે નહિ,
તજીસ હું પ્રાણ મારા હો સહિ. ૬૯

કળજુગ તણી બીક મુજને ગણી,
કલીયુગે સ્ત્રી થાસે પર પુરૂસતણી. ૭૦
એ કારણ હું આવું સ્વામી સંગાત,
સેવા કરવા સાંભળો હો નાથ. ૭૧
હસ્તીનાપુરમાં જો હું રહુ આજ,
માત પીતાને કુળ લાગે લાજ. ૭૨
ગોવિન્દજીના સમ હું ખાઉ સહિ,
તો મારે ઘેર તો રહેવું નહિ. ૭૩
હવે છોએ જણા ચીંતા કરે મનમાં ઘણી,
હેમ પંથે જાવુ ખરે ખરી. ૭૪
ઉત્તમ મુરત લીધુ છે સાર,
નવરાવિ પાટે બેસાડયા પરિક્ષતકુમાર. ૭૫
વસ્ત્ર આભુસણ પહેરાવ્યા સોય,
સૌ પ્રજા લોક તેડાવ્યા જોએ. ૭૬
ચંદ્રવા સોભતા બંધાવ્યા સાર,
મંદીરે તેજ તણો નહિ પાર. ૭૭
સકળ દંદુબી ઢોલ વાગે વાજીત્ર,
પરિક્ષતકુમાર પર સર્વની પ્રિત. ૭૮
રાજા ધર્મે પાટે બેસાર્યા પુત્ર,
અને પરિક્ષત ઉપર ધરાવ્યું છત્ર. ૭૯
પાંચે બંધવ સરવે ઉભા થયા,
કરી પ્રણામને સૌ સામા રહ્યા. ૮૦
સુભટ પ્રધાન ત્યાં તતકાળ,
અને મસ્તકે છત્ર ધર્યા નરપત બાળ. ૮૧

આશિરવાદ બધાજન ત્યાં દેવે,
ત્યારે અભ્યાગતને દાન પરિક્ષત દેવે. ૮૨

પરિક્ષતને ત્યા બેસાર્યાં રાજ,
પ્રધાનને ત્યા સોંપ્યા સર્વ કાજ. ૮૩

તે દિવસ આનંદે ત્યાં વહિ ગયો,
જોઈ સૌ લોક રળીયાત જો થયાં. ૮૪

ઉઠીને પાંચે વિરવિચારે વાત,
અને સુંદરી સાથે પાંચે ભ્રાત. ૮૫

તન મન સરવેં સોપ્યા શ્રી નાથ,
વાણુ વાય જવું સૌ સાથ. ૮૬

* રાગ બદલવો *

સૌ માતા કુન્તાને મંદિરે આવ્યાં,
અને માતાએ દિધા માનજી. ૮૭

નગર લોક ત્યાં સર્વે જોવાને મળીયાં,
નરનારી સૌ પરવારજી. ૮૮

પાંચે ભાઈ જઇને પાયે લાગ્યા,
અને માતાજીએ દીધા આશીર્વાદજી. ૮૯

પુત્ર વધુ જઇને ચરણે લાગ્યા,
તમને કૃપા કરે શ્રી જગદીશજી. ૯૦

હે માતાજી અમને આજ્ઞા આલો,
અને અમને હેમ પંથે જવું આજજી. ૯૧

પરિક્ષતનું પરિપાલન કરજો,
અને રાખજો સર્વેની સંભાળજી. ૯૨
વળતા કુન્તાજી માતા એમજ બોલ્યા,
હે સાંભળો મુજ પુત્રજી. ૯૩
તમવિના હું કેમ કરૂં વૈભવ,
અને મારે શું કરવું ઘર સૂત્રજી. ૯૪
તમ સાથે હું આવીસ આજે,
અને વૃધ્ધ પણે ના તજીએ માતજી. ૯૫
મારો સંસાર સુનો કરી શું ચાલ્યા,
વર વહુને પાંચે ભ્રાતજી. ૯૬
હું નહિ રહુ આ મંદિર સુને,
હું તો ચાલીસ તમારી સાથજી; ૯૭
વળતા ધર્મ કહે હેમ પંથે જાવું સહિ,
એવિ નિસ્ચીત કિધિ વાત. ૯૮
સૌ ભાઈ પોઢયા એ નિસ્ચે કરિ,
તે વાહાણે ઉઠયા પ્રભાતજી. ૯૯
પ્રભાત થયો જ્યારે અતિ ઉત્તમ,
અને જાગ્યા તે પાંચે વિરજી. ૧૦૦
સતિ દ્રૌપદી પાસે પધાર્યાં,
અને સમર્યા શ્રી જગદિસજી. ૧૦૧
સ્નાન દાન અને ભોજન કિધા,
અને બેઠા મંદિર માંયજી. ૧૦૨
રાજા યુધિષ્ઠિર વાણી ઓચરે,
અને તમે સાંભળો સૌ ભ્રાતજી. ૧૦૩

આયુદ્ધ વસ્ત્રો તજ્યે આભુસણુ,
સૌ મનમાં આણો વિરજી. ૧૦૪
દૃઢ વિશ્વાસ કરિ પંથે ચાલો,
મન ચંત રાખો સ્થિરજી. ૧૦૫
વેસ પેરો સૌ તપસ્વી કેરો,
સૌ ધરો કમંડળ હાથજી. ૧૦૬
દામ એક ન રાખો પાસે,
કાંઈ ન જોઈએ આપણે સાથજી. ૧૦૭
હૃદયમાં ધ્યાન રાખો શ્રી હરિતણુ,
તો તે કરશે આપણી સાયજી. ૧૦૮
જેને અનેક ભગ્ત આગે ઓધાર્યા,
એ છે આતમના ઓધારજી. ૧૦૯
કરિ વિચાર સૌ ભાઈ થયારે ઉભા,
અને તજ્યા સરવે સણુગારજી. ૧૧૦
વનકુળ પેહેરી બાહેર પધાર્યા,
તે સાથે દ્રૌપદી સતી નારજી. ૧૧૧
વળતા યુધિષ્ઠિર બોલ્યા માતા પ્રતે,
હે માતાજી કરસો નહિ એ વાતજી. ૧૧૨
વાઘ સીયાળ વરૂ બહુ વાટે વસે,
રિંછ વાંદરા દિપડા સારજી. ૧૧૩
માટે તમે માતા બેસી રહોને મંદિર,
ભજન કરોને શ્રી હરિ મોરારજી. ૧૧૪
દેજો દાન પુન્ય અને પુત્રને સંભાળો,
અને ખોળે બેસાડો પરિક્ષિત બાળજી. ૧૧૫

વળતાં કુંન્તાજી કહે તમે સુણો સૌવું પુત્ર,
એ કુવરને તમ વિના કેમ સહેવાયજી. ૧૧૬
હવે કોણ મુજને માતા રે કહેસે,
પુત્ર અમને તજી કેમ રે જાવજી. ૧૧૭
કોણ ચિંતા કરસે અમારિ,
તે સુખ દુઃખ કોને કહેવાયજી. ૧૧૮
પુરવેં પાપ મેં તો કર્યા રે મોટા,
તો આજ દેવે દીધા બહુ દુઃખજી ૧૧૯
વૃદ્ધ અવસ્થાએ પુત્રે રે મુકયાં,
એ હૈડે દુખ અપારજી. ૧૨૦
હવે પુત્ર વિના દેહ કેમ કરી રાખુ,
વિરા વલભે છે મારા પ્રાણજી. ૧૨૧
પુત્ર વિના કોઈ નિર ન પાવે,
પુત્ર વિના ન ભાવે અનજી. ૧૨૨
પુત્ર વિના કોઈ વસ્ત્ર ન આપે,
પુત્ર સરખુ નહિ ધનજી. ૧૨૩
પુત્ર વિના સંસાર મારી કાઢે,
પુત્ર વિના સૌ મુજને દે ગાળજી. ૧૨૪
પુત્ર વિના કોઈ મુખ નાં જુવે,
પુત્ર વિના ભવ બુડાયજી. ૧૨૫
પુત્ર વિના કોઈ મોક્ષ ન પામે,
પુત્ર વિના ધર્મ નાં સચવાયજી. ૧૨૬
પુત્ર વિના બંધવ માન ન દેવે,
અને તે મહા પાપી કહેવાયજી. ૧૨૭

પુત્ર વિના પિયર નહિ રે માને,
સાસરિએ નહિ માનજી. ૧૨૮
પુત્ર વિનાં કુટુંબને કોણ જ પેખે,
ઘરમંદીર કૈયે સમસાંણજી. ૧૨૯
પુત્ર વિનાં કોઈ સુખ ના પામે,
પુત્ર વિના શું સજવો શણગારજી. ૧૩૦
પુત્ર વિના કોણ કેસે રે માડી,
પુત્ર વિના સૌ સુન સાનજી. ૧૩૧
તે જીવવાથી મરણુ રે ભલુ,
એવું વૃદ્ધ પણે હું દુખ પામીજી. ૧૩૨
ગણાં વર્ષ પ્રભુ સીદ જીવાડી,
હજી દુઃખના દિવસનો નહી પારજી. ૧૩૩
દુર્યોધન શું દુત પાસા રમીને,
ખોયા ગ્રથ ભંડારજી. ૧૩૪
બાર વરસ વન ભોગવ્યા દુખે,
આજ પડીયા મને વિયોગજી. ૧૩૫
વળી કુંવર પરિક્ષત મુકીને ચાલ્યા,
હવે પાર ન દિસે કોઈજી. ૧૩૬
હે દિનાનાથ મુજને કાંરે જીવાડી,
હવે કોને મળીશું જાઈજી. ૧૩૭
તમે પુત્ર સીધાવો કહ્યું માતાએ,
અને લઇ આજ્ઞા સતે સારજી. ૧૩૮
રૂદન કરે સૌ માતાનાં મુખ આગળ,
નેત્રે વહે જળની ધારજી. ૧૩૯

માગી સીખને પાંડવો ચાલ્યા,
તેને વોળાવા સરવે જાયજી. ૧૪૦
પ્રજા લોક નગરનાં સાથે સિધાવ્યાં,
દુઃખ હૃદયમાં ન માયજી. ૧૪૧
રૂદન કરે સૌ બ્રાહ્મણને ક્ષત્રી,
અને વૈશ્ય શુદ્ર સરવે સાથજી. ૧૪૨
ચારણ ભાટ ને માળી તંબોળી,
એમ સૌ જન વોળાવા જાયજી. ૧૪૩
કડીયા કુંભાર સરવે રડે છે,
પાંડવ ભગ્ત જાતાં નિરધારજી. ૧૪૪
ઘાંચી મોચી અને સરવે વસ્તી,
તે દરજી વણુકરને કંસારાજી. ૧૪૫
ભલા આયર ગંધર્વ ગઢવી,
એમ અઢાર વરણ એહજી. ૧૪૬
પાંડવ જાતાં સૌ રૂદન કરે છે,
અને દુઃખ ધરે છે તેહજી. ૧૪૭
ગાય સ્વાન હાથી ને ઘોડા,
અને પોપટ પાંજરે જેહજી. ૧૪૮
નગર બાહેર ચાલી પાંડવ પોતા,
અને વોળાવે તે સરવે સંસારજી. ૧૪૯
જય શ્રી કૃષ્ણ કહ્યું ભુપતે,
અને સરવેને નમાવી સીસજી. ૧૫૦
શ્રી બુદ્ધા શ્રી બુદ્ધા સરવે સંભારે,
તમને રક્ષા કરે શ્રી જગદીશજી. ૧૫૧

પછી સતી પંચાળી સાથે સીધાવ્યા,
તે પુર્વ દિશાએ જાયજી. ૧૫૨
પ્રજા વોળાવી સૌ જન વિચારે,
આપે વસીસુ વન મોજારજી. ૧૫૩
પ્રજાજન કહે છે રાયને,
અને કરે ઘણાં રૂદનજી. ૧૫૪
આગળ યોજન એક, ગયા પછી,
સૌને આપી રાયે આજ્ઞાયજી. ૧૫૫
કુંવર પરિક્ષતને કહે રાજા,
પ્રજાને લઈ પાછા વળો રાયજી. ૧૫૬
મળયા કુંવર પરિક્ષત સામી પેરે ભેટી,
અને સરવે કરે રૂદનજી. ૧૫૭
રાજા ધર્મે મસ્તકે હાથજ મુકયો,
અને કુંવર વધે તમારૂ ધર્મજી. ૧૫૮
સદા સર્વદા પ્રજાને પાળો,
અને ઓળખજો શ્રી ભગવાનજી. ૧૫૯
અથર્વ વેદે સતપંથનુ વર્ણન કરજો,
એમ કહાવે પુરૂષ પુરાણજી. ૧૬૦
પછી પ્રજા સઘળી રે પાછી વળી,
અને સંગે પરિક્ષત રાયજી. ૧૬૧
વોળાવી સૌ મંદિરે આવ્યાં,
અને પાંડવ ચાલ્યા જાયજી. ૧૬૨
નગર તજી એક બે યોજન ગયા,
અને શ્રી હરિસુ પ્રેમ અપારજી. ૧૬૩

સંવંત ચાલા વર્ષે સોલા સાર,
માગસર સુદ એકમને બુધવારજી. ૧૬૪

✻ રાગ ફર્યો ✻

પાંડવ ચાલ્યા તેણે જે દિન,
રાજા પ્રજા રોવે પંખી જો વન. ૧૬૫
પાંજરે પોપટ કરે અતી રૂદન,
ઝાંખા ઉગ્યા ભાણુ ન દીસે દન. ૧૬૬
હસ્તી ઘોડા ચાર ન ખાય,
બાળક થાન ન ધાવે માય. ૧૬૭
સેર હસ્તીના પુરમાં પડિયો સોર,
બહુ બોલે કોકીલાને મોર. ૧૬૮
ઉત્તર દિશાએ સૌ ચાલવા લાગ્યા,
પાંડવો ચાલ્યા ગળાવવા દેહ. ૧૬૯
સત ગયાં પાંડવનિ સાથે,
કલયુગ બેઠો તેણી રાતે. ૧૭૦
જીભ્યા ઇદ્રિ જેવા રે સાર,
જે વસ કરે તો ઉતરે કાળ. ૧૭૧
ઇંદ્રિઓ થર વિના પાપ ન જાય,
ને પાપ ગયા વિનાં સુધ ન થવાય. ૧૭૨
સુધ્ધ થયા વિના સંતોષ ન હોય,
અને સંતોષ વિના ભાવ ન જોય. ૧૭૩
ભાવ વિના ભક્તિ ન થાય,
અને ભક્તિ વિના કોઇ મુક્તિ ન પાય. ૧૭૪

મુક્તિ વિના કોઈ અમર ન થાય,
અમર વિના કોઈ દેવતા ન કહેવાય. ૧૭૫

દેવ થયા વિના દેદાર ન થાય,
અને દેદારીતો સબ કુછ પાય. ૧૭૬

એ અમર વાણી સદ્ગુરે કહી,
સાંભળો ઋષિવરો એક ચીંતે રહી. ૧૭૭

કળિકાળ પુરણ જેથી આવરદા ઘટી,
સ્ત્રી પુરૂષનું માને નહિ. ૧૭૮

માતા પુત્રને સામે સામા લડે,
એણી હત્યાએ કુળમાં કોઈ નહીતરે. ૧૭૯

પુત્ર પિતાને દેસે છેહ,
અને જળ વિહોણા તો વરસે મેહ. ૧૮૦

ધરતીએ અગ્નિ વરસે જો ગણી,
એકોલી રાજા નહિ કોઇ ધણી. ૧૮૧

દઈ કોલને પાલન નહિ કરે,
સવારે બોલે ને સાંજે ફરે. ૧૮૨

કાળ સરૂપી ત્યાં વેળા ફરે,
ઇમાન વિહોણા તે કોઇનાં તરે. ૧૮૩

ત્યાં સાહેબ લેખા લેસે સહી,
કીધા ગુના સૌ ભોગવસે સહી. ૧૮૪

ત્યાં આખર વેળાએ નિમ ધર્મ ઓછુ પાળે,
ને બ્રહ્મ ક્રિયા તેનિ સગળી ટળે. ૧૮૫

સાચા સતપંથી મુનિવર હોશે જેહ,
મન વાછિત ફળ પાંમસે તેહ. ૧૮૬

* રાગ બદલવો *

એક બે યોજન પોતા પછી,
રાય બેઠા ધર્યાં ધ્યાનજી. ૧૮૭
રાજા યુધિષ્ઠિર એમ જો કહે,
સાંભળો ચારે વિરજી. ૧૮૮
સતી દ્રૌપદી સૌ સાથે સાંભળો,
હવે કહુ આગળની વાતજી. ૧૮૯
જ્યાં હેમ પડે ત્યાં જાવું આપણુને,
ત્યાં વિગનનો નહી પારજી. ૧૯૦
ત્યાં વાટે જતાં અસત ન બોલવું,
અને હંસ વૃત્તિએ કરવો વિચારજી. ૧૯૧
મુનિ વ્રત લઇને સૌને ચાલવું,
અને રૂદિયે ધરવી ધીરજી. ૧૯૨
માયા અહંકાર સરવે પર હરી,
અને શ્રી હરિશુ રાખવો નેહજી. ૧૯૩
કાંમ ક્રોધને મોહ મચ્છર,
તે મનમાં વ્યાપે નહી લગારજી. ૧૯૪
સુખ ભોજન અને વસ્ત્ર વિના,
અને સર્વે તજવો અભિમાનજી. ૧૯૫
એણે પેરે સૌ જન ચાલજો,
તો મળશે શ્રી ભગવાનજી. ૧૯૬
માત તાતને ભ્રાત ભારજા,
જે પુત્ર પુત્રી સૌ સારજી. ૧૯૭

કર્યા રાજ પાટ ને ઘર મંદીર,
અને પરહરવો વહેવારજી. ૧૯૮

એ સર્વ વૃથા છે આપણને,
અને તે ન ચાલે કોઈની સંગાતજી. ૧૯૯

કોઈ રૂણ સામુ દેવા અવતરે,
અને કોઈ લેવા આવે વેવારજી. ૨૦૦

કુટુંબ સરવે વૃથા જાણો,
અને જુઠો જગ વેવારજી. ૨૦૧

કોઈ ગયા સંસારમાં સરવે હારી,
અને કોઇને લાભનો નહી પારજી. ૨૦૨

માયા સઘળી મનથી અળગી મુકો,
અને સમજો મિથ્યા છે આ સંસારજી. ૨૦૩

દઈ સીખામણ રહ્યા રે છાંના,
અને તે ધર્મ યુધિષ્ઠિર રાયજી. ૨૦૪

વાણી યુધિષ્ઠિરની સૌવે સાંભળી,
અને સૌ ભાઇ થયા રળીયાતજી. ૨૦૫

સૌના કેડે તે ચાલે કામની,
અને આગે ચાલે પાંચે ભ્રાતજી. ૨૦૬

સ્નાન સંધ્યા કરે મારગે જાતાં,
અને કરે જળ ફળનો અહારજી. ૨૦૭

ચાલતાં દિવસ ગયા કેટલા,
અને જઈ પોતા કેદારનાથજી. ૨૦૮

શ્રી કેદાર સરવે પરહરીને,
અને ચાલ્યા કાંમનિ ને પાંચે ભ્રાતજી. ૨૦૯

તે છએ જણાં ધર્મ નિમ જ પાળે,
શ્રી હરિ રહેજો અમારી પાસજી. ૨૧૦
વળી વીસ જોજન આગળ આવીયા,
સતી પાંડવ પાંચે વિરજી. ૨૧૧
ત્યાં વૃક્ષ દિસે અતી સોહામણાં,
અને ત્યાં ગંગાકેરૂ ઝરણુજી. ૨૧૨
સ્નાન ધ્યાન કરી સૌ ચાલ્યા,
એ રાય પાંડવ કેરા તનજી. ૨૧૩
એટલે તે સામી આવી અપસરા,
અને જોવા તે ધિરવિરજી. ૨૧૪

( પાંડવ આગળ ઉભી અપસરાને ચરણે નમાવે શીશ રે એ રાગ )

તે અપસરાના રૂપ દેખી,
નરપત થયા દિગ મુઢ રે.
વાટે જતા વિગન ઉપજ્યુ,
લજા રાખજો શ્રી ભગવાન રે. (પાંડવ૦ ટેક) ૨૧૫
પાંચે જણાને વનિતા જોયુ આગળે,
અને સોળ વરસની સમાન રે.
કેટલીયુક વાજીંત્ર વગાડે,
અને કેટલીયુક કરે ગાન રે. (પાંડવ૦ ટેક) ૨૧૬
ત્યાં વિધના પટકોળ પેરીયાં,
અને કસુંબી નવ રંગ રે.
ઓતમ ચોણા પેરીઆ,
સુવર્ણ સોભીતા અંગ રે. ( પાંડવ. ટેક ) ૨૧૭

ચાંડલો સેથો ને રાખડી,
અને અંબોડો સુંદર સાર રે.
સોળે સણુગાર સજ કરી,
તેના રૂપનો નહી પાર રે. (પાંડવં. ટેક) ૨૧૮
આગળથી આડી ફરે,
અને પાસે અડવા જાય રે.
પાંડવો સૌ ત્રાય ત્રાય કરે,
અને લજા રાખજો શ્રી ભગવાન રે. (પાંડવ. ટેક) ૨૧૯
જુવે નાચે અને હસે સામી,
અને અંગે આળસ મરડે નાર રે.
વસ્ત્ર ઉતારીને અંગ દેખાડે,
અને જુવે પાંડવ કુમાર રે. (પાંડવ૦ ટેક) ૨૨૦
પાંડવો મનમાં ચીંતા અતી કરે,
સંભારે શ્રી ભગવાન રે.
આવિઘ્ન ઉપન્યુ વાટમાં,
તે કારણુ કેવું થાય ઉતપાત રે. (પાંડવ૦ ટેક) ૨૨૧
જાણ્યુ હતુ કે વૈકુટ જાસુ,
અને જ્યાં છે શ્રી યદુનાથ રે.
આ મારગમાં વિપ્રીત ઉપન્યુ,
ધર્મ રાય પછાડે બેઉ હાથ રે. (પાંડવ૦ ટેક) ૨૨૨
પાંચે જણુ તમે ભલે પધાર્યા,
અને અમુને ક્રિપા કીધી જગદીસરે.
સકળ જનમનું પુન છે અમાએરૂ,
અને તે સફળ થયું આજ રે. (પાંડવ૦ ટેક) ૨૨૩

ઘેર બેઠા સુદ્રીસ્વર આવીયા,
તમે રાખો અમારી લાજ રે.
કરે ચળિત્રને દેખાડી અંગ,
અને ચળિત્ર કરે અપાર રે. (પાંડવ૦ ટેક) ૨૨૪

પુસ્પતણા ફેરવે આગળ વિજણા,
વિધવિધ પેરના વાય નાખે રે.
પાંચે જણાને દે તાળી,
અને રાજા ધર્મ તે સાંખે રે. (પાંડવ૦ ટેક) ૨૨૫

હસી વચન અને પ્રેમ દાખવે,
અને ચુવા ચંદન ચડાવે અંગરે.
ચરણ ઉપર ચરણ જો મૂકે,
અને પુસ્પતણા હાર નાર આપેરે. (પાંડવ૦ ટેક) ૨૨૬

કંકુ અંગે લેપન કરે,
અને મોતીએ ચોક પુરાવે રે.
અગર કપુરની કરે આરતી,
અને આગળ બેસણાં લાવે રે. (પાંડવ૦ ટક) ૨૨૭

બત્રીશ લક્ષણી દિસે સગળી સ્યામાં,
અને રૂપતણો નહી પાર રે.
ભાવ સ્વભાવ કરીને દેખાડે,
નવ છળે પાંડું કુમાર રે. (પાંડવ૦ ટેક) ૨૨૮

દીના નાથ તમે મંદિરે પધારો,
અમને કાં કરોછો ખોટી રે.
મન્છા વાંચાને કર્મના,
અમે નહી મેલું તમારી કેડ રે. (પાંડવ૦ ટેક) ૨૨૯

પાંડવ યુધિષ્ઠિર બોલીયા,
અને સુછે તમારે કાંમ રે.
નહી લવું નામ નહી આવું મંદિરે,
ન લેસો અમારૂં નાંમ રે. (પાંડવ૦ ટેક) ૨૩૦

સ્નાન સંધ્યા તપ ધર્મ આચરે,
અને મિથ્યા સિદ્ધ કરો છો પ્રીત ખોટી રે.
રાજ રિદ્ધિ સિદ્ધિ પરવાર તજી,
આજ અમે જાઉં છું ઉઠી રે. (પાંડવ૦ ટેક) ૨૩૧

પરનારી સુ પ્રેમ ન કીજીએ,
અને વાત ન કીજીએ ઉભા રે.
તેને વૈકુંઠનિ પ્રાપતી ન હોય,
અને લોકમાં જાય સોભા રે. (પાંડવ૦ ટેક) ૨૩૨

નારી સરવે વિખની વેલડી,
અને સંગમ કરે પુન જાય રે.
સાત જનમનું સુક્રિત જે કરેલું,
તે ક્ષણ એકમાં પરલે થાય રે. (પાંડવ૦ ટેક) ૨૩૩

પર સ્ત્રી શું ક્ષણ એક ન રેવું,
એમ વેદ પુરાણે ભાંખ્યું રે.
જે આગે રાંમા શું રંગે રમ્યા,
તેને પોતાનું પુન્ય હાર્યાં રે. ૨૩૪

સ્નાન સંધ્યા તપ આચરે,
અને ધર્મની આજ્ઞા પાળે રે.
પરનારીનો સંગમ જે કરતાં,
અને તે પડે નર્ક મોજાર રે. (પાંડવ૦ ટેક) ૨૩૫

પાંચ પાંડવને સંગે સતી ચાલ્યાં,
અને અપસરા ધર્મને વળગીરે.
હે મુકોને માતા હુ પુત્ર તમારો,
તે સાંભળી અળગી થઈ રે. (પાંડવ૦ ટેક) ૨૩૬

નારી સગળી નાસીપાત થઈ,
અને સૌ નિજ મંદિરે. જાય.
રાજા યુધિષ્ઠિર પંથે ચાલ્યા,
ઉલટ અંગ ન માય રે. (પાંડવ૦ ટેક) ૨૩૭

જે નરનું મન નિર્મળ હોવે,
અને તે પામે ભવ પાર રે.
ખોટી ઉપમાં કરી કાંમનીએ,
પણ ન ચુકયા પાંડુ કુમાર રે. (પાંડવ૦ ટેક) ૨૩૮

પાંડુ તણા સુત પરવર્યા,
તે હેમ પંથે સૌ જાય રે.
વાટમાંહે તે વિઘ્ન ઉપજે,
તેની સાય કરે મહારાજ રે. (પાંડવ૦ ટેક) ૨૩૯

આયુધ વિના નિજ બંધવા,
અને પુર્વનાં પાપ જેહ રે.
દારૂણ સીત વા વાય ઘણા,
અને સામાં વિઘ્ન હોય રે. (ટેક બદલી) ૨૪૦

(વાટે જાતાં વિઘ્ન ઉપજે. તમે સહાય કરો મહારાજ રે ટેક.)

અશ્વ રથ ગજ રથ લક્ષ્મી પરહરી,
અને પરહર્યો વેવાર રે.
મુગ્તી કારણ પરહર્યું,
મે ત્યાગ કર્યો સંસાર રે. (વાટે જાતાં) (ટેક.) ૨૪૧

યોજન બાર ગયા પછી,
અપસુકન રાયને થાય રે.
રજ ભરાણી નેત્રમાં,
વાયુ વસમા વાય રે. (વાટે જાતાં,) (ટેક.) ૨૪૨

વામ લોચન ફર ફરે,
અને પડયો રદયમાં ફાળ રે.
સ્વાન સનમુખ સાદ કરતા,
અને સંચરી સીયાળ તતકાળ રે. (વાટેજાતાં ટેક.) ૨૪૩

હરણુ આડા ત્યાં આવી ઉતરે,
અને ફરકે ડાબુ અંગ રે.
આકાસ દિસે છે ધુધળો,
નરપત થયા મન ભંગ રે. (વાટે જાતાં) ટેક. ૨૪૪

સુકે લાકડે બેઠો ભેરવો,
અને સાદ કરે વન ભારી રે.
જમણી તે જાય લોકડી,
આડી ઉતરી મીજાર રે. (વાટે જાતાં) ટેક. ૨૪૫

આકાશથી તારા ખરી પડે,
અને થાય અતી ઉતપાત રે.
થઈ ચીંતા પાંચે વિરને,
અને મુનીવ્રત ધરે છે ભગ્ત રે. (વાટે જાતાં) ટેક. ૨૪૬

ત્યાં ચીત્તા કરતા ભડ સંચર્યા,
એક પર્વત દીઠો પહાડરે.
અપ સુકન દેખી કરગરે,
અને રક્ષા કરજો ગરૂડા ધ્વજરે. (વાટેજાતા ટેક). ૨૪૭

એ પર્વતમાં એક નગર મોટું,
તે મેઘ નગર કહેવાય રે.
મેઘનાદ નરપત ત્યાં વસે,
બહુ દહીંત કેરો રાયરે. (વાટે જાતા ટેક). ૨૪૮
તેની પાસે દહીંત છે એવા,
અને દીસે છે વિકરાળરે.
ઉટ ગંધર્વ અને સ્વાન સીયાળ,
અને મોટા ભડ મુછાળારે. (વાટે જાતા ટેક). ૨૪૯
તે ગદા આયુદ્ધ સૌહુને સાથે,
અને જીવ હીસા કરે અપાર રે.
મનુષ્ય પંખી અજગર સરવે,
ગધર્વ વાઘને સીયાળરે. (વાટે જાતા ટેક). ૨૫૦
ચિત્તર વાંદરા અને સંસલા,
તે સૈહુ કોઇનો કરે આહાર રે.
એવા અહાર કરે ત્યાં પાપીઓ,
અને વસે તે નગર મોજાર રે. (વાટે જાતાં ટેક). ૨૫૧
મેઘનાદ ત્યાં ભુપતી કહાવે,
અને વસે તે તેણે ઠાર રે.
ચાર જોજન નગર મોટું,
તે વહુ પર્વત માંહેરે. (વાટે જાતાં ટેક). ૨૫૨
પાસાણુ માંહે મંદિર ઘણાં,
અને પાપી પરૂ કહેવાય રે.
તે નગર પાસે થઇને સંચર્યા,
સતીનું વ્યાકુળ થાય શરીર રે. (વાટે જાતાં ટેક). ૨૫૩

## ❀ રાગ બદલવો રાગ બુધાઅવતારનો ❀

એટલે નારદ આવ્યા રાક્ષસને ઘેર,
મેઘનાદ નિર્ખી પુછવા લાગ્યો પેર. ૨૫૪
સભા માંહેથી ઉઠીયા અને દીધુ સનમાન,
પગ પખાળી રૂષી તણા કર્યું ચર્ણામૃત પાન. ૨૫૫
અનેક રાક્ષસ ફરીને બેઠા તે મેઘનાદ ભવન,
વદેરાય સુણો ઋષિરાજ મારૂતે મોટુ પુન. ૨૫૬
ભલે પધાર્યાં કરવાને પાવન કેમ પધાર્યાં આજ,
ભલી બુડી વારતા અમને કેજો ઋષિરાજ. ૨૫૭
વળતાં નારદ ઓચરે, સુણોને ભડવિર,
કાંઈ કહુતે સાંભળો સુભટ મારાવિર. ૨૫૮
સુધ બુધીથી સાંભળો, આઘડી મારીવાત,
સુખદાણવ મામો તાહરો તે રહેતો વન મોઝાર. ૨૫૯
અરજુણે તેને મારીઓ, તે જાણે સકળ સંસાર,
તુજ સરખો ભાંણેજ મહાભડ પ્રાક્રૃમી કહેવાય. ૨૬૦
વેરલે મામા તણુ, તુજને કહુ છું આજ,
દહીત કહે હું સુકરૂં વેગળુ ન જવાય. ૨૬૧
હસ્તીનાપુરી જઈ સત્રુ મારૂ, ગણા દાડા થાય,
વળતા નારદ ઓચર્યાં, નરપત વધામણી આજ. ૨૬૨
આ જાય પાંચે સત્રુ તારા તુખડક ગૃહને હાથ,
સાથે છઠી છે કાંમની, નથી કેડે હથીયાર. ૨૬૩
હેમ પંથે જાય છે, જઈ વેગે કરને વાર,
એમ કહીને વળ્યા પાછા, સંચર્યાં ઋષિરાય. ૨૬૪

મેઘનાથ ઉઠી ધસ્યો, તે પાંડવ પુઠે જાય,
કાળની પેરે જઈ પોતાને, વદે ભુંડી વાણુ. ૨૬૫

ગાળ દેતો ધાયો કેડે, પણુ પાછુ ન જુવે કોઇ,
રાયયુધિષ્ઠિર સર્વે વિમાસે એ, અપ સુકનનાં ફળહોય. ૨૬૬

અપસુકન કયાંથી મળ્યાં, એવા ભડ વિકરાળ,
લવરી કરતો કેડે ધસીયો, જાણે પ્રગટયો કાળવિકરાળ. ૨૬૭

પાંચ બંધવને કાંમની, ચિન્તા કરે છે અપાર,
મુનિવ્રત બોલતા નહિ, રાખજો વિશ્વ આધાર. ૨૬૮

શ્રી હરિ સ્મરણુ કરતાં ચાલે, પાંડવ પાંચે રાય,
ત્યાં છઠ્ઠા છે દ્રૌપદી, જીણી કોમળ કાય. ૨૬૯

કાકરા ખુંચે પગમાં, ભીમસેન ખાંધે ચડાય,
મહા વન દારૂણુ બિહામણુ, સિંહ કરે છે ગર્જનાય. ૨૭૦

ભ્રાત સગળા સંભારી ચાલે, સંભારે વૈકુંઠનાથ,
હવે દ્રૌપદી પછવાડે રહ્યાં, તે ચાલી ન સકે પાય. ૨૭૧

પાંચે બંધવ માર્ગે પરવર્યા, પાછળ છઠ્ઠી કેડેનાર,
મુખે ગાળો દેતો આવે પુંઠે, મેઘનાથ દૈત વિકરાળ. ૨૭૨

ઉભા રહો તમે પાંડવો, કયાં જસો પાંચે વીર;
મારી સાથે યુદ્ધ કરો, તમે, ધનુરવિદ્યાના ધિર. ૨૭૩

મારા મામા કેરાં વેર લેવાં, કેમ જસો તમે આજ;
હસતા રમતા ત્યાં સંચરો, હવે આવ્યો તમારો કાળ. ૨૭૪

મુજ મામા કેરૂ વેર જ માગુ, આપો મુજને તેહ;
સાવધ થઈને યુદ્ધ કરો, અમે તમ પાસે માગી એહ. ૨૭૫

તમે ખરા છત્રી હો તો, કેમ વાંસો દેઈ જાવ;
કલંક દિધુ પાપીએ કૃષ્ણે, તે તો ચંદ્રકુળની માય. ૨૭૬

તમે જીવતા જશો નહી. તમ સાથે કામ;
બળ ન હોય આવડુ તો, કોનુ ન લીજીએ નામ. ૨૭૭

કહો તમે ભુડા પાપીઓ, નાસીને કયાં જાવ;
કરો યુદ્ધને વળો પાછા, લવરી કરે છે ત્યાંય. ૨૭૮

વચન એવાં સાંભળીને, ભીમને ચઢી રીસ;
મારીને કટકા કરૂં ને, પાડતો રાખુ ચીસ. ૨૭૯

ધરમ કહે વિર મારા, પાપનાં કીજે ભ્રાત;
સાન કરીને સમજાવે, પછી મુકી સગળી વાત. ૨૮૦

તેણે ગાળ દેતાં દસ વીસ દીધી, મેઘનાદે ત્યાં ભુપ;
મારગે હીડે કેડે જોતો, ને દેખાડે શરૂપ. ૨૮૧

પછી મેઘનાદે દ્રૌપદીને સહી, લીધી જમણે ખંધ;
ખંધે ચડાવી કામની, લઈ ચાલ્યો વનીતા સાથ. ૨૮૨

કામની તો મુખે કરગરે, મુકાવો મુજ કંથ;
બુમ પાડી રૂદન કરે ત્યાં કરે અતી કલપાંન્ત. ૨૮૩

નાથજી તમને અળખામણી, આજ થઈ નિરાધાર,
ત્યાં જઈને સુકરસો, તમને નગમીનિજ નાર. ૨૮૪

પાંચે તે મારગે જાય ચાલી, ને કરે નહી મારી વાર,
કામની અતી વલવલે, નેત્રે વહે જળ ધાર. ૨૮૫

નયણે જળ વહે કામનીને, મુકી માળીયા માંય,
પાંચે પાંડવ મુનિ વ્રત ગ્રહીને, મારગે ચાલ્યા જાય. ૨૮૬

દ્રૌપદી રૂએ માળીએ, અને માર્ગે રૂવે કંથ,
અરજ કરે જગદિશને, જે હરિ દેવ અનંત. ૨૮૭

મેઘનાદને માળીએ, દ્રૌપદી રૂવે અપાર;
મારી વારે ચડજો વિઠલા,મુજ અબળાની કરજો સાર. ૨૮૮

* રાગ બદલવો *

( પ્રભુ પધારો રે, હરિ મારી વારે આવો રે ટેક. )
હે નાથ પતીત પાવન, તુ છો દેવ અનંત રે,
હમારી વારે નહિ કરો કૃપા,
મુકી ગયા મુજ કંથ રે. ( પ્રભુજી પધારો રે ) ૨૮૯

મચ્છ વેદ કરાવ્યો માધવે,
પારથ કેરો હાથ રે.
પાંચ ભાઇને પરણાવી,
તમો સાથે રઇને મોરારી રે. (પ્રભુજી૦) ૨૯૦

વસ્ત્રે વળગેલો દુશાસન,
ચીર કાઢવા પાપી રે.
મારૂ અબળાનું કાંઈ ન ચાલ્યુ,
મે વિનવ્યા અવિનાશી રે. (પ્રભુજી૦) ૨૯૧

લાખા ઘેર વિખના ભોજન મોકલ્યા,
ને મઈ દાણવથી ઉગાર્યા રે.
લાખા નાળે ઉતારીયા,
અગ્નિમાં લીધા ઉગારી રે. ( પ્રભુજી પધારો રે ) ૨૯૨

અંત્રીક્ષથી અંતર જામીએ,
નવસો નવાણુ ચીર પુર્યા રે.
ત્યારે પત રાખી પરમેશ્વરે,
અન્તે રાખી મારી લાજ રે. ( પ્રભુજી પધારો રે ) ૨૯૩

દુર્યોધને દુરવાસા મોકલ્યા,
અને જમવા પછી આવ્યા રે.
અક્ષય પાત્ર ધોઈ પખાળીયુ,
અને દસ સહસ્ત્ર ઋષિ લાવ્યા રે. ( પ્રભુજી પધરો ) ૨૯૪

સ્નાન ધ્યાન સંધ્યા કરવા ઋષિ ચાલ્યા,
ત્યાં કાષ્ટ પ્રજાળી લીધા રે.
પ્રદક્ષિણા કરતા અટકાવીયા,
અને વારે આવ્યા વન માળીરે.( પ્રભુજી પધારો રે ) ૨૯૫

અક્ષય પાત્ર મંગાવીયુ,
શ્રી કૃષ્ણે લીધું હાથ રે.
પાંચે ભ્રાત બળતા ઉગાર્યા,
જીતતદાન આપે દીધુ રે, ( પ્રભુજી પધારો રે ) ૨૯૬

ધર્મ તો વિપ્ર વાલવો,
અને વિદુર અરર્જુન ભુપરે.
સહદેવ ગૌવુનુ રક્ષણ કરે,
હુ તો થઈ દાસી સરરૂપેરે. ( પ્રભુજી પધારોરે. ) ૨૯૭

રાય વેરાટની સેવા કરતાં,
કૈચા કાચકે દુઃખ દીધુ રે.
ભીમે પીસાચનુ છેદન કીધુ,
તમે સદા અમને ઉગાર્યાં રે. ( પ્રભુજી પધારો રે. ) ૨૯૮

આ મેઘનાદ મને દુઃખ દેસે,
જો નામ મારૂ લેસેરે.
તો પ્રાણ તજીસ હુમાહેરાં,
તો તમને દોસહુ દઇસરે. ( પ્રભુજી પધારોરે. ) ૨૯૯

એ જીવ્યાથી મરવું રૂડું,
હું દુઃખ ન પાંમુ મારા નાથ રે.
શું જાણે હવે શું થશે,
મુકી ગયા મારા નાથ રે, (પ્રભુજી પધારોરે.) ૩૦૦

ત્યારે ભીમસેનને ક્રોધ ચડાવીઓ,
મારૂ પ્રતીવંતા પણું રાખ્યું રે.
વેરાટ ઘેર મુજને ઉગારી,
અને કૈયા પોચાડયા જમ દ્વારા રે, (પ્રભુજી પધારોરે.) ૩૦૧

તારૂણી ત્યાં એમ વલ વલે,
અને પાંડવ ચાલ્યા જાય રે.
ભીમસેનને ક્રોધ ઉપજ્યો,
ત્યારે તુઠયા વૈકુંટનાથ રે, (પ્રભુજી પધારોરે.) ૩૦૨

છોરૂને છે નાંદીજીએ,
તમો ભગત તારણ હાર રે.
કંથ અમારા મુકી ગયા છે,
સ્વામી ઘટે નહિ તમને રીસરે, (પ્રભુજી પધારોરે.) ૩૦૩

નગરમાંયથી વનમાં આવીયા,
અને દુર્યોધને બળ કીધું રે.
નગરમાંય કોઈ પાણી ન પાવે,
જળ જઈ વનમાં પીધું રે, (પ્રભુજી પધારોરે.) ૩૦૪

પચીસ યોજન ગયા તમો,
સંભાળી નહિ નાર રે.
વૈકુંટ જઈને શું કરશો સ્વામી,
અપજસ થાસે સંસારે, (પ્રભુજી પધારોરે.) ૩૦૫

તમ પ્રતાપે કષ્ટ બહુ પાંમ્યાં,
ખોયું ગરથને રાજ રે.
કૃષ્ણજી તમને રિસ કરશે,
સ્ત્રી કેમ કીધી ત્યાજ રે. (પ્રભુજી પધારોરે.) ૩૦૬
શ્રી હરિ ઓળખશે તમને,
સ્ત્રી તણા આચાર રે.
મેઘ નાદનુ નગર ગ્રહીને,
એને પોચાડુ જમ દ્વાર રે, (પ્રભુજી પધારોરે.) ૩૦૭
એ ઊભા દ્રૌપદી સતી,
સાંમુ કોઇથી ન જોવાય રે.
ગ્રહે જે તેને ગાળ દેતા,
કૈયા કાચકની પેરે થાય રે, (પ્રભુજી પધારોરે.) ૩૦૮
તમ પાંખે રઇશ બંધવ,
અમારે વૈકુટનું સુછે કાંમરે.
અબળાને કેમ જસો મેલી,
તો જાય આપણું નાંમ રે, (પ્રભુજી પધારોરે.) ૩૦૯
આકાશથી સાહીને મારૂં,
જઇ મારૂ પાતાળ રે.
મૃત્યુલોકથી શોધીને મારૂ,
તો ખુટયો એનો કાળ રે, (પ્રભુજી પધારોરે.) ૩૧૦
રાય યુધિષ્ઠિરે સાન કીધી,
માની જાશો તમે વિરરે.
ફટ કહીને વળ્યો પાછો,
ભીમસેન મહા સધીર રે, (પ્રભુજી પધારોરે.) ૩૧૧

ધસ્યો ભળિયો વિરને,
પવન વેગે પરવર્યા રે.
ઊભા રહોને તમને સીસ નાંમુ,
મેઘનાદ ભણી પહોંચયોરે. (પ્રભુજી પધારોરે.) ૩૧૨
યુધિષ્ઠિર ધનુષ ધારી,
નિકુળને સહ દેવ રે.
એ ચારે માર્ગે પર વર્યા,
ભીમ વળ્યા તત ખેવ રે, (પ્રભુજી પધારોરે.) ૩૧૩

* રાગ ફર્યો *

ભીમે રીસ ચડાવી છે જ્યાંય,
ક્રોધે ભર્યા ભટકાય ત્યાંય. ૩૧૪
પગ મુકે ધરણી ધ્રુજે,
નારી સંભાળી મનમાં દાઝે. ૩૧૫
આવ્યો નગર ઢુકડો વીર,
લઇ પાણા ગદા ગ્રૃહી સધીર. ૩૧૬
દ્રૌપદી માળીએથી રૂવે,
અને જપે કૃષ્ણને મારગે જુવે. ૩૧૭
ભીમે પર્વત દીઠે છે એક,
પાસે એક ગૃહી આવ્યો છેક. ૩૧૮
ગડાયો કાઢી સમુળો લીધો,
નગર ઉપર આદર કીધો. ૩૧૯
એક હાથે પર્વત તોડયો ત્યાંએ,
અને બુમ પાડી અસુર આવ્યો જ્યાંએ. ૩૨૦

કરી રીસ પાસે આવ્યો,
પેલી પાટુએ હાર મનાવ્યો. ૩૨૧

ભીમસેને હૈયે પાટુ દીધી,
અને દ્રૌપદી માળીએથી ઉતારી લીધી. ૩૨૨

લઈ દ્રૌપદી બારણે આવ્યા તેણી વાર,
અને દિધું નગર તણુ દ્વાર. ૪૨૩

હવે પર્વત હતો જેહ,
લઇને ઢાંકણુ દિધુ તેહ. ૩૨૪

સરવે રાક્ષસનો નાશ જ કીધો,
લાવ્યા દ્રૌપદી કારજ સીધ્યો. ૩૨૫

મેઘનાદ દુષ્ટ માર્યો જ્યાંય,
કહે દ્રૌપદી ભીમસેન ભલે પધાર્યા ત્યાંય. ૩૨૬

મારા દુખના દિન :નિવાર્યા,
ભલે ભીમસેને ક્રોધ ચડાવ્યા. ૩૨૭

મારગ ભણી દ્રૌપદી સાથે વળીયો,
અને ભીમસેન સૌવું ભ્રાતને જઇ મળીયો. ૩૨૮

સૌવુ બંધન સાથે મળીયા,
ભલે પધાર્યા ભીમસેન મહા બળીયા. ૩૨૯

ભીમ કહે હું પંચાળી લાવ્યો,
ઢાંકયું નગરને દૈત સંહાર્યો. ૩૩૦

સતી વિના સ્વર્ગે કેમ જઈએ,
શ્રી કૃષ્ણ બુદ્ધા આગળ સુકઇએ. ૩૩૧

પંથે હરખ ધરીને જાયે,
શ્રી હરી તણા ગુણ ગાય. ૩૩૨

આગળ અબળા કીધી સાર,
કેડે પાંડવ તણા કુમાર. ૩૩૩

* રાગ બદલવો બુદ્ધા અવતારનો *

પાંડવ સૌવુ પંથે ચાલે,
છડાં સાથે દ્રૌપદી નાર. ૩૩૪
શ્રી કૃષ્ણ બુદ્ધ વાણી વદે,
તેના હૃદયમાં દેવ મોરાર. ૩૩૫
કાકરા ખુચે પગમાંહે,
ભીમસેન ખાંધે ચડાય. ૩૩૬
મહા વન દારૂણી બિહામણુ,
વાઘ સિંહ વસે ત્યાંય. ૩૩૭
વન મધ્યે સાવુ સંચર્યા,
અને સમરે તે વૈંકુઠ રાય. ૩૩૮
દ્રૌપદી પછવાડે રહ્યાં,
ચાલી નસકે પાય. ૩૩૯
દુર્યોધનનો ત્યાં મિત્ર હતો,
અલમસ્ત દૈત કહેવાય. ૩૪૦
તેણે લાગ જોઈને દ્રૌપદી હેરી,
તે વનમાં ચાલ્યો જાય. ૩૪૧
ઓ ધરમ ઓ ભીમસેન દ્રૌપદી રૂદન કરે,
મેલાવો વનમાં આજ. ૩૪૨
પણ મૌન વ્રત પુર્ણ છે,
તે નહી બોલે મહારાજ ૩૪૩

દ્રૌપદી કહે ઓરે અરજુન,
કરજો મારી સાય. ૩૪૪
સહદેવ નિકુળ કોઈ વારે આવો,
કોઈ મારી કરો ચિંતાય. ૩૪૫
વનમા મુને એકલી મુકી,
તે નગટે ઓ મહારાજ. ૩૪૬
કૈયા કાચકથી મુકાવી,
મને છે વિશ્વાસ આજ. ૩૪૭
ત્યારે ભીમસેને શબ્દ સાંભળ્યો,
હરી ગયો દૈયત વનિતા કોય. ૩૪૮
મહા ક્રોધ ત્યાં ઉપન્યો,
જાડે ચડી ચડી ચો દિસ જોય. ૩૪૯
અલ મસ્ત દીઠો આગેથી,
ખાંધે દ્રૌપદી સતી હોય. ૩૫૦
પવન વેગે ભીમ પરવર્યો,
કેસ ગૃહી પકડર્યો ભીમે સોહે. ૩૫૧
અરે પાપી સતીને હેરતાં,
જીવતો રહીસ તું કયાંય. ૩૫૨
એવું કહીને દ્રૌપદી મુકાવી,
યુદ્ધ આરંભ્યુ ભીમે ત્યાય. ૩૫૩
પાર કર્યા ત્યાં દૈઇતને,
યુદ્ધ મલ ત્યાં હોય. ૩૫૪
પડધાથી ધરણી ધ્રુજે,
મેદની ધમ ધમ થાય. ૩૫૫

ભીમસેને ક્રોધ કરીને,
ચરણ ગૃહ્યા ભીમે જેહ. ૩૫૬
શીશ પાછળ ફેરવી ને,
પછાડયો પર્વત માંય. ૩૫૭
રૂધીર પ્રાણ ત્યાં કાઢી નાખ્યાં,
દ્રૌપદી ખાંધે ચડાય. ૩૫૮
પવન સુત ત્યાં પરવર્યો,
જ્યાં હતા ચારે ભ્રાત. ૩૫૯
યોજન ત્રણ ગયા એટલે,
દીઠુ માંન સરોવર ત્યાંય. ૩૬૦
ત્યાં પુષ્પ નાંનાં વિધવિધનાં,
તેની રચના કહી નવ જાય. ૩૬૧
દ્રૌપદી કહે ભીમસેનને,
કમળ માળાનુ મન છે મારે. ૩૬૨
આણી આપો એ ફુલ મુજને,
માંકરો મુને નારાજ. ૩૬૩
ભીમસેન કહે કમળ કેમ લેવાય,
અંદર નાગદેવ કરે રક્ષાય. ૩૬૪
તે લેતાં યુદ્ધ થાય અહી,
તે લીધે આપણું સત જાય. ૩૬૫
દ્રૌપદી કહે - આ સમે,
નહી કોઈ સુખ દુઃખનો ભ્રાત. ૩૬૬
વજજર વચન સાંભળીને,
ભીમને ઉપની દયાય. ૩૬૭

પણ સતી તે કોને કહે,
કેવા સમો નહી જોગ. ૩૬૮
ભીમસેને ત્યાં કમળ લીધા,
અને દેખાયા ગંધર્વ જેહ. ૩૬૯
યુદ્ધ કરવા સર્વે આવી મળ્યા,
ગંધર્વ બોલે છે. એમ. ૩૭૦
સુમતા છે તમારા બાપની,
જે માગ્યા વિના લ્યો તેહ. ૩૭૧
ક્રોધ કરીને સર્વે બોલે,
ભીમસેન ઊભા જોય. ૩૭૨
પણ અંગ અડધુ વજરનું,
જેથી ઘણુના ગા ત્યાં ખમે. ૩૭૩
પછી ભીમે હાથ વાપર્યા,
નાસી ગયા ગંધર્વ જેહ. ૩૭૪
ઇન્દ્રાસનમાં દોડી ગયા,
જઇને ફરીયાદ કીધી તેહ. ૩૭૫
અમે કમળની રક્ષા કેમ કરીએ,
અમને માર મારે મહારાજ. ૩૭૬
કુંન્તા તણો સુત ભીમસેન,
તેને કમળ લીધા આજ. ૩૭૭
અમે યુદ્ધ તેના સાથે કર્યું,
પણ ન ચાલ્યુ લગાર. ૩૭૮
સુરપતી કહે સાંભળો ગંધર્વ,
સૌનુને કહુ વિસ્તાર. ૩૭૯

તેને પ્રણામ કરીને પુછજો,
તમને તેડે ઈંદ્ર સુરપતી રાજન. ૩૮૦
સ્વ ઈચ્છાએ પધારીએ,
તમે આવો સુર ભવન. ૩૮૧
સમાચાર કહ્યા છે આ સુરપતીએ,
અમ સરખુ કોઈ કામ. ૩૮૨
સુર ભવનમાં વેગે પધારો.
થાવ અમારા મહેમાન. ૩૮૩
ધર્મ કહે અમે અણઘટતું કર્યું ત્યાએ,
તમે ક્ષમા કરજો આહિ. ૩૮૪
અમોને હિમાલે જાવુ સહી,
કળી આવ્યો તે માટે રહેવાય નહી. ૩૮૫
ત્યારે સુણી વચન એવા રાયનાં,
ગંધર્વ લાગ્યા પાય. ૩૮૬
ભેટ આપી સુરપતીની,
અને મોકલી હતી ત્યાંય. ૩૮૭
મહા મણીનો હાર આપ્યો,
દ્રૌપદી સતીને તેહ. ૩૮૮
પ્રણામ કરીને પાછા વળ્યા,
એ તો ગંધર્વ રાય. ૩૮૯

રાગ બદલવો ( ચોપાઈ )

મહાવન માંહે વનસ્પતિ ભાર અઢાર,
નાળીએરી વેલ સોપારીનાં ઝાડ. ૪૯૦

કેરી, કોઠી, કરમદાં, ગુલાબ, સોહાય,
પવને પડે ટુટી પાકા મીઠાં ફળ ત્યાંય. ૩૯૧

દાડમ, દ્રાક્ષ, ખારેક, ખજુર,
આંબલી, ને આંબા, પાકા પુર. ૩૯૨

એવા વન અખરોટ, ભીલામાં, કાજુ જેહ,
અને ફળ્યાં ફણસ વનસ્પતિ કૈયે તેહ. ૩૯૩

એ વન માહે સુખડ, ચંદનનાં ઝાડ જેહ,
તે વનમાં લવીંગ, જાવંત્રી, એલચી, તેહ. ૩૯૪

જાય ફળ, ડમરો, મરવો, કમળ પત્ર, પાન,
એવી વનસ્પતિ કરે સોભાવન. ૩૯૫

બીજોરા, લીંબુ, પપનસ, નાગરવેલ,
વનસ્પતિ દેખી લોભાય મન. ૩૯૬

બહુ બોલે બપૈયા, ઉઠે ત્યા સોર,
કોયલ ટહુકા કરે અને ટહુકે બોલે મોર. ૩૯૭

પોપટ સુડા ગણા વનમાં, કરે કલોલ સોય,
માંન સરોવર બગહંસા ફરે ને ધર્મ ઉભા જોયે. ૩૯૮

દિવસ પાંચ વસ્યા દેખી સોભાવન,
મહા દુઃખથી ઉગાર્યાં એટલે આવી મેરૂની સંધ. ૩૯૯

પાંચ પાંડવને છઠા સતી નાર,
ચાલતા જાય પાંડવ વન મોજાર. ૪૦૦

પ્રેમ ભક્તિની વાર્તા મનમાં કરે,
મન સાથે મનહરીસું ધ્યાન ધરે. ૪૦૧

હવે સીત વા વાય ને ચાલી ન સકે ચર્ણ,
યોજન ચાલ્યા સતિ પડયાં પૃથિવ ધર્ણ. ૪૦૨

અડધે પંથે સૌવુ આવ્યા જેટલે,
દ્રૌપદી સતી ઢળી પડયાં તેટલે. ૪૦૩
ચાલી ન સકાય અને રૂદન કરે પાંચે વિર,
આજ પડયો સતી તણો વિયોગ. ૪૦૪

❀ રાગ બદલવો સાખીની ચાલ ❀

ધર્મ કહે કે, રાણી ઉઠો, જાવુ છે વેગળે પંથ,
સંઘ જે તજો નહિ તે, તજી કેમ ગયા વન. ૪૦૫
તે પ્રીત કેમ સાંભરે નહી,
પૃથ્વી પડીયાં સતીનાર.
અર્જુન ગાટા કાઢી રૂદન કરે,
અને ગોરી તણા ગુણુ ગાય. ૪૦૬
સર્વ કોઇ જાણે છે,
અર્જુનસુ અધિક પ્રીત વિચારે.
ધરણી કેમ ઢળી પડયા,
સતી તન મહા સારે. ૪૦૭
નિકુળ સહદેવ કહે સાને દુઃખ દીધુ,
નગળે કેમ ગળ્યા સતી પાવન.
પણ અમે રહુ કોને આસરે,
તે સતી :વિચારો મન. ૪૦૮
પણ દુઃખ કાળ આવ્યો સર્વનો,
દ્રૌપદી પડયાં ત્યાંય.
હવે ધર્મરાય વાળે સૌવું ભ્રાતને,
જે હરી કરે સો હોય. ૪૦૯

અમર કોઈ છે નહી,
સંસારનો એ ખોટો સંધ.
કાળ કોઇને મુકે નહી,
મનુષ્યની એવી ગત. ૪૧૦

હવે રાય કહે સહદેવ વીરને,
સંબંધ જેટલો હોય.
રાજા યુધિષ્ઠિર વાણી વદે,
સતી ગળ્યા કેમ જોય. ૪૧૧

સહદેવ કહે રાયજી,
પારથ ઉપર સદા મન.
એ કર્મ નડયુ એમને,
ઢળ્યુ સતીનુ તન. ૪૧૨

* રાગ બદલવો ( બુદ્ધા અવતારનો ) *

ક્ષમા કરી રાય પાસે ગયા,
દેખી સતીને દુઃખીયા થાય. ૪૧૩
તે નારી પાસે જઈ બેઠા સૌ કંથ,
ત્રાહે ત્રાહે કરે સંભારે શ્રી ભગવાન. ૪૧૪
હાથ ઘસી ને હલાવે શીશ,
અને સ્ત્રી વિનાં કર્યા જગદિસ. ૪૧૫
નારી વિના જે પુરૂષ હોય,
એને મરવા સમો ઘણવો જોએ. ૪૧૬
નારી વિના સુખ એકે ન હોય,
નારી વિના ઘર સુનુ જોય. ૪૧૭

કહે ભીમ સુણો ભુપાળ,
અને અડધે પંથે કેમ ખુટયો કાળ. ૪૧૮
નારી વિના કોઈ ન કરે વિશ્વાસ,
નારી વિના પુરૂષ તણી ન પોચે આશ. ૪૧૯
સ્ત્રી વિના સગુ ન આવે,
સ્ત્રી વિના લંપટ સર્વે કહાવે. ૪૨૦
સ્ત્રી વિના એકે ધર્મ ન રહે,
સ્ત્રી વિના સૌ અપરાધી કહે. ૪૨૧
સ્ત્રી વિના કોઇ ન પામે ઠામ,
સ્ત્રી વિના કોઈ ન જાણે ઠામ. ૪૨૨
માતા પીતા સહોદર વિર,
સ્ત્રી વિના કોઈ ના પાવે નિર. ૪૨૩
સ્ત્રી વિના સકળ લોક પરહરે,
અને વણુ વિચારી નિધ્યાકરે ૪૨૪
સ્ત્રી વિના આભૂષણુ કેશો,
અને સુકે લાકડે શોભે જેશો. ૪૨૫
સ્ત્રી વિના પાસે કોઈ નવ રહે,
પાંચે વિર હરે હરે કહે. ૪૨૬
ભીમ કહે સાંભળો મહારાજ,
અડધે પંથે કેમ ખુટયો સતીનો કાળ. ૪૨૭
શ્રી હરિ તણા ન દીઠા ચર્ણ,
કોણુ પાપે થયુ એનું મરણુ. ૪૨૮
કહે યુધિષ્ટિર સાંભળો વીર,
જેના કર્મ તે કહું છું સધીર. ૪૨૯

એ અબળા પાંચે પુરૂષને વરિ,
અદકી પ્રીત તે અરજુણુ સુ કરી. ૪૩૦
સમો વર ન ગણ્યા પાંચે કંથ,
તે પાપે થયું સતીનું મર્ણ. ૪૩૧
વનમાં ભોમી દાગ દઈ ગયા,
સતી વિયોગે અતી દુખીયા થયા. ૪૩૨
પાંચે વિર પછી ઉભાજો થયા,
કરી સ્નાનને માર્ગે ચાલ્યા. ૪૩૩
માર્ગે ચાલ્યા જાય પાંચે વિર,
સમરણુ કરતા શ્યામ શરીર, ૪૩૪
યોજન પચીસ ગયા જેટલે,
નિકુળ ગળી પડયા એટલે. ૪૩૫
પાસે વીટીને બેઠા ચારે બ્રાત,
હવે દિના નાથ આ શું થયું ઉલકાપાત. ૪૩૬
રૂદન સૌ કરે ને સંભારે વિર,
સુઈ ન રૈયે મારા સધિર. ૪૩૭
લાડકવાયો વર્ણાંગી બંધવ જેહ,
અને માર્ગે મરણુ પામ્યો તેહ. ૪૩૮
પૂછે ભીમભાઈ યુધિષ્ટિર સુણો,
કોણુ પાપે એ ભાઈ નિકુળ ગળ્યો. ૪૩૯
એનું પ્રાક્રમ શું કહું ગણું,
ગુણુ અને રૂપ ન જાય કળ્યું. ૪૪૦
યુદ્ધા માહે એ યુદ્ધો સાર,
ને કોણુ પાપે પડયો હેમ મોઝાર. ૪૪૧

માતાને વહાલો તે ગણો જ હતો,
બળવાન હતો પણ ન થાતો છતો. ૪૪૨

અડધે પંથે પૂર્વ જન્મનું લાગ્યું પાપ,
ગયો નિકુળ તે થયો સંતાપ. ૪૪૩

કહે ભાઈ યુધિષ્ટિર સુણજો રાએ,
યોદ્ધા નિકુળના મરણની કહુ કથાએ. ૪૪૪

એણે કહ્યું મારુ નહી કર્યું,
તે કારણ તે વનમાં ગળ્યો. ૪૪૫

બળવંત હતો બંધવ જેહ,
અકળ અજાણ્યો રહ્યો તેહ. ૪૪૬

પરાક્રમી પુરણ કહાવે અતી,
સુરામાં તે સુરો મહારથી. ૪૪૭

ઉઠીને ચારે બંધવ પરવાર્યા,
ભોમદાગ દઈ આગે સંચર્યા. ૪૪૮

મુકો સર્વે ભાઈ નીકુળની વાત,
કરી સ્નાન ને ચાલ્યા ભ્રાત. ૪૪૯

મનમાંહે ધરતા શ્રી હરીનું ધ્યાન,
જીભે જપતા શ્રી નારાયણનું નામ. ૪૫૦

પંદર જોજન પોતા વળી,
એટલે ભાઇ સેદેવ પડયા ગળી. ૪૫૧

પડયા ધરણીએ પામ્યા મરણ,
મેલ્યું તે જ થયા હરી સરણ. ૪૫૨

ભીમ કહે કારણ કહો,
ભાઈ સેદેવ જ્ઞાની માર્ગે રહ્યો. ૪૫૩

બ્રહ્મ જ્ઞાન જાણતા પાળે વેદ વાણ,
તેને વાલા સદાએ પુરૂષ પુરાણ. ૪૫૪
તે ભાઈ સેદેવ ઢળી પડયો આજ,
હવે શું થાશે શ્રી મહારાજ. ૪૫૫
રાજા ધર્મ કહે સાંભળો ભાઈ ભીમ,
સેદેવ જાણતો અગમ નીગમ. ૪૫૬
દુત પાસા રમતા આપણે દુ:ખીયા થયા,
જાણ્યા છતા તેના મર્મ ન કહ્યા. ૪૫૭
તો દુત પાસા આપણે રમત નહી,
સતી દ્રૌપતી દુ:ખ પામત નહી. ૪૫૮
તે દાડાનું તેને લાગ્યું પાપ,
પામ્યો મર્ણને થયો સંતાપ. ૪૫૯
કર્મ વીધી સેદેવની કરી,
ભોમ દાગ દઈ સંચર્યા ને સમરે શ્રી હરિ. ૪૬૦
શ્રી હરી શ્રી હરી એમ કહેતા વીર,
હેમ પંથે જવા મન સધીર. ૪૬૧
પવન વાયને સીત આવે અપાર,
હીમના બરફ આવી પડે સાર. ૪૬૨
પણ સત વાદી તેને ગણતા નહી,
ભીમ ધરે અંગ વર્જનું ત્યાંહી. ૪૬૩
તે ભજન કરે ભગવાન સહી,
જોજન દસ ઓળંગ્યા ત્યાંહી. ૪૬૪
દસ જોજન પોચ્યા જેટલે,
ભાઈ અર્જુન ગળી પડયા તેટલે. ૪૬૫

પડયા રાય છોડયા પ્રાણ,
મેલ્યું તેજ નારાયણની સર્ણ. ૪૬૬
યુધિષ્ઠિર ભાઈ ત્યાં રૂદન કરે,
ભીમસેન દુઃખ મનમાં ધરે. ૪૬૭
કહે ભીમ અમે કોને કહુ,
ધર્મ રાજા દુઃખ પામ્યા બહુ. ૪૬૮
પડયો અર્જુન ભ્રાતને દુખીયા થયા,
રૂદન કરીને બેઉ અળગા રહ્યા. ૪૬૯
અરે બળવંત અર્જુન વીર,
તને આ ન ઘટે રણ વિયોગ. ૪૭૦
તારા ગુણની શું કહુ વાત,
મુજને મુકી ગયો તું ભ્રાત. ૪૭૧
સભામાં મચ્છ વીંધ્યો જોતા રાણા રાયે,
પંચાળી વર્યા પ્રેમ શું સૌએ. ૪૭૨
રખુપણ કરતો તે આગળ કેમ જાય ધીર,
ધીરજ કેમ રાખુ જીતી દ્વારકા એકલેવીર. ૪૭૩
યજ્ઞ તણો મહીમા રહ્યો તે વીર તારુ પુન,
રાયે ધર્મ કહે એ કાળની અવળી ગત. ૪૭૪
વૈરાટ ઘેર કામ જ કીધુ,
વેંઢળ રૂપે લૈઈ કારજ સીધ્યું. ૪૭૫
અર્જુન સરીખો બંધવ ભલો,
સુખ દુઃખનો સારથી ખરો. ૪૭૬
ધનુર વિદ્યાને ધારણ વીર,
સાથે ફરતા શ્યામ શરીર. ૪૭૭

કષ્ટ પડે શ્રી હરિ કરતા સહાએ,
તે શ્રી હરિ પ્રતાપે જીતતા ત્યાંએ. ૪૭૮

અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો,
રાજસોહી યજ્ઞ પુરણ કર્યો. ૪૭૯

મોટા સરખા કરતા કાંમ,
લેતા શ્રી નારાયણતણુ જો નાંમ. ૪૮૦

ખરી પ્રીત શ્રી નારાયણ સાથે,
શ્યામ શરીર રેતા તુજ સંગાથે. ૪૮૧

ત્રાય ત્રાય મુખ બોલે વાંણુ,
કેમ કરીશુ હવે સારંગ પ્રાણ. ૪૮૨

કૌરવ કુળ સંહાર્યું જેહ,
મહા પરાક્રમી બંધવ તેહ. ૪૮૩

શ્રી કૃષ્ણ દેવે ધર્યો અવતાર જેહ,
તેના સખા ભક્ત અર્જુન કહીએ તેહ. ૪૮૪

સતી પંચાળી નાર તણો આધાર,
કહે ધર્મ અર્જુનને સાએ શ્રી મોરાર. ૪૮૫

ભાઈ છાના રહો ભડ ભીમ ભણે,
ભાઇ અર્જુન ગળ્યો તે કોણ કારણે. ૪૮૬

કોણ પાપે ગળ્યો તે જુઓ વિચારી,
ભાઈ અર્જુને પ્રાણ તજ્યાં નીરધારી. ૪૮૭

ગુણ સાંભળતાં મુર્છા વળી,
બે શુદ્ધ થયા જાણે પ્રાણ ગયા નિકળી. ૪૮૮

પછી મુર્છા ગત બે ઘડી રહ્યા જાણુ,
પછી આવી રાયને સુદ્ધ સાન. ૪૮૯

ધાટે સાદે ભીમસેન રડે,
અને વનમાં સાથ કોઇનો નાં મળે. ૪૯૦
વળી વળી વારે રાયે ભીમને સાર,
આવી ગત કેમ થઈ મોરાર. ૪૯૧
આ કાળે શ્રી કૃષ્ણ નહી અર્જુન ઓતમ સાર,
જ્ઞાની ગોર ગંગેત્ર અને દ્રોણાચાર. ૪૯૨
કરણ સરખા નહી દાનેશ્વરી આગે,
સંગાથ વીહોણા ઊભા આહે. ૪૯૩
યુધિષ્ઠિર કહે ભીમને એમ સાર,
અર્જુનને વાલા શ્રી ગોપાળ. ૪૯૪
વળી સત્યકાર્યમાં પરમાર્થ કરતો જોયે,
તે પૃથ્વી કેમ ઢળી પડયો આહે. ૪૯૫
રાજા યુધિષ્ઠિર કહે સત્ય કહું વાત,
અહંકારે પડયો પૃથ્વી એ ભ્રાત. ૪૯૬
અર્જુન એમ જાણતો મુજ સરખો બળીયો કોએ,
તે પાપે પડયો પાર્થ અર્જુન સોએ. ૪૯૭
કહે યુધિષ્ઠિર ભાઈ ભીમ ભડ સુણો,
એ મહીમા કહ્યો તે અર્જુન તણો. ૪૯૮
અર્જુન સરખા ચાલ્યા ભ્રાત,
તેની વૈકુંઠમાં પોચી વાત. ૪૯૯
જ્ઞાની વૈરાગી થઈ કબુધી ન ધરીએ આંએ,
ભાવી ભગવાનને ગમતું થાયે. ૫૦૦
પછી ભોમ દાગ વીધી કરી જયાંએ,
મહીમા કહ્યો અર્જુનનો હોરાએ. ૫૦૧

વળી સ્નાન કરી ચાલ્યા બેઉ ભ્રાત સધીર,
સ્મરણ કરતા શ્રી હરિ શ્યામ શરીર. ૫૦૨
જોજન પાંચ પોતા દુઃખે ભર્યા,
ત્યાં ભીમસેન પોતે ઢળી પડયા. ૫૦૩
પડયો મારગે ભીમ ભડ ગળી,
થઇ મુર્છા રાયે ને વળી. ૫૦૪
રાય ધર્મ થયા ગળગળા,
પડયા ધરણી લડથડી પડયા. ૫૦૫
પછી પોર એક ત્યાં વેળા થઈ,
મુર્છા વળીને બેઠા થયા ત્યાહે. ૫૦૬
મારુ કહ્યું ન કરતો એહ,
તે માટે દુઃખ પામ્યો તેહ. ૫૦૭
હવે મુને કોણ પુછસે વાત,
ગયા બંધવચાર સતી સંગાત. ૫૦૮
ભુપત ધર્મ સ્નાન કરી સંચરે,
મન સાથે સ્મરણ કરે. ૫૦૯
સદગોર કહે સાંભળો શું હું મુનિજન,
રાજા દુઃખ ધરે છે બહુ મન. ૫૧૦
હવે રાજા યુધિષ્ટિર કરે છે વિચાર,
હે પરમેશ્વર તું પાર ઉતાર. ૫૧૧
એકવાર ચરણ પામીએ તમારા સહી,
બંધવ સતીને ત્યાં મળીયે જઈ. ૫૧૨
સાચી સતી પંચાળી ગઇ નાર,
તે દુઃખ કોને કહએ મોરાર. ૫૧૩

તમ વીના કોને કહુ શ્રી હરિ,
મારા કર્મ દુઃખની વીનંતી ખરી. ૫૧૪
બંધવ મારા ગયા સતી સંગાથે,
રસ્તે ગળ્યા જુજવે ગાટે. ૫૧૫
પંચાળી સતીને શ્રી હરિ વાલાઘણા,
પ્રથમ સૌ ગઈ શ્રી હરિને સરણ. ૫૧૬
તે દુઃખ ન માએ રૂદીયા માંહે,
સૌએ સતી સીરોમણી નાગુણ ગાએ. ૫૧૭
દસ સેહસ્ત્ર દુર્વાસા આવ્યા દેવા શ્રાપ,
બળતા રાણીએ રાખ્યા તે સતી તણો પ્રતાપ ૫૧૮
સગળીવાત સતી ગોવિંદની જાણે,
તે પતિવ્રતા ધર્મ જ પાળે. ૫૧૯
નિકુળ બંધવ નામ નીજ બળીયો,
તેનું બળ કોણે ન કળીયો. ૫૨૦
ભાઇ તમ તણું દુખ સગળુ સાલે,
તે કમળા પતી સર્વે જાણે, ૫૨૧

ટેક. કહો શ્રી હરિ કેમ રેવાએ રે, (એ રાગ)

સકળ કળા ગુણ સર્વે જાણે
એને સહેદેવ સુખ નિધાન.
પડી વેળામાં પ્રભુજી આવો,
પાંડવ કીધા હેરાન રે. (કહો શ્રી હરિ૰) ૫૨૨
મંત્ર વિદ્યા આયુદ્ધ અંગે,
અને જોગણી જીતી આવ્યો.

ભાઇ સુત મુજને ગમતો,
એવો પ્રાર્થ મુજને ભાવે રે. (કહો શ્રી હરિ૦) ૫૨૩

આજ પડયા રણ ખેત્રમાંહે,
અરે મુજને દીધા છેહ.
કર્મ કથા કોની આગળે કહુ,
અમથી કેમ ખમાએ તેહ રે. (કહો શ્રી હરિ૦) ૫૨૪

અર્જુન વીર તું ધનુષ્ય ધારી,
અને સેસ્ર કળા ગુણ જાણ.
અશ્વમેધનો આરંભ કર્યો,
રાજસોહી સુવખાણું રે. (કહો શ્રી હરિ૦) ૫૨૫

દ્રુપદરાય ને ઘેર આવ્યા,
અને વેંધ્યો મચ્છ સત સાર.
ત્યાં વિપ્ર તણી જો સેવા કીધી,
તેથી પામ્યા સુખે સતી નાર રે (કહો શ્રી હરિ૦) ૫૨૬

કુરૂખેત્રમાંહે યુદ્ધ મંડાણો,
અને નરપતી હાર મનાવ્યા.
તે સંગ્રામમાં સુભટ જીતી,
નરપત પમાડયા હાર રે. (કહો શ્રી હરિ૦) ૫૨૭

વૈરાટ રાયને મંદિરે રેતા,
ઓત્રા કુંવરની પાંસ.
ધેનુ મુકાવી કુંવર પાસે,
તે મુજને છે વિશ્વાસરે, (કહો શ્રી હરિ૦) ૫૨૮

હે ભીમ ભંડારી વાલવો,
ત્રણ ભવનમાં જેની હાક.

કૈંયા કિચકનો કચરો કીધો,
તે પુરણ બળવંતો હતો રે, કહો શ્રી હરિ. ૫૨૯

ભદ્રાવતીનો ભુપત જીત્યા,
અને અશ્વ ગ્રહી ઘેર લાવ્યા રે.
દુરિયાધનને હાર મનાવ્યો,
ગદા ગ્રહી ઘેર આવ્યા રે, (કહો શ્રી હરિ.) ૫૩૦

સુખ દુઃખની વાત સૌને પુછતો,
તે વન ફળ દેતા આણી.
દૈત નિરખી સર્વે ભાગે,
રાખી દ્રૌપતી રાણી રે, (કહો શ્રી હરિ) ૫૩૧

ધર્મ કહે કર્મ કથા કોને કહુ,
એમ ધર્મ કરે વિચાર.
બળવંત બંધવ તુજ સરખા,
સાથે સતી સીરોમણી નાર રે, (કહો શ્રી હરિ.) ૫૩૨

એવું કહીને રાયે કરે ઓરતો,
ને હૈયે દુઃખ ન માય.
પડી વેળા માંહે પાંડવની,
હે કેશવ જાણો જ દુરાએ રે, (કહો શ્રી હરિ.) ૫૩૩

કરી સ્નાને રાય ત્યાંથી ચાલ્યા,
સમરે જુગ આધાર.
અર્ણ પર્વતમાં વસે એકલા,
ત્યાં દુઃખ તણો નહી પાર રે, (કહો શ્રી હરિ.) ૫૩૪

## * રાગ બદલવો સાખોની ચાલ *

હવે વીરા બળવંત બળીયાને,
તુજ વીના ચડાવે કોણ.
મહા દુઃખમાં સાંભરે બળીયા,
મારા હૈયે સાલે સદ્ગુણ. ૫૩૫

લાખા ઘેરથી ઉગારીઆ તે,
સૌ તારી ફીર પાએ.
બંધવ ગુણ સુવર્ણનું,
એમ દુઃખ ધરે છે રાએ. ૫૩૬

હેડંબાસુર હણ્યો ગર્વથી,
વનમાં પમાડયો સોક.
આજ તે ભ્રાત કેમ કરી,
દીધું વિયોગનું દુઃખ. ૫૩૭

એ બકરાક્ષસ હણ્યો જોતજોતામાં,
માર્યો જેવત મલ.
રણથી વૈરાટ આવીયા,
ધન ધન તારાં પ્રતાપ. ૫૩૮

તે ગુણ નહી વિસરેને,
સતીએ સહ્યાં દુઃખ.
સંગ્રામ કીધો અતી ગણો,
પણ આજ દિન ન પામ્યા સુખ. ૫૩૯

ધીક પડયું જીવતર માહેરું,
જે કોઈ ન મળે સત સાર.

ધીક પડયો જન્મ આજ માહે રે,
જે ન પામ્યા રાજ સુખ લગાર. ૫૪૦

અરે સત પાળે તેને સુખ નહી,
તેવો આ યુગ સંસાર.
પડયા ધરણીએ રૂંદન કરે,
મહાવન દારૂણુ મોઝાર. ૫૪૧

ભીમતણાં રૂપ દેખીને,
ધર્મ પાડે મુખ ચીસ.
પણ ભ્રાતના દુઃખના માટે,
તે થઇ રહ્યા શુન સીસ. ૫૪૨

પણ મુખે તો બોલે નહીં,
તે કહાવે ધર્મ પૃથવીના ભુપ.
મુર્છા ગત થઇ રાયને,
ત્યાં દેખી ભીમનું સ્વરૂપ. ૫૪૩

તે પરી ભ્રમે જાણીયું,
જે ધર્મ પામ્યા મહા દુઃખ.
તે અચેત થઈને રાયે પડયા,
તે આ પૃથવીમાં અસુખ. ૫૪૪

ત્યારે દર્શન થયું અવીનાશનું,
એટલે વળી રાય ધર્મને સાન.
પણ મુખેથી કંઇ બોલાય નહી,
બોલાવે શ્રી હરિ ભગવાન. ૫૪૫

હૈયામાં ચાંપે નાથજી,
કરે રૂદન મોટે અવાજે.
ધર્મ રડે ત્યાં શ્રી હરિ રડે,
અને છાંના રહે નહી મહારાજે. ૫૪૬

## (રાગ ફર્યો) બુદ્ધ અવતારનો

શ્રી હરિ કહે એ કાળની અવળી ગત,
તે માટે રાયજી ન થાશો અસત. ૫૪૭
કરી ક્રીયા ભીમની સ્નાન કરી સંચરે,
ત્યાં મન સાથે હરી શું ધ્યાંન જ ધરે. ૫૪૮
માન સરોવર તે આવી રહ્યા.
અને ભુપત અતી ચીન્તાવૃત થયા. ૫૪૯
સ્નાંન કરી જળ પીધું જયે,
ગળી ટચલી આંગળી રાજાની ત્યાંએ. ૫૫૦
રાજા ધર્મ ત્યા કરે વિચાર,
અસત્ય બોલ્યો છું એક જ વાર. ૫૫૧
નરોવા કુંજરવા વાણી ઓચરી,
માર્યો દ્રોણ દાણવ ત્યાં કપટ કરી. ૫૫૨
માન સરોવર કેરે તીર,
રૂદન કરે યુધિષ્ઠિર વીર. ૫૫૩
મારા પાપ તણો નહિ પાર,
પંથે રહ્યા બંધવને નીજ નાર. ૫૫૪

## રામ ફર્યો સાખીની ચાલ

ધર્મની ટચલી આંગળી ગળી ત્યાં,
હેમલોક કહેવાયે જયાંએ.
ભાઈ ભડવીર શા માટે પડયા,
તે સત કહો અવીનાશ. ૫૫૫

શ્રી હરિ કહે એ જાણતો,
જે મુજ સમો નથી બળવંતો.
તે પાપેથી નિશ્ચે પડયો,
તે મહીમા કહ્યો હરિએ ત્યાએ. ૫૫૬

ધર્મ કહે વીર ભીમ પડયો,
તેવા ગર્વથી નિરધાર.
ટચલી આંગળી મારી ગળી,
તે મુજને કહો મોરારે. ૫૫૭

શ્રી હરિ કહે એમ તમે જાણી કહ્યું,
નરોવા અને કુંજરવાએ.
તે પાપ તમને લાગ્યું સહિ,
ધર્મ યુધિષ્ઠિર રાયે. ૫૫૮

## * રાગ બદલવો * ચાલુ કંથાનો

ભાઈ વીના સુનો સંસાર,
ભાઈ વીના જીવવું ધીક્કાર. ૫૫૯
ભાઈ વીના રણે નહી આવે કોએ,
ભાઈ વીના અધિકારી ન હોએ. ૫૬૦

માનો જાયો ભાઈ જેહ,
અને નવે નંધ ઘરે બેઠા તેહ. ૫૬૧
ભાઇ વીના ન પાવે નીર,
ભાઈ વીના નહી સુખ શરીર. ૫૬૨
ગઇ લક્ષ્મી પાછી પાંખીએ,
પણ બીજે અવતારે ભાઈ નવ દેખીએ. ૫૬૩
ભાઇ વીના હું જાણું કયાંએ,
હવે તજુ પ્રાણ બેસીને અહીંયાએ. ૫૬૪
ગેલો કરી ગયા મુજને ભ્રાત,
પ્રતી વ્રતા સ્ત્રી સંગાત. ૫૬૫
એકે દિસા નહી દેખું આજ,
કરો કીરપા તમો શ્રી મહારાજ. ૫૬૬
રાજા દુઃખ ધરે છે જ્યાં હાં,
ભીષ્મ સ્વાન થઇને આવ્યા ત્યાં. ૫૬૭
સતી શ્રાપે કરીને દુઃખ દેહ ધરી,
કૌરવ પક્ષનું પાપ મનમાં હે ગ્રહી. ૫૬૮

* રાગ બદલવો સાખીની ચાલ *

પુત્ર પાસે આવી રહ્યા,
ભીષ્મે ધરીયું સ્વાન સ્વરૂપ.
ધર્મે આવતાં ઓળખ્યા,
ચડીયા તે ઉપર ભુપ. ૫૬૯
સ્વાન સંગાથે સંચર્યા,
તે ચાલ્યા માર્ગે જાયે.

વૈકુંઠ પુરી છે વેગળી,
ત્યાં દુઃખ ધરે ધર્મ રાયે. ૫૭૦

* રાગ બદલવો * ચાલુ કથાનો

મારગમાં ચાલ્યા જેટલે,
ઇન્દ્ર આવી મળ્યા તેટલે. ૫૭૧
ધરી સીસને નમાવ્યું ચરણે.
ભલે પધાર્યા આજ અશરા સર્ણે. ૫૭૨
તમ દર્શને પાવન થયા,
પછે મહી પતી સ્વર્ગે ગયા. ૫૭૩
સ્વર્ગે પધારોને મહારાજ,
કરુ સેવા હું કર જોડીને નાથ. ૫૭૪
આપો આજ્ઞા તે ચડાવું સીસ,
તમે આશા પૂરો શ્રી જગદીશ. ૫૭૫
વળતાં ભક્ત યુધિષ્ટિર કહે,
સાંભળવા ઇન્દ્ર છાના રહે. ૫૭૬
આવો સ્વર્ગે હું નહી આવું ધીર,
ત્યાં જાવું જ્યાં શ્યામ શરીર. ૫૭૭
રાજા ધર્મે હરી સોગનથી ના કહી,
વળ્યા ઈન્દ્ર આસા પર હરી. ૫૭૮
ચાલ્યા રાયે આનંદ ગણો,
સાથે સુંદર સમરણ શ્રી ગોવિંદ તણો. ૫૭૯
સત્ય માટે દેહ રહ્યો ત્યાહે.
શ્રી હરિ મલવા માટે સ્વર્ગે જવાએ. ૫૮૦
ધર્મને કહ્યું હરી કૃપા નીધે,
તું મોટો સત્યવાદી રાએ. ૫૮૧

દેહનું સુખ સંસારમાં સાર,
તે તજી સતીએ સત રાખ્યાં સાર. ૫૮૨
રાજા ધર્મ સદેહે સ્વર્ગે આવ્યા સાર,
એથી અદકું શું કહેવાયે. ૫૮૩
પણ પુર્વે તો સદેહે ગયા જમ દગ્નિરાયે,
તેતો કહીએ શ્રી ફરશું રામના પીતાએ. ૫૮૪

* રાગ સાખીની ચાલ *

સઉથી પેલાં સદેહે, રૂખમા ગત પોતા,
નેવળી ધર્મ રાય.
પણ સત વીના સદેહે,
સ્વર્ગે કયાંથી જવાએ. ૫૮૫
એમ બોલે વેદ વાંણી,
તે તમે નિશ્ચય જાણો.
સત્ય વીના તો રાખે નહી ત્યાં,
સ્વર્ગે સારંગ પ્રાણી. ૫૮૬
સતે રવી ચંન્દ્ર ઉગે,
અને સતે તારા મંડળ ખરે.
સતે ભુવન ચૌદે રહ્યા,
સતે મેરુ નચ ચળે. ૫૮૭
સતે સૃષ્ટિ ધરા જાલે,
અને સતે સમુદ્ર ન લોપાએ.
મર્યાદા બાંધી પૃથ્વી તણી,
સતે કટકા ન થાયે. ૫૮૮

* રાગ ચાલુકથાનો *

સતે વર્ષે મેઘ જ બાર,
અને સતે રહ્યો સૃષ્ટિનો ભાર. ૫૮૯
સત્યવાલું સતીને હોએ,
સત વીના જીવવું ધીકાર. ૫૯૦
સત રાખ્યું હરિચંદ્ર તારાદે નાર,
સત રાખ્યું કુંવર રોહદાસ. ૫૯૧
સતે રહ્યા કમળા ધ્વજ સોએ,
સતે રહ્યા કમળા પતી જોએ. ૫૯૨
તે માટે તું સાંભળ હો રાએ,
સત્ય વિના સીધ્યા નહી કોએ. ૫૯૩

રાગ ફર્યો સાખીની ચાલ

દ્રૌપદી નીકુળ ને અર્જુન,
અને સેહેદેવ ભીમસેન ભાઇ.
એ પાંચે ગયા હેમે હાડ ગળાવી,
તે મુજને મળશે કયાંયે. ૫૯૪
હવે મારગ મધે હરી સંગજાયે,
ને આવી મેરુની સંગ.
ત્યાં મારગ માં એક કુપ દીઠો,
રાયે પુછે શ્રી હરીને ભેદ. ૫૯૫
આ રક્ત વર્ણો કુપ દીઠો,
એનો મહીમા કહો મહારાજ.

શ્રી હરિ કહે એમાં સ્નાન કરો,
એનો મોટો મહિમા છે મહારાજ. ૫૯૬
રાય કહે મર્મ, જાણ્યા વિના,
કેમ કરીએ તેમાં સ્નાન.
મુજને એનો વીવેક કહો,
તો પછી કરુ હું સ્નાન. ૫૯૭
શ્રી હરિ કહે મહીમા કીધા વિના,
મહા ફળ એનુ જાયે.
શ્રી હરિ ત્યાં એમ બોલીયા,
સાંભળો હો ધર્મ રાયે. ૫૯૮
દોજકની છે આંચ ઘણેરી,
બેઉ જણ સાથે જાયે.
નરકના કુન્ડ આગળ જઈને ઉભા,
તે દુઃખ મહા દુઃખ દેખાયે. ૫૯૯
ધર્મ યુધિષ્ઠિર વાણી બોલ્યા,
દોજક આંચ અપાર.
મેર કરો ને મેર બક્ષો,
માંહે અગ્નિ દિસે અદકાર. ૬૦૦
શ્રી હરિ મુખે બોલ્યા વાણી,
જો કર બોળો તો સારૂ.
ધર્મ વાણી સત ઓચરે,
સ્વામી મેર કરો તો સારૂ. ૬૦૧
વળતા રાજા કમ્પીયાને,
શીર પડયો બહુ ત્રાસ.

જો ચરણ પખાળો ચાલતાં,
તો કરોડી અનંત અમરા પુર વાસ. ૬૦૨
પછી ચરણ ઓળતા જંતુ વળગ્યા,
નવ કરોડી વૈરાટ.
આ દેહ સાથે પાંચે દ્રૌપદીનાં બાળક,
જે પડયા રણ ક્ષેત્ર માંહે. ૬૦૩

* રાગ ચાલુ કથાનો *

જે કાશી રાજાનો પુત્ર ભુજ બળીયો જાણ,
અને બહુ મહારથી કહેવાય નામ. ૬૦૪
માળવા દેસનો મહીપાળ આહે,
અનેક દેસના રાયે ત્યાંએ. ૬૦૫
બીજા કેતા ન આવે પાર,
અને મજલે જીવ થયા નવ કરોડ સાર. ૬૦૬
નારાયણ કહે સાંભળો યુધિષ્ઠિરરાય,
જે વઢયા કૌરવ કરણ સોયેભાઈ. ૬૦૭
તે પાપે દુઃખીયા તે થાય,
તે જઈ પડયા નર્કમાંહે બહુ દુઃખ સહે. ૬૦૮
ધર્મ કહે જે રણ સંગ્રામે પડે,
તેતો સ્વર્ગે જાય ને સર્વે સાથ. ૬૦૯
શ્રી હરિ કહે એ સાચુ સહી,
પણ એ પડયા કૌરવોને હાથ. ૬૧૦
રણ મેદાને કાયર થાય નર જેહ,
અને નિશ્ચય નર્કમાં પડસે દેહ. ૬૧૧

હરિ વચને ચરણ પખાળ્યાં જ્યાંએ,
આગ લાગી અહંકાર ત્યાંએ. ૬૧૨

ચરણ ધોયા યુધિષ્ઠિરરાયે,
અને દોજકનાં દુઃખ અપારરે. ૬૧૩

શ્રી હરિ બોલ્યા મુખે વાણી,
એ નવ કરોડી જીવ ઓધાર્યાં આપે. ૬૧૪

અને આ અઢાર કરોડી રહ્યા કુડ માંય,
તેનો પાર નવ પાએ. ૬૧૫

ધર્મ યુધિષ્ઠિર બોલ્યા વાંણ,
કહો તો કુડમાં નાહુ જાણ. ૬૧૬

વચન અમારા વઈ ગયાં જાણ,
અવસર વેળા એ વખાણ. ૬૧૭

અવસર વેળા વચન અમારાં જાય,
નેવૃત્ત વેળા પરવારિ રાય. ૬૧૮

( રાગ સાંખીની ચાલ )

નવ કરોડી જીવ ચરણે કાઢયા,
એ કોણ કારણ કેસવરાય. ૬૧૯

નવ કરોડી રહ્યા કુંડમાં,
જે બેઇમાની હતા ખરે. ૬૨૦

નવ કરોડી જીવેતો લોચા વાળ્યા,
તે આવા ગવનમાં ફરે. ૬૨૧

ધર્મ યુધિષ્ઠિર વાણી બોલ્યા,
એ જીવ નર્કે પડયા જીવ સમાર. ૬૨૨

નરોવા કુજરવા જે ભણ્યાં,
તે સાચા જુઠાને સાથ. ૬૨૩

જે આ જીવ નર્કે પડયા,
તે સાંભળ જો ઋષિવર ભાઇ. ૬૨૪
જેણે સદ્દગોર વચન ન પાળ્યા,
એણે કુડી કરી કમાઈ. ૬૨૫
પીંડ પડયાને વિષમાં નાખ્યા,
સાંભળ જો જદુરાય. ૬૨૬
ચર્ણે આગ લાગી ગણી,
જેથી જીવ અમારા જાય. ૬૨૭
ચર્ણ પખાળ્યાં નવાણુ વાર,
વીષ ધોઇ ધોઈ કઢાય. ૬૨૮
નવ કરોડી વળગી આવ્યા,
એ જીવ કોણ કારણ કહેવાય. ૬૨૯
જે નવ કરોડી જીવ ચર્ણે લાગ્યા,
તે રાયધર્મ તણા પુન પ્રતાપે. ૬૩૦
જે નવ કરોડીએ લોચા વાળ્યા,
તે ગયા આવા ગવન માંય. ૬૩૧
ધર્મ યુધિષ્ઠિર ત્યાં બોલીયા,
તે સાંભળો સ્વામી નાથ. ૬૩૨
હુકમ કરો તો સ્નાન કરું,
શ્રી હરિ તેની કહેજો વાત. ૬૩૩
વળતાં શ્રી હરિ ઓચર્યાં,
તે હતો મોટો મરમ. ૬૩૪
હે રાય વચન અમારાં વઈ ગયા,
હવે નથી નાહાવાનુ ધર્મ. ૬૩૫

પછી ધર્મરાયને થયો ઓરતો,
જે સાત સોણી સ્વર્ગ લઈ જાયે. ૬૩૬
પગે વળગ્યા તે ઓધર્યા,
નવ કરોડી રાયની સંગાતે. ૬૩૭
છેલી વારે જે ચર્ણ પખાળ્યાં,
તેનું રહ્યું જે જોર. ૬૩૮
છેલુ પાંણી પાસે રહ્યું,
શ્રી હરિ તેની કિજે પહેર. ૬૩૯
દુનિયામાં સૌવુ કોઈ જાણે,
દોજકનાં દુઃખ કેવા હોય. ૬૪૦
તે વિષ વીછીને આંકડે મૂકયું,
એ છેલા પાંણીનું જોર. ૬૪૧
શ્રી હરિને કહ્યું રાજા ધર્મે,
તે શ્રી હરિની અકળ ગત. ૬૪૨
એ અબુજ અજ્ઞાન સમજ્યા નહિ,
અમને રાખો તમારી શર્ણ. ૬૪૩
શ્રી હરિ જંપતા વૈકુંટ ગયા,
ધર્મ પુત્ર સૌવુ સાથે લાવ્યા સાર. ૬૪૪
પેલાં ત્યાં ધર્મે દેખાડી વાટ,
અને પોતા વૌકુટને ભાંગ્યા ઉચાટ. ૬૪૫
વૈકુટ નાથ બેઠા છે જ્યાય,
અને મહા મુનિવર બેઠા છે સાર. ૬૪૬
અમરા પુરી તે વૈઈકુટ કહેવાય,
અને હેમ પુરી મધે આવ્યા યુધિષ્ટિર રાય. ૬૪૭

(રાગ વૈશંમપાય એની પેરે બોલ્યા)

કનક આસને બેઠા દ્રૌપદી,
અને દાસીયું શોભે શ્રેષ્ટ.
પણ વીર ચાર દિઠા નજરે,
એના અખંડ દેહ અને ઉત્તમ વસ્ત્ર. ૬૪૮
ત્યાં તુરાણી કાયા સર્વ દેવની,
અને કરે છે મન ઇચ્છિા આહાર,
કલ્પ વૃક્ષ ત્યાં કૈઈએ,
જેને કર્યાં છે જપ અપાર. ૬૪૯
સતી જીવ ત્યાં સૌવુ વશે,
તે કલ્પ વૃક્ષની અમર છાય,
દાશ દાશી દેવલોકનાં તે,
સેવા કરે છે ત્યાં અપાર. ૬૫૦
ત્યાં આહાર છે પણ નાહાર નથી,
અને દેવ સભામાં સાર,
સતિ માતાને બંધવ દિઠા,
અને ત્યાં દેખ્યો પાંડુનો પરવાર. ૬૫૧

રાગ બદલ્યો : ચાલુ કથાનો

દાસ દાસી સેવા આચરે,
અને સતી જીવ સેવા શ્રી હરિની કરે. ૬૫૨
જયારે દીઠા હસ્તિનાપુરના ધણી,
ત્યારે શ્રી હરિ ધાયા ભુપત ભણી. ૬૫૩

રાજા ધર્મે ચર્ણે નમાવ્યું શીશ,
મળ્યા યુધિષ્ઠિરને શ્રી જગદીશ. ૬૫૪
આશન આપીને પુજા કિધી,
સુખ દુઃખની વાતો ત્યાં કીધી. ૬૫૫
શ્રી હરિ કહે સાંભળો વિનંતિ,
માર્ગે સુખે કેમ આવ્યા ભુપતિ. ૬૫૬
કહે યુધિષ્ઠિર સાંભળો વૈકુંઠ નાથ,
માર્ગે દુઃખ કાંઈ કયુ ન જાય. ૬૫૭
નિકુળ અર્જુન અને ભાઇ સહેદેવ,
અને સતી દ્રૌપદી કરતાં સેવ. ૫૬૮
અડધે પંથે આવ્યા જેટલે,
સતી ગળી પડયાં તેટલે. ૬૫૯
માન સરોવર હું આવી ગયો,
ગળી આંગળી ને દુખીયો થયો. ૬૬૦
જમરાજ ધર્મે મુજને દેખાડી વાટ,
શ્રી હરિ તમ દિઠે ભાંગ્યા ઉચાટ. ૬૬૧
તમ દર્શનનું ફળ જો એહ,
હુ નયેણે દેખુ કૌરવ પાંડવ તેહ. ૬૬૨
વણુ દિઠે ન હોય સંતોષ,
દિન બંધુનું લાગે છે દુઃખ. ૬૬૩
દેખ્યા કૌરવને પાંડવ કુંમાર,
દિઠાં દ્રૌપદી અને હરખ્યા અપાર. ૬૬૪
રાય યુધિષ્ઠિર સર્વેને મળ્યા,
સુખ દુઃખ ભવના સરવેનાં ટળ્યાં. ૬૬૫

ઓતમ મંદિર આપ્યાં સાર,
અને ત્યાં રહ્યા પંડુકુંમાર. ૬૬૬
આનંદે શેવક સૌવુ હરિ પાસે વસે,
દર્શન ભજન કરેને મનમાં હશે. ૬૬૭
એ સ્વર્ગના જીવ સર્વે સાથ,
ભક્ત વસ્તલ છે હે વૈકુંઠ નાથ. ૬૬૮
પાંચે પાંડવો વૈકુઠ પામ્યા શૈઇ,
રાજા યુધિષ્ટિરની દેહી ખાખી રઈ. ૬૬૯

રાગ બદલ્યો, સાખીની ચાલ

રાજા તે પોઢયા પાલખી,
નિંદ્રા કીધી એક જ પહોર,
ત્યાં ઇજરાઇલને ફરમાવિયું,
તે ફેરવો રાજાનો દેહ. ૬૭૦
ખોળિયું મટાડયું ખાખનું,
અને વસાવી નુરાણી દેહ,
અમર કાયાકીધી શ્રી હરિએ તેની,
તેમાં મૂકયો રાજાનો રૂહ. ૬૭૧
ફડકિને રાજા જાગીયા,
દીઠિ નુરાણી અમર દેહ,
ઉઠીને જોયા શ્રી ભગવાનને,
ત્યાં નુરે વર્ષ્યા મેહ. ૬૭૨
જગમગ જોત ત્યાં અપાર છે,
જાણે કોટીક આદીત હોય,

ત્યાં નવ કરોડીના મુખી સ્થાપ્યા,
અને તે અમરાપુરમાં જાય. ૬૭૩
વૈંકુટ વૈભવ સૌ ભોગવે,
અને હિચે હિંડોળા ખાટ,
અમે જઇશું મૃત્યુ લોકમાં,
અને કરોડી અનંત જુવે છે વાટ. ૬૭૪
વળતા તે રાજા ધર્મ ઓચરે,
સ્વામી તમ વિના સ્વર્ગમાં ન શોહાય.
ગાય વિના જેમ વાછરૂ,
તેમ બાળક વછુટિ માય. ૬૭૫
વૈકુંઠ અમે નહી રઇએ એકલા,
જ્યાં નહિ દર્શનને દીદાર,
શોળ કળા જેમ શોભતી,
તેમ પુરૂષ વિનાની નાર. ૬૭૬
તે માટે અમે માગીએ,
અમે આવીશું તમારે સંગાથ,
દર્શન કિજીએ નિતનિત આપના,
અને સનમુખ કરિ એ વાત. ૬૭૭
પાંચ બંધવ ત્યાં પાંડવો,
ને દ્રોપદી કુંન્તા માત,
વૈકુંઠમાંથી અવનિયે અવતર્યા,
તે આવ્યા હરિની સંગાથ. ૬૭૮
મૃત્યુ લોકમાં આવિયા,
ને મેલ્યા તે જુજવે ઠામ,

કાશમિરમાં રાજા કઇએ,
ધર્મે અવતાર લીધો તે ઠામ. ૬૭૯
વૌશ વલોણીમાં અવતર્યાં,
તેના પીતા તે રાઘવ નામ,
માતા તે કૈયે તેનાં લોચના,
રાજા યુધિષ્ટિર કરે પ્રણામ. ૬૮૦
અર્જુનજી આવતાં અવતર્યાં,
એ બાણાવળી મહાવીર,
ઉચ્ચ નગરમાં ઉત્તમ કુળ કૈયે,
કુળ પટવા વેપારી હીરા. ૬૮૧
ઉજળાછે નેત્ર આંખનાં,
તે લોક નાં સમજે હરિજન,
માતાએ પુત્ર પ્રસવ્યો,
પણ ન જાણે અર્જુન. ૬૮૨
ભીમ ભડ ભલે અવતર્યાં,
તે જાલંદર મહા દેશ,
જેની અટક વલોણી આલકૈયે,
ઉમર કોટ નગર આવાશ. ૬૮૩
એની એધાણીએ ભીમસેન છે,
મહાયોદ્ધા બળવંત શાર,
અવળે કેશે અવતર્યા,
તેને ન જાણે કોઈ સંસાર. ૬૮૪
સહદેવ જોશી ત્યાં અવતર્યો,
શાલવુ મહા કુળ શાર,

માળવા મધે સહેર કૈયે,
ઉજન નગરમાં અવતાર. ૬૮૫
એ સહેર મધે શોભતા,
તે મહાન ગુણવંત દેવ,
દક્ષિણ દિશામાં પઠાંણપરૂ,
ત્યાં જન્મ્યા છે સહદેવ. ૬૮૬
ત્યાં નિકુળને જગાડીયા,
તે પૂર્વ મહાબંગાળ માંય,
ભુટ નગરમાં અવતર્યા,
તે કશયબ કુળ તેની સાંખ. ૬૮૭
તેના નાક માંહે નથ છે,
અને કાને તે મુગ્તા કડુ,
માતાને ગરભે અવતર્યા,
તે પાંન્ડુ પુત્ર નિકુળ. ૬૮૮
શક્તિ આ સંસારે અવત્યાં,
અને સતી દ્રૌપદી કુંન્તાજી માત,
ભિલડી નગરનાં પટરાંણી,
જેની નીગમ પુરે છે સાંખ. ૬૮૯
ચંડીકા કાળી અવતર્યા,
જે શક્તિનો પરવાર,
તે બાળ કુંવારિ બાળકી,
તેવાં શક્તિ રૂપે સંસાર. ૬૯૦
દર્શન છે એ જાગતાં,
તમે ખોળી લ્યો ગુણવંત,

દશમે સ્વામી રાજા આવિયા,
અને વર લાવ્યા જીવ અનંત. ૬૯૧

કરોડી પાંચ પ્રહલાદ તાર્યાં,
સાતે શ્રી હરિ ચંદ્રરાય,
નવ કરોડી શું પાંડવ તાર્યાં,
કરોડી બારશું સહગોર શહદેવ. ૬૯૨

દિલંમ દેશે સ્વામી અવતર્યાં,
અને ગઢતે વર્જા સહેર,
જેને જાંખા મેઘા કિનર તારિયા,
કરોડી (તેંત્રીસ) કીધા મહેર. ૬૯૩

આજ અનંત કરોડી કળીયુગ માંય,
મલેચ્છ રૂપે મનખા દેહ,
હેમ પુરિમાં તખતે બેઠા,
પ્રતક્ષ બોલ્યા તેહ. ૬૯૪

ભરત ખંડને જાંબુદ્વિપે,
પ્રતક્ષ બેઠા જેહ,
આશા પુરે સર્વે જીવની,
બ્રમ કુળમાં બેઠા તેહ. ૬૯૫

ત્રણ કલફને ચાર જુગમાં,
તે વૌશે ગોર ભેદ માર્ગ એક,
આજ કળીમાં દશમે સ્વામી આવીયા,
તે આપોઆપ શ્રી હરિ અલખ. ૬૯૬

### * રાગ બદલ્યો ચાલુ કંથાનો *

નુર નારાયણ નિષ્ક લંકિ જાણુ,
જેને ભરણુ અનંત ભરયાં પ્રમાણુ. ૬૯૭

શોહી રામ અને શોહી રહેમાન,
જો જો જ્ઞાનથી પોથીને પુરાંણુ. ૬૯૮

જ્ઞાન સંપૂર્ણ ચીંતમાં ધરો,
શ્રી હરિ નર નારાયણુ રધ્યથી ઓચરો. ૬૯૯

નવમો શ્રી બુદ્ધા અવતાર સંપૂર્ણ જાણુ,
ને ત્યાં સદગોર વેદમબ્યાસે લખ્યા પ્રમાણું. ૭૦૦

વર્ષ ચાર લાખ ને બત્રીસ હજાર,
ત્યાં સુદ્ધિ ભોગવે તે શ્રી બુદ્ધા અવતાર. ૭૦૧

દશમે અવતારે શ્રી નિષ્કલંકિ રૂપ,
હવે નહિ કોય રાજા મુગ્ત સૈવુ ભુપ. ૭૦૨

ભણે સદગોર બ્રમા સત્ય સાર કહ્યા,
શ્રી બુદ્ધા અવતાર સંપૂર્ણ થયા. ૭૦૩

શ્રી બુદ્ધા અવતાર સંપૂર્ણ





**શ્રી સદ્ગોર બ્રહ્મા વાંચા**



**हनिष्यति कलेरंते म्लेच्छांस्तुरगवाहनः ॥**
**धर्म संस्थापनार्थाय तस्मै कल्कयात्मने नमः ॥**



ધર્મની થએલી ગ્લાનિ પછી, ધર્મને પાછો સ્થાપન કરવા માટે કળિયુગને અંતે ઘોડા ઉપર ચઢીને જે અધર્મીઓનો નાશ કરશે તે કલ્કિ રૂપ અવતારને હું નમસ્કાર કરૂં છું.

**શ્રી બુધાના સીસ, સ્યામ, સુલકાન, ઈસ્લામ, હારૂન, આદમ, નિઝાર, મીઝાર, ઈલીહાસ, મિલ્યાસ, મુલ્કોન, કાઝમ, કાહર, કાયમ, ગાલિબ એલબ, ફાહીમ, મુરાદ, અબ્દુલમુનાફ, હાસમ, અબ્દુલમુત્તલીબ, અબુતાલિબ, વંશતો શ્રી નિષ્કલંકિનારાયણ શ્રી મુર્તુઝાઅલી.**

# શ્રી નિષ્કલંકિ અવતાર

### શ્રી ફર્માનજી બિસ્મિલ્લાહ હરરહેમાન નિરરહિમ

ભાવાર્થ—શ્રી પરમાત્માની આજ્ઞાથી આદરૂં છું.

દયાળુ શ્રી પરમાત્માના નામથી જે સહાય કૃપાળુ છે.

## ભગવાનનાં અવતારોના હજારો ભેદ.

ऋ० अ० ८. अ० ७. व० ३३. मं. १८.

रुपं रुपं प्रति रुपो, विभूव तदस्य रुपं प्रतिचक्षणाय ॥ इन्द्रो
मायाभि पुरुरुप इर्यते युक्ता हस्य हस्यः शतादशः ॥

પોતે પ્રયત્ક્ષ થવા માટે રૂપ રૂપનો પ્રતીકરૂપ થાએ છે, પરમેશ્વર જ માયાથી પુરૂષરૂપ હોય છે, એના હજારો ભેદ હોય છે.

## પરમાત્માંની સોળ કળા નરજામે.

य० अ० ८. मं. ३६.

यस्मान जाताः परो अन्यो अस्यिय आविवेश भूवानि विश्वा।
प्रजापतिः प्रजयासँ रराण स्त्रीणिज्याती॑ पिसचते सषोडशी ॥

એના સમાન કોઈ જન્મ્યો નથી, એથી, બીજો કોઇ ઉત્તમ નથી. એ સ્વતંત્ર છે, (તાબેદાર નથી) સર્વ પ્રજાઓને સુખ આપવા, ભુવનોમાં અને વિશ્વમાં પ્રજાપતિ (બ્રહ્મરૂપે કે રાજારૂપે) છે. તે ત્રણે લોકમાં જેની ગત છે. પ્રકાશિત જોતિષરૂપે ચૈતનરૂપે સંચરનાર તેવા સોળ કળાવાન છે.

# મદીનામાં "શ્રીવિષ્ણુ"

## ૩૦૦ વરસ

य० अ० ३६, म० २८ (अने सामवेदमां पण छे.)

मदीना स्याम सरद सतं, भूयश्च सरदाः सतात ॥

મદિનામાં શ્રીવિષ્ણુ (પ્રથમ) સો વરસ, 'ફરી,' 'ફરી,' પુનઃ પુનઃ બે ફેરા સો સો વરસ રહેશે.

## અવતાર દસમો

પહેલા વૈશાખ સુદ બીજને શુક્રવાર,
તે દિન કળિયુગ બેઠો સાર. ૧

વિભાગ ૧: પૂર્વભૂમિકા

હે મુનિવરો કળિયુગમાં અથર્વ વેદ પ્રમાણ,
અને ગોર બ્રહ્માજીએ નબી મહમંદ ધરાવ્યા નામ. ૨

બ્રહ્માએ.. નબી મુહમ્મદ તરીકે અવતાર લીધો

જે ચંદ્ર વંસે આદમ કળિયુગે થયા સાર,
તે શ્રી નિષ્કલંકી નારાયણ હરીનો દસમો અવતાર. ૩

વિષ્ણુ ભગવાને ૧૦મો અવતાર. અરબ દેશમાં લીધો

જે દસમે રૂપે શ્રી હરિ પાત્ર નિષ્કલંકિ અવતાર,
તે આવિ બેઠા આરબ દેશ મોઝાર. ૪
જે આ ગોરે કેટલાંક ચરિત્ર શ્રી હરિનાં કહ્યા,
તે દેવ આ કળિયુગમાં હોઇ રહ્યા. ૫
ગોર બ્રહ્મા આ કલિયુગે ગોર સમસ અવતાર,
તે ગોર દુરવેશી લઈ ફર્યા ચોવિસે મુલક મોઝાર. ૬
જે ગોર ચોવીસે મુલકમાં પ્રતક્ષ બોલી રહ્યા,
તે ગોર ફરતા ફરતા ચીન નગરીમાં ગયા. ૭
જ્યારે બેઠો કળિયુગને દ્વાપર ઉતર્યો,
ત્યારે દહિત કાળીંગો મહા ચીન નગરીમાં અવતર્યો. ૮



કાલીંગો = કલિયુગનો દૈત્ય

ચીન મહાચીનમાં કાલિંગો બેઠો છે આજ,
તે દહિત કાલિંગો કળિયુગ લાગતાં બેઠો છે રાજ. ૯
જે નવે ખંડ માહે વ્યાપક હોઇને કરે છે કામ,
કળિયુગમાં કાશી વિશ્વનાથ જપાવે હરિનું નામ. ૧૦
ત્યાં સુરજા રાણીએ સાધ્યું હતું રાક્ષસનું જ્ઞાન,
તે સમર્ણ કરે કાળીંગાનું એકે ધ્યાને. ૧૧
તેને સપ્ત ખંડી મેડીને ફરતા ઝરૂખા ચાર,
ત્યાં ઉગાડા મંદિર મોલને રાજ દ્વાર. ૧૨
ત્યાં સુરજા રાણી મોતી વીણેને સ્વામીનું સમર્ણ કરે,
ત્યાં મધ્યાન કાળે આવી પંખી કલોલ જો કરે. ૧૩
ત્યાં આવ્યા પંખી તેમાં સુડા છે બહુ,
તે તો સમરણ કરે કાલિંગાનું સહુ. ૧૪
ત્યારે સુરજા રાણી મનમાં બહુ કરે વિચાર,
એતો કોઈ બ્રહ્મ સ્વરૂપી આવ્યો નગર મોઝાર. ૧૫
એસો તે કોઈ નગરમાં હમારો દાસ,
એ બ્રહ્મ સ્વરૂપી પોપટ ને લાવે હમારે પાસ. ૧૬
જે સદ્ગોર પોપટ સ્વરૂપે દીઠા,
તે જઈ સામા કદમના ઝાડ ઉપરે બેઠા. ૧૭
ત્યાં સર્વે જનાવર કરે બહુ કલોલ,
તેમાં બ્રહ્મ સ્વરૂપી પોપટ બોલે નવલા બોલ. ૧૮
તે સુરજા રાણીના મનમાં એવી ચિંતા થાય,
જો રખે બ્રહ્મ સ્વરૂપી પોપટ ઊડી જાય. ૧૯
ત્યારે સુરજારાણી મનમાં એવી ચિંતા કરે,
તે તો વચન પોપટના હૃદયમાં ધરે. ૨૦

કાલીંગો દૈત્ય લોકો પાસે કાશીવિશ્વનાથનો જપ જાપાવે છે. માટે એ ખોટું છે.

**વિભાગ ૨:** સુરજારાણી અને કમલાકુંવરને સતપંથનો ઉપદેશ

સુરજા રાણી = દૈત્ય કાલીંગાની પત્ની. કમલાકુંવર = દૈત્ય કાલીંગાનો દીકરો

સુડા = પોપટ પક્ષી

પીર શમ્સ પોપટ બની ચીનમાં ગયા

હવે એસો છે કોઇક હમારો દાસ,
એ પોપટને કરો ફાંદો ને પાસ. ૨૧

ભાઈ જે ફાંદાને પાસ પોપટને કરો,
તે પોપટ લાવી મુજ આગળે ધરો. ૨૨

રાણી તમે શાને કરો છો ફાંદાને પાસ,
ભાઈ હું તો તમને કરવા આવ્યો છું દાસ. ૨૩

સુણો સુરજારાણી અમારી વાત,
ભાઈ તમે કહો તો આવું તમારી પાસ. ૨૪

નકલંકી = અલી

તમે સુણો સુરજારાણી અથર્વ વેદી બ્રહ્મ જ્ઞાન,
તમે જે થકી આગળ પામો અમરાપુરમાં ઠામ. ૨૫

સુણો સુરજારાંણી તમે રાજદ્વારે દહિંત ધરે આય,
હવે ભાઇ તમારો જન્મ પદાર્થ એળે જાય. ૨૬

એસો વચન સુણી સુરજા રાણી અચંબે થાય,
ત્યારે ભાઈ ગોર શમસ પોપટને લાગ્યાં પાય. ૨૭

ગુરુ પીર-શમ્સ પોપટ રૂપે

ત્યાર બોલ્યા સુરજારાણી ભાઈ પોપટજી વારૂ કહો,
પણ અમારા જીવની ચિંતા તમે શાને લ્યો. ૨૮

ત્યાં પોપટ સ્વરૂપે ગોર શમસ બોલ્યા વિખ્યાત,
તમે સુણો સુરજારાણી આજ અથર્વવેદની વાત. ૨૯

ભાઈ સુરજા અમે આદે અંતે જીવુંના ઓરતીયા છઉં,
તે માટે તમને અગમ કહેવા આવ્યો છઉં. ૩૦

આજ દશમે રૂપે નિષ્કલંકી અલી અવતાર,
તે શ્રી હરિએ ધર્યો છે જાંબુદ્વીપ મોઝાર. ૩૧

નકલંકી = અલી

ત્યાં તમારા જીવના કારજ થાશે હો સુરજા નાર,
જો આજ વોરો આધર્મ સત્પંથ સાર. ૩૨

એવાં સુણી વચનને સુરજારાણી અચંબે થાય,
ત્યાં ગોર શમસને તખતે બેસાડયાં આય. ૩૩

ત્યારે તખ્તે બેસીને ગોર શમસ બોલ્યા વિખ્યા,
સાંભળો સુરજારાણી આજ અમારી વાત. ૩૪

હરે રાણી કર્તા યુગમાં અમે ગોરબ્રહ્મા રૂગવેદી વેપાર,
ત્યાં ભક્ત પાંચ કરોડીસું તાર્યા પ્રહલાદ. ૩૫

કર્તા યુગ = સતયુગ

જે ચાર અવતાર શ્રી હરિએ લીધા કર્તા યુગ માંહે,
તે દેવે ચાર દહિંત સંહાર્યા ત્યાંહે. ૩૬

રાણી ત્રેતા યુગમાં અમે ગોર વશિષ્ઠ જ જાણુ,
ત્યાં વેપાર યજુર્વેદી હુવા પ્રમાણુ. ૩૭

જે શ્રીહરિએ ત્રણ અવતાર લીધા ત્રેતા યુગમાંહે,
તે દેવે ત્રણ દહિંત સંહાર્યા ત્યાંહે. ૩૮

જે સાત કરોડી શું તાર્યા શ્રી હરિશ્ચંદ્રરાય,
બાઈ તે પોતા અમરાપુર જાય. ૩૯

દ્વાપર યુગમાં અમે ગોર વ્રિદંવ્યાષ સત કરી જાણુ,
ત્યાં વેપાર સામવેદી હુવા પ્રમાણુ. ૪૦

ત્રીજા દ્વાપર યુગમાં બેઉ અવતાર શ્રી હરિનાં જાણુ,
ત્યાં દેવે બહુ દહિંત સંહાર્યા નિર્વાણુ. ૪૧

ત્યાં નવ કરોડી શું તાર્યા પાંડવ યુધિષ્ઠિર રાય,
બાઇ તે પોતા અમરાપુરમાં જાય. ૪૨

આ કળીયુગમાં અમે ગોર સોહદીન સત્ય જાણુ,
ત્યાં વેપાર અથર્વવેદી હુવા પ્રમાણુ. ૪૩

આજ ચોથા કળીયુગમાં શ્રીહરિનો દશમો અવતાર,
બાઈ તેનાં આ અથર્વવેદમાં પ્રકાશ. ૪૪

જે આજ શ્રી નિષ્કલંકી અવતાર ધર્યો જાંબુદ્વીપ,
તે દેવ તારા ભરથારને મારશે હો સુરજા નાર. ૪૫

સુરજા રાણીને કહે છે કે તારા પતિને મારવામાં આવશે !!

જે દેવનો અથર્વવેદનો એસો છે વિચાર,
તે હું તમને આગમ કહેવા આવ્યો છું નાર. ૪૬
હરે બાઈ તમે શેને જાણો અમારો સત્યભાય,
જે ગોર બ્રહ્મા અવતાર તેજ ગોર શમસ કહેવાય. ૪૭
બાઇ તમને સત્યવંતી અમે જાણી નાર,
ત્યારે પોપટ સ્વરૂપ ધરીને આવ્યા તમારે દ્વાર. ૪૮
ત્યાં ગોરને છેડો છોડી રાણી લાગ્યાં પાય,
હવે અમને મોક્ષ મુક્તિના દેખાડો ઠાંમ. ૪૯

પતિને મારવાની વાત સંભળાવ્યા બાદ સુરજા રાણીને મોક્ષ માટે સતપંથ ધર્મ બતાવ્યો.

તમો સુણો સુરજારાણી ગોર શમસ કહે વિચાર,
જો બાઈ આ યુગમાં સત્થપંથ ધાઓ સાર. ૫૦
જો આગળ આ સત્યપંથ વિના સીધા નહિ કોય,
સતપંથ વિના મોક્ષ મુગતી ન હોય. ૫૧
આજ કળીયુગમાંહે સત્યપંથ ધાઓ સાર,
તો તમે સુરજારાંણી ઉતરો પાર. ૫૨
હરે રાંણી તમે પાળો આવા સત્પંથ ગુપ્ત હોઇ,
જેથી દાણવમાં તમને ન જાણે કોઇ. ૫૩

ગુપ્ત રીતે સતપંથ પાળવાનું કહ્યું

તબ સુરજારાણી ત્યાં બોલ્યાં છે બોલ,
તમે વચન અમારાં સુણો હો સત્યગોર. ૫૪
અમારા ઘરમાં આઠ પ્રાણી મળી એક વિચાર,
તો એવા સત્પંથ ધર્મના દેખાડો સાર. ૫૫
જ્યાં અમે આઠ પ્રાણી મળીને બેસી શું એકાંત,
અને આ સત્પંથ ધર્મની અમે કરી શું વાત. ૫૬

8 જણ

**વિભાગ ૩:** કહેવાતી "નવી" દશાવતાર ચોપડી (ID 264)ના પેજ 483 થી 491માં અમુક કલમાઓ છે, જેનો ક્રમ 63 થી 163 છે, જેનો વિષય છે, શિક્ષાપત્રી/શિખામણ/આજ્ઞા પત્રી/૧૦૦ ક્રિયા.

એ શિક્ષાપત્રી વગેરે.. આ પુસ્તક જે "મૂળ" (જૂની) પુસ્તક છે (ID 3), તેમાં નથી. જેથી ખબર પડે છે કે શિક્ષાપત્રી વગેરે.. એ "નવી" પુસ્તકમાં પાછળથી ઉમેરલા / જોડેલા છે.





સુરજારાણી કમળા કુંવર સત્યગોર શું કહે મર્મ,
ત્યારે ગોર શમસ આલે સત્પંથના ધર્મ. ૫૭

જયાં આઠ પ્રાણી ઉભાં છે કરજોડ,
ત્યાં ગોર શમસ એમ બોલ્યાં બોલ. ૫૮

**વિભાગ ૪:** કલિયુગની પરિસ્થિતિનું વર્ણન

સુણો સુરજારાંણી કમળા કુંવર આગમ નિર્વાણ,
બાઈ તો આગળ મહાદન આવશે જાણ. ૫૯

મહાદન = મહા યુદ્ધ

જયારે નવ નેજા ઉપર આવશે અસ્માન,
ત્યારે સેહસ્ત્ર કળા લઈને તપશે રવિભાણ. ૬૦

ત્યારે તાંબા વર્ણી ધરતી થાશે તરતવખેણ,
જેણે આ સત્પંથ સેવ્યા નહિં તે ત્યાં જલશે ઘણા. ૬૧

બાઈ જો આ સત્પંથ સાચ્ય સું ધાઓ સાર,
તો તમને મહા દન નહિ લોપે લગાર. ૬૨

જે સાચા સત્પંથી ઉતરશે પહેલો પાર,
ત્યાં જુઠાને શીર પડશે ઘણનો માર. ૬૩

બાઈ જો એવું મહાદનમાં થાશે ઠોકાઠોક,
એવું જાણીને આ સત્પંથ ધાઓ તમે સતીલોક. ૬૪

એસી વાત આ સુરજા રાણીને શ્રી સદ્ગોરે કહી,
ત્યારે આઠે જણ સત્યસુ રોયા સહિ. ૬૫

સુરજારાણીને કમળા કુંવર વિનંતી કરે સત્ય ભાય,
સ્વામી હવે અમુથી મહાદન વેઠયો નહિ જાય. ૬૬

અમને આલો ધર્મ તમે છો સૃષ્ટિના ધણી,
અમે અપરાધી કયાં લગી સિફાયત કરીયે તમતણી. ૬૭

જો સ્વામી અમે હુતા નાદાન તમારા પ્રાણ,
તો અમે આજ દહિંત ઘેર આવ્યાં જાણ. ૬૮

જેમ બત્રીસ દાંત વચ્ચે તમે જીભ્યા રાખો સાર,
તે અમને એવી રીતે માદનથી લેજો ઉગાર. ૬૯

જયારે પૂર્વજન્મે સેવા અમુથી ના થઇ,
ત્યારે આજ દહિંત ઘેર વાસ આવ્યાં સહી. ૭૦

હરેબાઇ સત્યગોર કહે દહિંત દુષ્ટ કાળીંગો જાણુ,
હવે એને શ્રી હરિ મારશે સહી નીર્વાણ. ૭૧

સ્વામી તે દહિંત ને વાસ જનમ અમારા ભયા,
હવે સદ્ગોર શમસ સારથીયા અમારા થયા. ૭૨

જે જીવ તમારા હુતા તે તમે લીયા ઉગાર,
તે માટે વળી દોડી આવ્યા દહિંતને દરબાર. ૭૩

એવું સુરજારાણી કમળાકુંવર બોલ્યાં તેણે ઠાય,
ત્યાં એકાંતે આઠ જણ ગોર શમસને લાગ્યાં પાય. ૭૪

એકાંતે = છૂપીને

અજીયા, વજીયાબેની, એળકા, કુંવર, ને કેવળભાઇ,
રંગ, રૂપ, કમળાકુંવર, ને સુરજામાઈ. ૭૫

8 જણના નામ

એ આઠ જણની એક સજાઈ,
ત્યાં એવી સત્યગોર શમસ બોલ્યા વાઈ. ૭૬

જે ગોર શમસે ત્યાં બેસાડીયા,
તે આઠ જણસુ નીમ ધર્મ, વ્રત બોલ જો દીયા. ૭૭

બાઇ તમે પાળો આ સત્પંથને ચાલો અથર્વવેદ,
જેમ કોઈ દહિંત દરબારમાં ન જાણે ભેદ. ૭૮

તે ગોરે સાડી સાત કરોડી ને નીમ ધર્મ દીયા જયાંહે,
ત્યારે ગોર નરનો જાપ પીરશાહ જપાવ્યો ત્યાંહે. ૭૯

પીર શાહ જાપ

બાઈ તમે પાળજો આવા સત્પંથના મર્મ,
અને ખરી દશોંદ આલજો સત્યગોરને ધર્મ. ૮૦

દર્શોંદ આપજો

**વિભાગ ૫:** મુખીના કામનું વર્ણન, જે કહેવાતી "નવી" દશાવતાર ચોપડી (ID 264) ના પેજ 495 થી 499માં જણાવેલ કલમા ક્રમ 189 થી 239 છે..,

એ આ "મૂળ" પુસ્તક (ID 3)માં નથી. જેથી સમજણ પડે છે કે એ કહેવાની "નવી" ચોપડીમાં પાછળથી કોઇકે ઉમેરેલા/જોડેલા છે.

**ઈમામશાહના દાદા પીર સદરૂદ્દીન, પિતા પીર કબિરુદ્દીન, હુસૈન, દ્વારા કરેલ ભક્તિ અને પીર શાહ - પીર શાહના મંત્રો વગેરે** - કહેવાતી "નવી" દશાવતાર ચોપડી (ID 264) માં નથી.
સતપંથનો "મૂળ" દશાવતાર ગ્રંથ (ID 3) એટલે કે આ પુસ્તકના પેજ 470 થી 474માં જણાવેલ કલમા ક્રમ 82 થી 137 જે છે, એ સંપૂર્ણ રીતે ઇસ્લામી ઓળખ જાહેર કરતા હોવાથી, તાકીયાના ભાગ રૂપે (હિન્દુઓને સતપંથ ના છોડે એના માટે) "નવા" દશાવતાર ગ્રંથમાંથી કાઢી નાખવામાં આવેલ છે.







એ ધર્મ અમને પહોંચશે અનામત સહી,
જો પેટીમાં ઘાલી દરીયા મુસાફરને સોંપશો તહિં. ૮૧
ત્યાંહ એસી ગોર સમસ બોલ્યા સત્યવાત,
અને મુખી કમળા કુંવર શીર દીયા હાથ. ૮૨
એવા સદ્ગોર શમસ ત્યાં ચાલ્યા વચન કહી,
કમળાકુંવર શીર બાર કરોડી લખ્યાં સહી. ૮૩
ત્યાં મળી ગત ને મુખી સહુ કરે વિચાર,
ગોરજી જબ ચડે સૈન્ય સાહેબનું તબ દેજો દીદાર. ૮૪
બાઇ અમે તો પાસે તમારી છું હરદમ જાણ,
તમને દીદાર દેણેકું નિત્ય આવું સહી પ્રમાણ, ૮૫
હરે બાઇ અમે ભકતુને દેવા દીદાર,
હર દમ નિત્ય નિત્ય આવું સાર. ૮૬
ત્યાં ગોર શમસ સર્વે ભક્તોસું વિદાય થઈ,
અને તે મુસાફરીએ સિધાવ્યા સહી. ૮૭
દુરવેશી વેષે ચોવીસે મુલકમાં પ્રતક્ષ બોલ્યા જેહ,
વળતા ફરીને જાંબુદ્વીપમાં આવ્યા તેહ. ૮૮
જે ગોર શમસ ચોટના ગોર નસીર દીન જાણ,
તે ગોરનાં ગોર શ્રી સાહેબ દીન હુવા પ્રમાણ. ૮૯
જે ગોર અંતે ગોર સોદર દીન ભયા,
તે ગોર ભકતુને કાજે આ કળીયુગમાં પ્રગટ થયા. ૯૦
જે ગોર પ્રગટ થઈને ભકતુંમાં આરંભ જોકીયા,
ત્યાં છત્રીસ કરોડીને નીમ ધર્મ જો દીયા. ૯૧
એમાં બાર કરોડી દેવ સતી સાચા કહેવાય,
બાકી ચોવીશ કરોડી તે કુડીયા નર્કે જાય. ૯૨

જે બાર ગોર સાચા દેવ મુનિવર ભયા,
તે ગોર સોદરદીન સાથે શાહ દર્શને ગયા. ૯૩
જે ગોર સાથે ગયા ગોરકબીરદીન બાળ,
તે શાહ દરગે જાતાં વજ્રની ભીત ઉઠી તત્કાળ. ૯૪
ત્યાં સદ્દગોરે કહ્યું એક મનમાં આણી મોટ,
તે કારણ શાહ દર્શનની આવી ખોટ. ૯૫
જે ગોર સોદરદીને છ માસ લગી વીનંતી કરી સહી,
તે વિનંતીએ વજ્રની ભીત ફડાક જો થઈ. ૯૬
ગોર સોદરદીને છ માસ એક પગે તપ કીયા,
ત્યારે વજ્રની ભીંત ફાટીને દુર કટકા થયા. ૯૭
છ માસ લગી ગોર સોદરદીને તપ કર્યો છે આય,
ત્યારે ગોર કબીરદીનને મન આરામ જો થાય. ૯૮
ગોર સોદરદીન ગળામાં તોપ પહેરી તપ કીધો સહી,
ગોર કબીરદીને પચાસ ગજની પાઘડી વણાવી તહિં. ૯૯
ગોર શ્રી કબીરદીને પચાસ ગજની પાઘડી વણી,
તેમાં ગજ ગજને પ્રમાણે શાહની સિફાયત કરી. ૧૦૦
જ્યારે ગોર સોદરદીને ખંત ધરીને તપ કીધો જાણ,
ત્યારે શાહોજી પ્રગટ થયા નિર્વાણ. ૧૦૧
જે પીર સોદરદીન એક પગે ઉભા સત ભાય,
તે ગોર કહે ભલે આવ્યા તમે શ્રી સાહે. ૧૦૨
શાહોજી અમે ઉણીયાચારી તમે બક્ષણ હાર,
હવે આ ગત તમારીને દો દીદાર. ૧૦૩
શાહોજી આ ગત ઉપર તમે ચિંતા ધરો,
સ્વામી તમોં ખાક માંહેથી જીવ પેદા કરો. ૧૦૪

શાહોજી અમે નકુછ તમો ત્રીભોવન કીર્તાર,
સ્વામી તમુથી પહેલા અનંતકરોડી દેવ ઉતર્યા પાર. ૧૦૫

શાહોજી તમે ભક્તો પર સદાય કૃપાળ,
સ્વામી તમો ધરણીધર છો દીન દયાલ. ૧૦૬

એવી સદ્ગોરે વીનંતી કરી શાહોજી શું ચિત દઈ,
સ્વામા તમે પિતા અમે બાળક સહી. ૧૦૭

શાહોજી અમે ગુનેગાર તમે બક્ષણહાર,
સ્વામી હવે આ નકુછ ગત ને દેજો દીદાર. ૧૦૮

એવાં સદ્ગોરના વચન સુણી શાહોજી બોલ્યા સોય;
ફીર હમ તમ આખર નહિ કુછ હોય. ૧૦૯

સદ્ગોર હમ તમ મળીને એકજ દેહ,
સદ્ગોર તમે કાહેકુ ધરો જુદા સ્નેહ. ૧૧૦

જ્યાં ગોરે ગળામાં તો પહેરી તપ કર્યો સાર,
ત્યાં ગોર કબીરદીન શાહ પાસે આવ્યા સાર. ૧૧૧

ત્યારે શાહોજી બોલ્યા સદ્ગોરશું બહુ હેત કરી,
ને પોતાનો શીરપાઘ લઇને ગોરના મસ્તક ઉપર ધરી. ૧૧૨

જ્યારે શાહોજી પોતાના મસ્તક ઉઘાડે ફરે,
ત્યારે પીર કબીરદીન સીરબંધ કાઢી શાહ આગળ ધરે. ૧૧૩

જે સદ્ગોર શીરબંધનો છેડો છોડીને દે શાહને હાથ,
અને તે ગજ ગજ પ્રમાણે લખી શાહની સીફાયત. ૧૧૪

તે છેડો લઈ શાહોજી શીરપાઘ બાંધે જાણ,
અને તે ગોરની સિફાયત વાંચી રીજ્યા પ્રમાણ. ૧૧૫

જ્યારે ત્યાં બાંધી પાઘડી નવ છોગા સમેત,
ત્યારે શાહોજીના દીલમાં ઉપન્યું હેત. ૧૧૬

શાહોજી હેત ધરી પીર કબીરદીનને બોલાવી લીયા,
તે ગોરને તપે અન્નંત કરોડીના વર ત્યાં દીયા. ૧૧૭

જ્યારે નવ છોગાની પાઘડી ગોરને શીર મુકી જાણ,
ત્યારે ગોર કબીરદીનનું નામ તેહ શાહ ધર્યું પ્રમાણ. ૧૧૮

જ્યારે શાહોજીએ ગોર હસન શાહ ગોરનાં દીયાં નામ,
ત્યારે નવખંડના ગોર સ્થાપ્યા સહી પ્રમાણ, ૧૧૯

આજ હુસેનીમાં હસન શાહ તે ગોર કબીરદીનનું નામ,
તે સદ્ગોર કરશે કળીયુગમાં અન્નંત કરોડીના કામ. ૧૨૦

ત્યારે ગોર કબીરદીન રોયા વીનંતી શાહશું કરી,
સ્વામી આ કળીના લોકોનો ભાર ઉપડશે નહિ. ૧૨૧

આ કળિયુગમાં બહુ પાપ વર્તાશે સબ કોઈ,
તે માટે અનંત કરોડી જીવની કેમ નીપજ હોય. ૧૨૨

સુણોરે ગોર હશન શાહ તમને કહું વાત,
ભક્ત કારણ ઈમામ શાહ ઘેર આવીશું નિર્વાણ. ૧૨૩

જ્યારે એવો કોલ સદ્ગોર કબીરદીને માગ્યો જાણ,
ત્યારે શાહોજીએ કોલ દીધો પ્રમાણ. ૧૨૪

અમે આવીશું તેનાં નીસાન એહી જાણ,
ગોર જામાને છડીમાં દસ પોસી લેશું પ્રમાણ, ૧૨૫

સદ્ગોરજી તમે આગળથી દેખાડો ભકતોનાં ઠામ,
અમે પાછળથી કરીશું અનંત કરોડી જીવનું કામ. ૧૨૬

અનંત કરોડીનાં વર ગોર હશન શાહને આલ્યો જ્યાંહ,
તે સદ્ગોરે પીરશાહના જાપ જપાળ્યા ત્યાંહ. ૧૨૭

જે આજ કળીયુગમાંહ ભક્ત જપશે પીરશાહ નામ,
તે મુનિવરો આગળ અમરાપુરમાં પામશે ઠામ. ૧૨૮

"પીર શાહ" નો જાપ કરનારને જ અમરાપુર (સ્વર્ગથી ઊંચું) મળશે.

જે આ કળી માંહે જપશે પીરશાહનો જાપ,
તે સહી અમરાપુર લેશે આપો આપ. ૧૨૯

જે પીરશાહ વીના કળીમાં બીજા જપાવશે જાપ,
તે દહિંત કાળીંગાના ચેલા અવતરશે આપ. ૧૩૦

"પીર શાહ" સિવાયના જાપ દૈત્ય કાલીંગાના ચેલા જપાવે છે.

જે અનંત કરોડીના વર લઈહશન શાહ પાછા ફર્યા,
તે ગોર જંબુદ્વીપમાં આવી સંચર્યા. ૧૩૧

જે આજ કળીયુગમાંહ ગોર હશન શાહ પ્રમાણ,
તે ગોરનાં તન થકી ગોર ઇમામ શાહ હુવા પ્રમાણ. ૧૩૨

કળિયુગમાં ગુરુ તરીકે ઈમામશાહ.. ઇમમપુરી (પીરાણા) માં પધાર્યા

જે ગોર ઇમામશાહને શાહોજીએ બોલ જ દીયા,
તે સદ્ગોર ઇમામપુરી નગરીમાં પધાર્યા. ૧૩૩

ગોર ઇમામશાહ મુલક હિંદુસ્તાને આવ્યા જાણ,
તે ભક્તોને કારણ પ્રત્યક્ષ બોલ્યા નિર્વાણ. ૧૩૪

તે ગોર ઇમામ શાહના નરમહમદશાહ જ્યોતિરૂપે જાણ,
જેણે ગોર હશન શાહને આલ્યાં વરદાન. ૧૩૫

ત્યાં લગી સદ્ગોર શાહે આપ દેખાડયા જાણ,
તે પછી ગોરનર અલોપ થયા નિર્વાણ. ૧૩૬

કળિયુગના અંતે નબી મુહમ્મદ પીર ઈમામશાહ તરીકે આવશે.

જે ગોરનાં અંગથકી નબી મહંમદ હુવા જાણ,
તે ગોર કળીયુગ અંતે પીર ઇમામ શાહ પ્રમાણ. ૧૩૭

**વિભાગ ૬:** ઈમામશાહના વખાણ અને વર્ણન

પ્રથમ આઠ લાખ કરણ લગી તપ કીધો નિર્વાણ,
તે ગોર આજ ઇંદ્ર ઇમામ શાહ અવતાર જાણ. ૧૩૮

જે આ કળીયુગ અંતે બ્રહ્મા નારાયણ આવ્યા હોય,
આજ તે સુપાત્રને પરખી લેજો સોય. ૧૩૯



તે ગોર આજ અનંત કરોડીને વરદાન આલે જાણ,
પણ જે સાચા ઇમાની હશે તે નીપજશે નિર્વાણ. ૧૪૦

મુનિવર ભાઇ સોદન પ્રગટ આવ્યા જોય,
હવે ગોર નરની કુરસી પુરી હોય. ૧૪૧

જ્યારે પાપ કપટ કળીમાં બહુ વ્યાપે જાણુ,
ત્યારે મુનિવર સોદન આવશે નિર્વાણ. ૧૪૨

તે ગોરને તપે સહસ્ત્ર હુસેની વર પામશે. પ્રમાણુ,
જે ગોરનરનાં લંગર ખાતા જાણુ. ૧૪૩

તે મુખી; મુસાફર; ગત; સાંભળો સર્વ કોઇ,
આ તપસ્વી ગોર નરનાં પાવળ પીધા–
વિના મોક્ષ મુગત ન હોય. ૧૪૪

આ કળીયુગમાં અથર્વ વેદ કહે તે સત્ય સાર,
આ તપસ્વી ગોરને નહિ માને તે નિશ્ચે દોજક જાય. ૧૪૫

જે આજ તપસ્વી ગોર ઉપર આણે ઈમાન,
તે સવા લાખની અમરાપુરી પામે ઠામ. ૧૪૬

જે કોઈ આ તપસ્વી ગોરને સેવી કરશો દીદાર,
તેને મહાદન નહી લોપે લગાર. ૧૪૭

હેમપુરી નગરી પાસે સાબરમતી ગંગા જાણુ,
ત્યાં ગોર નર તીર્થ જાંબુદીપે આવ્યા નિર્વાણ. ૧૪૮

ત્યાં મુખી કમળા કુંવર થાશે સહી જાણુ,
અને પતસ્વી ગોરની દુઆએથી–
ચોવીસે મુલકના જીવ છુટશે પ્રમાણ. ૧૪૯

આજ બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર, જાંબુદ્વિપે બેઠા જાણુ,
તે ઘેર મુખી દશોંદ મોકલે તો જીવ છુટે નિર્વાણ. ૧૫૦

ત્યાં ચોવીસે મુલક ના દેવ લોક આવ્યા જાણુ,
તે ગતમાં શ્રી ગોરનર બેઠા પ્રમાણ. ૧૫૧

જે નવ ખંડના દેવ લોક જાંબુદ્વીપમાં આવ્યા સોય,
તે ગોર નરને પ્રતાપે ગતમાં દર્શન હોય. ૧૫૨

ઈમામશાહ સિવાય બીજાને ગુરુ માનવા નહીં

આજ ગોર ઈમામ શાહ વીના બીજા ગોર મત જાણ,
એવા અગમ સદ્‌ગોરે ભાંખ્યા નિર્વાણ. ૧૫૩

**વિભાગ ૭:** ઈમામશાહની કલિયુગની આગમવાણી

આજ કળીયુગના સો (૧૦૦) નીશાનના પરછા જાણ,
તમે સાંભળો મુનિવરો તેનાં દર્શન પ્રમાણ. ૧૫૪

કલિયુગના ૧૦૦ નિશાન

જ્યારે કુળમાં કાયમ પ્રગટ પધારશે જાણ,
ત્યારે કળીના નીશાન પુરાં હોશે નિર્વાણ. ૧૫૫
જે દુનિયાનું પાપ, મુનિવરનું પુન્ય લોપશે ત્યાય,
તે પહેલું નિશાન કલીયુગનું હોય. ૧૫૬
જ્યારે દરિયા હદ લોપશે અપાર,
ત્યારે બેડી બુડશે સહી નિર્ધાર. ૧૫૭
ત્યારે મઈ ઉપર માખણ નહી ઉતરે એક વાલ,
અને સ્ત્રી મેલશે રોતાં બાળ. ૧૫૮
ત્યારે પાતાળનાં પાણી ખુટશે નિર્ધાર,
ત્યારે ધરતી પાપે નહી ઝાલેભાર. ૧૫૯
જ્યાં બ્રાહ્મણ સુદ્રને ઘેર પરણશે જાય,
અને પુરૂષ મેલશે પોતાની નાર. ૧૬૦
ત્યારે દોનું બંધવ લડશે અપાર,
અને તે હૃદયમાં દયા નહિ આવે લગાર. ૧૬૧
જ્યારે એવાં પાપ કળીમાં વર્તાય સહી,
અને ત્યારે રાજા ડંડશે આળજ કહી. ૧૬૨
ત્યાં નવ વર્ષની નારી બેટા પ્રસવે,
અને ગૌવા વાછરૂં દો દો જણે. ૧૬૩

ત્યારે એક નારીનાં ત્રણ બાળક હોય,
ભાઈ તે પણ નીશાન કળીના જોય. ૧૬૪
આજ કળી માંહે ઓછાં અન પાકશે જેહ,
અને વર્ષે દુકાળ પડશે તેહ. ૧૬૫
ત્યારે માત પિતાને તો વઢસે બાળ,
અને બંધુ બેનીને દેશે ગાળ. ૧૬૬
ત્યારે દાસી જાયા પુત્ર રાજ કરશે જ્યાહી,
અને કુળનું કાળજું ખાશે સહી. ૧૬૭
ત્યારે બ્રાહ્મણના બ્રહ્મ વ્રત તુટયાં કહેવાય,
ત્યાં ક્ષત્રીનાં ક્ષાત્રા વટાં જાય. ૧૬૮
એ સર્વે લોક પાપી પાખંડે રાચશે તહી,
તે કળીયુગ ચપટ કરશે સહી. ૧૬૯
જ્યારે એવાં પાપ કળી માંહે વ્યાપશે અપાર,
ત્યારે વાસંગ નાગ છોડશે પૃથ્વીનો ભાર. ૧૭૦
ત્યાં આયુષ્ય ઓછાં માનવીનાં હોય,
અને તે જુઠાં કર્તવ્યમાં જશે સોય. ૧૭૧
જ્યારે લોભ કપટ આ કળીમાં વ્યાપશે જેહ,
ત્યારે રાજાનિ દીધી વાંચા નહી પાળે તેહ. ૧૭૨
જે લોક વિશ્વાસઘાત કરશે અતી ઘણાં,
અને હૃદયમાં દયા નહિ આણે તે તણા. ૧૭૩
જે લોક જીવ હિંસા બહુ કરશે કામ,
તે કુડ કપટ કરીને જોડશે દામ. ૧૭૪
જે કોઈ દામ લઈને દાટશે ધરતીમાં જાણ,
તે ઉપર ફણીધર થઇને ફરશે નિર્વાણ. ૧૭૫

જે એવા કરમે કરીને કળીયુગમાંહે અવતરે,
તે આગળ સર્પ રૂપે સીર કુટી મરે. ૧૭૬
જે ચર્પટ ચાળા કરશે તે દાણવ નાં કાંમ,
આ તીર્થ વાસી છે તેનાં નામ. ૧૭૭
જે પૂર્વજ થઇને પરમાં બોલે જેમ,
આજ તે ચર્પટ કરે તે અજાજીલનું કાંમ. ૧૭૮
જ્યારે એવાં ચર્પટ આ કળીમાં વ્યાપક હોય,
ત્યારે સાચા સદ્દગોરને નહિ માને કોય. ૧૭૯
આજ કળીમાં અંતે આચાર લોપશે જાણ,
તે જુઠી કરામત કરીને દેખાડશે દામ. ૧૮૦
જ્યારે મુનિવરનાં ચિતથી પુન્ય પલટશે જાણ,
તેના ચર્પટ ચાળાથી પુજશે પાષાણ. ૧૮૧
ત્યાં સદ્દગોર ઉઠશેને ઘોર અંધાર,
શ્રી હરિશું હેત નહિ રાખે લગાર. ૧૮૨
આજ દેવ સ્થાપના નો ભેદ ન જાણે કોઇ,
અને ગોર ગત સું દાવો કરશે સોહી. ૧૮૩
જે કોઈ માસ છ માસે ગતમાં આવે અજાણ,
તે સદ્દગોરના ભાંખ્યા નહિ કરે પ્રમાણ. ૧૮૪
જે સદ્દગોર ફર્માવે ત્યાં પાછા કરે,
તે નિશાની વેળાએ આવી સંચરે. ૧૮૫
ત્યારે આ ગતના મેળા ભાંગશે જાણ,
ત્યારે તે મુનીવર ચિંત આઠા કરશે પ્રમાણ. ૧૮૬
જે આ સદ્દગોરનાં વેદ વચને ઓછા પત ગૃહે,
તે આ ગત ઉપર હેત નહિ ધરે. ૧૮૭

એ પાસે મુખી હાલમાલ દશોંદ માગશે,
ત્યારે દેવના દર્શનથી ઉઠી જશે. ૧૮૮
ત્યાં શેલા હશે તે રાન્યા અતી ઘણા જેહ,
જ્યારે બ્રાહ્મણ સુદ્રનું ખાય તેહ. ૧૮૯
જ્યારે મુનીવરનું આગતથી મન ઉઠશે અપાર,
ત્યારે ધર્મશાળાથી પાપ નહિ ઉતરે લગાર. ૧૯૦
જ્યારે મુનિવરના હૃદયમાં દયા નહિ આવે સાર,
ત્યારે આ ગતમાં ખાંપણ હોશે નિર્ધાર. ૧૯૧
પણ આજ કળીનાં ચર્પટ ચાળા કરે જે કોઈ,
તે સદ્દગોર કહે અંતે એળે જાશે સોઈ. ૧૯૨
ત્યારે કરતીયાં ફળ તે આવશે જોય,
અને વનસ્પતિના ફળ ઓછાં હોય. ૧૯૩
જે વાઘ ને મૃગ એક નાળે પીએ, ને ખાય,
આજ આ સદ્દગોરની ગત સોઇ કહેવાય. ૧૯૪
જે ગતમાં આવશે એક ને પ્રસાદ લેવે ચાર,
તેને આ ગોર નર શું હેત નહિ લગાર. ૧૯૫
જે પાત્ર પ્રમાણે પ્રસાદ રાખે આપ,
ભાઈ તેને માથે ચઢે મોટું પાપ. ૧૯૬
આ ગતમાં બેઠાને જે કોઈ વેરો કરે,
ભાઇ તેને પાપે સુરજ થર થરે. ૧૯૭
જે આંબલા પ્રમાણે લખ્યો સદ્દગોરે પ્રસાદ,
ભાઇ તેનો આ ગતમાં ન કીજે વાદ. ૧૯૮
તેમાટે મુનિવરો મુખી સાથે વાદ ન કીજે કોય,
અને જે વાદ વદે તે નિશ્ચે દોજખી હોય. ૧૯૯

એવાં ગોર શમસે કહ્યાં આગમ એંધાણુ,
ભાઇ સાંભળો આ નીશાન કળીના સહી નીર્વાણ. ૨૦૦

એવા નબીમહંમદ આગમ નીશાન ભાંખ્યા જોય,
અને આજ તમાકુ પીએ તે નિશ્ચે દોજકી હોય. ૨૦૧

તેની ઉત્પત્તીનો કોઈ ન જાણે ભેદ,
ભાઇ આ કળીમાં એમ બોલે અથર્વ વેદ. ૨૦૨

શાહોજીએ હુકમ એસા કીયા જોય,
ભાઈ તમે દોજકનાં નિશાન સાંભળો સબકોય. ૨૦૩

જે દોજકનો ધુંવો ભેજ્યો કળીયુગમાંહે,
તે અણસતી પીએ સબ કોઇ ત્યાંહે. ૨૦૪

દોજકકું એસા હુકમ કીયા,
અને સવાટાંક ધુંવાસો ઉડાઇ દીયા. ૨૦૫

તે ધુંવો ઉડીને ચીણ મહા ચીણ નગરીમાં ગયો,
અને તે સાડા ત્રણ દીવસ કાળીંગાના પેટમાં રહ્યો. ૨૦૬

તે પેટ માંહેથી દહિંત કાળીંગો વાસર્યો,
તેણે દોજખનો ધુંવો કાઢી નાખ્યો. ૨૦૭

તે ધુંવો દિલ્હી ખુરાસાનમાં આવ્યો ઉડ,
ભાઇ ત્યાં ઉગ્યો તમાકુનો છોડ. ૨૦૮

જે તમાકુ પીએ તે દોજખી હોય,
તેનો ભેદ ન જાણે કોય. ૨૦૯

—o—

## પદ્મપુરાણ

धूम्रपानं रतं विप्रदानं, कृत्वे तियो नरः ।
दातारो नरकं यांति, ब्राह्मणो ग्राम शुमकरः ॥

અર્થ :—તમાકુ સેવન કરનાર જે બ્રાહ્મણ હોય, ને તેને જે દાન આપે છે, તે નર્કમાં જાય છે. અને તે બ્રાહ્મણ ગામનો શુક્કર (ભુંડ) નો જન્મ લે છે.

## સ્કંધ પુરાણ.

ब्रह्मावाच. નારદને કહે છે. હે નારદ।

धार कलि कलियुगे प्राप्ते सर्वे वर्णाश्रमानराः ॥
निरयेषु पतिष्यंति तमाखु कल्यरुपतः ॥ १ ॥

અર્થ :—ઘોર કલિયુગ પ્રાપ્ત થયે સર્વ વર્ણાશ્રમના નર (ચારે-વર્ણ, ચારે આશ્રમી) તમાકુના ઉપયોગથી નર્કને વિષે પડશે ॥ ૧ ॥

स्नांतानि येन तीर्थाणि प्रयागादिनां कोटिशः ॥
वृथैवतानि सर्वाणि मृगी पानाच्च नारद ॥ ३ ॥

અર્થ :—હે નારદ! મનુષ્ય પ્રયાગાદિ અડસઠ તિર્થોમાં નાહ્યો હોય તો પણ ભાંગ પીએ તો સર્વ વ્યર્થ થાએ છે. ૩.

उपासते तमाखुं वै कलो नारद ये नराः ॥
क्षाणपुण्याः पर्निप्यंति महा रौख सञ्ज्ञके ॥ २ ॥

અર્થ :—હે નારદ! મનુષ્ય માત્ર તમાકુની સેવન કરે છે. તેમનાં પુણ્ય નષ્ટ થઈ જાય છે અને અંતે મહા રોમરોમ નર્કમાં પડે છે. ૨.

पीतायेन तमाखु वैं नरेण भूवि नारद ॥
तत्पापेन भवेत् पापी म्लेच्छाद पि चसोऽधमः ॥ ४ ॥

અર્થ :—હે નારદ ! પૃથ્વી વિષે જે મનુષ્યે તમાકુ પીધી છે. તે તમાકુ પીધાના પાપે કરીને પાપી થાય છે. અને મ્લેચ્છ કરતાં પણ નીચ થાય છે. ૪

व्रतानि नियमाः सर्वे यमांश्चैवं महा मुने ॥
घृथैवतातेि सर्वाणि तमाखुं पान मात्रः ॥ ५ ॥

અર્થ :—તમાકુના પીવાથી (તેમજ ખાવા, સૂંઘવા, કે વાપરવાથી) તેના વ્રત, નિયમ, સર્વે ફોગટ જાય છે. ૫

किंच योगेन ज्ञानेन वेदेन पितृ दैवतैः ॥
किंच वैविक्त मात्रेण तमाखुं चेत्पिबेन्नरः ॥ ६ ॥

અર્થ :—જે પુરૂષ તમાકુ પીએ છે, તેને યોગે કરીને, જ્ઞાને કરીને, વેદભ્યાસે કરીને, એકાંતવાસે કરી, શું ફળ થવાનું છે ? કંઇજ થવાનું નથી. તે સર્વ મિથ્યાજ છે. ૬

બધા ધર્મના ધર્મશાસ્ત્રો તમાકુની ખંડના કરે છે, પણ મનુષ્ય સેતાનિયતે તેને કરી બમણી વાપરે છે, માટે સત્પંથિઓએ તેને તજવીજ જોઇએ ને જે તેનું સેવન કરતો હોય, તેનો સંગ કદી ન કરવો જોઇએ. તેનો વિશ્વાસ ને ભરોસો તો નજ કરવો.



ત્યાં થકી પાપ આ કળીમાં પરવર્યું હોય,
ભાઈ એ નિશાન કળીનાં જોય. ૨૧૦

તે પાપે આ કળીયુગ દેવ પુરો કરશે જાણ,
આ વર્ષ દશ દાહાડાનું કીધું પ્રમાણ. ૨૧૧

કલિયુગમાં ૧૦ દિવસનું ૧ વર્ષ હશે.

આજ વર્ષ જાય દસ દાડલે અને દન પાણીની વેળ,
જે આ સદ્દગોરે ભાંખ્યા તેના આવી પહોંચ્યા મેળ. ૨૧૨

એ નિશાન સઘળા આવી મળશે હો સુરજાનાર,
ત્યારે સર્વે થાશે એકાકાર. ૨૧૩

જ્યારે એવી વીકટ વેળા આવશે મહાવિક્રમ,
ત્યારે કળીમાંહેથી ઉઠશે દયા ધર્મ. ૨૧૪

એક અવીચળ ધરતી બીજો આ સત્પંથ જાણ,
બાકી સર્વે કોઈ સાથે કર્મ લીધાં પ્રમાણ. ૨૧૫

જ્યારે નહિ માને સાચા બ્રાહ્મણનું વચન,
ત્યારે ગત ગંગાનું નિરજાશે છેક. ૨૧૬

એવાં પાપ કળીમાં પ્રગટ થઇ વ્યાપશે અનેક,
ત્યારે અઢારે વર્ણ થાશે એક. ૨૧૭

એણે પાપે ગોરનરની મેર ઉઠશે નિર્ધાર,
ત્યારે ધર્મ દ્વારથી પાપ નહિ ઉતરે લગાર. ૨૧૮

ત્યારે વનસ્પતિ નહિ ફળે આવ્યો કળી કાળ,
અને સ્ત્રી નહિ પ્રસવે બાળ. ૨૧૯

ત્યારે આ કળીમાં કાયમ પ્રગટ પધારશે જાણ,
ત્યારે એવાં નિશાન પુરાં હોશે નિર્વાણ. ૨૨૦

ત્યારે મુનિવરને ઘેર ઓચ્છવ મંગળ વર્તાય,
અને દુનિયા સર્વેનાં પ્રાણ તુટી જાય. ૨૨૧

જ્યારે હાથણી દૂધ સહી આલે પ્રમાણ,
ત્યારે દરીયાના નીર મીઠાં થાય નિર્વાણ. ૨૨૨

જ્યારે પીપળે ફુલ, નાગર વેલમાં ફળ જાણ,
અને ત્યારે પશ્ચિમ દીશા ઉગશે ભાણ. ૨૨૩

જ્યારે એવા સો નીશાન કળીના પૂરા થાય જાણ,
ત્યારે સાહેબ અસ્વારી કરશે નીર્વાણ. ૨૨૪

કલિયુગના ૧૦૦ નિશાન પૂરા થયા

એવાં વચન ગોર શમસ બોલ્યા જાણ,
ભાઈ મુનીવરો એ કહ્યાં છેલ્લા એંધાણ. ૨૨૫

અને સૈયદ ઇસ્માઇલની અસ્વારીના પરછા જાણ,
તમે સુણો મુનીવરો તેનાં નિર્વાણ. ૨૨૬

પ્રથમ શાહની મ્હોર લઈ ઇસ્માઇલ ચડશે જોર,
તેમની સાથે બાણુ લાખ કોતલ અસ્વાર. ૨૨૭

તીનકે આગે ઇસ્માઇલ ચઢશે તહીં,
ત્યાં દુવાઈ સાહેબની ફરાવશે જઇ. ૨૨૮

જે દુવાઈ સાહેબની ફરાવશે નવે ખંડમાંય,
તે જઈ દહિંતને શહેર વીંટશે ત્યાંય. ૨૨૯

રાંણી જ્યારે એવાં પાપ આ કળીયુગમાં વર્તાય,
ત્યારે શાહ ઘેર સૈન્ય મેળાવા થાય. ૨૩૦

સહસ્ત્રદ્વીપ = સેતરદ્વીપ = અરબ

કળીમાં સહસ્ત્ર દ્વીપમાં નિષ્કલંકિ નારાયણનું ઠામ,
તે તો ગોર હશનશાહ મુનિવરને કહે નિર્વાણ. ૨૩૧

જે વર્જા શાહેરમાં શાહોજી બેઠા હોય,
રાંણી તેને રાજા રૈયત ન જાણે કોય. ૨૩૨

તે શાહને અખંડ વાવા પહેરણ સાર,
તે સાહને અખંડ દેહી નર આકાર. ૨૩૩

ત્યાં સ્વામી સૈન્ય મેળાવો કરે,
ત્યારે સર્વે દેવતા આવી સંચરે. ૨૩૪
જે પહેલી અસ્વારી સૈયદ ઈસિમાઈલિ કરે,
તે દેવ નવખંડમાં જઈ સંચરે. ૨૩૫
ત્યાં દેવની સાથે બાણુલાખ કોતળ કહેવાય,
તેણે દુવાઈ ફેરાવી ચીણનગરીમાં જાય. ૨૩૬
જ્યાં શાહોજી સૈન્ય મેળાવો કરે,
ત્યાં આદ અંતના દેવ આવી સંચરે. ૨૩૭
તે સાચા મુનિવર હોશે તે શાહને મળશે આય,
અને તે જુઠાને સીર પહેલો દેશે ઘાય. ૨૩૮
સૈયદ ઈસિમાઈલિ જાય ચીણ નગરીમોઝાર,
તે જઈને ઉભા રહ્યા પશ્ચિમને દ્વાર. ૨૩૯

**વિભાગ ૮:** લડાઈની ધમકી આપવા ઈસ્માઈલ(હનુમાન)ને (ID 264 પ્રમાણે) ચીન મોકલ્યા

ત્યારે હાંક મારી સૈયદ ઈસિમાઈલિ બોલ્યા સતસાર,
હવે તું કયાં સુતો કાળીગા ગમાર. ૨૪૦
એતો આવ્યા અભંગ શાહ તારૂં કાટવા શીસ,
ત્યાં બોલ્યો યોદ્ધો મન કરી સહુ રીશ. ૨૪૧
ત્યાં દેવની હાક સુણી દહિંત સર્વે ખળભળે,
ત્યારે પેલા કોટનો કાંગરો ઢળે. ૨૪૨
ત્યાં સર્વે નગરમાં પડયો હાહાકાર,
એવી સૈયદ ઈસમાઈલે કીધી પોકાર. ૨૪૩
પાછા વળી શાહનિ આગળ જાય,
ત્યારે સર્વે દહિંતને મન ક્રોધ ન માય. ૨૪૪
દહિંત કાળીંગાની અસ્વારીના પરછા જાણ,
હવે સુણો મુનીવરો સહી નિર્વાણ, ૨૪૫

ત્યાં સઘળા દહિંત મળીને કરે વિચાર,
હવે તમારો દુશ્મન આપણથી જીતી ક્યાં જાય. ૨૪૬

તે દહિંતને અન્નત ક્રોધ મન છુટી કંપણી,
અમે છઉં બહુ છાસઠ કરોડ યોદ્ધાનો ધણી. ૨૪૭

કાળીંગાનું કુલ્યું અંગને ન ચઢે સલ્યા ને ટોપ,
અને તેને ખંભે સેહસ્ત્ર યોદ્ધા વળગ્યા હુત. ૨૪૮

એક માસ દન સોળલગી પહેરે બખતર સાર,
ત્યારે છાસઠ કરોડ દહીંત એવા બાંધે હથીયાર. ૨૪૯

ત્યાં યોદ્ધા સર્વ બખતર પહેરે સૌ સાથ,
તે દહીંત શું ભેટ કરી પાન બીડાં દેવે હાથ. ૨૫૦

તમે સુણો રે ભાઇ યોદ્ધા કાળીંગો કહે નિશક,
ત્યાં રણક્ષેત્રમાં ઝુઝતા ન આણસો દુઃખ. ૨૫૧

ત્યારે મજલસમાં ઉમરાવ બેઠા છે પાંચ,
તે દહિંત કાળીંગા શું બોલે મુખવાંચ. ૨૫૨

પહેલો દહિંત મલકેશર કહે હું પાંચે પાંડવ શું લડું,
બાકી અવર યોદ્ધા ચિતમાં ન લઉં. ૨૫૩

બીજો દહિંત ગજ કેસર મુખથી બોલ્યો સાર,
હું તો ઉંટ કરોડ ભુતોનો કાળ. ૨૫૪

ત્રીજો દહિંત રણકેસર બોલ્યો વિખ્યાત,
અને હું તો બાણું લાખ મારૂં પીશાવળ જાત. ૨૫૫

ચોથો દહિંત રક્તકેસર બોલ્યો મહાભડવીર,
હું તો નવકુળ નાગ મારૂં સધીર. ૨૫૬

પાંચમો દહિંત નાગકેસર કહે સાંભળો ચીણનાધણી,
હું તો ચોસઠલાખ મારૂં જોગણી. ૨૫૭

ત્યારે ટીલાવંત દહિંત કાળીંગો બોલ્યો બહોડ,
હું તો અભંગ સરખા મારૂં કરોડે કરોડ ૨૫૮

ત્યારે કમળા કુંવર બોલ્યા દહિંતની સભામાં જઇ,
આપણે રાજ ક્ષત્રીવટ પાળવાં સહી. ૨૫૯

કંઇ યોદ્ધા હશે તે છુપા નહિ રહે,
અને ઘણુના ઘા તે એરણુ સહે. ૨૬૦

એવા ઘણુના ઘા ખમે ભૂપાળ,
પણ તમારૂં લખ્યું હશે તે થાશે કર્મ કપાળ. ૨૬૧

એ સર્વે તમે ભોગવશો એમ કમળા કુંવર કહે,
બાવા ત્યાં ક્ષત્રી હશે તે છુપા નહિ રહે. ૨૬૨

ત્યારે દહિંત કાળીંગો તોરીંગ પલાણે સાર,
તેને સંગ બાર મણુની હાથે કમાન. ૨૬૩

તેને સાડા બાવીસ શેરનો તરકસ માંહેલ્યો તીર,
ભાઈ જેથી વજરની ફાટે ભીંત. ૨૬૪

તે પાસે છરી, કટારી, મર્દંગ, તલ્વાર,
તેવા દહિંત છ માસ લગી બાંધે હથિયાર. ૨૬૫

તે ઘોડાને પગે બાંધે ઘુઘર માળ,
અને તે દહિંત કાળીગો તોરીંગે થાય અસ્વાર. ૨૬૬

તે કાળીંગો ઘેર થકી ચાલ્યો જ્યારે થઇ અસ્વાર,
ત્યારે આગળ રોઇ ઉઠી રાંડી વૃધ્ધ નાર. ૨૬૭

વિભાગ ૯: સુરજારાણી અને કમલાકુંવરની લડાઈ ના કરવા વિનંતી

વળી દહિંતને સુકે લાકડે સામે કાગડી કળકળે,
તેને નક વઢીનાર સામે મળે. ૨૬૮

જો એવાં મહા અપસુકન દહિંતને થાય,
તો પણ ક્રોધકરી મનસું બોલ્યો કાળીંગો રાય. ૨૬૯

હરે રાંણી અમારા દળના કોઈ પાર ન પાય,
હવે મુજ આગળ અભંગ જીતી કેમ જાય. ૨૭૦

હરે રાંણી મારે સાથે યોદ્ધા અતી બળીયા અપાર,
તે ત્યાં અભંગનું સૈન્ય મારશે નિર્ધાર. ૨૭૧

એવા મહા ગર્વ કરી દહિંત નગરથી બાહેર નીસરે,
તે ઉત્તર દિશાને દરવાજે જઈ સંચરે. ૨૭૨

જે ઉત્તર દિશાના દરવાજા એકવીસ ઉત્તમ સાર,
તે એક બારણાનો ગાઉ ગાઉ પહોળો વિસ્તાર. ૨૭૩

જે દહિંતના દળનો પાર ન લેવાય,
તે એકવીસે દરવાજે ભરપુર ચાલ્યું જાય. ૨૭૪

ત્યાં ચોસઠ પોર લગી એકવીસે દરવાજે દળ નીસરે,
તે સર્વે જઈને પશ્ચિમ દિશામાં પીયાણ કરે. ૨૭૫

તે દહિંત કાળીંગો કુંવરને રાજ બેસાડી નીસર્યો,
હવે રાંણી કુંવર તમે આ ચીણ નગરીના રાજ્ય કરો. ૨૭૬

એ કમળા કુંવર ને રાજપાટ નગર, સર્વે સોંપ્યા,
ત્યારે મુખીગત આ સત્પંથી એક ધ્યાને થયાં. ૨૭૭

ત્યાં મુખી કમળા કુંવર ગત દેવ લોક નર નીઝાર,
હાથે સ્મર્ણી કરે સતગોરજી અમને દો દીદાર. ૨૭૮

કમલા કુંવરને મુખી બનાવી દીધો

દેવને એસી વીનંતી મુખી ગત કરે છે સેવ;
ત્યારે મન વેગે શ્રી ગોર શમસ પરગટ થયા દેવ. ૨૭૯

જ્યારે ગોર પશ્ચિમ દિશાને દરવાજે ઉભા છે આય,
ત્યારે સુરજા કમળાકુંવર,મુખી,ગત સર્વે લાગ્યાં પાય. ૨૮૦

ત્યાં દેવને કરી પ્રણામને સર્વે ઉભા કરજોડ,
ત્યારે મુખી કમળાકુંવર બોલ્યા બહોળ. ૨૮૧

તમે સુણો સદ્‌ગોરજી વિનતી અમો રંક જ તણી,
હવે અમને મહાદન વેળા ન દેખાડશો ધણી. ૨૮૨

સ્વામી આ નકુછ ગત સર્વે તમારી કહેવાય,
અમે ગુનેગાર જીવ તમારા લાગું પાય. ૨૮૩

સ્વામી અમે ઉણીયાચારી તમે બક્ષણહાર,
હવે અમારા ગુનાનો નહિ અંતને પાર. ૨૮૪

ત્યાં શ્રી ગોર શમસ સર્વે ગતરૂષીવરને વાત કહી,
હવે કમળા કુંવરને સીર ભરણું ભરાવે સહી. ૨૮૫

તે માટે દેવલોક ચીણનગરી છોડી બાહેર નીસરો,
તે જાંબુદ્રીપમાં જઈ ઈમામપુરી નગરીમાં સંચરો. ૨૮૬

ત્યાં તમે શ્રી નારાયણના સૈન્યમાં મળજો જાઈ,
હવે ચીણુ મહ ચીણને ડુબાવે શ્રી શાહ ત્યાંહી. ૨૮૭

જ્યારે એમ કહી શ્રી ગોર શમસ વિદાય થાય,
ત્યાં સર્વે દેવલોક જઇ લાગે સદ્‌ગોરને પાય. ૨૮૮

ત્યારે સુરજારાંણી વીનંતી કરે સદ્‌ગોર સું ઘણી,
હવે અમને અંતકાળે ન વિસારસો ધણી. ૨૮૯

જે દેવલોક સર્વે ચીણનગરી છોડી નીસર્યા,
તે જાંબુદ્રીપ હેંમપુર નગરીમાં સંચર્યા. ૨૯૦

જે સુરજારાંણી સુખીગત શાહના દળમાં જાય,
તે જઈને લાગ્યાં સદ્‌ગોર શાહને પાય. ૨૯૧

તે સર્વે ગત સુખી પાય લાગી અસ્તુતિ કરે ઘણી,
હવે અમને ચરણે તમારે રાખો ધણી. ૨૯૨

જ્યારે માતાને કુંવર સદ્‌ગોર પાસ ઉભાં જાય,
ત્યારે શાહોજી શ્રી સદ્‌ગોરને પૂછે સત્યભાય. ૨૯૩

વિભાગ ૧૦: સ્વામિ (નિષ્કલંકી નારાયણ) ની સેનાનું વર્ણન

સુરજા રાણી પોતાના જ પતિના દુશ્મન સાથે ભળી ગઈ !!

Not there in Pirana ni Pol (ID 1)

ત્યારે શ્રી સાહોજી શ્રી સદગોરસું કહે સત્યવાત,
હવે મેળાવો સૈન્ય તમે ત્રીભોવન નાથ. ૨૯૪
ત્યાં દેવલોક મળીયા સર્વે સાથ,
હવે પ્રગટ થાઓ તમે વૈકુંઠ નાથ. ૨૯૫
નારાયણ પ્રગટ થયાના પરછા જાણ,
ભાઇ સુણો મુનિવરો તેના વખાણ. ૨૯૬
જ્યારે શાહોજી દહિંત મારવાનો કરે વિચાર,
ત્યારે સાહેબ મેદની માંહેથી પ્રગટ થયા તે વાર. ૨૯૭
જે શાહોના દુલદુલ ઘોડાના સણગારે વખાણ,
તે ઘોડાના સુવર્ણ રતનજડીયા પલાણ. ૨૯૮
તે ઘોડાની લગામે લટકે સોનેરી કડાં,
તે બહુ રત્ન, પદાર્થ હીરે જડયાં. ૨૯૯
તે ઘોડાની કોટે બાંધી હીરા રત્નકી માળ,
તે ઘોડાને મોતી પરોવ્યાં છે બાલોબાલ. ૩૦૦
તે ઘોડાને તંગ સુવર્ણ સુતરના બાંધ્યાં ફુમતાર,
ત્યારે આ સદ્દગોર કહે ઓર અનંત સણગાર. ૩૦૧
શ્રી શાહનો દુલદુલ ઘોડો સણગાર્યો મહાભરપુર,
જાણે સેહસ્રકળા લઇને ઉગ્યા સુર. ૩૦૨
ત્યારે હસી કરીને શાહોજી બોલ્યા બોલ,
અને તે માણેક જડંત્રથી કરે સજોડ. ૩૦૩
શાહના પગની મોજડી સુવર્ણ ઝળકાટ,
તે શાહ પહેરે અજબ રંગી ભાત. ૩૦૪
ત્યાં એવો કેડનો પટકો બાંધે યદુરાય,
આ સદ્દગોર કહેતે અમુલખ કહ્યો નવ જાય. ૩૦૫

શાહોજી મુખે તંબુળ ખાય ત્યાં,
અને જીબ્રાઇલ પાનબીડાં હાથમાં દેવે જ્યાંય. ૩૦૬

શાહને માથે મુગટ કાને કુંડળ ઝળકાર;
ત્યારે શાહની નજર સામું દેખ્યું નવજાય. ૩૦૭

છરી કટારી શાહ કેડે કસી બાંધે તલવાર,
શાહનું ખડગ ત્રીધારૂં હાથમાં સાર. ૩૦૮

જ્યારે દુલ દુલ ઘોડે શાહ થાય અસ્વાર,
ત્યારે ત્રણ ભવનમાં પડશે પોકાર. ૩૦૯

જે સદ્ગોરજી હરખશું બોલ્યા વિખ્યાત,
તે શાહના હાથમાં ચાબખો બહુ રંગીભાત. ૩૧૦

જે વર્જા શહેરમાં શાહનાં સૈન્ય જો મળે,
ત્યાંથી મજલે મજલે પીયાણા કરે. ૩૧૧

હડમાન વીર ત્યાં દેશે હાક,
અને મળશે યોદ્ધા તે લાખોલાખ. ૩૧૨

સાહેબના સૈન્ય મેળાવાના પરછા જાણુ,
તમે સુણો મુનિવરો તેના નિર્વાણ. ૩૧૩

ત્યાં પહેલી ચોસઠલાખ જોગણી આવે જે વાર,
તે હાથે ડમરૂ બજાવેને બોલે જય જય કાર. ૩૧૪

તેમાં દેવી જોગણીને ભૂત પીશાવળ જાત,
તે શાહના સૈન્યમાં આગળ માર્ગ સમારે ઉત્પાત. ૩૧૫

જે ગોર નબી મહંમદ થકી આદ અનંત કરોડી દેવ,
તો અંતે શાહના સૈન્યમાં આવી સંચરે તેહ, ૩૧૬

તે દેવ ઝાંખા નવ્વાણું કરોડી ઋખેસર કહેવાય,
તે પણ આવી લાગશે શાહોજી ને પાય. ૩૧૭

જે દેવ છપ્પન કરોડી મેવા સત સંગાત,
તે પણ આવી મળ્યા છે સાહેબને સાથ. ૩૧૮

જે કોઈ બત્રીસ કરોડી કીન્નર દેવ,
અને તે પણ આવ્યા સાહેબની કરે સેવ. ૩૧૯

જે દેવ પાંચ કરોડી શું પ્રહલાદ સરદાર,
તે પણ આવી મળ્યા સાહેબની સંગાત. ૩૨૦

જે દેવ સાત કરોડી શું હરિશ્ચંદ્રરાય,
તે પણ આવી લાગ્યા સાહેબને પાય ૩૨૧

જે દેવ નવ કરોડી શું યુધિષ્ઠિર જાણ,
સર્વે દેવ રણચઢે નિર્વાણ. ૩૨૨

જે દેવ બાર કરોડી શું ભક્ત કમળા કુંવર સાથ,
તે પણ આવી મળ્યા શ્રી શાહોજીની જાત. ૩૨૩

એવાં શ્રી શાહોજીનાં સૈન્ય આવે છે ઉત્તમ સાર,
પણ તેમાં પાંડવનાં દળ તો અનંત અપાર. ૩૨૪

જે કાશ્મીર નગરી જે ઉત્તમ કહેવાય,
અને ત્યાં ઉપન્યા છે યુધિષ્ઠિર રાય. ૩૨૫

જે દેવનાં અઢાર લાખ ખડગધારી જાણ,
અને તે પણ રણચઢે નિર્વાણ. ૩૨૬

જે નગર ઉજ્જન ઉત્તમ સહી,
અને તે સહદેવ જોષી ઉપન્યા છે ત્યાંહી. ૩૨૭

જે દેવ ચૌદ લાખ ચક્રધારી જાણ,
અને તે પણ રણે ચડે નિર્વાણ. ૩૨૮

જે નગર ઉમર કોટ જાલંદર દેશ,
ત્યાં ઉપન્યા ભીમસેન અવળે કેશ. ૩૨૯

જે દેવનાં ચાલીસ લાખ ગદાધારી જાણ,
તે પણ રણચડે નિર્વાણ. ૩૩૦
જે ઉચ્ચ મુલક સ્થાને નગર સહી જાણ,
ત્યાં અર્જુન ઉપન્યા પ્રમાણ. ૩૩૧
જે દેવના છત્રીસ લાખ ધનુષ્યધારી જાણ,
અને તે પણ રણે ચડે નિર્વાણ. ૩૩૨
નગર પંચાવલી પૂર્વ કહેવાય,
ત્યાં કને ઉપન્યા તે નિકુળરાય. ૩૩૩
જે દેવના પચાસલાખ નેજાધારી જાણ,
ભાઈ તે પણ રણ ચડે નિર્વાણ. ૩૩૪
એવાં પાંચે બંધવ એકઠા થાય,
તેના સૈન્ય અગણીત કહ્યા નવ જાય. ૩૩૫
જે સર્વ પાંડવના દળ એકઠા થાય;
તેના ઘોડા બહુ અમુલખ કહેવાય. ૩૩૬
તેમાં ઘોડા, હરણ, હંસલા અરબી સાર,
તેજી તુર્કીને છે તોખાર. ૩૩૭
જરદ ભમ્મર ને મજીઠ બહુ વર જાત,
કચ્છી કુમેદ અને કલ્યાણી શોરઠી સાથ. ૩૩૮
કાળા કાટવા અને કાબરા ને કોકિલા સાર,
કટક જટર અબલખીયા અપાર. ૩૩૯
ત્યાં કેરડા અને કોકીલા, એરાકી જાત,
બાઈએવાં શોભે દળ તે સર્વે પાંડવની સાથ. ૩૪૦
એતો પચ્ચીસ જાત ઘોડાની કહેવાય,
બાકી અવર તોરીંગ કહ્યાં નવ જાય. ૩૪૧

તે દળમાં ધજા નિશાન તણો નહિ પાર,
ત્યાં ચઢે મહા યોદ્ધા વિકાળ. ૩૪૨

તે પાંડવના દળ ચાલતાં લોપે ચંદ્રમા સુર,
જેમ સમુદ્ર નદીયું નાં આવે પુર. ૩૪૩

નવસે નવ્વાણું નદીયું નાં આવે જેમ,
પાંડવના દળ ચાલે તેમ. ૩૪૪

નારાયણ નિષ્કલંકી તણું સૈન્યજો મળે,
અને દેવ ઋખેસર રણસંગ્રામે ચઢે. ૩૪૫

વાજે વાજીંત્ર, દદામને ઝળકે નિશાન,
જેમ ગંગાની છોળે પ્રવાહ જાણ. ૩૪૬

અનંત વર્ણી છત્ર સુરજમુખીયું ધરે,
તેમ મજલે મજલે પીયાણાં કરે. ૩૪૭

તે દળ આવી પહોંચ્યાં જ્યાં છે શ્રી નારાયણ હરિ,
ત્યાં સ્વામીને પાયે લાગી વિનતી કરી. ૩૪૮

ત્યારે શાહોજી હસીને હરખસું બોલ્યા જાણ,
એ પાંડવના દળ કરીશું આગેવાન. ૩૪૯

જે દેવ રાજા વાસંગ નાગ વસે પાતાળ,
તે પણ શાહને આવી મળ્યા તત્કાળ. ૩૫૦

જે નવકુળ નાગ ટીલાવંત મણીધર વીર,
તે એવા નાગના સૈન્ય રણે ચઢે સધીર. ૩૫૧

જે દેવ ગોરખ જતી મહા મુનિવર સહી જાણ,
તે સાથે પાંચ લાખ યોગેશ્વર ચડે નિર્વાણ. ૩૫૨

ત્યાં આવ્યા ગોરખનાથ શાહોજીને શબ્દ,
તે પાંચ લાખ સીંગી પુરાવે નાદ. ૩૫૩

જે દેવ સવા કરોડી સંખ વાગે ઝણકાર,
ત્યાં દેવલોકના સૈન્ય તો આવે અપાર. ૩૫૪
જે દેવ એક લાખ એંસી હજાર પેગંબર જાણ,
તે પણ શાહને આવી મળ્યા પ્રમાણ. ૩૫૫
તે માંય સીત્તેર સેહસ્ર હુસેની જાત જાણ,
તે સર્વે પહેલા શાહને આવી મળ્યા નીર્વાણ. ૩૫૬
તે દેવ સીત્તેર હજાર હુસેની જુવાન,
તેને બાર મણનો તીરને હાથે સો મણની કમાન. ૩૫૭
તે દેવ સાત ફીરસ્તા મહાબુજર્ગ આય,
તે તો શ્રી શાહોજીને સીર ચમ્મર ઢોળાય. ૩૫૮
જે દેવ અઢારભાર વનસ્પતી બહુ રંગી ભાત,
તે પણ આવી મળ્યા છે શ્રી શાહની જાત. ૩૫૯
જે સાતે સમુદ્ર મુનીવર કહેવાય,
તે પણ શાહના સૈન્ય સાથે મળશે આય. ૩૬૦
તે સતી નવસે નવ્વાણું નદીયું જાણ,
તે પણ આવી મળ્યા શ્રી શાહને પ્રમાણ. ૩૬૧
જે દેવ પાણી પવન બહુ બળીયા કહેવાય,
તેના બળતણો કાંઇ કહ્યા નવ જાય. ૩૬૨
જે દેવ આદે અંતે ચાલ્યાં આ સદ્ગોરને ફર્માન,
તે તો શ્રી શાહના દળમાં અંતે આવ્યા જાણ. ૩૬૩
ત્યાં મળી સર્વે દેવ લોક મુનીવર જાત,
તે દેવ અનંત કરોડી પીર હશનશાહ સંગાત. ૩૬૪
જે આજ કળીયુગ માંહે લાગે સત્યગોરને પાય,
તે મુનિવર શાહને મળશે જાય. ૩૬૫

જે કોઈ આદે અંત લગી ઋષિવર દેવ,
તે સઘળા આવશે સાહેબની સેવ. ૩૬૬

જે આજ સાચા સતપંથી મુનિવર કહેવાય,
તે શ્રી શાહના દળમાં આવે ઋષિવર રાય. ૩૬૭

જે દેવ આવે હનુમાન બહુ બળીયા કહેવાય,
તે પર્વત મસ્તક લઇને ચઢયાએ. ૩૬૮

તેમા વાનર યોદ્ધા આવે મહાબળીયા સાથ,
ત્યાં આવી મળ્યા સર્વે શ્રી શાહેજી જદુનાથ. ૩૬૯

જ્યારે દેવ રૂષિવર શ્રી શાહને મળી ઉભા રહે,
ત્યાં સૌને રથે બેસાડો શ્રી શાહેજી કહે. ૩૭૦

એકેકા મુનિવર સાથે એંસી લાખ ઉંટ સાર,
તે દાણો પાણી ઉપાડે ચાર. ૩૭૧

એકેકા રૂષિવરના દળ એવાં ચાલે ઉત્તમ સાર,
તેમાં ચાર લાખ ઉંટ તંબુ નિશાન સાથ. ૩૭૨

ત્યાં બે લાખ ઉંટ તીરકમાને હોય,
અને તે સઘ્યા બખ્તરને નોબત નગારાં જોય. ૩૭૩

એક એક મુનિવર સાથે એવા દળ ચાલે જાણ,
તે આગળ સાત લાખ જાચક અને ઝળકે નિશાન. ૩૭૪

સર્વે શાહ આગળ ઝળકે નિશાન વાજેસુર,
અને બીજા અવર વેણુંવાજે રણતુર. ૩૭૫

ત્યાં વાજે દદામને નફેરી ભેર,
ત્યારે બહુ નાદ નિશાન ધરતી થરથરે. ૩૭૬

ત્યાં દળદળીયું રણશીગા ને શરણાઇઓ અપાર,
ત્યારે વાજે ભૈરવ ભૂંગળ, માદલ ધમધમકાર. ૩૭૭

ત્યાં વાજે તાલ મૃદંગ ધમધકાર,
ત્યારે વાજે વાસળી ત્રીરંગી સાર. ૩૭૮
એવાં અનંત વાજીંત્ર વાજે મોરલી અનુપમ સાર,
બાકી અવર વાજાંનો કોઈ પાર ન જાણુ. ૩૭૯
ત્યાં મળ્યું સૈન્ય શ્રી શાહનું કુછ કહ્યું નવ જાય,
તે દળ ધરતીએ નવ સમાય. ૩૮૦
જે બ્રહ્મા વિષ્ણુ, મહાદેવ હાજર લાગ્યા પાય,
અને તે રથે બેસી અરોબર ચાલ્યા જાય. ૩૮૧
જે મુનિવર લોકનું સૈન્ય મેળાવે સ્વામી નાથ,
ત્યારે નવ ગૃહે પણ ચાલ્યા શ્રી શાહને સાથ. ૩૮૨
જે કોઈ ઉત્તર, દક્ષીણ, પૂર્વ, પશ્ચિમ હુતા દેવ,
અને તે શ્રી શાહનું સૈન્ય મળ્યું તતખેવ; ૩૮૩
જે મળ્યું સૈન્ય અનંત અનુપમ સાર,
તેમાં ધજા નિશાનનો ન આવે પાર. ૩૮૪
ત્યારે શ્રી શાહનું દળદેખીને બહુ આનંદ જો થાય,
ત્યાં મુનિવરના સૈન્ય વખાણ્યા નવ જાય. ૩૮૫
તે સર્વે મુનિવરના ઘોડાની પાખરૂં ઝળકે ઘણી,
સલ્યા બખતર પહેરી બેઠા ગતમાં ગોર નર ધણી. ૩૮૬
શ્રી શાહને મસ્તક ટોપ મુગટ બહુ રંગી ભાત,
શ્રી શાહને દસ મણની કમાન હાથ. ૩૮૭
તેને અઢાર સેરનો તરકસ માંહેલો તીર,
જેથી દહિંતના છેદશે શીસ. ૩૮૮
શ્રી શાહની કેડનો પટકો છરી, મૃદંગ તરવાર,
ત્યાં સર્વે દેવ લોક બાંધે હથીયાર. ૩૮૯

ત્યાં ગુરજ કાઢે જેમ સ્વાસ,
અને તે મારી દહિંત કરશે નાશ. ૩૯૦
દેવ બાંધી હથીયારને એકઠા થાય,
તે સર્વે જઈ લાગ્યા ગોર નરને પાય. ૩૯૧
જે ચાર યુગ માંહે રૂષિવર જાણ,
જુજવા રંગ તેના સહી નિર્વાણ. ૩૯૨
રગતા પેચા કૃષ્ણા સ્વેતા જાણ,
સરદ, જરદ, શામ સ્વેત પ્રમાણ. ૩૯૩
જે ચાર યુગના સૈન્ય ચોરંગા એકઠા થાય,
તે બહુ રૂપવંતા રૂષિવર કહ્યા ન જાય. ૩૯૪
જે કર્તા યુગમાં મુનિવર હુવા સોજાણ,
તેનાં સૈન્ય લાલ રંગે સહી પ્રમાણ. ૩૯૫
તે દેવના ઘોડાને સરદ પલાણ,
તેને સરદ વસ્ત્ર પહેરવા જાણ. ૩૯૬
તેને સરદ વાઘાને લાલ પલાણ,
તેના કેડનો પટકો સરદ વખાણ. ૩૯૭
ત્યારે સરદ ધજાને સરદ ઝળકે નિશાન,
તેના પગની મોજડી સરદ જાણ, ૩૯૮
જે કર્તા યુગમાં ઋગ્વેદ સરદ રંગે જાણ,
તેથી સૈન્ય સર્વે સરદ હુવા પ્રમાણ. ૩૯૯
જે ત્રેતા યુગમાંહે મુનિવર ભયા,
તેના સૈન્ય સર્વે જરદ રંગ થયા. ૪૦૦
તે દેવના જરદ ઘોડાને જરદ પલાણ,
તેને જરદ ધજા ઝળકે નિશાન. ૪૦૧

તે દેવને જરદ વાઘાને જરદ પહેરી સોભાય,
તેની જરદ મોજડી પહેરી છે પાયે, ૪૦૨

તેને જરદ વસ્ત્રને જરદ સીરબંધ જાણુ,
તેને કેડને પટકો જરદ વખાંણુ. ૪૦૩

ત્રેતા યુગમાં ભક્ત હરિશ્ચંદ્ર સત્યવાદી જાણુ,
તેના જરદ સૈન્ય કીધા પ્રમાણુ. ૪૦૪

જે ત્રેતા યુગમાંહે યજુરવેદ જરદ રંગે જાણુ,
તેથી સર્વે સૈન્ય જરદ થયા નિર્વાણુ. ૪૦૫

જે દ્વાપુરયુગમાં મુનિવર સહી જાણુ,
તેના સર્વે સ્યામ સૈન્ય હુવા પ્રમાણુ. ૪૦૬

તે દેવના સ્યાંમ ઘોડા ને સ્યામ પ્રમાણુ,
તેની સ્યામ ધજાને ઝળકે નિશાન. ૪૦૭

તે દેવના સ્યામ ઘોડાને વસ્ત્ર પહેરણુ ખંભાય,
અને તેના પગની મોજડી સ્યામ કહેવાય. ૪૦૮

તેના સ્યામ સીરબંધ સર્વે એક રંગે જાણુ,
અને તેને કેડને પટકો સ્યામ વખાણુ. ૪૦૯

જે દ્વાપર યુગમાંહે દેવભક્ત રાજા યુધિષ્ઠિર જાણુ,
જાણુ અને તેના સ્યામ સૈન્ય હુવા પ્રમાણુ. ૪૧૦

જે દ્વાપર યુગમાં સામદેવ સ્યામ રંગે જાણુ,
અને તેથી સર્વે સ્યામ સૈન્ય થયા પ્રમાણુ. ૪૧૧

આજ કળીયુગમાં જે મુનીવર ખરા ઇમાની જાણુ,
તેના અનંત કરોડી બારનાં રંગ વખાણુા. ૪૧૨

જે સ્વેત ઘોડાને શાહ દુલ દુલ અસ્વાર,
તે શાહને સ્વેત વાઘાને પહેરણુ સાર. ૪૧૩

તે દેવના સ્વેત ઘોડાને સ્વેત પલાણ,
તેના સ્વેત વાઘાને વસ્ત્ર પ્રમાણ. ૪૧૪
તે દેવને સ્વેત તીર ને સ્વેત કમાન,
તેની સ્વેત ધજાને ઝળકે નિશાન. ૪૧૫
તે દેવને મસ્તક સીરબંધ સ્વેત જાણ,
તેના પગની મોજડી સ્વેત વખાણ. ૪૧૬
તે દેવ કેડનો પટકો સ્વેત રંગેસાર,
ભાઈ તેના રૂપતણો નવ આવે પાર. ૪૧૭
એવા સ્વેત સૈન્ય સર્વે સાહેબનાં ચઢે,
તેને શાહ મેઘાડમરના છત્ર ધરે. ૪૧૮
આજ કળીયુગમાં ભક્ત કમળાકુંવર જાણ,
તેના સૈન્ય કીધાં સ્વેત પ્રમાણ. ૪૧૯
આજ કળીયુગમાં જે અથર્વવેદ સ્વેત રંગે જાણ,
તેથી સ્વેત સૈન્ય હુવા પ્રમાણ. ૪૨૦
આ ચાર યુગના સૈન્ય ચોરંગે ઉત્તમ સાર,
સદ્દગોર કહે બાકી રંગતણો ન આવે પાર. ૪૨૧
જ્યારે સૈન્ય ચોરંગી શાહોજીએ દેખ્યાં નયણ,
ત્યારે હસી હરખસું ત્યાં બોલ્યા વેણ. ૪૨૨
ત્યારે શાહોજી મુનિવરને એમ કહે નિર્વાણ,
હવે તમે જાંબુદ્વીપમાં જઈને કરો મેલાણ. ૪૨૩
જેની આસે અલી આવ્યા નિર્વાણ,
તે આખરત મહેંદી ચઢશે નિર્વાણ. ૪૨૪
જ્યારે નિષ્કલંકિ મહેંદી ચઢશે જોય,
અને દહિંત કાળીંગા મારશે સોય. ૪૨૫

સાહેબની અસ્વારીના પરછા જાણુ,
હવે તેના મુનિવર સુણો નિર્વાણુ. ૪૨૬
જે દન છમછર ચીલોતરો ચૈત્ર માસને ગુરુવાર,
તે દન શાહના સૈન્ય ચઢે, સાહેબ થાય અસ્વાર. ૪૨૭
ઘર થકી પગલાં ચાર શાહોજી ચાલી નીસરે,
ત્યારે નાર એક સામે આવી સંચરે. ૪૨૮
તે પહેર્યાં આભુષણુ ને સોળે સણુગાર,
તે માથે સુવર્ણ કુંભ લઇને આવે સોહાગણુ નાર. ૪૨૯
તે કુંભ ઉપર સુવર્ણની થાળનું શુકન થાય,
તેમાં અમૃત ભોજન ભરીયા સાર. ૪૩૦
જ્યારે એવાં સારા સુકન શાહોજીને થાય,
ત્યારે ગોર બ્રહ્માજી બોલ્યા સત્ય ભાય. ૪૩૧
શ્રી શાહોજી આજ સુકન મહા બળીયાં કહેવાય,
તે સર્વે દહિંતના દળ ખરીયુંમાં જાય. ૪૩૨
ત્યાંથી દળ ચાલી જંબુદ્વીપમાં જાય,
ત્યારે સૈન્ય ગઢ પર્વત પહેલી કુંકે ઉડાય. ૪૩૩
જ્યારે એવા દેવરૂષિ દળ ઉલટે સીર,
ત્યારે નદી સમુદ્ર ના પાવે નીર. ૪૩૪
જે શાહનું સૈન્ય ચાલે તેમાં બહુ ઘોડાને ઊંટ,
તેમાં સાતે સમુદ્રનાં પાણી પહેલી
ફોજને થાશે એક એકો ઘુંટ. ૪૩૫
પહેલી ફોજને એક એકો ઘુંટ ભરાય,
ત્યારે પાછલી ફોજને રહેમત થાય. ૪૩૬
જે દળ મેરૂ શીખર વચ્ચે સંચરી વાટ,
ત્યારે લંકા ગઢ આવે શાહની સાથ. ૪૩૭

શ્રી શાહનું સૈન્ય મેરૂ શીખર વચ્ચે ન માય,
શ્રી શાહના સૈન્ય ધરતીએ સવાગજ લીડ ચઢાય. ૪૩૮
એવાં દળ ચાલતાં ઉડે ખેહને બહુ ગીર્દી ચઢે,
ત્યારે ચંદ્રમા સુરનો ઠોર નહી પડે. ૪૩૯
ત્યાં લોપે સુરજને જેમ બાદલ કેરી રાત,
અને ધરતી પગ તળે ન સુજે જાત. ૪૪૦
ત્યારે શ્રી શાહ ખડગ ત્રીધારૂં હાથમાં લેશે ભરપુર,
જાણે સેહસ્ત્રકળા લઇને ઉગ્યા સુર. ૪૪૧
ત્યાં ખડગને અજવાળે દળ ચાલે અપાર,
શ્રી શાહના દળ આવી પહોંચે જાંબુદ્વીપ મોઝાર. ૪૪૨
શ્રી શાહના દળ મહા તુરીંગ હીસોરા કરે,
ત્યારે જમીન આકાશ બેઉ થરથરે. ૪૪૩
જ્યારે એવાં દળ ચાલે ને ધરતી કંપે અપાર,
ત્યારે ધબળા ધોરી સીર ન થંભે ભાર. ૪૪૪
જે પશ્ચિમ દિશાથી શાહનાં દળ આવ્યાં જાણ,
તે ભરતખંડને જાંબુદ્વીપને કુંવારકા કરે મેલાણ. ૪૪૫
આજ હેંમપુરી નગરીમાં કુંવારકા ક્ષેત્ર જાંણ,
બ્રહ્માને સ્થાનક નારાયણ નિષ્કલંકી કરશે મેલાણ. ૪૪૬
ઇમામનો રોજો સુવર્ણનો થાય તેના પરછાજાણ,
તમે સુણો મુનિવરો સહી નિર્વાણ. ૪૪૭
જાંબુદ્વીપે કુંવારકા ક્ષેત્રે શાહ પ્રગટ દેશે પાય,
ત્યારે ગોર ઇમામ શાહનો રોજો સાચ સોનાનો થાય. ૪૪૮
ત્યારે ઢાળીતખત શ્રીહરી પ્રગટ બેઠાય,
નગીના ઘુમટીએ શ્રી શાહ ગોર બ્રહ્મા વાતું કરાય. ૪૪૯

**વિભાગ ૧૧:**
ઈમામશાહની દરગાહ સોનાની અને પાપ/પુણ્ય તોળાસે

શ્રી ગોર ઇમામશાહ શ્રીહરી પાસે બેઠા જાય,
ત્યાં સાચા મુનિવરને બક્ષીસું થાય. ૪૫૦
શ્રી ઇમામશાહના મોક્ષે નગીના ઘુમટી જયાંય,
ત્યાં આખર દહાડે પાપ ધર્મના ત્રાંસ બંધાય. ૪૫૧
શાહ જાંબુદ્વીપે ઇમામપુર નગરીમાં બજાવે તુર,
બાકી દુનિયાના ગોર સર્વે થાશે ચુર. ૪૫૨
જે સર્વે દેવલોક લાગ્યા સદ્ગોરને પાય,
દેવ દાણવના સૈન્ય વચ્ચે નદી સરસ્વતી કહેવાય. ૪૫૩

**વિભાગ ૧૨:** કાલિંગાનો વધ અને સેનાપતિ દ્વારા લડાઈ અને છેલ્લે અંત

જયારે ગોરનરનાં દળ એકઠાં થાય,
ત્યારે દહિંત કાળીંગાના દળ પોતાં છે આય. ૪૫૪
જે ચીણ મહાચીણ નગરી છે પૂર્વ દેશ,
ત્યાં દહિંત કાળીંગો રહે છે મનખાવેશ. ૪૫૫
જે દહિંત કાળીંગો મહાબળવંત,
તેના સૈન્ય તણો નહિ આવે અંત. ૪૫૬
તે માંહે યોદ્ધા અનંત અપાર,
અને મહા સુરા બળવંત સાર. ૪૫૭
જે ચીણ મહાચીણ થકી કાળીંગો ચઢીયો જાણ,
તેને જાબુંદ્વીપે આવી કીધાં મેલાણ. ૪૫૮
જે ચોવીસ ચેલા દહિંત કાળીંગા તણા,
તે ચરપટ કરશે અતી ઘણા. ૪૫૯
જે દહિંતના સૈન્યથી ધરતી બાજે ધમધમકાર,
તે દળનો નહિં કાંઈ અંત ને પાર. ૪૬૦
જે આવ્યાં દળ ચરપટ કરતાં અપાર,
તે આસનપુરી અતરિક્ષ બેસે તેની વાર. ૪૬૧

તે દહિંત અતરિક્ષ આસન બેસીને ચાલે આકાશ,
એવી કારમી વસ્તુ કરે પ્રકાશ. ૪૬૨

જે દહિંત અન્નના પ્રવાહ ચલાવે જાણુ,
તે દહિંત પાણી મંત્રીને ગ્રથ કરે નિર્વાણ. ૪૬૩

તે દહિંત લેણું મંત્રીને ખાંડજ હોએ,
અને તે કારમાં માબાપ દેખાડશે સોય. ૪૬૪

જે દહિંત કાઠના ઘોડાને ખાંડ ખત્રડાવેજાંણુ,
તે દહિંત નદીઓના નીર ઉલટાં ચલાવે નિર્વાણ. ૪૬૫

એવા ચરપટ કરતા દહિંત આવે આય,
તેને બેઈમાની દુનિયા મળશે જાય. ૪૬૬

જે આવ્યા દહિંતને ન લાગી વાર,
તે ચાલી આવ્યા લાલપુર સિદ્ધપુર મોઝાર. ૪૬૭

જે દહિંત પાવડીએ આરો ઉતારીયો આય,
અને તેના અગણીત સૈન્ય કહ્યા નવજાય. ૪૬૮

તે દહિંતનાં દળમાં યોદ્ધા મહા બળવંત હોય,
જ્યારે દળ આવતાં વાટે ખટ મહીના થાય. ૪૬૯

જે પાવડીઓ આરો ઉતર્યો છે કળીનો રાય,
ત્યારે દહિંત નગારે વાળે ગાય. ૪૭૦

જે દહિંત પ્રાચીન પાવડીએ આરે આણી મોર થાય,
તે દળમાં ધજા નીશાનનો પાર ન લેવાય. ૪૭૧

તે એવાં દહિંત ચરપટ કરશે અપાર,
ત્યારે ભૂલશે સઘળો સંસાર. ૪૭૨

એક ન ભૂલે સાચા રૂષિવર જાંણુ,
જેને સદ્દગોર બ્રહ્મા ભેટયા પ્રમાણ. ૪૭૩

તે દહિંતના દળમાં અન જળના પ્રવાહ,
અને સાહેબના સૈન્યમાં સોનૈયે રોટી થાય. ૪૭૪
તે બેઉ સૈન્ય જ્યારે એકી દ્રષ્ટિ કરે,
અને તે વચ્ચે નારદઋષિ આવી સંચરે. ૪૭૫
તે બેઉ દળ વચ્ચે નારદ આવજા કરશે તહી,
ત્યાં દેવ દહિંતને મુંજાવશે સહી. ૪૭૬
જ્યારે એવા ચરપટ દહિંત કાળીંગો કરશે અપાર,
ત્યારે શ્રી નારાયણ દેવતો ચઢશે અસ્વાર. ૪૭૭
યુદ્ધ કરવાના પરછા જાણ,
હવે સુણો મુનિવરો તેના નિર્વાણ. ૪૭૮
ત્યાં આવ્યા હડમાન ધ્વજાધારી બહુ હુંકાર જો કરે,
તેની હાક સુણી દહિંત સઘળા થરથરે. ૪૭૯
ચોસઠ લાખ જોગણી શ્રી શાહોજીને પૂછે વિચાર,
સ્વામી તમે કહોતો દહિંતના દળ સોંસી લઉં નિર્ધાર. ૪૮૦
પવન દેવ પૂછે અમને રજા દો ત્રિભોવન ધણી,
તો એ દળ દહિંતના સર્વે મેલું ઉડાય. ૪૮૧
ત્યારે આવ્યા ભીમસેન, સ્વામી હું વિનંતી કરૂં,
હવે તમે રજા દો તો અમે રણ સંગ્રામે ચઢું. ૪૮૨
સ્વામી તમે કહો તો સર્વ મંડળ ફેરવી ઉફરાં કરૂં,
અને કહો તો દહિંત ઝાલીને જીવતો તમુ આગળ ધરૂં. ૪૮૩
ત્યારે શ્રી શાહોજી બોલ્યા ભીમ સુણો સત્ય ભાય,
તમે પાંચે પાંડવ પુત્ર મહાબળીયા આય. ૪૮૪
જ્યારે એવી વાત શ્રી શાહોજીએ ભીમસું કહી,
ત્યારે સુરજારાણી, કમળાકુંવર આવ્યાં સહી. ૪૮૫



સુરજા રાણી અને કમલા કુંવર શાહને મલે છે!!

જ્યાં ગોર નર બેઠાં છે એક જો ઠાય,
સુરજારાણીકમળાકુંવર પરીક્રમા ફરી લાગ્યાં પાય. ૪૮૬
ત્યારે માતા કુંવર ગોરનર સું વિનતી કરે આપ,
સ્વામી અમારાં પૂર્વ જન્મના બક્ષોપાપ. ૪૮૭
સાહેબ પૂર્વ જન્મના પાપ અમારાં ગયા,
જ્યારે અમને દર્શન ગતમાં શ્રી ગોરનરનાં થયાં. ૪૮૮
સ્વામી અમે મધ્યમ જીવ તે તમશું ઉત્તમ થઇએ આજ,
હવે અમારા દુઃખ દારીદ્ર કરજો ત્યાજ. ૪૮૯
ત્યારે હેત કરીને શાહોજી બોલ્યા વિખ્યાત,
સુણો બાઈ સુરજારાણી કહું એક વાત. ૪૯૦
કળી માંહે દહિંત કાળીંગો મહા દુષ્ટ કહેવાય,
હરે બાઈ એની અવધ પુરી થાય,
હવે તમે તેને સંહારો જાય. ૪૯૧
શ્રી શાહોજીએ એસા વચન બોલ્યા સત્ય ભાય,
કરી પ્રણામને માતા કુંવર દહિંતના દળમાં જાય. ૪૯૨
શ્રી શાહના દળમાંહેથી માતા કુંવર નીસર્યાં,
તે દહિંત કાળીંગાના દળમાં જઇ સંચર્યાં. ૪૯૩
જ્યારે દહિ તે આવતા દીઠા કુંવરને પોતાની નાર,
ત્યારે દહિંત કાળીંગો બોલ્યો છે તેણે ઠાર. ૪૯૪
સુણો કમળા કુંવર એમ કહે કાળીંગો રાય,
તમે આવ્યા તે કોણ સત ભાય. ૪૯૫
તમને ચીણ નગરીના સોંપ્યા રાજ,
તે દેશ છોડી કેમ આવ્યા આજ. ૪૯૬
ત્યારે બોલ્યાં સુરજારાંણી કમળાકુંવર સતભાય,
એ અભંગ સાથે યુદ્ધ કરશો નહી હો રાય. ૪૯૭

જે દેવ ત્રણ ત્રિભોવન ના ધણી કહેવાય,
અને તે અભંગસું યુદ્ધ કેમ કરશો હો રાય. ૪૯૮
એ દેવ શ્રી મચ્છારૂપે દહિંત શંખાસુર માર્યો છેદ,
અને તે વાળવા સદ્દગોર બ્રહ્માના વેદ. ૪૯૯
શ્રી કુર્મ રૂપે મેરૂ મણ મથ્યો મહેરુ સમુદ્રમાં ધરી,
ત્યારે દહિંત મધુકેટક મારીને રત્ન કાઢયાં શ્રીહરિ ૫૦૦
એ દેવે શ્રી વ્યારાહ રૂપ ધર્યાં કૈલાસ,
ત્યારે પૃથ્વી રાખી દાઢ વીલાસ. ૫૦૧
એતો મોર ધ્વજ દહિંત સંહાર્યો દાઢે જો ધરી,
અને ત્રીજે વ્યારાહ સ્વરૂપે હુવા નર હરિ. ૫૦૨
એ દેવ શ્રી નૃસીંહ રૂપે થયા હો રાય,
અને દહિંત હરણાકંસ રાક્ષસ સંહાર્યો જાય. ૫૦૩
ત્યાં પાંચ કરોડીસું તાર્યા પ્રહલાદ,
એના દેવે કીધાં છે અમ્મર કાજ. ૫૦૪
એ દેવે શ્રી વામન રૂપે બહુ ચરિત્ર કરી,
ત્યારે બળી દહિંત પાતાળે ચાંપ્યો શ્રી હરી. ૫૦૫
એ દેવ શ્રી ફરસુરાંમ રૂપે જો થયા,
અને સેહસ્ત્રા અર્જુનને લોહ પીંજરમાં દીયા. ૫૦૬
એણે તો પૃથ્વી સર્વે ન ક્ષત્રી કીયા,
ત્યારે છઠ્ઠા અવતાર શ્રી હરિયે લીયા. ૫૦૭
એ દેવે શ્રીરામ રૂપે દહિંત માર્યો લંકા પતીરાય,
અને સાત કરોડી શું તાર્યા હરિશ્ચંદ્રરાય. ૫૦૮
જ્યાં રાવણ દહિંત માર્યો પરવાર સમેત,

ત્યાં રાજા વ્યભિક્ષણને સોંપ્યા લંકાના રાજ. ૫૦૯

એ દેવ શ્રી કાન રૂપે બહુ ચરિત્ર કર્યાં,
ચૌદે ભવન તો મુખમાં ધર્યાં. ૫૧૦
ત્યાં માર્યો દહિંત કંસાસુર આઠમે અવતાર,
એણે સર્વે યાદવ કુળનો કીધો સંહાર. ૫૧૧
એ દેવ શ્રી બુદ્ધારૂપે શ્રી હરિ આપે થયા,
તે ભક્ત પાંડવોને દ્વારે ગયા. ૫૧૨
એતો ભક્ત સખા સહાય કૃપાળ,
તે તો ધરણી ધર છે દીન દયાળ. ૫૧૩
ત્યાં દહિંત દુર્યોધન સંહાર્યો જાય,
ત્યારે નવકરોડી સું તાર્યા યુધિષ્ઠિરરાય. ૫૧૪
આજ કળી માંહે દેવનો દશમો નિષ્કલંકી અવતાર,
એ માટે તું ભરથાર ચેત ચેત કાળીંગા ગમાર. ૫૧૫
તે દેવનાં દશ અવતારના ગુણરાંણીએ કહ્યા સમજાય,
ત્યારે દહિંતના મનમાં ક્રોધ ન માય. ૫૧૬
એ રાંણી અન્ન ખાય અમારાં ને શું વખાણે શ્રીહરિ,
ત્યારે તું અમો ઘર નાર કેવી સ્ત્રી. ૫૧૭
અરે રાંણી જેના તમે સેવો છો પાય,
આજ તે અભંગને હું મારૂં રે ઠાય. ૫૧૮
અરે રાંણી જેના સ્મરણ કરો છો રેણી ને દીવસ,
આજ તેના હું લાવું કાપી શીષ. ૫૧૯
હવે રાંણી તેના સર્વે સૈન્ય મારીને લઉં જો અંત,
તો હું દહિંત કાળીંગો મહાબળવંત. ૫૨૦
દહિંતનાં વચને સુરજારાંણી કોપ્યા ત્યાંય,
ત્યારે હાથમાં કુલદંડો લીધો જયાંય. ૫૨૧

જે જન્મ મધ્યે સતીયે મુખમાંથી ન કહ્યું મર,
તે લઈ દડો ને દહિંતની ગરદનમાં દિધો તેણી ઠાર. ૫૨૨
જ્યારે સતીના મુખમાંથી એવી વાણી નીસરે,
ત્યારે દહિંતનું મસ્તક તુટી ધરણી પર પડે. ૫૨૩
ત્યાં સર્વે સૈન્ય મધ્યે પડયો પોકાર,
તે સુરજારાણીએ માર્યો પોતાનો કાળીંગો ભરથાર. ૫૨૪

સુરજા રાણીએ પોતાના પતિ એટલે કાલિંગાને માર્યો

દહિંતના દળ સામસામાં આવવાના પરછા જાંણુ,
સુણો મુનિવરો તેનાં સુ કરૂં વખાણુ. ૫૨૫
ત્યાં સર્વે યોદ્ધા ઉઠયા મહાક્રોધ જો કરી,
હવે એનું સૈન્ય મારો સઘળું જીતી કયાં જાશે હરિ. ૫૨૬
જે રાણીએ સ્વામી માટે માર્યો પોતાનો ભરથાર,
તે અભંગનું શીષ આપણે કાપી લાવો તત્કાળ. ૫૨૭
ત્યારે હાહાકાર બેઉ સૈન્યમાં થાય,
અને તે રણક્ષેત્રમાં સામસામાં દળ ચડી જાય. ૫૨૮
બાઈ જેમ પ્રભાતે ઉગે સબળાસુર,
તેમ બેઉ સૈન્યમાં સામસામાં વાગે રણતુર. ૫૨૯
એવાં સૈન્ય રણ સંગ્રામે ચઢયા ને ગજાવે રણતુર,
ત્યાં અનંત નિશાન ફરકે ધજા ભરપુર. ૫૩૦
ત્યારે બેઉ સૈન્યમાંથી યોદ્ધા ઉઠયા છે વડવા ચાર,
તેમાં કોઈ કેને ન આપે હાર. ૫૩૧
ત્યારે દહિંત મલકેસર સાથે લડે ભીમસેન રાય,
ત્યાં મારે યોદ્ધા ગદાના ઘાય. ૫૩૨
ત્યારે દહિંત રક્તકેસર સાથે લડે નિકુળ રાય,
જેના બળતણો કોઈ પાર ન પાય. ૫૩૩

ત્યારે દહિંત રણકેસર સાથે લડે જનભૂત,
તેમાં યોદ્ધા બળીયા છે અવધુત. ૫૩૪
જે દહિંત મહાકેસર છે મહાબળવંત,
તે સાથે લડે ત્યાં વીર હનુમાન. ૫૩૫
જે વીર હનુમાન પર્વત લાવે સંભાળ,
તે દહિંત ગજ કેસરના રથ ઉપર દેશે ડાલ. ૫૩૬
જે દહિંત આવતો પર્વત લેશે સંભાળ,
અને તે કટકા વચ્ચેથી કરશે નીર્ધાર. ૫૩૭
ત્યારે હનુમાન બીજો પર્વત લેવે ઉડાય,
અને તેથી દહિંત ગજકેસર માર્યો જાય. ૫૩૮
કોપ કરીને હનુમાને દહિંત સંહાર્યો જાણુ,
ત્યાં દહિંત ગજકેસરે બહુ યુદ્ધ કીધો નિર્વાણ. ૫૩૯
ત્યાં દહિંત બીજા યોદ્ધા લડે અનંત અપાર,
બેઉ દળમાં કોઇને ન આવે હાર. ૫૪૦
તેની કેડમાં છરી કટારી ધરી પાસ,
ત્યાં વરસે તીર આયુધ પડે ત્રાસ. ૫૪૧
ત્યારે હસી હરખમાં શાહજી બોલ્યા વિખ્યાત,
અને ખડગ લીધારૂં સાહેબે લીધું હાથ. ૫૪૨
તે ખડગ મન વેગે મેલ્યું જદુપતીરાય,
અને તેથી સર્વે દહિંતનું સૈન્ય સંહાર્યું જાય. ૫૪૩
શ્રી નર મહમદશાહ ગોર બ્રહ્માના પુત્ર,
જેણે બહુ દહિંતના દળ માર્યા અવધુત. ૫૪૪
જે નદી સરસ્વતી દહિંતના રક્તસું પુર જ વહે,
તે રક્તસું તોરીગ કાન બીજે તેમ સબકોઈ કહે. ૫૪૫

જે યુગ ચાર સુધી નદી સરસ્વતી ઠાલી રહી,
તે દહિંતના રક્ત સું પુર જ વહી. ૫૪૬
ત્યાં દેવ ઉગર્યા તે સર્વે શાહને હેત,
ત્યારે દહિંત કાળીંગાના સૈન્ય પડયા રણક્ષેત્ર. ૫૪૭
જ્યારે શ્રી શાહના દળ સર્વે એકઠાં થાય,
ત્યારે દહિંતના મસ્તક સર્વે ખરીયુમાં જાય. ૫૪૮
ઘોડાને ડાબલે કાળીંગાનું મસ્તક અથડાય,
તે લઇને ફેંકે ચીણ નગરીમાં જાય. ૫૪૯
ત્યારે શાહનો દુલદુલ ઘોડો ચીણ નગરીમાં જાય,
તે કોટના કાંગરા નાખે તેણે ઠાય. ૫૫૦
ચીણ મહાચીણ દહિંત કાળીંગાનું સ્થાનક કહેવાય,
તે સર્વે લઇને સમુદ્રમાં ડુબાડે સાય. ૫૫૧
જ્યારે તે દહિંત સંહારીને શાહ તેને નીર્વંશ કરે,
ત્યારે ભક્ત કમળા કુંવર સહી ઓધરે. ૫૫૨
કમળા કુંવરને બાર કરોડીના ભરણ જો ભરે,
ત્યારે ઇજરાઇલિ ફીરસ્તાને શાહોજી હુકમ જો કરે. ૫૫૩
જે નવખંડમાં ચોર્યાસી લાખ છે જીવ જન જાત,
તેને સર્વે કબજે કરી ને રાખો તમારે પાસ. ૫૫૪
એ જીવ શર્વે ઇજિરાઇલિ ફીરસ્તો કબજે કરે,
તે સર્વે શાહ પાસે આવી સંચરે. ૫૫૫
હવે શ્રી શાહોજી તમે ફર્માન દો તે નિશ્ચે કરું,
અને તે સર્વે જીવ કબજે કરીને આગળ ધરૂં. ૫૫૬
ત્યારે હસી હરખમાં શાહોજી બોલ્યા સત્ય ભાય,
પણ જે જીવ જ્યાનો હોય ત્યાં જીવતો કરજો જાય. ૫૫૭

12 કરોડ લોકો અમરાપુરી જશે

**વિભાગ ૧૩:** નિષ્કલંકી નારાયણનું કુંવારીકા ધરતી સાથે લગ્ન અને સતપંથીઓનું રાજ

ત્યાં શ્રી શાહના ફર્માને ફીરસ્તો ઇજરાઇલિ કરે,
તે નવ ખંડમાં જે જીવ જ્યાંનો તે ત્યાં લઇને ધરે. ૫૫૮

જ્યારે સુરવાઇલિ ફીરસ્તો સુરદેશે જાય,
ત્યારે જે જ્યાંના પ્રાણી તે ઉઠી બેઠા થાય. ૫૫૯

ભાઈ મેળામાં શાહોજી કરશે અદલાઈ આણ,
ત્યાં સર્વેને મુઆ પછી જીવતા કરશે જાણ. ૫૬૦

ત્યાર પછી સર્વે સૃષ્ટી સર્જન રચના થાય,
ત્યાં રૂષિવર લોકને રાજ કરાવે સાહ. ૫૬૧

જ્યારે શ્રી શાહ તખ્તે બેઠાને ગોર બ્રહ્મા વજીર,
રૂષિવરને રાજ કરાવે ગોર ઇમામ શાહ પીર. ૫૬૨

ત્યારે ગોર બ્રહ્મા વજીર થાશે રૂષિવરને કાજ,
અને ત્રણ ત્રીભોવનના ધણી કરશે રાજ. ૫૬૩

નાની અમરાપુરીના પરછા જાણ,
હવે સુણો મુનિવરો તેનાં વખાણ. ૫૬૪

જે આદ્ય અનંત કરોડી દેવ કરણમાં નિપન્યા આય,
તે રૂષિવરને રાજ કરાવે શ્રી હરી સાહ. ૫૬૫

કહે ઇંદ્ર ઇમામ શાહ સુણો રૂષિવર ભાય,
હવે નાની અમરાપુરીના મોલ વખાણ્યા નવ જાય. ૫૬૬

ત્યાં ક્ષણ એકમાં શ્રી શાહોજી એવી રચના કરે,
તે સદ્ગોર બ્રહ્મા વચન તમશું ઓચરે. ૫૬૭

ત્યાં કંકુના ગારાને રૂપાની ઈંટ,
શાહે તેની અનુપમ ઉઠાવે ભીત. ૫૬૮

એવા મુનીવરના મહેલ દિશે ઉંચા અપાર,
તે મહેલ સુવર્ણના લીપણ આ જગ સંસાર. ૫૬૯

તે મહેલને કમાડ બારશાંખ કહ્યાં નવ જાય,
અને તેને બહુ રત્ન પદાર્થે જડંતર કહેવાય. ૫૭૦
તે મહેલમાં મોતીની માળાઓ ઝબુકે તત્ત્વખેણ,
ત્યાં સેહજ્ઞ રંગી પલંગ બીછાવ્યા ગણ્યા. ૫૭૧
જે કંકુની રેતી સર્વે મુનિવરને દ્વાર,
ત્યાં મુનિવર ખેલે નાનાં બાળ. ૫૭૨
ત્યાં સર્વે મુનિવરને વસ્ત્ર દેવે મનગમતાં જાણ,
તેના અનુપમ રંગ તણા શું કરીએ વખાણ. ૫૭૩
ત્યાં સર્વે રૂષિવર મોટા દીગંબર સુજાણ,
ભાઈ તેના રૂપ તણા શું કરીએ વખાણ. ૫૭૪
એવા મુનિવરને પહેરણ વાઘા સોનેરી જાત,
તેને પહેરણ અજાયબ કરમદા ભાત. ૫૭૫
ત્યાં મુનિવરને સુવર્ણ મોજડી પહેરણ પાય,
અને તેની કેડનો પટકો કહ્યો નવ જાય. ૫૭૬
ત્યાં મુનિવર સુવર્ણના શીર બંધ બાંધે સતસીર,
અને તેને પામડી ઓઢેલ સોનેરી હીર. ૫૭૭
સર્વે મુનિવર પહેરે શીરબંધ પટકા બંધ,
અને તે શોભે જેવા પુનમકા ચંદ. ૫૭૮
ત્યાં મુનિવર એસા પહેરે સર્વે શણગાર,
તે એકેકા મુનિવરને ઘેર સતીયું પચાસ નાર. ૫૭૯
ત્યાં બહું રૂપવંતી દીષે સર્વે સતીયું નાર,
તેને પહેરવા આભુષણ તે સોળે શણગાર. ૫૮૦
સતીયુંને પહેરવા કાંચળી સીંદુરી જાત,
તેને પહેરણ પટકો નવરંગી ભાત. ૫૮૧

ત્યાં સતીયું ને હાથમાં ચુડી સુવર્ણની સાર,
તેમાં રત્ન પદાર્થ જડીયાં અપાર. ૫૮૨

સતીયું ની કોટમાં હીરા રત્ન જડીત હાર,
ત્યાં એવા સતીયું કરે શોભે શણગાર. ૫૮૩

ત્યાં સતીયુંને ગળામાં હાંસડી અમુલ,
અને તેને મોતી જડંતર કાને પહેરવાની જાલ. ૫૮૪

તે સતીયુંને હૈયામાં હીરા લાલ,
રતન જડંતર ટીલડી ઝળકે લીલાટ. ૫૮૫

ત્યાં સતીયુને ઓઢણ અનુપમ દક્ષિણીના ચીર,
અને તેમાં ગુલબંતી દીપે સોનેરી હીર. ૫૮૬

ત્યાં સતીયુને પગમાં કાંબી કડલાં વીંછીયા સાર,
તેને અણવટ ઝાંઝરનો ઝણકાર. ૫૮૭

ત્યાં સતીયુને હાથમાં આરસી બહુ તેજવંતી દીપે,
તેને કસ્તુરીએ સેંથા ભર્યા શીસે. ૫૮૮

ત્યાં સતીયો કરે સોળે શણગાર,
તે મુનિવરને ઘેર સર્વે શીલવંતીઓ નાર. ૫૮૯

જે મુનિવરના મનમાંહે ભોજન મન ઇચ્છા હોય,
રાણી ત્યાં તેવા ફળ ખાવે સોય. ૫૯૦

ત્યાં ગરમ ટાઢું કોઈ મુનિવર ન ખાય,
જેને જેવાં મન ભાવે તેવા ફળ ખાય. ૫૯૧

તેની દેહમાં કસ્તુરીની વાસના આય,
ત્યાં પરસેવો અમીનો ઝળાવે સાહ. ૫૯૨

હે રાણી તે દીવસનો એવો પઠાંતરો કહેવાય,
અને તે કાયામાં ખુશબોઈ પરસેવો છુટાય. ૫૯૩

ત્યાં મુનિવર સુખ ભોગવશે જાણ,
ભાઈ તેના આગમ સદ્‌ગોરે કહ્યાં નિર્વાણ. ૫૯૪
ત્યાં મુનિવર તખ્તે બેઠા સોનેરી ખાટ,
અને તેની પાસે કોતળ ને ચારેબુરાખ. ૫૯૫
હરે રાણી ત્યાં એવા સુખ મુનિવર ભોગવશે સહી,
અને તે લીલા લાડ કરશે ત્યાંહી. ૫૯૬
અહિયાં પાંચ ભુઆત્માં વારી દીલ રાખ્યા ઠામ,
અને સત્પંથ સેવ્યા સદ્‌ગોરને ફર્માન. ૫૯૭
તેવાં રૂષિવરને રાજ આલે શ્રી હરી સાહ પંડે,
ત્યારે સવા લાખ વર્ષની લીલા કરશે નવે ખંડે. ૫૯૮
જેને નવે ખંડમાં રાજ રૂષિવરનાં હોય,
તે શ્રી હરિ સાહ બેઠા વસમાકુંવારીને પરણે સોય. ૫૯૯

કુંવારી ધરતી સાથે લગ્ન

ત્યાં એવા રાજ ઋષિવર કરશે જ્યાંહ,
આજ દશોદ સુકીત સદ્‌ગોર મુખે હાલ ગુજારે તેહ. ૬૦૦
જે નીત નીત અમી પીએને આચાર,
એકસો ચાલીસ ક્રીયા :તણા,
તે મુનિવર ત્યાં સુખ ભોગવશે ઘણા. ૬૦૧
જે મુનિવર આ ગોર મુખે દશોદ સુકીત આલે નહિ,
અને ધર્મશાળાએ જાતાં આળશ કરશે સહી. ૬૦૨
ત્યાંહ પાયદળ પાળો થઈને રળવળતો ફરે,
અને ત્યાં એવી વાણી સદ્‌ગોર બ્રહ્મા ઓચરે. ૬૦૩
અહીંયા દશોદ સુકીત દેતાં આળશ કરશે અપાર,
ત્યાં કાષ્ઠ ઘાસના ભારા માથે લઈ મરશે ભાર. ૬૦૪
જે અહિં પુરી દશોદ સુકીત આ ગોર મુખે દેશે આજ,
તે ત્યાં અવીચળ અમરાપુરીમાં કરશે રાજ. ૬૦૫

સતપંથીઓ અમરાપુરી પર રાજ કરવાની લાલચ

જે મુનિજર અહિંયા પુરા સત્પંથ કમાવે આજ,
તે ઇકોતેરસો સાથે ત્યાં અમરાપુરમાં કરશે રાજ. ૬૦૬

છ દર્શનની પૂજાના પરછાજાણુ,
હવે સુણો મુનિવરો તેના સહી નિર્વાણ. ૬૦૭

જે ગાફલ દુનિયા આ સત્પંથ ધર્મની નિંદા કરે,
તે મહાદન વેળામાં માથુ કુટી ત્યાં મરે. ૬૦૮

જ્યારે તે રૂષિવરનું રાજ દુનિયા દેખે તતખેણ,
ત્યારે તે લોક ત્યાં છાતી કુટી મરશે ઘણા. ૬૦૯

મૂર્તિ પૂજા અને મંદિરમાં જવું નહીં

જે કોઈ અહિંયા પત્થર મુર્તીની પૂજા કરે,
ને તે બહોત પૂજા પાખંડ દેવળદેરામાં ધરે. ૬૧૦

જેણે અહિંયા છ દર્શનની ભક્તિ કીધી આય,
તેણે દન ત્યાં ફળ તેવાં પાય. ૬૧૧

સુણો મુનિવરો અહિંયા જેવાં બીજ વાવીએ જાણ,
તો આગળ તેવાં ફળ પામીએ નિર્વાણ. ૬૧૨

જે અહિંયા ચુંટી પામી પત્થર મુર્તીની પૂજા કરે,
તે ત્યાં સવાપોર લગી છાતી ઉપર લઇને ફરે. ૬૧૩

જે કોઈ આજ અહિંયા તીર્થ પાણી જાત્રા કરે,
દિન સવાપોર લગી ત્યાં નીત પાણીમાં ડુબી મરે. ૬૧૪

જે અસુદ્ધ બ્રાહ્મણ,જોગી,સેવડા સન્યાસીની પૂજા કરે,
તેણે સવાપોર લગી ખાંધે લઇને રળવળતા ફરે. ૬૧૫

જે છ દર્શન માંહે ગઉ પીપળો પૂજે અજાણ,
ત્યાં દનસવાપોર છાતી એ લઇને ફરે નિર્વાણ. ૬૧૬

જે અહિંયા વ્રત; વરતોલાં ને અપવાસ કરે,
રૂડી દેહ પણ તે કાઠી વાસને વેચી ભૂખે મરે. ૬૧૭

જે આજ દુનિયાના ગોરની પૂજા કરાય,
એણી પેરે પૂજા ફળશે કાંઇકેનું રદ નહિ થાય. ૬૧૮

જે દાન અસુદ્ધ બ્રાહ્મણ જોગી, જગમને દેવે,
અસુદ્ધ સેવડા સંન્યાસી સોફી માંગી લે છે. ૬૧૯

એ છ દર્શનના ગોરને ધર્મ અસુદ્ધ જમાડે જઈ,
શ્રી સદ્ગોર અહિંયા સોગણું પાછું આલે સહી. ૬૨૦

તે દુનિયા લોક કમાઈ સર્વે અહિંયા ખાઈ રહ્યા,
તે લોક વરવેળાએ શાહ પાસે ઠાલા ગયા. ૬૨૧

આજ કળીયુગ માંહે અસુદ્ધ વાત હૃદયમાં ધરે,
અસુદ્ધ પાણી પત્થર પાખંડની પૂજા કરે. ૬૨૨

સત્યગોર વીના દુનિયા રળવળી મરે,
તે સર્વે ફળની વેળા છાતી ઉપર લઇને ફરે. ૬૨૩

જે કોઈ આજ જેવી મુનિવર પૂજા ધરે,
ભાઇ અસુદ્ધ પુજાએ પસ્તાવો કરે. ૬૨૪

ત્યાં વરવેળા શ્રી શાહ અદલ કરશે જાણુ,
જેણે જેવી પૂજા કરી તે વાં ફળ આલે નિર્વાણ. ૬૨૫

જે કોઇ અહિંયા આવા ધર્મ સત્પંથે ધાય,
અને તે દશોંદ સુકોત સદ્ગોર મુખે દીધી જાય. ૬૨૬

જેણે અવતાર પાત્ર ઓળખ્યાં સત્ભાય,
આજ એક ઇમાને પૂજા સદ્ગોર નરની પાય. ૬૨૭

જે ધર્મ આ સત્પંથ પાળે દુનિયા લોક કોય,
અને તે મુનિવર નિશ્ચે અમ્મર હોય. ૬૨૮

ત્યાં સવાલાખ વર્ષ નવખંડમાં રૂષિવર લીલા કરે,
પછી વળી શાહોજી સૃષ્ટિ બધી સમાપ્ત કરે. ૬૨૯

જ્યારે સૃષ્ટી સમાપ્તીએ શાહ જમીન પાટ ફરાય,
ત્યારે નવ ઘરાએ મેઘ મુસળધારા વર્ષાય. ૬૩૦
ત્યારે સુરવાઈલ ફીરસ્તો સુર દેશે જાય,
ત્યાં સર્વે પ્રાણીનું સર્જન થાય. ૬૩૧
જે મહાદનની હકીકતના પરછા જાણ,
હવે તેના સુણો મુનિવરો નિર્વાણ. ૬૩૨
ભાઈ મુનિવરને વૈકુંઠ દુનિયા દોજખ જાય,
ત્યાં આરબીરૂપે બેઠા નર નિષ્કલંકીરાય. ૬૩૩
ત્યાં અસ્માન નવનેજા આવશે પુર,
ભાઈ મુનિવરો એટલું રહેશે દુર. ૬૩૪
ત્યારે ધરતિ ત્રાંબા વર્ણી થાશે સહી જાણ,
ત્યારે સેહસ્ત્ર કળાલઈને તપશે રવીભાંણ. ૬૩૫
જ્યારે અગ્નિની ઝાળ પડશે ધરતી ઉપર આય,
ત્યાં સર્વે ત્રાંબા વર્ણી જમીન થાય. ૬૩૬
તે વેળાએ સદગોર શાહેજી એમ જ કરે,
મેઘા ડમ્મરના છત્ર સાચા મુનિવર શીર ધરે. ૬૩૭
તાંહ અરબી રૂપે શ્રી શાહને સહી કરી જાણ,
ત્યારે કેની અરજ નહી માને ફર્માન. ૬૩૮
ત્યાં એક સેહસ્ત્ર મણની હેઠળ એરણ સહી જાણ,
એક સેહસ્ત્ર મણનો ઉપર ઘણ પ્રમાણ. ૬૩૯
આજ મુનીવર થઈને ક્રિયા બારમુ ખાય,
તે નહિ હાલ ગુજારે નહિ ગોરગતમાં જાય. ૬૪૦
જે અહિંયા ગુના સર્વે એ માથે રહે,
અને તે ઘણનો ઘા તે ઉપર પહેલો દે. ૬૪૧

ત્યાં તલ તલના લેખાં શાહ પૂછે વાત,
પણ જેનો કાગળ હશે તેને દેશે હાથ. ૬૪૨
જે આ દેહના ઉટ કરોડી, રૂમરાય કર્તવ્ય જોય,
તે ત્યાં ગોરનર આગળ ગવાહી પુરાવે સોય. ૬૪૩
તે સર્વે ઉટ કરોડી રૂમરાય લોઢાના થાય,
અને જીવ જુઠાં બોલે તો દેવે ઘણુનો ઘાય. ૬૪૪
ત્યાં જીવને સુરજની અગ્ની તળે ધરતીની ઝાળ,
તે દેહને નેત્ર લોહી વહે નિર્ધાર. ૬૪૫
જ્યારે ઉંધે મસ્તકે જીવને અગન ધીકાય,
ત્યારે માથાના ભેચાકાને જાય. ૬૪૬
ત્યાં રોએ ગુનેગાર બહુ કરે શોર બકોર,
જેણે અહિંયા ગુના ચુકાવ્યા નહિ તે ત્યાં થશે ચોર. ૬૪૭
ત્યાં શ્રી શાહ અરબી રૂપે નજર કરડી દેખાય,
ત્યાં ગોર બ્રહ્માની અરજ નહી માને સોય. ૬૪૮
ત્યાં નહિ વૃક્ષ નહી વાવાય,
અને ત્યારે નહિ અન્નપાણી તેણે ઠાય. ૬૪૯
ત્યાં માત પિતા નહિ બેનીને વીર,
તે આપે આપણા કર્તવ્ય ભોગવે શરીર. ૬૫૦
ત્યાં રોવે ગુનેગાર બહુ બુમ જ કરે,
તેને મુખમાંહેથી અગનની ઝાળ નીસરે. ૬૫૧
ત્યાં સ્ત્રી નહિ પુત્ર એકલા આપો આપ,
ત્યારે આપે આપણું કર્તવ્ય ભોગવશે પાપ. ૬૫૨
ત્યાં અગ્નિ લુ આકાશથી વર્ષે જાણ,
ત્યારે તેના દાઝે કાયાને પ્રાણ. ૬૫૩

ત્યાં દેહી ઝળ બળીને ખાક જ થઈ જાય,
ત્યારે દેહી બેઠી કરશે પાવળ છાંટીને સાહ. ૬૫૪
જ્યારે એવાં સો વાર દેહી પાડે નિર્વાણ,
ત્યાં નજર આગળ તેનો એક ગુનો ઉતરે જાણ. ૬૫૫
એણીપેરે શ્રી શાહોજી ગુના ઉતારે જીવાજન,
અને ત્યાં પચાસ હજાર વર્ષનો થાશે એક જ દન. ૬૫૬
રાણી ત્યાં એવો શોર પડશે કહી કહ્યો નવ જાય,
ત્યારે એમ દુઃખ ભોગવશે જેમ વાઘે ઝાલી ગાય. ૬૫૭
ત્યાં એક જીવના એવા હિસાબ તે દીન થાય,
ત્યારે સાચા મુનિવર મન વેગે પર સલ્યા ઉતરી જાય. ૬૫૮
જયાં ગુનેગાર જીવને માર પડશે સહી,
ત્યાં દેવલોક એકઠા મળશે જઈ. ૬૫૯
જે અહિંસા સતપંથ સેવી નીત પાવળ પીએ સોય,
ભાઇ તેને ત્યાં માર ન દેવે કોય. ૬૬૦
જે અહિંયાં પાવળ પીએ ને ગફલત રહે,
તેને ઘણનો માર તે ફીરસ્તો જીબ્રાઇલ દે. ૬૬૧
જે નુરશાહ વલીજીની વીનતીના પરછા જાણ,
હવે સુણો મુનિવરો તેના નિર્વાણ. ૬૬૨
ત્યારે શાહનેજમણે પાસેથીતપસ્વી ગોર ઉઠયા જોય,
ત્યાં ગોરે મુનિવર પોતાના છોડાવ્યા સોય. ૬૬૩
ત્યાં ગોર મુનિવર છોડાવા પોતાના દાસ,
તેને બાંય ઝાલીને લઈ ગયા શ્રી શાહોજીની પાસ. ૬૬૪
શ્રી હરી મેહેંદી સાહેબ એ જીવના ગુના બક્ષી જાય,
બાવા એણે આશા કરી છે આપણી આય. ૬૬૫

હે શ્રી શાહોજી એણે આશ કીધી છે અમ્મર તણી,
તે અજ્ઞાની પણ આવીને વળગ્યા આપણી દામણી. ૬૬૬
હવે તમે મેહરની નજર કરો શ્રી હરી ચંદ્ર,
બાવાતે આવી પહોંચ્યા આ કળિયુગ છેલ્લી સંધ. ૬૬૭
એ નુરશાહ વલીજી મેહેર કીજીએ કીસ બાત,
તમે સુણોને ગોરજી કહું ઇસ મુનિવરકી બાત. ૬૬૮
ગત ગંગા માંહે આવીને ન સાંભળી વેદની વાત,
એણે જીકર બંદગી ન કીધી રાત. ૬૬૯
એ જીવ તો ચારે યુગમાં ભાગતા ફર્યા અપાર,
આજ શરણે તમારી આવ્યા ગમાર. ૬૭૦
સુણો સદ્દગુરૂ શરમ તમારી રાખું સત સાર,
હે ગોરજી ઇસ મુનિવરકુ બહોત પડે માર. ૬૭૧
બાવા આજ શરમ અમારી રાખવી જોય,
શ્રી હરી સાહેબ તમે સદાય મહેરબાન હોય. ૬૭૨
બાવા જો બાપ મારને કું પુત્ર કું આય,
તો પીછે બેટા કીસકી શરણે જાય. ૬૭૩
સુણો સાહેબ પાંચપુત્ર એક બાપના હોય,
બાવા ઉસમે પાંચે સરખા નહિ કોય. ૬૭૪
ઉસે બાપ બેટાકુ પાલ પોષકર નીપાય,
બાવા ઉસમે એક દો પણ ગાફલ થાય. ૬૭૫
શ્રી હરીશાહોજી બેટા ભલા બુરા બાપના કહેવાય,
અને તોય બાપકુ શરમ જ આય. ૬૭૬
એસા મુનિવર બાળક આપણા કહેવાય,
બાવા સો કેમ એ દોજખમાં જાય. ૬૭૭

એ તો નુરશાહ વલીજી તમે સાચી વાત જ કહી,
પણ ગોરજી એક બાત અમારી સુણ જો સહી. ૬૭૮

આગે યુગમાં ભેજયા તમકુ બહોત દીયા બડાઈ,
ગોરજી તબ ઇસકું કયુંના કહ્યા ચેતાઈ. ૬૭૯

એ સુણો શાહોજી ઉંચે માળે ચઢયા વારોવાર,
બાવા ઉસ મુનીવરકુ યુગો યુગ કહ્યા પોકાર. ૬૮૦

આગળ મહાદન આવશે જેસી ખંડા ધાર,
ત્યાં માથે પડશે તમારે ઘણુનો માર. ૬૮૧

ભાઇ મુનિવરો એસી માર પડશે મહાદન વેળા માંહે,
આજ તમે દુનિયા દેખી મત ભૂલો અહિંયા. ૬૮૨

ભાઈ ત્યાં આરબી રૂપે મહેર નહિં માને મુજ,
અને જબ આવે કયામત રોજ. ૬૮૩

સુણો શ્રી શાહોજી તબ એ મુનિવરકું કહ્યા પોકાર,
બાવા તો પણ ગાફલ રહ્યા નીરાશ. ૬૮૪

પણ એ મુનિવરે આશા કરી છે ગોરનર તણી,
હવે તે કેમ નીરાશ જાય ત્રીભોવન ધણી. ૬૮૫

તબ દો કર જોડી નુરશાહ વલીજી વીનવે ઉમત ને કાજ,
તમે વિનંતી સુણો અમારી મહારાજ. ૬૮૬

એ સર્વે નકુછ મુનિવર ગત આપણી કહેવાય,
હવે રાખો બાવા નુરશાહ વલીજીકી લાજ. ૬૮૭

સુણો નુરશાહ વલીજી તમે બક્ષો તે મુક્ત હોય,
ગોરજી તમ હમ આખર એક નહિ કુછ દોય. ૬૮૮

જે ગોર નર આખર એક જ દેહ હોય,
હવે સદ્‌ગોરજી તમે કરો તે થાય જોય. ૬૮૯

શ્રી હરી શાહોજીએ સદ્દગોરકું એસા કહ્યા જાણ,
ત્યારે સર્વે મુનિવર ત્યાં ગોરનરને કીધા પ્રણાંમ. ૬૯૦
હરખમાં શાહોજી સદ્દગોર શું બોલ્યા સત નાંમ,
હવે એ મુનિવર કું દો અમરાપુરીમાં ઠામ. ૬૯૧
ત્યાં આરબી રૂપે શાહોજી થયા મહેરબાન,
હવે જાવ ગોરજી એ મુનિવરકું દયો અમરાપુર વાશ. ૬૯૨
જેણે અહિંયા દશોદ સુકીતે કીયા પાળી જાંણ,
તે મુનિવર કું મહાદન એળે ગયા નિર્વાણ. ૬૯૩
જે સાચા મુનિવર તે શાહના છત્ર તળે રહ્યા,
અને કુડીયા પાપીતે દોઝકમાં ગયા. ૬૯૪
ત્યાં મહાદન વર્તાયા પછી રચના કહેવાય,
અને શ્રી શાહ સદ્દગોર બ્રહ્માને હુકમ ફર્માય. ૬૯૫
મોટી અમરાપુરીના પરછા જાણ,
હવે સુણો મુનિવરો તેનાં વખાણ. ૬૯૬
ત્યારે આનંદે શાહોજી સદ્દગોરને બોલાવે પાસ,
મુનીવરકું દયો મોટી અમરાપુરીમાં વાસ. ૬૯૭
જે સાચા સત્પંથી મુનીવર સ્વર્ગમાં જાય,
અને તે પોતાની કમાઇએ ફર્સલા ઉપર થઇને જાય. ૬૯૮
એ ફર્સલાની ધાંટી ઉપર કંપે ગુનેગાર,
ત્યાં ચાલવું જેમ ખંડા નીધાર. ૬૯૯
ત્યાં સાચા મુનીવર તે આગળથી ઉતરશે પાર,
તે જઈને પોતા સ્વર્ગની વાડી મોઝાર. ૭૦૦
જે મુનીવર ફર્સલાની ઘાંટીથી બોલાવ્યા સાર,
ત્યારે જઈ પોતા અમરાપુરીના દરવાજા બહાર. ૭૦૧

જે મુનીવર આ જગમાં ક્રીયા કોલસું પુરા કહેવાય,
તે ગોરનરે સ્વર્ગમાં લીધા બોલાય. ૭૦૨

જે મુનીવરને ચુંક પડી આ સંસારમાંય,
તેથી પ્રાણી બાહેર ફેરા ખાય. ૭૦૩

ત્યાં મુનીવર દેખા સ્વર્ગ અનુપમ સાર,
તેના સુવર્ણ કોટને ફરતા કાંગરા અપાર. ૭૦૪

ત્યાં સર્વે મુનિવરને ઘેર કેશર કસ્તુરી ગાર,
તેમાં સુવર્ણની ઈંટે ચણતર અપાર. ૭૦૫

જે ગોર નરને નામે સોના રૂપાની ઈંટ,
શાહે ત્યાં અનુપમ ઉઠાવી ભીંત. ૭૦૬

બારણાંસાંખ કમાડ સુવર્ણનાં ઘડયાં,
ત્યાં રતન પદાર્થે હીરે જડયાં. ૭૦૭

ત્યાં સુવર્ણના મહેલ ઝળકે બહુ તેજ અપાર,
ત્યારે સેહસ્રસુર્યના તોરણ બાંધ્યા દરબાર. ૭૦૮

ત્યાં એક એક રૂષિવરને મંદિર સુવર્ણનાં ઘડયાં,
અને તેનાં પાણીયારાં માણેક મોતીએ જડયાં. ૭૦૯

રૂષિવરને મહેલ હીરા માણેક જડતર કહેવાય,
તે મંદીરનાં રૂપ કાંઇ કહ્યાં નવ જાય. ૭૧૦

તે મંદિરને ઉપરસાત કળશ દિપે અનુપ,
તે એક એક કળશની સેહસ્ર કળા સુરજની જ્યોત. ૭૧૧

જે સ્વેતરંગી પલંગ સદ્દગોરે બીછાવ્યા ઘણા,
અને ત્યાં રત્નજડંતર હીંડોળા ખાટ કહેવાય ઘણા. ૭૧૨

ત્યાં મુનિવર પોઢીને એવાં સુખ ભોગવશે સાર,
તેને સુરજ રંભની હશે સત્તરનાર. ૭૧૩

ત્યાં ચંદ્રમાં વદની સતીયો સત્તર સાર,
તેમાં ચાર દેવકન્યા હોશે નાર. ૭૧૪
જે આ લોકની સ્ત્રી પોતાના પતિ સાથે ધર્મ પળાય,
તે ત્યાં અર્ધાંગના સર્વે ઉપર પટરાણી થાય. ૭૧૫
એક એક રૂષિવરને ઘેર સતીયું પચાસે નાર,
તેના પચાસે કંવર નુરાની ખેલે દરબાર, ૭૧૬
રતન જડંતર હીંડોળા દીપે અપાર,
તેના હાથમાં સુવર્ણ ગેડી અનુપમ સાર. ૭૧૭
તે રૂષિવરને સર્વે દેહી નુરાની હોય,
ત્યાં નુરાની વસ્ત્ર પહેરે સબ કોઇ. ૭૧૮
એવી રચના સ્વર્ગમાં ગોરનરે રચી છે સહી,
તેનિ જમણે સાતે સરોવર અમીના ભર્યાં છે ત્યાંહી. ૭૧૯
તે સરોવરને સુવર્ણના આરા કસ્તુરીની પાળ,
તેનાં માણેક મોતીએ જડયા પરમાળ. ૭૨૦
તે સરોવરમાં માણેક મોતીની વેળુ અપાર,
ફરતા આરા બાંધ્યા સુવર્ણના પગથીયાં સાર. ૭૨૧
તે સરોવરની પાસે કલફ વૃક્ષ કહેવાય,
જાણે ત્યાં સઘળી અમરાપુરી નિછાય. ૭૨૨
એવું શ્રી સદ્‌ગોર શ્રી શાહેજી એક વૃક્ષ નિપાય,
અને તે બહોત ઘેરાવે કાંઈ કહ્યું નવ જાય. ૭૨૩
ત્યાં નીત પક્ષી બહુ રંગે પોપટ અમુલ,
તેણે રૂખે બેઠાં જનાવર કરે છે કલોલ. ૭૨૪
જે સરોવરની જમણી પાસે મહાવૃક્ષ કહેવાય,
તે માંહે એક ડાળ ગોરનર નીપાય. ૭૨૫

જે પંખીરૂપે થઇને જીવનો વાસો વસાય,
તે સાહેબની રચના કાંઈ કહી નવ જાય. ૭૨૬
એ પક્ષી પોપટને સુવર્ણની ચાંચો રૂપાની પાંખ,
એ વૃક્ષની ડાળે બેઠાં પક્ષી ઝુલાય. ૭૨૭
તે જેમ જેમ જુએ તેમ તેમ રોશે સાર,
જે અહિંયાં કરણી વીનાં જીવડાં ભૂલશે સાર. ૭૨૮
એ સર્વે સ્વર્ગની રચના કાંઈ કહી નવ જાય,
ત્યાં સૌ દેવને ઘેર રત્ન પદાર્થ જડીયાં અપાર. ૭૨૯
જે ચંદ્રમાં સુરજ આ યુગમાં સાર,
ને તે મુનિવર ઘેર જડીયા અપાર. ૭૩૦
ભાઈ મુનિવરનો વાસ અમરા પુરમાંહે,
ને તે ઉપર કલફવૃક્ષ છાયા થાય. ૭૩૧
તે સવા સત્રા મણનો આહાર ભોગવે જ્યાંય,
અને મન ઇચ્છાં ફળજો થાય. ૭૩૨
ત્યાં આહાર છે પણ નહાર નહિ કહેવાય,
ભાઈ મુનિવરતે નુરાની પરસેવો થઇને ઉતરી જાય. ૭૩૩
જે કોઈ અહિંયા પુરા સત્પંથ કમાય,
અને તેને ત્યાં વાસો સદ્દગોર શાહ વસાય. ૭૩૪
ઇકોતેરસો માઇના, ઇકોતેરસો બાપના કહેવાય,
તે સાત કુળ સાસરી સાથે અમરાપુરમાં જાય. ૭૩૫
એવાં સુખ મુનિવર ભોગવશે સાર,
ત્યાં વારો વાર હોશે ગોર નરનાં દીદાર. ૭૩૬
જ્યારે આદે હે આવ્યા શ્રી હરી શાહની પાસ,
ત્યારે શ્રી સદ્દગોર શાહોજી આપે વૈકુંઠમાં વાસ. ૭૩૭

ત્યારે સદ્દગોરે એવાં તપ કીધા વસમે ઘાટ,
ત્યાં શાહોજીએ સાચા મુનિવરને સ્વર્ગનીઆલીવાટ. ૭૩૮
તે મુનિવર અમરાપુરમાં સુખ ભોગવશે જાણ,
તેને અમર પદ પામ્યા સદ્દગોરને ફર્માન. ૭૩૯
જે શ્રીસદ્દગોરનાં જપતપ થકીજીવ ઓધર્યા જાણ,
ભાઈ મુનિવર તે અમ્મર થયા નિર્વાણ. ૭૪૦
પ્રથમ આઠ લાખ કરણ શાહોજીએ સર્જ્યા જાણ,
ત્યાં સદ્દગોર બ્રહ્માએ તપ કીધા પ્રમાણ. ૭૪૧
સદ્દગોરના તપ થકી દેવ નીપન્યા કરોડી અનંત,
તેણે સાહેબ સું અવીચળ રાખ્યા ચિંત. ૭૪૨
પ્રથમ જાયલા કલફમાં તપસ્વી ગોર બ્રહ્મા જાણ,
ત્યારે જાખા દેવ નવ્વાણું કરોડી નિપન્યા નિર્વાણ. ૭૪૩
બીજા ફાયલા કલફમાં તપસ્વી ગોર બ્રહ્માજી જાણ,
ત્યાં મેઘાદેવ છપ્પન કરોડી ઓધર્યા પ્રમાણ. ૭૪૪
ત્રીજા અર્જલા કલફમાં તપસ્વી ગોર બ્રહ્મા જાણ,
ત્યાં બત્રીસ કરોડી કિન્નર દેવ સીધા નિર્વાણ. ૭૪૫
ચોથા ખલીફા કલફે તપસ્વી ગોર બ્રહ્માજી જાણ,
ત્યાં તેત્રીસ કરોડી દેવ નીપન્યા પ્રમાણ. ૭૪૬
પહેલાં કર્તા યુગમાં તપસ્વી ગોર અમર તેજ નામ,
ત્યાં સદ્દગોર વચને આ સત્પંથ ધાયા પ્રહલાદ. ૭૪૭
તે ગોરના જપે તપે પાંચ કરોડી દેવ છુટયા જેહ,
ત્યાં પામ્યા અવીચળ અમરાપુરી તેહ. ૭૪૮
બીજા ત્રેતા યુગમાં ગોર વિશિષ્ટ જાણ,
ત્યાં સદ્દગોરે બહુ તપ કીધા નિર્વાણ. ૭૪૯

એ ગોરના તપથકી સાત કરોડી હરિશ્ચંદ્ર જાણ,
તે તો વૈકુંઠ પામ્યા નિર્વાણ. ૭૫૦

ત્રીજા દ્વાપર યુગમાં તપસ્વી ગોર વિદંવ્યાષ જાણ,
ત્યાં સદ્‌ગોરે બહુ તપ કીધાં નિર્વાણ. ૭૫૧

એ ગોરના તપ થકી નવ કરોડી યુધિષ્ઠિર રાય,
અને તે અમરાપુરમાં પોત્યા જાય. ૭૫૨

ચોથા આ કળીયુગમાં તપસ્વી ગોર સોદરદીને
આ ધર્મ દેખાડયાં જાણ,
તે સદ્‌ગોર તપસ્વીએ કાગળની હોડી કીધી નીર્વાણ. ૭૫૩

ત્યાં પીર સોદરદીને કહ્યુએ મોટાઇ દીલમાં આણ,
એ થકી વજરની ભીંત ઉઠી નીર્વાણ. ૭૫૪

જ્યારે પીર સોદરદીન છ માસ લગી એક પગે રહ્યા,
ત્યારે ગળામાં તોક પહેરીને આધીન જે થયા. ૭૫૫

જ્યારે એણી રીતે તપસ્વીગોરે તપ કીધા અપાર,
ત્યારે નર ઇસ્લામશાહે દીધા દીદાર. ૭૫૬

તે ગોરનાં તપે બાર કરોડી દેવ શીધ્યા જાણ,
તેનાં કમળા કુંવરને શીર બાંધ્યા નીર્વાણ. ૭૫૭

જે આઠ લાખ કરણમાં અનંત કરોડી દેવ જાણ,
તે ફળંતર વેળામાંહે પહેલા વર પામશે નીર્વાણ. ૭૫૮

કરણ કલકમાં ગોર બ્રહ્મા એ તપ કીધા જાણ,
ત્યારે એટલાં દેવના લખ્યા નીશાન. ૭૫૯

અથર્વ વેદમાં ભાંખ્યા તે કળીયુગ છેલ્લી સંધ,
આજ નબીમહંમદને સત્ય કરી માનો
એમ વેદ કુરાને બાંધ્યા બંધ. ૭૬૦



Atharv Ved = Kuran

જે તપસ્વી ગોર બ્રહ્મા તેજ નબીમહંમદ આય,
ભાઈ આ ગત સર્વે તેની કહેવાય. ૭૬૧

આદે અંત જોગ તપસ્વી ગોર બ્રહ્માનો આય,
તે યોગેશ્વર છાનો જોગ સત સુકમાય. ૭૬૨

જે નવ અવતારેનારાયણ દેવ આવ્યા ભકતુંનેકાજ,
કળીયુગમાં દશમે સાચા મુનિવરને આલવા રાજ. ૭૬૩

જે શ્રી નારાયણ દેવ તે હરી વિષ્ણુ અવતાર,
તે દેવે ધરી અવતાર ને દહિંત સંહાર્યા તેણે ઠાર. ૭૬૪

નવે અવતારે નવ દહિત હણ્યા, દશમે કાળીંગો જાણ,
એવાં પીર શમસ કહે આગળ પાછળ એંધાણ. ૭૬૫

એ દેવના આગળ પાછળ ચરિત્ર સાંભળો અપાર,
અને સુખ દુઃખ તે દુનિયાનો વહેવાર. ૭૬૬

જે આજ દેવના વેદ વચન સહી કરો પ્રમાણ,
ભાઈ તમે તો પામશો અમરાપુરમાં ઠાંમ. ૭૬૭

આ દેવના વેદ વચને ચાલો મુનિવર ભાઇ પ્રમાંણ,
એમ કહે ગોરે હશન શાહ ગોર ઇમામ. ૭૬૮

પણ જે કોઇ આ ગોરનાં વેદ વચન ઉથાપે જાણ,
તેને મેલો પીસ્તાલીસમે ઠાંમ. ૭૬૯

આજ કળીયુગમાંહે અથર્વ વેદ સહી પ્રમાંણ,
અને જે બોલે તે કરણું કાંમ. ૭૭૦

વેદ વચન થકી આગળ દેવ તો નીપન્યા જાણ,
તે સાંભળો સુરજારાંણી એમ કહે શ્રી ગોર ઇમામ. ૭૭૧

અથર્વવેદ માંહે યવન રૂપી બ્રહ્મા નારાયણ,
તે ભરતખંડને જાંબુદ્વીપે પ્રગટ બેઠા જાણ. ૭૭૨

જે શાહના દશમા અવતાર આગમ ભાંખ્યા જાણ,
તે સદ્દગોર બ્રહ્માએ આદે અંતનો મેળ કીધો પ્રમાંણ. ૭૭૩
જે કોઈ દશમા અવતારની દશતરી પુરી પ્રમાણે ભેદ,
અને તે મુનિવર હોશે દેવ. ૭૭૪
હે સુણોરે સુરજારાંણી પ્રત્યક્ષ અગમ નિર્વાંણ,
આજ ગોરનર જાંબુદ્વીપમાં બેઠા જાણ. ૭૭૫
આજ ગોરનરનાં નામ વિસારો નહિ,
તો અમરાપુરમાં પહોચો સહી ૭૭૬
જે દશમા અવતારની દશતરી પાળે નરને નાર,
તે લક્ષ ચોરાંસી માહે નહિ પડે આ યુગ સંસાર. ૭૭૭
જે ભક્ત આ ગત ગંગામાં આવીને સાંભળે જાણ,
તે દશે અવતારની દશતરી અને અથર્વવેદની વાણ. ૭૭૮
આ એક એક શબ્દેશબ્દ હસ્તીફળ લખ્યા નિર્વાંણ,
અને તે વળી ભણે સાંભળે જે એકે ધ્યાન. ૭૭૯
તેને વીસંભરા યજ્ઞ કીધાનું ફળ વરદાન હોય,
જે આગત માંહે એક મને આવી સાંભળે સોય. ૭૮૦
જે દશમાં અવતારની દશતરી ભણે,
અને સતી લોકો શબ્દે શબ્દ સાંભળે. ૭૮૧
તે ભક્તને શબ્દે ફળે ધર્મને કરે દાન,
અને તે કરોડી હસ્તીનું ફળ પામે નિર્વાંણ. ૭૮૨
જે આ ભણે શ્રી નારાયણ દેવના દશે અવતાર,
તે આજ એક ધ્યાંને સાંભળે નરને નાર. ૭૮૩
એમ સદ્દગોર કહે તેના પુન્ય તણો નવ આવે પાર,
તે તો ફરીને લખ ચોરાસીમાં ન પડે લગાર. ૭૮૪

જે ભક્ત આ વેદ પ્રમાણે સુકીત કરશે જાંણુ,
તેને એંસી લાખ ઉંટા શાથે ચાલે નિર્વાણ. ૭૮૫

તે ગોર શમસ કહે શ્રી નારાયણ દેવના દશે અવતાર,
આજ પુરા ભણે સાંભળે જે કોઇ નરને નાર. ૭૮૬

તે ભક્તને મહાદનની ઝાળ ન લોપે લગાર,
બાકી જુઠાના સીર પડશે ઘણુની માર. ૭૮૭

શ્રી સોદરદીન સાથે બાર કરોડી કમળા કુંવરસીર,
ગોર હસનશાહ સ્થાપ્યા અનંત કરોડીના પીર. ૭૮૮

એવી સત્ય વાણી કહે ઈંદ્ર ઈમામશાહ પીર,
અને તે તમે સાચું માનો મુનિવર વિર. ૭૮૯

એક દિન મહાદન આવશે તમે સત સબુરી રાખો ધીર,
શ્રી નારાયણ પ્રગટ થાશે ને મહંમદ થાશે વજીર. ૭૯૦

ચાર લાખને વર્ષ બત્રી હજાર,
ત્યાં સુધી ભોગવે શ્રી નિષ્કલંકી અવતાર. ૭૯૧

એ શ્રી નારાયણ દેવના દશે અવતારસંપૂર્ણ જાણ,
એવાગોરબ્રહ્માઇંદ્ર ઇમામશાહેઆગમભાંખ્યાંનિર્વાણ. ૭૯૨

ત્રેંતાલીસ લાખ વીસ સેહસ્ત્ર એતા જાણુ,
ચાર યુગમાં દશે અવતાર લીધા સહિ નિર્વાણ. ૭૯૩



# શ્રી નિષ્કલંકિ નારાયણ મુર્તુજા અલી

મુર્તુજા અલીની માતા તો બીબી ફાતમા બીન્તે અસદ પિતા તો અબુતાલીબ, શકિત તો બીબી ફાતમા ઝોહરા ગોરતો નબી મહંમદ, સ્થાનતો ઉપન્યા સેહસ્ત્ર દ્વીપે મક્કેશ્વર ક્ષેત્રતો મંદિરલી ત્યાં નરદલો દાણુવતો અબુજેલ.કળી અંતે શ્રી મેંહદી રૂપે, સ્થાનતો હીમપુર ક્ષેત્રતો કુંવારીકા, પંચ નદી મુળસ્થાને ત્યાં નરદલો દાણુવતો દહિંત કાળીંગો ડજ્જાલ. વિચારતો અથર્વ વેદ ઓચરંતે ગાયત્રી, સાતવાર સત્તાવીસ નક્ષત્ર પંદર તીથિ બાર કરણુ નવ ગૃહે સુર્ય મંત્રનો જાપ જંપતા આયા સ્વામી, ઋષિઓને સ્થાપી દહિંત અબુજેલ તથા અલકમાને સંહારી, કાળીંગાને સંહારસે બાર કરોડી શું ભક્તત્રીકમ મુખીને સ્થાપી અનંત કરોડીનું ભરણું કમળાકુંવર શીર ભરાવવા તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી. જે કોઇ ચિત્ત હરિ શું લાએ તેનાં ધર્મ વધે ને પાપ ક્ષય થાય, નમો ભાઇ પરિબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણા સદ્ગોર બ્રહ્મા નર નારાયણ હોય, આજ તે રૂપને ધાઇએ. શ્રી નિષ્કલંકિ નારાયણના ગુપ્ત અવતાર ઓગણચાલીસ પ્રગટ અવતાર એક ને તે શ્રી નિષ્કલંકી નારાયણ પોતે.

આ હરિવંશ પેઢી નામે ચાલતો ચાલતો હાલ કુંવારકાક્ષેત્રે જાંબુદ્વીપ ભરતખંડે, રેવા ઓતરે, સોળ સોળ જોજન સાબરમતી ત્રષ્ઠે પંચ નદી મુળસ્થાને વેરાટવામે નવ સ્થળે એટલે કે પીરાણા મુકામે પધારેલ છે. અને શ્રી ઈમામશાહ બાવા એજ સદ્ગોર બ્રહ્મા, તેમના દિકરા શ્રી નર મહંમદ શાહ વિષ્ણુ નારાયણનો અવતાર અને શક્તી દેવી પાવાગઢની મહાકાળી મહંમદ સુલતાનની દિકરી બુજરૂક બેગમ, એ જ વિષ્ણુ નારાયણ નર મહંમદશાહના અર્ધાંગના, આ ત્રણ કળાએ પીરાણા મુકામમાં હરિવંશ આગળ ચાલ્યો, એ

નિષ્કલંકી નારાયણ એટલે સિયા મુસલમાન ધર્મ સ્થાપનાર મુર્તઝા અલી જે મોહમ્મદ પૈગંબરનો જમાઈ પણ થાય.

પિતાનું નામ અબુતાલીબ, અને માતાનું નામ બીબી ફાતિમા બીન્તે

પત્નીનું નામ છે બીબી ફાતિમા ઝોહરા

ગુરૂ છે, નબી મુહંમદ પૈગંબર

કર્મ સ્થાન છે, હેમ્પુરી (પીરાણા)

ધ્યાન રહે... અથર્વ વેદ એટલે કુરાન

એવા મુર્તઝા અલી કે જેનો આ **ગુપ્ત અવતાર** છે... અને જેનું નામ છે... નિષ્કલંકી નારાયણ

આ મુર્તઝા અલીની પેઢી હાલ **પીરાણામાં** સ્થાપિત છે.

નર મુહંમદ શાહ એ વિષ્ણુ નારાયણનો અવતાર છે

પાવાગઢ વાળા મહાકાળી (અને કણબી માટે ઊંઝા વાળા ઉમિયા માતાજી) એ આ મુર્તઝા અલીના પત્ની છે.

હિંદુ દેવી દેવતાઓના અવતાર ભ્રષ્ટ કરીને હિંદુઓના ધર્મ પરિવર્તન કરાવી મુસલમાન બનાવનાર આ પીરાણાની સંસ્થાને ક્રૂર મુસ્લિમ રાજા ઔરંગઝેબએ પીરાણા વાળાઓને ૪૮ વિગા જમીન આપેલ છે. જો નિષ્કલંકી નારાયણ હિંદુ દેવ હોત,તો શું ઔરંગઝેબ આવું કરત?



વંશે શ્રી શાહબોદ્દીન સાહેબ તથા તેમના શ્રી જલાલશાહ સાહેબના દીકરા મુર્તુજા શાહ સાહેબ તથા તેમના દીકરા શ્રી અશરફ શાહ સાહેબ કે જે ઔરંગઝેબ બાદશાહના વખતમાં દિલ્હી જઈ બાદશાહની સાથે વેદ વ્યાખ્યાન કરી અમર ઘીનો દીવો કાયમ રાખી ચારસો મણ કાઠી ઉપર તપાવેલ લોખંડના તવે ચઢી ઇશ્વરી કળા બતાવી ને પીરાણામાં ઘીના દીવાની અમર જ્યોત રાખી અને ઔરંગઝેબે અડતાલીસ (૪૮) વીઘા જમીન તેમને બક્ષીસ આપી તેના દસ્તાવેજો હાલ મોજુદ છે. ને મોટી સત્ય વેણી પુસ્તકની પ્રસ્તાવનામાં કોર્ટના સીક્કાવાળા તરજુમા છાપેલા છે.

શ્રી હરિવંશ જગતની ઉત્પતી સાથે જ જગતમાં રમતો આવ્યો છે, અને છેક પ્રલયકાળ સુધી જગતમાં રમતો રહેશે. તેમાં કુળ પલટા વંશ પલટા વિગેરેના મુંઝવણ ભર્યા કાર્યો સાધારણ વિચાર વૃત્તિ વાળાના મગજમાં ઉતરી શકે તેવા નથી. અને જેથી આ પુસ્તકની પ્રસ્તાવના ધ્યાન પૂર્વક વાંચવાથી તે બાબત પર જ પ્રકાશ મળશે.

શ્રી હરિની રમત સમજવા માટે માદક આહાર તજવાની ખાસ જરૂર છે. અને તેથી જ સત્પંથનો માર્ગ દેખાશે.

માદક આહાર એટલે કે, લશણ ડુંગળી, અફીણ, ભાંગ, ગાંજો, ચડસ, તમાકુ, માંસ, મદીરા વિગેરે વસ્તુઓનો સહેજ પણ ઉપયોગ બુદ્ધિને ભ્રસ્ટ કરે છે; અને ધર્મના માર્ગેથી મનુષ્યોને વેગળા રાખે છે. જેથી આત્માની શાંતિ પણ મનુષ્યને મળી શકતી નથી. બોલો શ્રી નિષ્કલંકી નારાયણની જય જય જય.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## श्री कनकही मंत्र. ( षल्ललामंत्र. )

અર્થ. अन्–નહિ. क्ही–કહેવાનો. मंत्र–ગુપ્ત વાકય. વેદનો વિભાગ. ( षड्–છો. लल्ला–' લ ' ૨૮ મો ઘોષ વ્યંજન. मंत्र–મંત્ર. વેદની ઋચા. )

* અન્ કહી મંત્ર ઈ. સ. ૧૯૭૫ ના અંતરમાં શ્રીમાન બિહારીલાલ શર્મા અથર્વવેદી બ્રાહ્મણે શેખ બહાવન જેઓ અથર્વવેદી બ્રાહ્મણ હતા, તેમના પ્રશ્નોત્તરના પ્રબંધે આ મંત્રનું સ્પષ્ટિ કરણ કરેલું. ઘણા બ્રાહ્મણોની સનમુખ સિદ્ધ કરાવ્યું હતું કે જ્યાં સુધી આ મંત્રને ન જપે ત્યાં સુધી તેને મોક્ષાધિકાર પ્રાપ્ત નહિ થાય હાલમાં પણ નિરાપક્ષી સમદ્રષ્ટિવાળા મહાજ્ઞાની મહાત્માઓ આ મંત્રને અનુમોદની આપી રહ્યા છે બ્રાહ્મણો જેને ' અન કહી ' મંત્ર કહે છે તે આ છે. ઈ. સને ૧૭ ની સદીમાં મહાત્માની લખેલ પ્રસાદી રૂપ પુસ્તક આધારે.

लाएलाह्न हरतिपापम् इल्लिल्ला ह्रीं परमपदम् ।
जन्म वैकुंठ प्राप्नोति तु जपति नाम महंमदम् ॥

અર્થ. ला–આપવું, મેળવવું. इला–બ્રહ્મા સ્વરૂપ. हरनि–હરે છે.: નાશ કરે છે. पापम्–દુષ્કર્મ. પાતક इल्लिाल्ला–વૈરાટ સ્વરૂપ. સર્વ વ્યાપક. ह्रीं–લક્ષ્મી સુચક બીજ મંત્ર. परम्–ઉત્કૃષ્ટ, અત્યંત. पदं–સ્થાન, પદ્વી. जन्म–જન્મ પર્યંત અવતરવું. નિત્ય. કાયમ. वैकुंठ–સ્વર્ગ, વિષ્ણુલોક, प्राप्नोत–પ્રાપ્ત કરવું. મેળવવું. तु–આબાદ થવું, થવું હોય. जपति (जपेत)–જપેથી જપ્યા કર. नाम–પ્રકાશ્ય. महंमदम्–કલ્યાણકારી, કાન્તિ (તેજ).

ભાવાર્થ. બ્રહ્મ સ્વરૂપને મેળવ (તે) પાપને હરે છે. વૈરાટ સ્વરૂપ (જે) સર્વવ્યાપક લક્ષ્મી સૂચક મંત્ર (તે) ઉત્તમમાં ઉત્તમ સ્થાને પહોંચાડે છે. અખંડ વૈકુંઠવાસી થવું હોય તો કલ્યાણકારી (તેજ) કાન્તિવાળાનું નામ જપ્યા કર.

લાએલ્લાહ કહેવાથી પાપ નષ્ટ થાય છે. ઇલ્લિલ્લા હીં કહેવાથી પરમ પદની પ્રાપ્તિ થાય છે. વૈકુંઠમાં અખંડ (જન્મ) રહેવું હોય તો મહંમદનું નામ જપ્યા કર.

સત્ય વાત બીજુ કોઇ નથી, સર્વત્ર પ્રભુ છે, ખચિંત વૈરાટ, રૂપે એજ છે, મહમદ (પવિત્ર પુરૂષ) ને પર્માત્માએ ઉપદેશ કરવા મોકલેલ છે.

**દશમો અવતાર સંપૂર્ણ.**



# શ્રી ॐ શ્રી

નુર નારાયણનું ત્યાં વરસે, જે ગટ હોય સાચુ ઇમાન,
દેવ લોક તેને પ્રમાણ કરે, અંતે પામે અમરાપુરી ઠામ. ૧
(શ્રી સદ્દગોર ઇમામશાહ બાવા).

ભાગ્ય વડા યેહ લોકના, જેને કીધા તીરથ વ્રતદાન,
સ્વર્ગ ભોગવી તે ઉતર્યા, જેને ન જાણ્યા નારાયણના નામ. ૨
(સદ્દગોર સોદરદીન બાવા).

ભવતારણ ભગવંત ભજ ધારણ ધર ઉર ધ્યાન,
એ ધારણ અગમ યેહી નિષ્કલંકી યેહી નામ. ૩
(સંત તુલસીદાસ).

કાંકરીયા તળાવે તંબુ તાણસે, સો સો ગામોની સીમ,
રૂડી દીસા રળિયામણી, ભેળા અર્જુનને ભીમ. ૪

જતી સતીને સાબરમતી ત્યાં હોશે સુરાના સંગ્રામ,
કાયમ રાજા કાળીંગાને મારશે, ધરશે શ્રી નિષ્કલંકી નામ. ૫

પશ્ચિમ દિશાથી સાયબો આવશે, આવે મારા યુગનો જીવન,
કલિયુગ ઉથાપી સતયુગ થાપશે, બોલ્યા દેવાયત પંડિત. ૬
(શ્રી દેવાયત પંડિત).

શેજ શાહકી જો ચડે, જો શીર ધરે ઉતાર;
એતો સતકા ખેલ હૈ, રેહણાં ખાડા ધાર. ૭
(શ્રી સવેણી સાહેબ).

## અમારે ત્યાં મળતાં સત્યપંથી પુસ્તકોની યાદી

| | | રૂા. પૈસા |
|---|---|---|
| ૧ | શ્રી સત્પંથ પ્રકાશ અર્થાત્ દશાવતાર | ૨૫-૦૦ |
| ૨. | શ્રી યજ્ઞ વિધિ | ૧૫-૦૦ |
| ૩. | શ્રી આજ્ઞાપત્ર | ૫-૦૦ |
| ૪. | શ્રી ભાભારામ સુબોધ | ૫-૦૦ |
| ૫. | શ્રી નરઅલી મહંમદ શાહ બાવાએ ભાંખેલી મોટી સત્યવેણી | ૨-૫૦ |
| ૬. | શ્રી નાયાકાકાનો પ્રેમપાઠ | ૨-૫૦ |
| ૭. | શ્રી બાઈ બુઢાઇ સત્પંથ બોધીની | ૨-૦૦ |
| ૮. | શ્રી યોગવાણી | ૨-૫૦ |
| ૯. | શ્રી સત્પંથી કર્મપ્રયોગ | ૨-૫૦ |
| ૧૦. | શ્રી ચેતામણી | ૨-૦૦ |
| ૧૧. | શ્રી અમૃતવાણી | ૨-૦૦ |
| ૧૨. | શ્રી મૃગોદ્ધાર | ૨-૦૦ |
| ૧૩. | શ્રી સતપંથીઓનું કર્મ | ૨-૦૦ |
| ૧૪. | શ્રી ચેતો રૂશિવરો ગુરુ કહે | ૨-૦૦ |
| ૧૫. | શ્રી કલીતારક મંત્ર | ૧-૦૦ |
| ૧૬. | શ્રી મોક્ષદ્વાર | ૧-૦૦ |
| ૧૭. | શ્રી મનહરજ્ઞાન | ૧-૦૦ |
| ૧૮, | શ્રી સત્યનું શોધન | ૧-૦૦ |
| ૧૯. | શ્રી ભક્તની શોધ | ૧-૦૦ |
| ૨૦. | શ્રી ઈમામશાહ બાવાના પરચા | ૧-૦૦ |
| ૨૧. | શ્રી શિક્ષાપત્રી (સદ્ગુરુની શિખામણ) | ૦-૨૫ |
| ૨૨. | શ્રી ઓશાણી | ૦-૨૫ |
| ૨૩. | શ્રી મહોરનાં પાનાં | ૨-૫૦ |
| ૨૪. | શ્રી સંતવાણી | ૦-૫૦ |
| ૨૫. | શ્રી નારાણ રામજીનો પ્રત્રીધ્વની | ૦-૫૦ |
| ૨૬. | શ્રી નિષ્કંલકી નારાયણનીભાળ | ૧-૦૦ |
| ૨૭. | શ્રી હરિવંશનું શુદ્ધ દશ્ય | ૦-૫૦ |
| ૨૮. | શ્રી સતંપથીઓનું કર્મ | ૦-૫૦ |
| ૨૯. | શ્રી મોક્ષ દ્વાર (અજંપાજાપ રેંટમાળા) | ૧-૦૦ |

—: પુસ્તક મેળવવાનું ઠેકાણું :—



સતપંથ સાહિત્ય ભંડાર : મુ. હેમપુર-પીરાણા, પો. ગીરમથા, તા. દસક્રોઇ, ડી. અમદાવાદ

આવરણ • દીપક પ્રિન્ટરી • અમદાવાદ-૩૮૦૦૦૧